આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

તંત્રી : શ્રી. જયવતી દેસાઇ

પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર, વડોદરા.

પુ. ૩૭ મું ]    સપ્ટેમ્બર : ૧૯૪૧    [ અંક ૧ લો

## અનુક્રમણિકા



## બાલ–વિભાગ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪–૬–૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દસ આના.



પુસ્તક ૭૭મું સપ્ટેમ્બર : ૧૯૪૧ અંક ૧ લો

# ગુણસુન્દરીનો રાસ

[ આશાભર્યાં તે અમે આવીયાં—એ લય ]

ગુણે ભરી ગુણસુંદરી ને
એથી સુંદર અમારા રાસ રે,
સુંદરી રાસે રમે રે. ૧

ઉજળા દિનોને ઓપાવવા ને
શોભાવવા જીવન-રાસ રે,
સુંદરી રાસે રમે રે. ૨

હિમ્મત ભરીને જગ ઘૂમવા ને
કંઇ ધરવા નવલા ઉલાસ રે,
સુંદરી રાસે રમે રે. ૩

સ્વાર્પણના પાક પ્રકટાવવા ને
દાક્ષાણીના ઝીલવા ભાવ રે,
સુંદરી રાસે રમે રે. ૪

નીતિનાં નીર ઉભરાવવા ને
પાવાને અમૃત-પાન રે,
સુંદરી રાસે રમે રે. ૫

કલાનાં છાંટણાં છાંટવા ને
સ્વર્ગ-સમ કરવા સૌ વાસ રે,
સુંદરી રાસે રમે રે. ૬

ત્રિવિધ ગુલામી ટાળવા ને
ભરી ભારત આઝાદી કાજ રે,
સુંદરી રાસે રમે રે. ૭

શ્રી. ઉમિયાશંકર ઠાકર

# ચીતારાને

ખોલ ચીતારા ! તું ખોલ દે તારા, હૈયાના હોજ હજાર
જગ જોઇ તને જંપવું લાગે તો, બંધ કરી દેજે દ્વાર
સૂકયાં સ્તન ચૂસતાં બાળો
નથી કોઇ ચીતરનારો

ચંદ્ર કરે, કરે ચંદ્રિકા જેવી સુંદરીની શીળી આંખ
જગતને નિજરૂપ બનાવી દે, એને મળે એમ પાંખ
જંગ જ્યારે ઉડતું થાશે
ત્યારે તારાં ચિત્ર અંકાશે

હાય ! ગુલામ હજાર મરે નીત કાળની ચક્કીમાં એમ
એવી એવી બધી કલ્પનારંગીઃ ભરી પીંછી નથી કેમ ?
જગતનાં સત્ય જોવામાં
એને નક્કી જોમ દેવાનાં

માનવ માનવ દેખી કઘાતાં, હૈયે હૈયાં દૂર જાય
આપણે તોયે સાથ રહેવાનાં, દુઃખ જોયા નવ જાય
ચીતારા ! તું ગીત ચીતરજે
આવાં મારે ચીત્ર તારાં એ

ચીત્ર માટે તારે વન ન જોવા, જોવા બજારને ઘાટ
ગીત ઝીલી તારે એકલા રોવા વારસામાં 'અરેરાટ'
પીંછીથી તું ચીતરી લેજે
બાવિક ને ટહેલ તું દે'જે

મુકી દેજે તારા ચીત્રમાં, તું તો પુરવા રાતા રંગ
આંખડીથી લોહી લોચા ઝરે તો કાળાં ચીતરજે અંગ
ભયંકર સત્ય તું કહેજે
તારાં મારાં પાપ તું ધોજે

શ્રી. જશવંત દલાલ

# ખોવાયેલો હાર

લેખક :
શ્રી. લક્ષ્મીકાન્ત હરખચંદ શેઠ

પુષ્પા અને સુધીરને પરણ્યે એકાદ વર્ષ થયું હતું, છતાં હજી હિન્દુ ગૃહસંસારને લગતાં ન્હાનાં મોટાં છમકલાંથી તેમનું ઘર મુક્ત હતું. બીજાં કારણોમાં એક એ પણ હતું કે, તેઓ બંને એકલાં હતાં. સુધીરના માતાપિતા મરણ પામેલાં હતાં અને થોડાંક દૂરનાં સંબંધી હતાં, તે એવાં નહોતાં કે આ દંપતીના ગૃહરાજ્યમાં હાથ નાખવાની ઇચ્છા કરે.

પુષ્પા પૈસાદાર ગણાતાં-કુટુંબમાં ઉછરી હતી અને તેથી તેની વૃત્તિઓ અને જરૂરીયાતો સ્વાભાવિક રીતે ખર્ચાળ થઇ હતી; પરંતુ સુધીર એક કાપડની દુકાનમાં નોકર હોઇ પચાસ રૂપિયાનો દરમાયો લાવતો હોવાથી ઘરસંસાર નભે જતો હતો. તેમજ સુધીર પણ સાચો વિદ્વાન હતો અને સ્ત્રીકેળવણીનો હિમાયતી હતો; તેનો સ્વભાવ સુશીલ, શાંત અને નમ્ર હતો, તથા તેના મનના આશયો ઘણા જ ઉંચા પ્રકારના હતા. પુષ્પાનો સ્વભાવ વહાલસોયો, કામગરો ને વિનયશીલ હતો; પરંતુ તેનામાં હઠીલાપણું અને સારાં સારાં લુગડાં ઘરેણાંની ઘેલછા વધારે પ્રમાણમાં હતી.

× × ×

પુષ્પાના એક સગાને ઘેર લગ્ન હતું અને પુષ્પા તથા સુધીર બન્નેને ત્યાં જવાનું હતું. સુધીરને તો સાધારણ પહેરવેશનાં કપડાંથી ચાલ્યું, પણ પુષ્પાને કેમ ચાલે? બધાં સગાં સંબંધીઓની સ્ત્રીઓ કિમતી વસ્ત્ર અલંકાર ધારણ કરીને એકઠી થાય ત્યાં શું પુષ્પા ભીખારણ જેવી-નહીં સારે લુગડાં, નહીં સારાં ઘરેણાં, એવી જઇને બેસે? સુધીરે અત્યાર સુધીમાં બહુ જ ઓછી રકમ બચાવી હતી, ને લુગડાં ઘરેણાં નવાં કરાવવવાનું ખર્ચ હાલમાં ભારે પડે તેમ હતું. પરંતુ પુષ્પાએ કલેશ આરંભ્યો અને પરિણામે એમ ઠર્યું કે નવાં લુગડાં નામે મંડાવીને હાલ ઉધાર લાવવાં અને તેના પૈસા થોડા થોડા કરીને બે ચાર મહિનામાં આપી દેવા, તથા ઘરેણાં તો પુષ્પાનાં થોડાં હતાં પરંતુ કાંઇ નવું આભુષણ જોઇએ તો પુષ્પાની એક બ્હેનપણી વિજયાલક્ષ્મી કે જેનો પતિ ઝવેરીનો ધંધો કરતો હતો તેને ત્યાંથી એકાદ હીરાનો હાર લાવીને કામ ચલાવી લેવું. અને કંકાશ શાંત થયો.

× × ×

લગ્ન આવ્યાં અને પતી પણ ગયાં. પુષ્પાનો હર્ષ તો માતો જ નહોતો. બધી સ્ત્રીઓ તેના તરફ કેટલી ટીકાટીકીને જોતી હતી. પોતાના આભુષણો અને કપડાંથી પોતે કેવી આબરૂદાર લાગતી હતી! તેનો આત્મા શાંત થયો-હવે બધું મુકી દેવાનો વખત થયો......પણ, પણ, ઘણુંયે જોયું, બધી જગ્યાએ શોધ્યું, ઠેકઠેકાણે તપાસ કરી જોઇ, પણ પુષ્પાનો હાર ગૂમ થઇ ગયો-હાથ લાગ્યો જ નહિ! તેણે તો ફક્ત બે દિવસ જ પહેર્યો હતો. અને પારકો એટલે ખાસ સંભાળીને મૂકેલ, પણ ક્યાં મૂકેલ તે યાદ આવતું નહોતું. અને ઘણી તપાસ કરી છતાં હારનો પત્તો લાગ્યો જ નહિ!

હવે તો પુષ્પા પૂરેપૂરી ગભરાઇ. સુધીરને ચોધાર આંસુથી ઉભરાતી આંખે અને હૃદય-

વેધક વેદનાથી ચીરાતા હૃદયે તેણે વાત કહી. સુધીર પણ ગુંચવાયો, પારકો માલ, તે વળી વધારે ચિંતાનું કારણ હતું. અંતે સુધીર જાગૃત થયો, કાંઇક કરવું જ જોઇએ, દેહ જાય પણ આબરૂ ન જવા દેવી એવા દૃઢ આગ્રહ ઉપર આવી, તેણે ખાનગી રીતે ઝવેરીઓમાં તપાસ કરી, પોતાને ત્યાંથી ખોવાયેલા હારના જેવા જ હારની કિમ્મત કરાવી. તેના જેવા જ હારનો ખર્ચ લગભગ બે હજાર રૂપિયા જેટલો થતો હતો. તે પણ તેણે કબુલ કરી, તે છાનેમાને બનાવવાની એક ઓળખીતા ઝવેરીને ફરમાશ કરી.

પુષ્પાને પોતાની જકથી પતિને આવા ફાંદામાં ફસાવું પડ્યું તેવા શોકજનક બનાવે તેની આંખ ઉઘાડી દીધી હતી; પતિની ઇચ્છા ઉપરાંત થઇ જે કર્યું તેને માટે તે પૂરેપૂરી પસ્તાતી હતી, અને પોતાનો આવો ભારે વાંક છતાં, એકપણ કડવું વચન ન કાઢતા હંમેશા ધૈર્ય આપવા પ્રયત્ન કરનાર સુધીરને તે હવે પરમેશ્વર સમ પૂજ્ય ગણવા લાગી, તેમજ ખાસ જરૂર સિવાયનાં વસ્ત્રઅલંકાર વેચી દીધાં તો લગભગ બારસો તેરસો રૂપિયા ઉપજ્યા, તે તથા પોતાના મકાન ઉપર બાકીની રકમ વ્યાજે લઇ, હારની કિંમત ભરી દઇ તે વિજયાલક્ષ્મીને ઘેર પહોંચાડી.

એક રીતે જો કે શાન્ત થઈ, પણ બીજી રીતે ઉદ્વેગ તો કાયમ જ હતો. લગ્ન સમયે લીધેલાં લુગડાંના પૈસા બાકી હતા, અને વ્યાજે લીધેલા રૂા. ૮૦૦) દેવાના હતા. પુષ્પાએ ઘરના નોકરને રજા આપી અને તેનો બધો ભાર ઉપાડી લીધો. આડા અવળા ખર્ચ બંધ કર્યા. દરમદિને નકામી ખબુ ઘર શણગારની ને બીજી નકામી વસ્તુઓમાં પૈસાનો જે વ્યય થતો હતો તે પણ કાઢી નાખ્યો. પતિને જેમ અને તેમ સુખ આપવા પ્રયત્ન કરવો, તેની સગવડો સાચવવી, તેને હસતે મોઢે મળવું, જેમ અને તેમ તેને પ્રસન્ન રાખવો. એવું એવું કરવામાં પુષ્પાનું રસયૌવન પ્રથમ કરતાં જૂદી જ દિશામાં વળ્યું. એશઆરામની વિલાસી લ્હેરો તેના જીવનમાંથી ઉડી ગઇ અને કર્તવ્ય પરાયણતાએ તેનામાં વાસ કર્યો. પુષ્પા થોડા વખતમાં તો એકદમ બદલાઇ જ ગઇ. "ફેશન"માં આગળને આગળ વધતી, સારાં સારાં વસ્ત્ર શણગારથી સોહાતી, અત્તર, ગુલાબજળ ને 'સેન્ટ' ભર્યો સુવાસ ચોતરફ રેલાવતી, લીલાયુક્ત યુવતીને બદલે હવે સાદા પહેરવેશમાં સુખ-સંતોષ-આનંદ માનતી, ખોટી હિશીયારીથી લોકોમાં બડાશ દેખાડવા કરતાં ઘરમાં સુઘડતાથી સઘળું સુંદર બનાવવામાં ઉમંગ ધરતી, બીજાનાં અંતઃકરણોમાં સારાં લુગડાં, ઘરેણાંથી ઇર્ષ્યા કરાવવા તથા તેમની સાથેના હાક હરિકાઇમાં વખત ગુમાવવા કરતાં, પ્રિય પતિના એક સ્મિત માટે રસીલી. પ્રેમાળ બનતી-પુષ્પા હવે એક સુંદર, મધુરી, ગૃહિણી બની હતી.

× × ×

સુધીર અને પુષ્પાના એક સરખા પ્રયત્નોથી થોડા વખતમાં સઘળું કરજ અદા થઇ ગયું હતું, તેમ છતાં પણ તેઓ હજુ પોતાની નવી જ સાદી જીવન રીતિને વળગી રહ્યાં હતાં.

વિજયાલક્ષ્મી પરગામ ગયેલી ત્યાંથી આવ્યા પછી એક દિવસ તેને મળવા આવી. વાત નીકળતાં તેણે પૂછ્યું: "બ્હેન! પેલો હાર કોઇ પરખી શક્યું'તું કે?"

"એમ શા સારૂ કહે છે, બ્હેન?" પુષ્પાએ હસીને કહ્યું: "પારકું પહેરીયે તે વળી એવી રીતે પહેરતા હોઇશું કે કોઇ જાણે?"

વિજયાલક્ષ્મી બોલી ઉઠીઃ "ના, બ્હેન!

ના. હું એની વાત નથી કરતી–આ તો, એને ત્યારે ખરું જ કહી દઉં; એ તને હાર આપ્યોને, તેનાં મોતી તો ખોટાં હતાં, હો!– એ વાત કોઈએ સમજાવ્યું'તું ?–હું તો એ પૂછું છું."

પુષ્પાના અંતરમાં મોટો ચિરાડો પડ્યો! " શું એ હારનાં મોતી ખોટાં હતાં ? ત્યારે બે હજાર રૂપિયાને માથે શું નાહક જ પાણી ફરી વળ્યું ? " તેના મનમાં તો કાંઈ કાંઈ થઈ આવ્યું પણ તે બહાર એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શકી નહિ.

" કેમ બ્હેન ! વિચારમાં પડી ? " વિજયાલક્ષ્મીએ પૂછ્યું. " કાંઈ નહિ, સ્હેજ જ. " પુષ્પાએ જવાબ દીધો, પણ તે સંતોષકારક ન નીવડ્યો, અને વિજયાના અતિ આગ્રહથી ખરી વાત તેને કહેવી પડી.

" બ્હેન, એ બધું હું જાણતી'તી " વિજયા બોલીઃ " એમનો ને સુધીરનો બહુ મેળાપ થયો નથી તો પણ તેઓ એમના હંમેશા વખાણ કર્યા કરે છે ને વખત મળશે તેમ તેમ તેની સાથે દોસ્તી કરવા પણ આખો દહાડો વાતો કર્યા કરે છે. એમની જ મરજીથી હું, બ્હેન ! તને પહેલવહેલી મળવા આવી'તી ને પછી આપણે ઓળખાણ થયું. એમને તેં હાર માગ્યાની વાત મેં કહી, ત્યારે એમને જરા વિચાર તો થયો'તો, કે પરાયો માલ એટલે ખોવાય કે બગડે તો શું કરવું ? તે ઉપરથી એમણે ભભકાદાર પણ પચીએક રૂપિયાનો ખોટાં મોતીવાળો હાર તેને મોકલાવ્યો, કોઈ ઝવેરી વગર એ ઝટ પરખાય એવો ન હતો, એટલે બ્હેન ! તારે ખોટું માનવાનું નથી, હોં ! પણ પછી તો સુધીરે ઝવેરીઓમાં તપાસ કરવા માંડી. એ વાત તરત એમને કાને આવી ને એમણે સમજાવ્યા પ્રમાણે પ્રથમના જેવો જ હાર તમારે ત્યાં થઈને આવ્યો–આ વાત મને તો હમણાંજ ખબર પડવા દીધી, એ તો કહે મારે એ બન્ને વરવહુની પરીક્ષા કરવી'તી, એટલે ન કહ્યું. આખરે તમે દેવું કરીને એ હાર કરી આપ્યો–એ વાત એમણે જાણી, કે તરત મને જે બધું થયું'તું તે, અથથી તે ઇતિ સુધી કહ્યું ને બધી રકમ પાછી આપવાની તે કામ પણ મને સોંપ્યું– લે બ્હેન ! આ તારા રૂપિયા ! "

વિજયાલક્ષ્મીએ બે હજાર રૂપીયાની નોટો તારાના ખોળામાં નાખી.

× × ×

સુધીરને બધી હકીકત જણાવતાં પુષ્પા મળગળી થઈ ગઈ. " પરમેશ્વર સર્વેનું સારું જ કરે છે. " સુધીરે તેનાં આંસુ લ્હોતાં કહ્યું. " પરંતુ આપણે તો ઇશ્વરનો આભાર માનવાની સાથે હીરાચંદભાઈ જેવા સજ્જન અને તેમનાં વહુ વિજયાલક્ષ્મી જેવી સદ્‌ગુણી સ્ત્રીનો પણ ઉપકાર માનવાનો જ છે–ગમે તેમ હો, પણ આપણે બંને આ બનાવમાંથી જે સાર શીખ્યાં છીએ તે તો કદી ભૂલવાનો નથી–એવો સાર કદીયે સુખ-શાંતિમાં મળતો નથી. મનુષ્યની જીંદગી સુધરે તેને માટે દુઃખ અને વેદના પણ જરૂરના છે, તેને પણ ઇશ્વરની મોટી કૃપાની પેઠે વધાવી લેવાં એ દરેક મનુષ્યનો ધર્મ છે."

બીજાં દંપતીઓ પણ આમાંથી સાર લેશે?

# કોના પાપે

કોણે આશાને અમૂર્ત નથી માન્યું
કે હવામાં મહેલાતો નથી ચણી

સ્વપ્ન સૃષ્ટીમાં નથી રાચ્યાં
મહત્વા કાંક્ષાઓની મઝા નથી માણી
આછા યૌવનનાદે પ્રવેશતા
એ યુવાનીના નશામાં.

આશા ને યુવાનીનાં સ્નેહપણાં
સંકળાયાં છે હરેકના જીવનમાં
એવા આશાને ઝુલે ઝુલતી
સુંવાળા સહચાર ઝંખતી

એ બાપાને હૈયે વસ્યા'તા
કંઇ કંઇ અવનવા કોડ.

નિર્દોષ છતાં એ દોષીત
હસમુખાં છતાં એ ગંભીર
શાંત છતાં એ ઉદ્ધત
આનંદીત છતાં એ ગમગીન
શરમાય છતાં એ બેશરમ
સૌંદર્ય અને સુકોમળતા.

જીવનમહિમામાં
યુવાનીના પ્રથમ પગથારે
આછી પગલી પાડતા
હરેક યુવક યુવતીનાં
જીવનમાં જડાએલા પ્રકારો
એના જીવનમાં પણ ઉતરેલા.

એનો તો નિશ્ચય હતો કે
જીવન આબાદ કરવા,
જ્યાં મનના મેળ હોય
શુદ્ધ હૃદયના રણકાર હોય
એવા કો સોહાગણા યુવાનને
દિલના દાન દેવા'તા.

કોનાથી અજાણી છે એ
કે સર્જન જુના રીતમો સહેતી
હિંદુ સમાજના અબળાઓને શિરે
સરજાયું છે કે ' પતિ એજ દેવ '

સુખદુઃખની આશા
એજ એનો જીવનદીપ.

" જાણુંતે કે જો ન માન્યું તો
જીંદગીભર રખડી પડશો
અમારી પસંદગી ત્યાંજ
ઉતારવાની છે પતિ કે પતિપર "

આવા રૂઢી પુજક પીતાઓના મ્હેણું
હંમેશા જલાવે છે યુવાનોને.

અને.........
અનેરા કોડ ઇચ્છતી એ બાપાને
આંગણે લગ્નોત્સવ ઉજવાયા
કચડાયેલા જીગરે
માતાપિતાના અનેરા ઉલ્લાસે
અગ્નિદેવની સાક્ષી સમક્ષ
લગ્નબંધને બંધાઇ.

સમાજના બંધને બંધાએલી
' દીકરી ને ગાય, દોરે ત્યાં જાય.'
કહેવાતા એ વાક્યની સાબીતી રૂપે
બબ્બે પચ્ચીસીથી પર
એવા વૃદ્ધ યુવાનની
જીવન સહચરી બની.

ન્હોતીએ આનંદીત વસંત
કે ન્હોતા એના મ્હેકંતા વાયરા
વસંતની સખી સમોવડી
કોયલ પણ ન્હોતી ટહુકતી
અંબિળીઆની ડાળે
વિના વસંતે.

કલ્પનાની કળગી સમો
જેની તુલના નથી એવો
કવીઓથી પણ માઝા મુકાએલો
યુવાનીની ગેલછા સમો
જીંદગીનો એકજ દિવસ
પરણેલા પારેવડાનું પ્રથમ મીલન

## કોના પાપે

ઓ વાસુદેવ !
ઘડીભર થંભી જજે,
ત્હારાથી એ અજાણ્યું નહિ હોય
જાણ્યું ને જોયું હોય તો કહીશ નહિ
એકની આથમતી
અને બીજાની ઉગતી એ
યુવાનીના મીલન મહિમાં.

મીથ્યા જગતની મોહ જાળ
સંસારના સનાતન નિયમો
ને શ્વસુર ગૃહ દીપાવતી
એ પતિરાજની પત્નિ
આશાને આંસુના અભિષેક દેતી
દિવસો વિતાવી રહી.

ડોલતી એમની જીવન નૈયાનું
નાવ વંટોળીએ ચઢયું
એકાદ કમભાગી પળે

આશાના અજવાળા રેલતી બાળાને
પતિના છેલ્લા શ્વાસોથી
સૌભાગ્ય કંકણ નંદાયા.

સમજ્યું કે નિરખ્યું ન હોય
એવું જોયું ના જડે માનવી.

કહેવાતા આ સમાજે
હિંદુ વિધવાઓના
નિત્ય ઘેરાતા સીતમના
એ ફાટ રૂદન નાદો

પતિ જતાં હિંદુ લલનાને લલાટે
કહોને કે નિર્માણ થયું છે
યા સમાજની મ્હોર લાગી છે
કે સુખના છાંયા જોવા નહિ
ત્યારે નો જીવનભરના જરી
કેશ, કંકણ ને કુમકુમ.

શ્રી. નટવર દેસાઇ

## કલંક

કલાકાર કિરતાર કલા-સર્જન કરે
રૂપાકૃતિએ રૂપવર્ધક - કલંક કેં ભરે !—

મોગરે ન રંગ, કંટક ગુલાબ અંગ,
છે કાલિમા સૌદામણી શશાંકને ઉરે—

માનવે સમાજની રચી રચના સુરમ્ય
પણ પૂર્યાં કલંક રૂપ-નાશક ભીતર, અરે !—

ગૃહે કલંક વિધવા, ધર્મે કલંક હરિજન,
જગમંડળે કિસાન કલંક-રૂપ વિસ્તરે—

પ્રભુ-કલંક વર્ધક; રૂપનાશક મનુજકૃતિ
એ ભિન્નતાનો મર્મ ક્યારે મનુજ ઉર ધરે !—

શ્રી. ત્રિલોક દેસાઇ

# કોફી ની કથા

અનુવાદક : શ્રી. ર. વિ. આચાર્ય

યુરોપ તથા એશિયાના સુધરેલા દેશોમાં કોફીના પ્રચારની પાછળ, એક અતિ રહસ્યમય બિના છુપાયેલી છે. એક હકીકત એમ કહે છે કે, એબીસીનીયામાં ઘણા જૂના કાળથી કોફીનો ઉપયોગ થતો હતો, જ્યારે પ્રચલિત લોકોક્તિ કહે છે કે, આશરે બારમી કે તેરમી સદી પહેલાં એબીસીનીયાના જંગલોમાં બકરાં ચારનારાં એક ભરવાડે જોયું કે, તેનાં બકરાં અમુક છોડવાનાં ફળ ખાધા પછી, ઘણાં જ રમતિયાળ અને ચંચળ દેખાતાં હતાં. તે ઉપરથી તેણે પોતે તે ફળ ખાઈ જોયાં, અને તેને પણ બકરાંની પેઠે નાચવા કૂદવાની ઊર્મિ થઈ આવવાથી, તેને ઘણો જ અચંબો થયો. તે ફળના વપરાશથી તેની પ્રકૃતિ ચંચળ થઈ, અને તે વધારે આનંદી જણાવા લાગ્યો. પાસેના મઠમાં રહેતા સાધુએ તેનામાં આ ફેરફાર જોયો, અને તેનું કારણ જાણ્યા બાદ, તે નવી શોધમાં ઘણો રસ લઈ, તેણે પોતે પણ તે ફળોનો ઉપયોગ કર્યો, અને તેને જ્યારે ખાત્રી થઈ કે આ ફળમાં તંદ્રાને ઉડાડી દેવાનો તથા નિદ્રાને અટકાવવાનો અજબ ગુણ રહેલો છે, ત્યારે તેણે પોતાના મઠના બીજા સાધુઓને પણ, લાંબી ધાર્મિક ક્રીયાઓ વખતે આવતાં બગાસાં તથા ઝોકાં ખાતા અટકાવવા માટે, આ ફળનો ઈશ્વરી બક્ષિસ તરીકે ઉપયોગ કરવાનો આદેશ કર્યો.

ત્યારબાદ કોફી સાધારણ લોકોમાં પણ પ્રિય થઈ પડી, અને આખા દેશમાં ઠેર ઠેર કોફીગૃહો ઉઘડવા માંડ્યાં. આવી રીતે આ ચેપ ફેલાયો, તે એટલે સુધી કે કોફીગૃહોથી થનારા નુકશાનના ભયથી, અને કેટલાક વિદ્વાન પુરૂષોની ટીકાથી તે નિંદિત બનવા લાગ્યાં; અને તેનો ઉપયોગ માત્ર આ વસ્તુનો ઉપયોગ નિરૂદ્યમી માણસોના અડ્ડા તરીકે થવા માંડ્યો. તે ઉપરથી એક જુના અરેબિયન હસ્તલિખિત પુસ્તકમાં લખ્યા પ્રમાણે, કોફીગૃહો એશીઆમાં બંધ કરવામાં આવ્યાં હતાં.

ઈંગ્લાંડમાં તેનો ઉપયોગ વીસ વર્ષ સુધી દબાવી દેવામાં આવ્યો હતો, અને કોફીની વપરાશ માટે, વૈદકીય અને સામાજીક દૃષ્ટિએ વિરોધ બતાવવામાં આવતો હતો. તે ઉપરાંત સને ૧૬૭૪ ની સાલમાં સ્ત્રીઓએ પણ કોફીની વપરાશ વિરૂદ્ધ ચાર્લ્સ બીજાને અરજી કરી હતી, જેમાં એવી ફરિયાદ કરી હતી કે કોફીની વપરાશથી પુરૂષો, જે રણના પ્રદેશમાંથી તે આવી હતી, તેના જેવા અફળ અને નાતાકાતવાન થઈ જતા હતા, અને તેથી તેમને ભય છે કે આગળ જતાં તેમની પ્રૌઢ પ્રજા વાંદરા અને વેંતીયાં લોકો જેવી બની જશે. તે ઉપરથી ૧૬૭૪ ની સાલમાં એક ઢંઢેરો બહાર પાડી, કોફીગૃહો બંધ કરવામાં આવ્યાં હતાં, અને તેમ કરવા માટે એવું કારણ બતાવવામાં આવ્યું હતું કે કોફીના વપરાશથી રાજદ્રોહને તથા જુઠાણાને પોષણ મળી તેનો પ્રચાર થાય છે, અને તેથી મોટાં માણસોની બદનક્ષી થતી હોઇને, કોફીગૃહો એક ઉપાધીરૂપ થઈ પડ્યાં છે.

આની સામે જનસમાજે સખ્ત વિરોધ ઉઠાવ્યો, કે જેના પરિણામે થોડા વખત બાદ આવાં લોકપ્રિય થઈ પડેલાં કોફીગૃહો ફરી ચાલુ કરવાની પરવાનગી આપવામાં આવી

હતી, અને આજે આપણે જોઇએ છીએ કે વેપારીઓ, લેખકો અને શિષ્ટ પુરુષોને માટે પોતપોતાના વર્ગને અનુકૂળ એવાં કોફીગૃહો અસ્તિત્વ ધરાવે છે.

એક દંતકથા મુજબ, કોફીને હિંદુસ્તાનમાં પ્રથમ દાખલ કરવાનું માન બહાબુદાન નામના એક મુસ્લીમ યાત્રાળુને મળેલું છે, જેણે મક્કાની યાત્રાએથી પાછા ફરતાં પોતાની સાથે કોફીનાં માત્ર સાત બીઆં લાવી, તેના નામથી જાણીતી થયેલી, અને માઇસોરના કદુર પ્રગણામાં આવેલી ટેકરી ઉપર તે વાવી તેમાંથી કોફીના છોડ ઉત્પન્ન કર્યો. પરંતુ કોફીનું પદ્ધતિસરનું વાવેતર સને ૧૮૩૦ ની સાલથી થવા માંડ્યું, અને ચીકમંગ લુર નામના ગામ પાસે તેની ખેતી શરૂ કરવામાં આવી. ત્યાર પછીનાં ત્રીસ વર્ષમાં, માત્ર માઇસોરમાં જ નહીં, પરંતુ કુર્ગ નિલગીરી શીવરોયની ટેકરી, બાલંનાડ અને ત્રાવણકોર વગેરે બીજા પ્રદેશોમાં પણ કોફીનું મોટા પ્રમાણમાં વાવેતર શરૂ થયું હતું.

કોફીનો છોડ હરહમેશ લીલો રહે છે, અને તે ૭ ફુટ ઉંચો થાય છે. તેનાં ફળ બરાવદાર હોય છે, અને તેનું કદ તથા દેખાવ નાના આલુ જેવા હોય છે, જે પાકે છે ત્યારે તેનો રંગ લાલ થાય છે. દરેક ફળમાં બે બીયાં હોય તે પીળા રંગના પાતળા પડમાં લપેટાયેલાં હોય છે. કોફીની ખેતી માટે, સારા ઢોળાવવાળા, પુષ્કળ પાણી હોય તેવા, અને ૧૦૦૦ થી ૪૦૦૦ ફૂટની ઉંચાઇવાળા ડુંગરો, વધારે અનુકુળ હોઇ ઉત્તમ ગણાય છે.

બીયાંના આકાર, કદ, અને રંગ ઉપરથી વ્યાપારી દૃષ્ટિએ કોફીની કિંમત અંકાય છે. સૌથી વધારે કિંમતી જાતને પી બેરી કહે છે, અને તેની વિશિષ્ટતા એ હોય છે કે, તે એક ફળમાં એક જ બી હોય, તેને કુદરતની કરામત તથા અપવાદ તરીકે ગણવામાં આવે છે. જોડકાં ચપટાં બી હોય તેવાં ફળનો કોફી સામાન્ય જાત તરીકે ઓળખાય છે, અને તેના વિભાગ બીઆંના કદ ઉપરથી પાડવામાં આવે છે. બહુ મોટાં ડબલ–એ–અ–બ અને ક, એમ જુદાં જુદાં નામોથી ઓળખાત છે, અને તે મુજબ બીયાંને જુદાં પાડવામાં આવે છે. ભાગેલા તથા ખામીવાળા બીને ટ્રીએજ કહે છે અને તે હલકાં ગણાય છે. *

* ટાઇમ્સ ઓફ ઇન્ડીઆના ગાર્ડનરના લેખ ઉપરથી અનુવાદ.

## જનનીને

: શિખરિણી છંદ :

તનો જ્યારે પેટે, પરમ રસ દઇ પોષણ કીધું,
દીધું જ્યારે આવ્યો, જગત મહિં તેં પાન પયનું;
ઝીલ્યે મોટો ચેડી, વિકટ દુઃખ મા ! તેં સહ્યું બહુ,
વળી આપ્યો ઉરે, મુજ ઉપર પ્રીતી ધરી બહુ.
દીધાં મોટાં જ્ઞાનો, મુજ જીવનને દીર્ઘ કરવા,
વળી આપ્યું પીડું નિજ શિશુ તણું પેટ ભરવા;
મુકાવો માતા તે, પરમ ઉપકારો કથમ કરી,
નતિ બૂઠે તેને, મુજ શિશુ અરે જીવન મુકી.

સી. અમૃતલાલ દ. પટેલ

# —• દક્ષિણ હિંદના લગ્નમાં ડોકિયું •—

લેખક : શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

પુત્રીનાં અમુક વખતમાં લગ્ન કરી નાખવાની હિંદુ શાસ્ત્રોએ પિતા પર ફરજ નાખી છે. પિતાની ગેરહાજરીમાં કુટુંબના પુરુષ આગેવાન પર આ ફરજ આવે છે. આ શાસ્ત્રાજ્ઞાને લઇ ખરેખરો પ્રસંગ આવ્યા પહેલાં જમાઇની પસંદગી તેમજ લગ્નના ખર્ચના વિચારમાં પિતાને નિદ્રાહીન રાત્રિઓ વીતાવવી પડી છે.

જ્યારે યોગ્ય ઉમેદવાર મળી આવે છે ત્યારે પિતાએ પોતાની પુત્રીના સગપણની તેની સાથે ગોઠવણ કરવી જોઇએ. જમાઇના પિતાને મળીને તે લગ્ન માટેનું શુભ મૂહુર્ત નક્કી કરે છે.

મૂહુર્ત નક્કી થતાં જ કન્યાના કુટુંબમાં મોટી ધમાલ મચી રહે છે. 'આટલું બધું કરવાનું છે, અને હજુ આટલું જ થયું છે' તેમજ હમેશાં મનમાં થયા કરે છે. દૂર દૂરના સગાઓને વહેલાં આમંત્રણ મોકલવાં પડે છે, જેથી કરીને તેઓ વખતસર આવી શકે. સોનીના હથોડાનો અવાજ મોડીરાત સુધી સંભળાય છે, કેમકે તેને કન્યાનાં ઘરેણાં તૈયાર કરવાનાં હોય છે. કાપડના વેપારીઓ સોનેરી રૂપેરી ભરતની સાડીઓ લઇને ઘેર આવે છે, કેમકે સામાન્ય લગ્નમાં પણ તેમને ઓછામાં ઓછા એક હજાર રૂપીઆનો વકરો થાય છે. અર્ધો ડઝન રસોયાઓ ઘરના માલિક સાથે પોતાના રોજ ઠરાવતા હોય છે. બેંડવાળા, બત્તીવાળા, દુધવાળા તથા બીજા અનેક પ્રકારના માણસો, પૈસા લઇને પોતાની સેવા અર્પવા માટે ટોળાબંધ મળે છે. કન્યાના પિતાના સદ્‌ભાગ્યે આ બધાનો આધાર, માલની ખરી કીંમત કરતાં માગ પર વધારે આધાર રાખે છે.

જ્યારે કન્યાના પિતા બહારના માણસો સાથે રોકાયેલ હોય છે, ત્યારે કન્યાની માતા ઘરમાં અનાજ તથા બીજી સામગ્રીઓ તૈયાર કરવામાં પડી હોય છે. આસપાસ રહેતા પાડોશીઓ તેને સ્વૈચ્છિક મદદ આપવા ટોળે મળ્યા હોય છે. તેઓ બધા લગ્નના દિવસો માટે જોઇતી સામગ્રી તૈયાર કરે છે. આ બધી વસ્તુઓને ખાસ કોઠારમાં રાખવામાં આવે છે.

લગ્ન પહેલાં થોડા દિવસે કુળદેવીની પૂજા કરવામાં આવે છે. આ વિધિની અંદર અસંખ્ય સૌભાગ્યવંતી સુખી સ્ત્રીઓને જમાડીને સાડી–પોલકાં આપવામાં આવે છે.

કન્યાના ઘરને રંગબેરંગી કાગળોથી તથા ફૂળથી શણગારવામાં આવે છે. બહાર મંડપો બાંધવામાં આવે છે. ( તેમાંનો એક તો લગ્નવિધિ માટે હોય છે. ) તેમાં મીજમાનો માટે પુરતી સગવડ હોય છે. દરેક જણ આતુરતાથી લગ્નના પ્રભાતની રાહ જોતું હોય છે.

વરરાજા તથા જાન સાંજે આવી પહોંચે છે. તેમના આવવાના ખબર અગાઉથી પડેલ હોઇને, તેમનું સ્વાગત કરવા માંડવાવાળા બેન્ડ લઇને જાય છે. તેમનુ ખૂબ ભભકાથી સ્વાગત કરવામાં આવે છે અને તેમને કન્યાના ઘરની નજીક લઇ જવામાં આવે છે.

## ઢોંગી યાત્રાળુ

કન્યાના ઘરમાં પ્રવેશ કર્યો પહેલાં વરરાજા કાશીની ખોટી યાત્રાએ જવા નીકળે છે. ખભે સામાન નાખી, હાથમાં છત્રી તથા લાકડી લઇ, યાત્રાળુના વેશે તે કાશીની દિશામાં ચાલતો થાય છે. પણ તે બહુ દૂર

ગયા પહેલાં તેનો ભાવિ શ્વશુર તેને પકડી પાડીને પ્રશ્નો પુછે છે.

તેની મુસાફરીનો હેતુ જાણવામાં આવતાં તે ઢોંગી યાત્રાળુને મુસાફરી તજી દેવાની વિનંતિ કરે છે. તે તેને ખબર આપે છે કે 'મારે એક પુત્રી છે. તેનાં લગ્ન તમારી સાથે કરવા ખુશી છું. તમે તેને પત્ની તરીકે સ્વીકારીને ઘેર રહેશો ? તે દરખાસ્તનો સ્વીકાર કરતાં જ યાત્રાળુને માંડવામાં લઇ જવામાં આવે છે.

સારી સ્થિતિના કુટુંબોમાં લગ્નક્રિયા પાંચ દિવસ સુધી ચાલે છે. પહેલા પાંચ દિવસો માંહેના અતિશુભ દિવસે મૂહુર્ત વખતે લગ્નક્રિયા થાય છે. માંડવાની મધ્યમાં ઊંચી કરેલી જમીનપર યુવાન જોડું તથા તેમના માતપિતા દેવોના આશીર્વાદ માગે છે. અગ્નિદેવને બળિદાન આપવામાં આવે છે.

ત્યારપછી પિતા કન્યાદાન આપે છે. આને 'કન્યાદાન' વિધિ કહેવામાં આવે છે. કન્યાના પિતા વરરાજાનું સ્વાગત કરી તેને કંકુ તથા સુખડનો લેપ આપે છે. કન્યાનો હાથ પોતાના હાથમાં લઇને તે વિષ્ણુની પ્રાર્થના કરી કન્યાનો હાથ વરના હાથમાં મુકે છે. તેમના હાથપર પાણી રેડવામાં આવે છે એટલે ક્રિયા પુરી થાય છે.

સપ્તપદી

હવે મંગળસૂત્ર લાવીને મંડપની આસપાસ લઇ જવામાં આવે છે. બધા મીજમાનો તેને આશીર્વાદ આપે છે. વરરાજા કન્યા તરફ આગળ વધીને તેના ગળામાં મંગળસૂત્ર નાખતાં સંગીતના સુરો ગાજી ઉઠે છે. ત્યાર પછી સપ્તપદી આવે છે. વરકન્યા સાત પગલાં ભરે છે. તેથી લગ્ન પાકું તથા કાયદાની દૃષ્ટિએ બંધનકારક થાય છે. જ્યારે તારા દેખાવા માંડે છે ત્યારે ગોર આ દંપતીને ખુલ્લા આકાશ નીચે લઇ જઇને તેમને અરૂંધતી નામનો તારો બતાવે છે. અરૂંધતી વશિષ્ઠ ઋષિનાં પત્ની હતાં. દંપતી તે તારાને નમન કરે છે અને પાછાં ફરે છે. પાછા ફરતાં તેઓ વશિષ્ઠ તથા અરૂંધતી જેવા થવાનો પ્રયત્ન કરવાની પ્રતિજ્ઞા લે છે.

બીજા બે દિવસે સવાર સાંજ અગ્નિની પૂજા કરવામાં આવે છે. બીજી પણ કેટલીક ક્રિયાઓ હોય છે. તેમાં સ્ત્રીઓ આગળ પડતો ભાગ ભજવતી હોય છે. એક ક્રિયામાં વરવધૂ એકબીજાના પગ પર હળદરનો લેપ કરે છે. બીજી એક ક્રિયા સાંજના કરવામાં આવે છે અને તેમાં નવપરિણિતને આનંદ પમાડવાનો હેતુ હોય છે.

જમણ પછી એક હીંચકો તૈયાર કરવામાં આવે છે. વરકન્યા જ તેના પર બેસે છે અને સંગીતના સરોદ સાથે તેમને હીંચકા નાખવામાં આવે છે.

લગ્નની રમતો

પાંચે દિવસ મિષ્ટાન્ન ઉડે છે. દરેક જમણ વખતે મીજમાનો યુવાન દંપતીના ધામેથી પગ ખેંચે છે. દરરોજ સવારે તથા સાંજે યુવાન પતિપત્ની પાંચ ઘડાની પૂજા કરે છે. તેમાં જુદી જુદી જાતનાં નવ બીજ વાવવામાં આવેલાં હોય છે. ઘડાની પૂજા કર્યા પછી તેઓ તેમાં પાણી રેડે છે. કેમકે જો બીજમાંથી વહેલા અંકુર ફુટે તો તેને શુભ ચિન્હ ગણવામાં આવે છે.

ચોથા દિવસની સાંજે યુવાન દંપતી પાણી ઉડાડવાની રમત કરે છે. દક્ષિણમાં તેને 'મંજ નિરાદલ' (હળદરનું પાણી ઉડાડવું) કહે છે. પાણીની મોટી ડોલોની અંદર દળેલી હળદર નાખવામાં આવે છે અને વર, કન્યા તથા બધા મીજમાનો એક બીજા પર પાણી રેડે છે. દરેક જણને પુરું થાય તેટલું પાણી હોય છે અને પાણીથી ભીંજાવાથી

કોઇને દંખ લાગી આવતું નથી કેમકે તેવી રીતે ભીંજાવાનું શુકનવંતુ મનાય છે.

**વધારે ગમ્મત**

ત્યારપછી વસંતનો વરઘોડો આવે છે. તેને અંતે વરરાજાને ભેટો મળે છે. અને તેના તથા કન્યાના પિતાના કુટુંબની વચ્ચે શુભેચ્છાની આપલે થાય છે ત્યારપછી દક્ષિણહિંદમાં 'અમાન કોલમ' (મામાનો વરઘોડો) આવે છે. તેમાં કન્યાને પુરૂષનાં કપડાં પહેરાવીને આખા ગામમાં ફેરવવામાં આવે છે. આ વરઘોડો મામા તરફથી કાઢવામાં આવે છે. પોતાની ભાણેજ માટે સરસમાં સરસ કપડાં મેળવતાં તે પૈસા ખરચવા બાકી રાખતો નથી. વરઘોડાને અંગે ખૂબ ગમ્મત પડે છે.

દક્ષિણહિંદમાં 'નાયમ કોલમ' પણ છે. તેમાં વરરાજાની બહેનો પોતાની ભાભીનું સ્વાગત કરે છે અને પોતાની શક્તિ અનુસાર ભેટો આપે છે.

છેવટે મોટો વરઘોડો આવે છે. તે આખા ગામમાં ફરે છે. તે સૌથી વધારે ભવ્ય હોય છે. તેમાં વરવધૂ શણગારેલ પાલખીમાં બેસે છે અને તેમને ધામધૂમથી ગામના મુખ્ય રસ્તાઓ પર ફેરવવામાં આવે છે. સાથે બેન્ડ હોય છે તથા દારૂખાનું પણ વછોડવામાં આવે છે. વરઘોડો રસ્તામાંથી પસાર થાય ત્યારે સગા તથા મિત્રો ઘરમાંથી આવીને સાથે જોડાઇ જાય છે. સ્ત્રીઓ રંગીન પાણીની રકાબીથી આરતી ઉતારે છે તથા ગાય છે. બદલામાં તેમને પાન સોપારી તથા ફળો આપવામાં આવે છે.

આ ભવ્ય વરઘોડો નીકળવાના સ્થાને પાછો ફરે ત્યાં છેલ્લા દિવસનું પ્રભાત થવા આવ્યું હોય છે. છેલ્લો દિવસ તો દેવોની પૂજા કરવામાં જાય છે ત્યારબાદ આમંત્રિત મીજમાનો દંપતીને ભેટો આપે છે. આ પુરૂં થાય ત્યારબાદ આગળ દર્શાવેલાં પાંચ માટીનાં પાત્રોને દંપતી મંદિરના તળાવે લઇ જાય છે. તેમાં ઉગેલા છોડાને ખેંચી કાઢી પાણીમાં ફેંકી દેવામાં આવે છે. (સંચિત)

---

## વાદલડી

મ્હારે ખેતર શ્યામલ વરણી વરસી જાજે, વાદલડી !
ઉજ્જડ ધરણી, શ્યામલ વરણી વરસી જાજે, વાદલડી !
તરુવર સૂકયાં, સૂકી વેલી, વરસી જાજે, વાદલડી !
ઉન્નત આભ મિનારે ઉભી, વરસી જાજે, વાદલડી !

: સાખી :

તરસ્યાં તરુઓ તરફડે, પુષ્પદલો ચીમળાય,
વ્યાકુલતા અતિ પાંદડે, જીવન સકલ સુકાય.
જડ બીજને ચેતનરસ પાવા, વરસી જાજે વાદલડી !
મૃત જીવને સંજીવન પાવા, વરસી જાજે, વાદલડી !

: સાખી :

દલપકુમો સહુ તરફડે, મનપુષ્પો કરમાય,
જીવનલતા તરસી સૂકી, દિવ્ય હંસ સુકાય,
આદર્શોને સજીવન કરવા, વરસી જાજે, વાદલડી !
શેષ જીવનને ફરી વિકસવવા; વરસી જાજે, વાદલડી !

શ્રી. રજ્ઞનમ્

# પ્રેમલગ્નની ચર્ચા : ત્યક્તાઓનો વિકટ પ્રશ્ન

લેખક : શ્રી. ભોગીલાલ ગાંધી

એક વિચારકે કહ્યું છે તે સાચું છે કે આપણે પુરુષો કાં તો સ્ત્રીઓની હાંસી અને અવમાનના કરીએ છીએ અથવા તો એથી ઊલટું ખુશામત કરીએ છીએ. બંનેમાં બુદ્ધિનું અસમતોલપણું જ છે. જીવનની વેવલાશ જ છે. એ સાચું છે કે આપણે પુરુષોએ સ્ત્રીઓને સેંકડો વર્ષો થયાં એવી ગુલામી–માનસિક ગુલામીમાં સુદ્ધાં–ગુંગળાવી રાખી છે કે, જો એને પાપ કહેવાય તો એ ગુનો મીટાવવા માટે આપણે હજારો વર્ષો લગી સ્ત્રીઓને દેવી ગણી પૂજીએ અને ખુશામત કરીએ તોય તે પૂરતું નથી. જો કે, એમ કરવા છતાં એ પાપ કે એ ગુનો ભુંસાઇ જવાનો નથી પરંતુ એય એટલું જ સાચું છે કે એ માર્ગ સાચો વૈજ્ઞાનિક–બુદ્ધિપૂર્વકનો પણ નથી. એ માર્ગનો જેઓ અમલ કરે છે તેમનાં જીવન સમાનતાની તંદુરસ્ત ભાવનાવાળાં નહિ પણ ઊંચ નીચના ભાનની રોગીષ્ટ માનસિક ગ્રંથીઓથી ભરેલાં હોય છે સાચા, સ્વસ્થ અને તંદુરસ્ત સમાજમા સ્ત્રી કે પુરુષને પોતે સ્ત્રી કે પુરુષ હોવા ખાતર જ ખુશામત કે દમનનો અનુભવ ન થતો હોવો જોઇએ; એવી રીતે વર્તવાની જરૂર ન હોવી જોઇએ.

પુનર્લગ્નના ઠરાવને અંગે જે ચર્ચા ઉપસ્થિત થઇ છે તે વિષે પણ આ દૃષ્ટિ ધ્યાનમાં લઇ વિચાર કરાય તો મને લાગે છે કે આજની ખોટી પક્ષાપક્ષી અથવા સામસામા આક્ષેપની ગંદી રસવૃત્તિ શમી જાય.

એક વાત દીવા જેવી સ્પષ્ટ છે કે આજે જે સ્થિતિ છે તેમાં જ એવાં તત્ત્વો છે કે જેથી સ્ત્રીઓને પુરુષોને હાથે ભયંકર રીતે રિબાવાનું રહ્યું જ છે અને ઉપરાંત પોતે પોતાને હાથે પણ એમાં ફરજિયાત ભાગીદાર બને એવી અવદશા પણ છે જ છે. ” એટલે જ્યાં સુધી સ્ત્રીઓ સંપૂર્ણ સમાનતાના ધોરણ ઉપર, સ્વાતંત્ર્યના પાયા ઉપર આવી નહિ ઊભી રહે ત્યાં લગી આજના સમાજના contradictions વિરોધી તત્ત્વો કોઇપણ વચલી સ્થિતિમાં દેખાવાનાં જ. તમે કંઇપણ સુધારો કરવા જશો તો પણ એનો અવળો અર્થ જેમને પોતાની જમાતનો સ્વાર્થ જ સાધવો છે તેવા પુરુષો તો જરૂર કરવાના અને એમાંથી જેટલો લાભ ઉઠાવાય તેટલો ઉઠાવવાના જ. પરંતુ એ બીકે પ્રગતિનાં જ બારણાં બંધ કરી બેસી રહે કાંઈ પાલવે નહિ. સ્ત્રીઓ જો સાચે જ પુરુષોને ‘ પાઠ શીખવવા, ’ ‘ સીધા કરવા ’ માગતી હશે, અથવા તેમની સામે આવી ઊભી રહેવાની હિંમત અને શક્તિ કેળવવા ઇચ્છતી હશે તો તેમણે થોડીક વધુ સાહસવૃત્તિની સાથે સાથે વધુ વિવેકબુદ્ધિ પણ કેળવવી પડશે. રખે પુરુષો તેમની સાહસ વૃત્તિનો અવળો લાભ લઇ જશે એવી શંકા કરી કરીને હાથ જોડી બેસી રહી વેવલાશને પોષવામાં કશો જ દિ ' વળવાનો નથી. એટલે જોવાનું એ જ છે કે તેઓ પુરુષોની સામે તેમની બરાબરી પણ થઇને પડકાર કરતી ક્યારે અને કેવી રીતે ઊભી શકે.

આનો વિચાર કરતાં જ મને જણાયું છે કે આજની લગ્ન પ્રથા એ એક એવી વસ્તુ છે કે જે દ્વારા પુરુષજાત આખી સ્ત્રી જાતને દબાવી રહી છે–ધર્મ, જાતિ અને સંયમના પવિત્ર ઓઠા હેઠળ જે લગ્ન પ્રેમમાંથી નીપજ્યું નથી, પ્રેમ ઉપર નભતું

નથી તે પોકળ છે, ફોગટ છે પણ આજે તો પુરૂષ જ સ્વચ્છંદી રીતે એમાંથી છૂટો થઇ શકે છે એને એનાં અનિષ્ટોમાંથી બે જવાબદારી પૂર્વક ભાગી છૂટવાની તક છે; જ્યારે સ્ત્રીને એ નથી. જો સ્ત્રીને પણ 'છૂટા થવાની' તક હોત તો પુરૂષો આજે છે તેટલા બેપરવા કે બેજવાબદાર કે ઘમંડી ન થઇ શકયા હોત. એમની સ્વચ્છંદી, વિલાસી અને 'નવે નવે'. 'વળગવાની' લોલુપતાને અટકાવવા માટે પુરૂષોની સ્વતંત્રા–છૂટ–તક લઇ લેવાની માગણીઓ થાય છે પણ એવી માગણીઓથી કાંઈ પુરૂષોએ કદી પોતાની 'તક' કે 'છૂટ' કદી જતી કરી નથી. પુરૂષો કાંઇ એમ કબૂલી લેવાના નથી. તે તો ત્યારે જ 'સીધા' થશે કે જ્યારે સામેથી સરખી સ્વતંત્રતા અને સમાનતાભર્યું વર્તન થતું જોવા માંડશે. જ્યારે સ્ત્રી રમકડું કે ફેરનીચર તરીકે રહેવાની જ ના પાડશે. જ્યારે સ્ત્રી અબળા મટી, દેવની દાસી મટી 'સાથી' બની રહેશે. અને આ બધું કરવા માટે સ્ત્રીઓએ પોતે પોતાનો છૂટા થવાનો હક્ક અને ફરી યથેચ્છ જોડાવાનો હક્ક અમલમાં મૂકવાની યોજના અને વ્યવસ્થા રીતસર ઊભી કરવી પડશે. આજે તો દુર્ભાગ્યની વાત એ છે કે જે પતિઓ પોતાની પત્નિઓને છૂટી કરે છે, ફરી પરણેલી જોવા ઇચ્છે છે અને જેઓ ધારે તો ફરી પરણી શકે એટલી હોંશિયાર, આવડતવાળી અને આકર્ષવાનાં તત્વોવાળી પણ છે–તેઓ સુદ્ધાં જૂના, પુરાણા દેવત્વ અને પતિત્વના ખ્યાલે પોતાના જીવનને આપમેળે રૂંધી રહેલ છે ! !

અહીં ખુલાસો કરવાની જરૂર છે કે–ઘણા જે એવી એક અભ્યાજખી દલીલ કરે છે કે 'ભાઇ, એક પતિએ જે પત્નીને એક વાર ન ગમતી ગણી છૂટી કરી, તેને ફરી વગી બીજું કોઈ પરણવા શાનું તૈયાર થશે.' આ દલીલ અક્કલ વગરની છે, માનસશાસ્ત્રના ભાન વિનાની છે અને જીવનશાસ્ત્રની બિલકુલ પરખ વિનાની છે. સ્ત્રીઓ એ કાંઇ ફરનિચર નથી કે અમુક શોભા અને અમુક બાહ્ય આકર્ષણ ન હોય તો એને કદી કોઇ ચાહી જ ન શકે. અથવા એનામાં પ્રેમ વ્યકત કરવાની આવડત જ ન આવે. પણ ઘડીભર દલીલ ખાતર માનો કે પ્રેમ જેવી કાંઈ વાત જ નથી. કાળ અને લોલુપતાથી જ પુરૂષો એકને પસંદ કર છે ને બીજીને છોડે છે. તોપણ, જેમ આપણે ફરનિચરની બાબતમાંય જોઇએ છીએ કે એક ખુરસીનો આકાર, રંગ, ઢંગ મારા ભાઇને પસંદ ન પડયો હોય છતાં મને પસંદ પડે છે અને મારી દષ્ટિએ ઉત્તમ તે બીજા મિત્રને તદ્દન 'ઢેંઢ' લાગે છે. પસંદગીનું ધોરણ સદ્ભાગ્યે સૌનું એક નથી હોતું એટલે પણ એકે નહિ પસંદ કરેલી સ્ત્રી બીજાને નહિ જ ગમે એમ કહેવું તદ્દન બેહુદું છે.

પણ આ બધું તો સ્ત્રીઓને ફરનિચર માનીને, પુરૂષોએ જ જાણે હમેશાં કોઇ પસંદગી કરવાની હોય એવી રીતની વાતોના જવાબરૂપે છે. જ્યારે સાચી રીતે તો પુરૂષ સ્ત્રીને છોડી દે અને પછી બીજી ગમતી લઇ આવે એ કલ્પના જ નવી સ્ત્રીને અપમાન સમાન છે. બંનેને પસંદગીનો હક્ક હોય એટલે જો બંનેમાંથી ગમે તે એક પોતે છૂટા થવા માગે તો થઇ શકે એવી સ્થિતિ જો આપણે લઇએ તો પછી પુરૂષોની આ 'પસંદગીની શેખી 'નો સવાલ ઊડી જાય છે. પછી તો સ્ત્રી પણ પોતાની પસંદગીના હક્કનો ઉપયોગ એટલી જ છૂટથી કરી શકે. એટલે એ વખતે જ્યારે પુરૂષ બીજે પરણવા જશે ત્યારે પણ બીજી સ્ત્રી જો પોતાની સ્વયં પસંદગી નહિ હોય તો એની સાથે જશે જ શું કરવા ? આમ જો આપણે

એક જ વાત સ્વીકારીએ કે લગ્ન એ પ્રેમમાં જ ઉદ્‌ભવે–એટલે પરસ્પર પસંદગીના ધોરણે જ થાય અને એ ધોરણ ઉપર જ નભે તો પછી અત્યારે જે બધનો હાઉ ઊભો કરવામાં આવ્યો છે કે પુરુષો સ્ત્રીઓને ફસાવ્યા જ કરશે તે નિર્મૂળ થાય છે. ફસાવવાની શક્તિ તો ગમે તે વખતે ગમે તેની બંનેની વધારે હોઇ શકે છે–માત્ર એવી રીતે ફસાઇ પડવાની જે ફરજ આજે સ્ત્રીને માથે પડે છે તે દૂર થાય એ જ કરવું સૌથી પ્રથમ આવશ્યક છે અને એથી જ છૂટા થવાનો અને ફરી જોડાવાનો સંપૂર્ણ હક્ક બંને પક્ષે મળે એ જ સૌથી પહેલાં કરવા જેવું છે. અને છતાં જે પ્રશ્ન સૌથી વધારે લાગણી ઉશ્કેરનારો બન્યો છે અને જેણે કારણે બુદ્ધિ કરતાં લાગણીની જ વાણી વધારે ઊછળતી જોવામાં આવી છે તે તો આજની ત્યક્તાઓનો પ્રશ્નઃ જો ઉપરનું આખું મંતવ્ય બરાબર સમજી લઇએ અને જો કાયમી ઉકેલ એમાં જોઇ લઈ, એ સ્વીકારી લઇએ તો પછી આજની ત્યક્તાઓના પ્રશ્નનો વિચારે એજ lightમાં આપણે કરવો રહ્યો. એનું પ્રમાણ અને આનુષંગિક હોવું જોઇએ.

મેં શરૂઆતમાં કહ્યું તે વાત ફરી કબૂલ કરું છું કે આજે તો સ્ત્રીઓને જ વધારે સહન કરવાનું છે–અને થાય છે, માણસોની શક્તિને મદદ કરે એ હેતુથી, માણસોનો ભાર હળવો કરવા બુદ્ધિથી યંત્રોની શોધ થઈ છતાં અત્યારે તો–આજના બૂર્ઝ્વા સમાજમાં તો એનો લાભ મજૂરોને નથી જ મળતો. પરંતુ એ ઉપરથી યંત્રોનો નાશ કરવાની મૂરખ વાત પ્રગતિશીલ વિચારક હવે નથી કરતો. મજૂર પોતે પણ એનો નાશ કરશે તો તેથી કાંઇ સ્વતંત્ર નથી થવાનો. સામાજિક પ્રથાનો ઉચ્છેદ જ એનો ઉકેલ તો આણી શકે. જો કે તે પરિવર્તન લાવવા દરમ્યાન મજૂરોને થોડુંક વધારે દુઃખી પણ થવું જ પડે છે. પણ ક્રાંતિનો માર્ગ સદા એવો કાંટાળો જ રહ્યો છે.

મેં આગળ કહ્યું તેમ આજની ત્યક્તાઓમાંથી પણ કેટલીક તો આપમેળે પોતાનો માર્ગ કરી લે એટલી શક્તિશાળી નીવડી છે એટલે એવીઓનો પ્રશ્ન તો હવે એમના જ હાથમાં છે. પણ બીજી અનેક ઓછી સંસ્કારી, ઓછી કેળવાયલી ત્યક્તાઓનું શું? એકવાર માની લો કે સમાજમાં સ્ત્રીઓ પણ ફરી પરણી શકે એવો વિચાર પૂરજોશમાં પ્રચાર પામી ચૂક્યો છે–કાયદો વાતાવરણ પેદા કરવામાં પણ મદદરૂપ થશે એ વાત નક્કી છે. માત્ર કાયદો થયાથી જ બધું થઇ જશે એમ તો હું જરાય માનતો નથી. તો પછી આ ઓછી કેળવાયેલી અને ઓછી સંસ્કારી સ્ત્રીઓને એમના જેવા ઓછા કેળવાયેલા અને ઓછા સંસ્કારી છોકરાઓ નહિ મળે શું? બધા જ છોકરાઓ બહુ ભણેલા હોય છે, હોંશિયાર હોય છે; અને બધી જ છોકરીઓ ઠોઠ અને અભણ હોય છે; અથવા બધા છોકરાઓ દેખાવડા હોય છે એવું કાંઇ નથી. સ્ત્રીપુરુષનું આકર્ષણ કાંઇ સમાજમાંથી અદૃશ્ય થયું નથી, અથવા ઘટી જવાનાં પણ ચિન્હો નથી. એટલે આ બધી વહોરી લીધેલી ચિંતા તો આજની સમાજરચનાને આભારી છે કે જ્યારે થોડાક ભણેલા સંસ્કારી કહેવાતા યુવાનો જ થોડી સંસ્કારી ગણાતી યુવતીઓની સાથે ફરીથી જોડાઇ શકે છે. જ્યારે આખા સામાન્ય સમાજ માટે આ ધોરણ સ્વાભાવિક થઈ જશે ત્યારે આ પ્રશ્ન–આ ત્યક્તાઓનો પ્રશ્ન ઘણો જ, ઘણો જ હળવો બની ગયો હશે.

અને, છતાં, અંતમાં એટલું તો હું ફરી

કબૂલી લઉં છું કે એ સિદ્ધિ પામતાં સુધી જે કાંઈ અથડામણો અને મુશ્કેલીઓ આવશે તેમાં સ્ત્રીઓને જ વધારે સહન કરવાનું તો રહેશે. કેમકે પુરુષોએ નર્યા પોતાના સ્વાર્થે પાછળ ઊભાં કરેલાં નિયમનોને સ્ત્રીઓ હજી 'ગુલામીની બેડીઓ' તરીકે સમજતી અને સ્વીકારતી પૂરેપૂરી થઇ શકી નથી. અને એથી જ સ્ત્રીઓએ પુરુષોની આળપંપાળ કે મહેરબાની ઉપર નહિ પણ પોતાના હક્ક અને અધિકાર ઉપર મુસ્તાક બનવાની જરૂર છે. અલબત, આનો અર્થ એ નથી કે પુરુષો માત્ર દુશ્મન છે; અથવા બંને વચ્ચે સનાતન વર્ગવિગ્રહ છે. આ ભ્રમણા નરસિંહ કાકા જેવાં ફેલાવીને સમાજવૃક્ષમાં ઝેરનું સિંચન કરે છે એ સાચે જ અફસોસ છે. મજૂર અને મૂડીદારના વર્ગસ્વાર્થ ઉપર જ નિર્ભર થયેલા સંબંધને સ્ત્રીપુરુષના સંબંધ સાથે ખોટી રીતે સરખાવી એમણે જે નિર્દોષ દેખાતી ભયંકર ભ્રમણા ઊભી કરી છે તે સાચે જ 'ભયંકર' છે. સ્ત્રી અને પુરુષના સ્વાર્થો સ્વભાવતઃ એવા નથી કે એકના હિતમાં બીજાનું અહિત જ છે. આજ લગી મોટે ભાગે એવી રીતના કડવા અનુભવો થયા છે એ સાચું જ છે. પણ સિદ્ધાન્ત દૃષ્ટિએ એ ખોટું છે. સાચી રીતે તો બંનેના મેળમાં જ સાચું સામાજિક હિત છે. બંનેમાંથી એકકે વિના સમાજનું અસ્તિત્વ શકય નથી. જ્યારે મજૂર અને મૂડીદારનો તો પાયો જ જુદો. એકનો સ્વાર્થ બીજાનો વિરોધ જ હોઈ શકે, અને એથી જ એવા વર્ગો જ સમૂળા દૂર કરવાની જરૂર છે મૂડીદાર વર્ગ વિના દુનિયા આખી સારી રીતે ચાલી શકે; મજૂરોનો જુદો વર્ગ-વાડો બનાવ્યા વિના દુનિયા જીવી શકે; એવાં બે વર્ગોની જરાય જરૂર નથી. ઉલટી એવી જ સમાજની દુર્દશા થઇ છે. જ્યારે સ્ત્રીપુરુષ તો પૂરક છે. એક ઉચ્ચ કે બીજો નીચ નથી; એકની વધારે જરૂર કે બીજાની ઓછી જરૂર નથી, બંને વર્ગો જ નથી. સમાજવાદી સમાજમાં તો હરગિજ સ્ત્રીઓની આજની ભયંકર અવદશા નહિ જ હોય. એને ટકાવી રાખતી ભ્રામક ફિલસૂફી પણ નહિ જ હોય.

અંતમાં મારી એક દલીલનો જે અવળો અર્થ કરવામાં આવ્યો છે તેનો સહેજ ખુલાસો પૂરતો થશે.

જ્યાં સુધી પોતાની જૂની પત્ની ફરી પરણી ન જાય ત્યાં સુધી પતિ તેનું ભરણ-પોષણ કરવા બંધાયેલ છે તેનો અર્થ એ નથી જ કે સ્ત્રી એ ઢોર છે અને એને ચારો નીર્યો એટલે બસ છે. 'બસ' તો ત્યારે જ કે જ્યારે એ પોતે પોતાનો માર્ગ સિદ્ધ કરે દરમ્યાન પુરુષો તરફથી જ કાયદાની અડચણો ઊભી ન થાય અને દરમ્યાન રોટલો કયાંથી લાવવો એની ચિંતામાં વળી પાછું બંધાઇ રહેવું ન પડે એટલા ખાતર સ્ત્રીઓ-એ જ પુરુષો પાસે પોતાના હકક તરીકે એટલું લેઇ જ લેવું જોઇએ. સમજુ પુરુષો જેનું કાંઇ પણ હોય તો તેમણે એ પહેલી તકે માનવ્યના લક્ષણ તરીકે સ્વીકારી જ લેવું જ જોઇએ. એટલો જ આનો અર્થ છે.

# ચમત્કાર

લેખક :
શ્રી. ડૉ. મોહનલાલ જ. પાઠક

તે રસ્તા ઉપરથી લોકોનાં ટોળેટોળાં પસાર થતાં ! સવારથી સાંજ સુધી કીડીની હાર માફક માણસો ત્યાંથી ચાલી જતા ! કીડીની હારમાં વચમાં વચમાં કોઇ મંકોડો ઘુસી જાય તે પ્રમાણે વચમાં વચમાં ટાંગા, મોટર, ગાડી વગેરે આવી જતાં.

આ રસ્તા ઉપરના મોટા પુલને એક છેડે એક લંગડો લાકડીના ટેકે ટેકે આવીને આસન જમાવતો. જતાં આવતાં તરફ દયામણું મોઢે જોતો ને બૂમ પાડતો, " લંગડા કુ એક પૈસા દે ભગવાન । "

જમીન ગમે એટલી તપે તો પણ આકાશમાં આમથી તેમ દોડતાં સફેદ વાદળાંમાંથી એક ટીપું પણ પાણી પડતું નથી !

પોતાની પાસેથી ઉતાવળે પસાર થતા માણસોને લંગડો ઉત્સુકતાથી જોતો. થોડા દિવસ પછી પુલના બીજે નાકે એક આંધળો ભીખારી બેસવા લાગ્યો. " અંધેકુ એક પૈસા દે ભગવાન ! "નો કર્કશ અવાજ લંગડાને બરાબર સંભળાતો. આ અવાજ સાંભળી તેના દીલમાં કંઇ કંઇ થતું. તેના મનમાં જાતજાતના તર્ક વિતર્ક ઉઠતા. પોતાની થાળીમાં એક પાઇ પણ ન નાંખનાર કોઈ શ્રીમંત આંધળાની થાળીમાં ભાઈ, પૈસો કે આની બે આની કદાચ નાંખી જાય તો ?

પુલ ઉપર લોકોની આવજાવ શરૂ થાય કે આંધળો પોતાની ખાડા પડેલી આંખોવાળું માથું ઉંચું કરે, યમરાજ પાસે પતિના પ્રાણની યાચના કરનાર સાવિત્રીના જેવી કરૂણતા આ આંધળાના મોઢા ઉપર જોવામાં આવતી. પણ આ જમાનો સાવિત્રીનો નથી તે તે બરાબર સમજતો હતો.

ખાલી થાળી ઉપર હવે નીભાવ થઇ શકે એમ નથી. એ વાત તે બંનેને સમજાઈ ગઇ હતી. બેસી રહેવાથી કાંઇ પણ મળવાનું નથી, એમ તે બંને ખાત્રીપૂર્વક માનવા લાગ્યા.

લંગડો લાકડીના ટેકા ટેકાએ આંધળા પાસે જવા લાગ્યો. તેનો અવાજ સાંભળી આંધળો પણ લાકડીના આસરે આસરે સામે આવવા લાગ્યો. અર્ધે રસ્તે બંનેનો મેળાપ થયો.

બંનેએ વિચારની આપલે કરી. ચોક્કસ ઠરાવ ઉપર આવ્યા ને છુટા પડયા. બંનેના મોઢા ઉપર વિજયી હાસ્ય ચમકતું હતું.

બીજે દિવસે પુલ ઉપરથી પસાર થતાં માણસોને કંઈક ગુમાઇ ગયું હોય એવો ભાસ થયો.

પુલને આ છેડે લંગડો ન હતો, પુલને પેલે છેડે આંધળો પણ ન હતો !

હવે ગામની ગલીએ ગલીએ અને ચાલીએ ચાલીએ આ બંને ભીખારીઓ લોકોની નજરે પડવા લાગ્યા. લંગડો આંધળાની પીઠ ઉપર બેસીને મોટેથી બૂમ પાડતો હતો, " લંગડેકુ એક પૈસા દે ભગવાન ! "

હાથી જેમ પીઠ ઉપર અંબાડી ઉપાડે તેમ આંધળો લંગડાને પીઠ ઉપર ઉંચકી જોરથી બૂમ પાડતો " અંધેકુ એક પૈસા દે ભગવાન ! "

આ બંનેનો સંપ જોઇ લોકોને આશ્ચર્ય થતું. પુલ ઉપરથી પસાર થતાં જે લોકો

આંધળા લંગડાની થાળીમાં એક પાઇ પણ ફેંકતા નહિ, તે હવે પૈસો પૈસો ફેંકવા લાગ્યા. આ દાન આપવાનાં મૂળમાં આંધળા લંગડાનું નશીબ જોર કરતું હતું કે પછી બારણામાંથી કટ કટ દૂર જાય એ કારણ હતું તે તો કોણ જાણે !

થાળીમાં દરરોજ પાંચ છ આના ભેગા થતાં. બંનેને લાગ્યું કે, "શ્રી કૃષ્ણની કૃપા થઇ!" શ્રી કૃષ્ણ ભગવાનની એક છબી ખરીદી તેની પૂજા કરવાની બંનેએ શરૂઆત કરી.

એક અમીઆરસે તો આ બંને બહાદુરોએ ખોટા પૈસા બાજુ કરતાં એક રૂપીઆનું પરચુરણ મેળવ્યું.

રૂપીઓ—ચાંદીનો ચળકતો રૂપીઓ !

બંને એક ઓળખાણવાળાની દુકાને ગયા. પરચુરણ આપી રૂપીઓ લીધો.

રૂપીઓ બેમાંથી કોણે રાખવો તેની તકરાર શરૂ થઇ.

લંગડો કહે, રૂપીઓ મારી પાસે જ રહેવો જોઇએ ! આંધળાને તો કાંઇ દેખાતું નથી ! હોટલમાં એ કદાચ હળુંને બદલે રૂપીઓ આપી દેય તો.

આંધળો કહેતો, રૂપીઓ મારી પાસે જ રહેવો જોઇએ ! લંગડાથી કાંઇ દોડાય નહિ. કોઇ મવાલી ધક્કો મારી રૂપીઓ કાઢી લે ય તો—

સૂકા ઘાસની ગંજી ઉપર એક તણખો ઉડે અને જે પરિણામ આવે તેવી જ આ બંનેની સ્થિતિ થઇ. વાત વાતમાં ધુંવાડામાંથી ભડકો થયો. ધક્કા ધક્કી, આગલી પાછલી, ગાળાગાળી, બધું જ થયું.

"તારા જેવા સીસમના ટોલ્લાને પીઠ ઉપર ઉપાડતાં ઉપાડતાં હું બેજાર થઇ ગયો !" આંધળાએ કહ્યું.

"તારા જેવા ગધેડાની પીઠ ઉપર બેસીને આંચકા ખાતાં ખાતાં મારા પેટમાંના આંતરડાં ઉંચા નીચાં થઇ ગયાં ! વળી ઉપર એવાં એવાં હું તારા હાથમાં પકડાવેલી મોટી લાકડી આગળ મૂકતો જાઉં ત્યારે જ તું ચાલી શકતો હતો ને !" લંગડાએ જવાબ આપ્યો. ગાળાગાળી પૂરી થઇ. ધક્કા ધીમા પડયા !

છેવટે થાકીને બન્નેએ શ્રી કૃષ્ણ ભગવાનની છબી આગળ રૂપીઓ મૂકયો. બંનેએ હાથ જોડી કહ્યું. "હે ભગવાન તું જ અમારો ન્યાય કર !"

શ્રી કૃષ્ણ ભગવાન પણ પોતાના ભકતોની આ લડાઇ જોઇ નારાજ થયા હતા ! છબી આગળ પડેલો રૂપીઓ કહેતો હતો કે "પ્રભૂ હું એકલા આંધળાનો નથી કે એકલા પાંગળાનો પણ નથી ! બંનેનો મારા ઉપર સરખો હક્ક છે !

શ્રી કૃષ્ણ ભગવાને ઘણો વિચાર કરી કર્યું કે આંધળાને જોવા માટે આંખ અને લંગડાને ચાલવા માટે પગ આપું તો આ લડાઇ એની મેળે જ મટી જશે. પછીથી આ બંનેને એક બીજાનાં આધારે રહેવું નહિ પડે.

શ્રી કૃષ્ણ ભગવાને પ્રગટ થઇ લંગડાને કહ્યું "હું તારા ઉપર પ્રસન્ન થયો છું. તારે જે માંગવું હોય તે માંગી લે !"

"પ્રભુ, મને લંગડાને ચાલવાની શક્તિ આપ !" એ જ શબ્દો લંગડાનાં મોંઢામાંથી બહાર પડશે એવી શ્રી કૃષ્ણ ભગવાનની ખાત્રી હતી. લંગડાના પગ ઉપર હાથ ફેરવવા શ્રીકૃષ્ણે હાથ પણ લંબાવ્યો—

એટલામાં લંગડો બોલતો સંભળાયો, પ્રભૂ. મારી એક જ માંગણી છે ! આ

આંધળો મારા જેવો લંગડો થાય ! " પોતે સ્વપ્નાવસ્થામાં તો નથી એવી શ્રીકૃષ્ણને શંકા થઇ. પણ તે પળવારને માટે જ ! લંગડો ફરીથી બોલતો સંભળાયો " પેલો આંધળો છે તે મારા જેવો લંગડો થાય ! "

શ્રીકૃષ્ણ વચનથી બંધાયેલા હતા ખરા પણ આંધળાને લંગડો બનાવવા હાથ તૈયાર ન હતા !

હવે શ્રી કૃષ્ણ આંધળા તરફ ફર્યા. " ભાઇ હું તારી ભક્તિથી પ્રસન્ન થયો છું. તારે માંગવું હોય તે માંગી લે. માંગવા પહેલાં પૂરતો વિચાર કર. તું જે માંગશે તે આપીશ !

પ્રભૂ આંધળાની આંખ ઉપર હાથ ફેરવવા ઉતાવળા થતા હતા.

હસતાં હસતાં આંધળો બોલ્યો. " પ્રભૂ મારી એક જ ઇચ્છા છે. પેલો લંગડો છે ને તે મારા જેવો આંધળો થાય ! "

શ્રી કૃષ્ણ નિરાશ થયા.

બીજે દિવસે સવારે બંને દોસ્તો અથડાતા ઠોકતા શ્રી કૃષ્ણ ભગવાનની છબી પાસે આવ્યા ને રૂપીઓ શોધવા લાગ્યા. રૂપીઓ મળ્યો નહિ.

" હેં ! કેવો ચમત્કાર ! રૂપીઓ શ્રી કૃષ્ણ ભગવાન જ ઉડાવી ગયા ! " બંને સાથે જ બોલી ઉઠયા.

હાથમાં આવેલી શ્રીકૃષ્ણ ભગવાનની છબી બંને એ મળી ફેંકી દીધી.

---

## અમારે માંડવે

અમારે માંડવે આવજો સાહેલડી,
સ્વાગતના નોતરે નીસરી છો રે.
ઝાલરો ક્ષિતિજની, આભનો ચંદરવો
તારાની હાંડીઓ ઝુલતી છો રે.
સૂરજ ને ચંદ્રદેવ આપતા રોશની,
સંધ્યા ઉષા ત્યાં ગાતી છો રે.
રંગોના સાથિયા મેઘધનુષ પાડતાં,
સુરખી નવેલી ઓપતી છો રે.
કલ્પનાની પાંખથી ઉડજો સાહેલડી,
મમતાની લોમે ઉતરજો છો રે,
અંતરની આંખડીથી નીરખી સાહેલડી
જીવનના લ્હાવ ત્યાં માણજો છો રે.
માયા-મનામણાં મૂકીને આવજો,
દેવની આશીષો જાચશું છો રે,
આતમના બારને ખોલીશું સ્નેહથી,
સાચના રાસને ત્યાં ગાઇશું છો રે.
અમારે માંડવે આવજો સાહેલડી,
સ્વાગતના નોતરે નીસરી છો રે.

શ્રી. કાન્તિલાલ હ. પરીખ

# પ્રાયશ્ચિત્ત

મૂળ લેખક :
શ્રી. ભગવતીચરણ શર્મા
અનુવાદક :
શ્રી. કેશરીપ્રસાદ દેસાઈ

રામુના વિશાળ ભુવનમાં 'માંજરી' બિલ્લી કોઈના પર વ્હાલ રાખતી હોય તો તે રામુની વહુ પર અને રામુની વહુ કોઈના પર ઘૃણા કરતી હોય તો તે 'માંજરી' પર. રામુની વહુ એટલે બે મહિના થયાં જ માતાપિતાનો વ્હાલભર્યો સહવાસ છોડી સાસરે આવેલી ચૌદ વર્ષની મુગ્ધા–પતિને મન પ્રાણથી પણ અધિક અને સાસુની માનીતી. ભંડાર અને ઓરડાની ચાવીનો ઝુમખો વહુને કમરે લટકવા માંડયો. ઘરના નોકરો પર વહુનો હુકમ ચાલવા લાગ્યો. ટૂંકમાં રામુની વહુ જ ઘરમાં કર્તાહર્તા થઈ. સાસુજી તો પાઠપૂજા અને દેવદર્શનમાંથી પરવારતાં જ ન હતાં. બાકી જે થોડો સમય રહે તે પડોશીઓ આગળ વહુનાં વખાણ કરવામાં પસાર થતો.

પરંતુ મોટીવહુ તે તો આખરે ચૌદ વર્ષની બાલિકા; કોઈ વખત ભંડાર ખુલ્લો રહી જાય તો કોઈ વખત ભંડાર રાતના બંધ કરવા જતાં તે ત્યાં જ ઝોકાં ખાઈ જાય. આવા બનાવોની 'માંજરી' બિલ્લી રાહ જ જોતી હોય. આવી તક મળી કે તરત જ રસોડામાં રાખેલાં ઘી અને દુધ સાફ. રામુની વહુ ધુંધવાટમાં અને માંજરીને લ્હેરપાણી. રામુની વહુ પાટીયા પર ઘી મૂકી કાંઈ બીજા કામે જાય કે તરત જ બાકી રહેલું ઘી માંજરીના પેટમાં. રામુની વહુ દુધ ઢાંકીને રસોઈયણને મસાલો આપવા ગઈ કે તરત જ દુધ સફાચટ. બજારમાંથી મલાઈ લાવી રામુની વહુ પાન બનાવવા બેઠી કે તરત જ અંદર મૂકેલો મલાઈનો વાડકો સાફ. આવા વેરઝેરથી બિચારી વહુ ખૂબ જ કંટાળી. તેને સોગન લીધા કે હવે તો આ ઘરમાં વહુ નહિ કે 'માંજરી' નહિ. મોરચાબંધી શરૂ થઈ ગઈ અને બન્ને દુશ્મનોએ સજાવટ કરવા માંડી. બિલ્લીને ફસાવવા માટે પાંજરૂં આવ્યું. તેમાં ઘી, મલાઈ, દુધ વગેરે મનપસંદ ભોજનો રાખવામાં આવ્યાં. પરંતુ ચાલાક માંજરીએ તો આ લલચાવનારા પદાર્થો પ્રત્યે મીટ પણ ના માંડી. આ બાજુ 'માંજરીએ' પણ શસ્ત્રો સજવા માંડયાં. અત્યાર લગી તો તે રામુની વહુથી ડરતી હતી. હવે તો એ એની જોડે જ ફરવા લાગી. રામુની વહુ પરસાળમાં આવે કે તરત જ માંજરી પાછળ; રામુની વહુ રસોડામાં જાય કે 'માંજરીની' સ્વારી પાછળ હોય જ. પરંતુ માંજરી એટલી તકેદારી રાખતી હતી કે રામુની વહુ હાથ ઉપાડી શકે એટલી નજીક ન જતી. માંજરીને સપડાવવાના આટલા પ્રયાસોમાં નિષ્ફળતા મળવાથી અને તેના સામનાથી બીચારી વહુ તો ખૂબ જ મુંઝાઈ ગઈ. સાસુજી પણ હળવો ઠપકો આપવા માંડયાં. પતિદેવ પણ સ્હેજ સ્હેજ નારાજ થવા લાગ્યા.

એક વખત વહુએ રામુ માટે ખીર બનાવી. પિસ્તા, બદામ, ચારોલી, ઇલાયચી વગેરે સુંદર મસાલાવાલી એ ખીરનો વાડકો રામુની વહુએ ઉંચે છાજલી પર–માંજરી પહોંચી ન શકે–એવી સલામત સ્થિતિમાં મહામુશ્કેલીએ મૂકયો. અને આજુબાજુ જોઈ નિરાંત અને સંતોષનો શ્વાસ લઈ એ પતિદેવ માટે પાન બનાવવા ગઈ. એ રસોડામાંથી બહાર ગઈ કે તરત જ માંજરી ત્યાં પહોંચી. છાજલી નીચે ઉભા રહી વાડકા પ્રત્યે નજર

ફેંકી. મઘમઘતી સુગંધ જોઇ તેનું મન લલચાયું. અને માંજરીએ ઉંચાઇ આપવા માંડી. આ બાજુ વહુ પાન બનાવવામાં મશગુલ છે. પાન બનાવીને તે સાસુજીને આપવા બહાર ગઇ અને માંજરીએ ચારે તરફ નજર ફેરવી કુદકો માર્યો.-પાસા પોબાર ! કટોરાને પંજો અથડાયો અને જબરદસ્ત અવાજ સાથે ખીરનો વાડકો જમીન પર.

રામુની વહુ અવાજ સાંભળતાં જ એક ધડાકે સાસુની સામે પાન ફેંકતી જ છલંગો મારતી દોડી. અને શું જોયું ! નીચે ઢોળાયેલી ખીર નિરાંતે માંજરી ચાટી રહી છે. પણ તરત જ વહુ આવી એ જાણતાં જ માંજરી પલાયન. રામુની વહુ સ્તબ્ધ બની ગઇ. દાંત પીસીને તે ઢોળાયેલી પર જોઇ રહી. ક્રોધથી તેની આંખો લાલઘૂમ થઇ ગઇ. તે ભયંકર વિચારમાં પડી, થોડીવારે તે લથડતે પગલે બહાર ગઇ. હવે તો વહુએ માંજરીની હત્યા કરવા કમર કસી આખી રાતભર તેણે પથારીમાં આળોટયા કર્યું. ઘડીભર પણ તેને ઉંઘ ના આવી. કયાં હથિયારથી માંજરી મરે એજ તે શોચવા લાગી. પ્રાતઃકાળ થતાં જ તે પલંગ પરથી જેવી ઉઠવા જાય છે કે તરત જ તેની નજર સામેના ગોખલા પર પડી, ત્યાં બેઠી બેઠી માંજરી તેને પ્રેમથી નીરખી રહી હતી. વહુ પાછી ઉંડા વિચારમાં પડી. થોડીક ક્ષણ પછી એકાએક તેનું મોઢું હસુ હસુ થઇ ગયું. મહામુસ્કેલીએ ધારેલી વસ્તુ તેને મળી ચૂકી હતી. આ દરમ્યાન માંજરી તો કયારનીએ પલાયન થઇ ગઇ હતી. રામુની વહુ જલદીથી રસોડામાં ગઇ ત્યાં પણ માંજરી હાજરાહજૂર. વહુએ દુધનો વાડકો ભર્યો અને તરત જ સુવાના ઓરડામાં આવી ગોખલામાં તે મૂકી દીધો અને બહારથી પીડો લાવી બારણા પાછળ ઉભી રહી. એના ધાર્યા પ્રમાણે જ થયું. માંજરી આવી, સલામતી માટે આજુબાજુ નજર નખી અને સલામતીની ખાત્રી થતાં જ નિરાંતથી દુધ ઝાપટવા માંડયું. બસ, પોતાને જોઇતી તક મળી. પોતાનું બધું જ જોર એકઠું કરી રામુની વહુએ પીડો જોરથી માંજરી પર ફેંકયો. ખલાસ, પીડો વાગતાં માંજરી ચત્તી પડી ગઇ, ન હાલી, ન ચાલી, ન ચીસ પાડી કે ન ઉંકારો સરખોએ કર્યો.

મોટો અવાજ થતાં જ કામ કરનારી રૂખી સાવરણી ફેંકી, રસોઇયણ રસોઇ છોડી અને સાસુજી પૂજા અધુરી મુકી સમરાંગણ પર હાજર થઇ ગયાં. અને બિચારી વહુ માથું નમાવી, અપરાધીની જેમ ધ્રુજતી ઉભી હતી. કામ કરનારી બોલી " અરે રામ, બિલ્લી તો મરી ગઇ. માજી, બિલ્લીની હત્યા વહુથી થઇ ગઇ. બહુ ખરાબ થયું. "

" માજી બિલાડીની હત્યા અને માણસની હત્યા બરાબર છે, જ્યાંસુધી વહુના સિર પર હત્યાનું પાપ રહેશે ત્યાં લગી આ ઘરમાં રંધાશે નહિ. " રસોઇયણે સંભળાવ્યું.

" હા બરાબર છે " સાસુજી વદ્યા. " જ્યાં સુધી પાપ નાશ નહિ પામે ત્યાં સુધી ઉપવાસ કરવા પડશે. વહુ, આ શું કર્યું..."

" હવે શું થાય ! " કામ કરનારી વચ્ચે બોલી ઉઠી. " કહો તો પણ્ડિતજીને બોલાવી લાવું. " સાસુજીના જીવમાં જીવ આવ્યો " જા. જલદી જા અને પંડિતજીને બોલાવી લાવ. વહુ, બહાર આવ " કહી સાસુજી પૂજાના ઓરડામાં પેઠાં, અને બિચારી વહુ નિશ્ચેતન પડેલી માંજરી પર દયાની દ્રષ્ટિ ફેંકી રસોઇયણ સાથે બહાર આવી અને પૂજાના ઓરડામાં સાસુજી સમીપ પહોંચી. બિલાડીની હત્યાની ખબર વીજળીની ત્વરાથી પડોશમાં ફેલાઇ ગઇ. પડોશની સ્ત્રી-

"તો એની હૈયા વરાળને કોણ બુઝાવશે?" એનો પ્રિતમ તો ગયો તો પરદેશ કમાવાને કાજે.

"તો પછી?"

ઘરમાં હતાં એનાં હૈયાના કોડ પુરનાર સાસુ–સસરા, દીયેર ને નણંદ.

તો એનો આત્મા ન ધરાયો.

વર્ષોના વ્હાણાં વાર્યા. ઉંબરની અટારીયે મીંટ માંડી એ થાકી તોય ન આવ્યો એનો પ્રિતમ.

મધ દરીએ ઝુલતી રજનીદેવીએ અંધાર પછેડી પાથરી તોય એની નિંદર ઘેરાણી આંખે મટકુંય ન માયું.

*

સેવાગ્રામના સંતે એવામાં બાંગ પુકારી અહીંસાની ને મંડાયો સત્યાગ્રહ! વતનની આઝાદી કાજેનો સંગ્રામ! બ્રિટન અને જર્મની જાગ્યું ને જાગ્યું સમસ્ત ભારતવર્ષ. સૌનાએ અંતરમાં વતનની આઝાદી કાજેનો સાદ રણુકી રહ્યો. વનમાલાનું હૈયું પણ તડપી ઉઠયું, એણે પણ આદર્યો જીવનસંગ્રામ!

વ્હાલસોયાં માતા–પિતા, પત્ની ને બાળકો, બ્હેનો ને સગાંઓને રોતાં કળકળતાં મુકી હજારો જુવાનોનું જીવન ગોંધાયું કારાવાસની અંધકારમય દીવાલોના લોખંડી સળીઆ પાછળ.

વતનની દિલદાઝ કોના હૈયાને ન વલોવે? વતનની પ્યારી ધરતીના પ્રેમને કોણ ભુલ્યું છે કે એ પણ ભુલે?

હજારો કુસુમકળાશી ખીલતી કુમારિકાઓના સૌભાગ્ય નંદવાયાં. હજારો બાળકો અનાથ ને એકલવાયાં બન્યાં. ધન–સંપત્તિ બધુંએ લુટાયું. કેટલાંક તો રસ્તામાં રઝળતાં બન્યાં. તોય આરો ન આવ્યો.

*

એના પ્રિયતમનું હૈયું વતનની આઝાદી કાજે રડી રહ્યું. નસોમાં ટંકે પડી ગએલું લોહી ઉકળી ઉઠયું. વતનની આઝાદી કાજે મોતને ભેટવા તે ઉભો થયો.

ઘુંટણ સુધી વિટેલી ખાદીની એક પોતડી. શરીર પર પહેરેલો ખાદીનો ઝભ્ભો; માથે ખાદીની એક ટોપી ને હાથમાં ખાદીની એક ઝોળી રાખી સિદ્ધો ગયો તે આશ્રમમાં. નોંધાવ્યું ખડા સત્યાગ્રહી તરીકે નામ. આવી રીતે બન્યો આઝાદીનો અહિંસક લડવૈયો. શુરો સૈનિક.

હામેહામની સુતેલી માનવતાને એણે જગાડીને એકાદ પળ ચોઘડીએ એ પણ કારાવાસના લોખંડી સળીઆ પાછળ ગોંધાયો.

વનમાલાની આશાનું અવસાન થયું. અવસાન ન પામ્યો માત્ર તેનો આત્મા. એણે પણ સત્યાગ્રહ આદર્યો જીવન સાથે.

*

સમય વહેતો હતો. જીવન પણ તેની સાથે ઘસડાએ જતું'તું. એકાદ કોમળ કળીશા શિશુબાળની ખોટ એના હૈયાને દિનરાત વલોવતી. પણ એવા ફુલશા કોમળ શિશુબાળને એ ક્યાંથી લાવે! એના હૈયાની ખોટને પુરનાર પ્રિતમ તો હતો કારાવાસમાં અને પ્રિતમ વિહોણું જીવન જીવાય પણ શે?

તાર મુકયો એણે જેલના સુપ્રિટેન્ડેન્ટને. "મ્હારા પ્રિતમને મારે મળવું છે." સમય આપો.

સુપ્રિટેન્ડેન્ટે જવાબ વાળ્યો.

"દરીઆપારની શહેનશાહતનો હુકમ છે બ્હેન! કે કારાવાસમાં કોઇની મુલાકાત થવા ન દેવી. દીલગીર છું બ્હેનાં! માફ કરશો."

પતંગનો દોર સરકી જાય તેમ વનમાલાના હૈયાની આશા સરકી ગઈ. ભાંગેલે હૈયે જડ પગલાં ભરતી એ પાછી ફરી. તોય પુકારો ન આથમ્યા એના અંતરના.

*

# હૈયાની ખોટ

લેખક :
શ્રી. વિષ્ણુપ્રસાદ સોમેશ્વર ભટ્ટ

વનમાલા હતી યૌવનમુગ્ધા નવપરિણીત, કુમારીકા. કેડેથી પાતળી ને નમણી આંખોવાળી. લીલુડા રંગની સાડી ઓઢી એણે પગ દીધો સાસરીયાના ઉંબરમાં. અંતરમાં એના નવધા ભક્તિ પ્રકટી. ત્યાંજ વાત્સલ્યની પરમપુનીત ભાવનામાં જકડાયો એનો સુકુમાર દેહ. એના વિલસતા યૌવનને વિકસાવવા કાજે ઝળક્યાં બે તારલિઆ શાં રતન. અજારે જરાય તેવા ઉમંગ-હાસ્ય ને ભક્તિની છોળો ભરી હુમરો તાણી લજ્જા પામતી અહીં આવી એ ફરમાવા.

જાદુમાં એના બળ હતું. હૈયામાં એના હામ હતી. ને આંખમાંથી નિતરતી વાત્સલ્યની સ્નેહધારા. જીવન જીવી જાણી સ્નેહધારા વરસાવવાની તેણે હામ બીડી. વીર રમણીશું દીપતું એનું ગૌરાંગ વદન વીરતાના અનુપમ ઓજસે ઝળકી ઊઠયું. ન્હોતી જાણતી એ કે આગ હૈયામાં હીંચોળા ખાતા કોડ આમ અણપ્રિછ્યાજ રહેશે. સૌંદર્યમાં છલકાતી સૂર્યોદયની અર્ધવિકસિત કિરણાવલી પૂર્વાધમાં પ્રગટી. બાલા કંઠાવટીમાં કંકુ ઘોળી ફુલડાંની અંજલિ આપતાં બોલી;

" ભગવન ! તમ કિરણાવલીથી અમ જીવનસૌરભ પ્રસરાવજો હોં ! "

ને અંજલિ આપવાનો નિત્ય નિયમ કદીએ તે ન ચુકતી. પણ કોણ જાણે ભાવિમાં એના શું હતું ?

*

દીલમાં એના તમન્ના હતી વાંઝીઆ મ્હેણું ટાળવાની. સુકુમાર કળીથી લચકાતી એની કાયામાં ભરાતી ગુરુતા. ને એની સહચારિણી પણ હતી સુકુમારી.

ડોલરના ફુલશું મસ્ત એનું શિશુબાળ હતું. સંસારને એણે બનાવ્યું'તું સ્વર્ગ. જીવનમાં એના સ્નેહની મીઠી સૌરભ પાથરતો કાલુંઘેલું બોલતો એનો શિશુબાળ જીવનમાં સ્વર્ગનાં સુખડાં પાથરતો.

એકદા વનમાલા હતી મસ્ત નિંદ્રામાં. ગગનપટમાં વિજળી ઝબુકે તેમ મધ્યરાત્રિએ જાગી ઉઠી નિંદ્રાના ઘેનમાં. કોઈ આર્ત સ્વરે પુકારતું'તું એને.

" કોણ હતું એ ? "

" સ્વપ્ન તો નહોતું ને ? "

" અરે ! નારે ના ! "

"ત્યારે કોણ હતું એ એને મીઠી નિંદ્રામાંથી જગાડનાર ? " વનમાલાએ ચારે તરફ નજર ફેરવી. કાનમાં એને સંભળાતા હતા પોકારો એના શિશુબાળના.

*

" મા ! મા ! ઓ મા ! " હસમુખું કેવું મસ્ત હતું એનું શિશુબાળ—કલ્પના વિહારી જગતમાં. "

" જોયો ? પેલો મારો શિશુબાળ ! " એમ લવતી એને સોડમાં લેવા તેણે બન્ને હાથ પસાર્યો.

પણ ક્યાં હતું એનું શિશુબાળ આ અફાટ અવનિમાં ? સમસ્ત અવનિની કતારે -' મા ! ' કહી કોણ પુકારશે તને વનમાલા ! મનમાં જ બબડી એ.

ધરતીના અંકમાં પછાડ ખાઈ એ ઢળી પડી. ચોધાર વરસી રહેલી એની જલધારામાં ન્હાયાં એનાં બે નયનો.

તોય ન આવ્યો એનો પ્રિયતમ આંસુડાં લુછવા કાજે.

"તો એની હૈયા વરાળને કોણ બુઝાવશે?" એનો પ્રિતમ તો ગયો તો પરદેશ કમાવાને કાજે.

"તો પાછો?"

ઘરમાં હતાં એના હૈયાના કોડ પુરનાર સાસુ–સસરા, દીયેર ને મેણુંદ.

તો એનો આત્મા ન ધરાયો.

વર્ષોના વ્હાણાં વાયાં. ઉંબરની અટારીયે મીંટ માંડી એ થાકી તોય ન આવ્યો એનો પ્રિતમ.

મધ દરીએ ઝુલતી રજનીદેવીએ અંધાર પછેડી પાથરી તોય એની નિંદર ઘેરાણી આંખે મટકુંય ન માર્યું.

*

સેવાગ્રામના સંતે એવામાં બાંગ પુકારી અહીંસાની ને મંડાયો સત્યાગ્રહ! વતનની આઝાદી કાજેનો સંગ્રામ! બ્રિટન અને જર્મની જાગ્યું ને જાગ્યું સમસ્ત ભારતવર્ષ. સૌનાએ અંતરમાં વતનની આઝાદી કાજેનો સાદ રણુકી રહ્યો. વનમાલાનું હૈયું પણ તડપી ઉઠ્યું, એણે પણ આદર્યો જીવનસંગ્રામ!

વ્હાલસોયાં માતા–પિતા, પત્ની ને બાળકો, બ્હેની ને સગાંઓને રોતાં કળકળતાં મુકી હજારો જુવાનોનું જીવન ગોંધાયું કારાવાસની અંધકારમય દીવાલોના લોખંડી સળીઆ પાછળ.

વતનની દિલદાઝ કોના હૈયાને ન વલોવે? વતનની પ્યારી ધરતીના પ્રેમને કોણ ભુલ્યું છે કે એ પણ ભુલે?

હજારો કુસુમકળીશી ખીલતી કુમારિકાઓના સૌભાગ્ય નંદવાયાં. હજારો બાળકો અનાથ ને એકલવાયાં બન્યાં. ધન–સંપત્તિ બધુંએ લુંટાયું. કેટલાંક તો રસ્તામાં રઝળતાં બન્યાં. તોય આરો ન આવ્યો.

*

એના પ્રિયતમનું હૈયું વતનની આઝાદી કાજે રડી રહ્યું. નસોમાં ઠંડું પડી ગએલું લોહી ઉકળી ઉઠ્યું. વતનની આઝાદી કાજે મોતને ભેટવા તે ઉભો થયો.

ઘુંટણ સુધી વિટેલી ખાદીની એક ધોતડી. શરીર પર પહેરેલો ખાદીનો ઝભ્ભો, માથે ખાદીની એક ટોપી ને હાથમાં ખાદીની એક ઝોળી રાખી સિદ્ધો ગયો તે આશ્રમમાં. નોંધાવ્યું ખડા સત્યાગ્રહી તરીકે નામ. આવી રીતે બન્યો આઝાદીનો અહિંસક લડવૈયો. શુરો સૈનિક.

હામેહામની સુતેલી માનવતાને એણે જગાડીને એકાદ પળ ચોલડીએ એ પણ કારાવાસના લોખંડી સળીઆ પાછળ ગોંધાયો.

વનમાલાની આશાનું અવસાન થયું. અવસાન ન પામ્યો માત્ર તેનો આત્મા. એણે પણ સત્યાગ્રહ આદર્યો જીવન સાથે.

*

સમય વહેતો હતો. જીવન પણ તેની સાથે ઘસડાએ જતું'તું. એકાદ કોમળ કળીશા શિશુબાળની ખોટ એના હૈયાને દિનરાત વલોવતી. પણ એવા ફુલશા કોમળ શિશુબાળને એ ક્યાંથી લાવે! એના હૈયાની ખોટને પુરનાર પ્રિતમ તો હતો કારાવાસમાં અને પ્રિતમ વિહોણું જીવન જીવાય પણ શે!

તાર મુકયો એણે જેલના સુપ્રિટેન્ડેન્ટને.

"મ્હારા પ્રિતમને મારે મળવું છે." સમય આપો.

સુપ્રિન્ટેન્ડેન્ટે જવાબ વાળ્યો.

"દરીઆપારની શહેનશાહતનો હુકમ છે બ્હેન! કે કારાવાસમાં કોઈની મુલાકાત થવા ન દેવી. દીલગીર છું બ્હેના! માફ કરશો."

પતંગનો દોર સરકી જાય તેમ વનમાલાના હૈયાની આશા સરકી ગઈ. ભાંગેલે હૈયે જડ પગલાં ભરતી એ પાછી ફરી. તોય પુકારો ન આથમ્યા એના અંતરના.

*

નિંદરના ઘેનમાં કાજળકાળી અંધારી રાતડીએ વનમાલા બેઠીતી સુકુમારી પાસે. કુમારી એના શિશુબાળને ખોળામાં લઇ ઠારતી'તી નયનોને. ત્યાં જ વનમાલાએ પાલવ ઢાળી કરગરતાં કહ્યું.

" કુમારી ? સાથે રમ્યા ને કુદ્યા આપણે કોઇ જાતનો ભેદ ન આણ્યો. મારા હૈયાની ખોટને પુરશે ને બ્હેનાં ? કહેને ? "

વિચારમાં પડી ગઇ સુકુમારી.

" શાના વિચારમાં કુમારી ! "

" કંઈ નહીં. "

" તો ? "

" વિચારું છું તારા હૈયાની ખોટને. "

" પુરશેને ? "

" હા ! કહે બ્હેનાં ! " એટલું બોલતાં જ એનાં હૈયામાંથી કંઇક નિસરી ગયું હોય તેમ અવાક બની જોવા લાગી માલા સામે.

" તારા શિશુબાળને આપ આંખની કીકી ઠારવા. "

કુમારીની આંખે આવ્યાં અંધારાં. આંખની કીકીઓ બની લાલઘુમ, અશાઢીના વાદળાંમાંથી કાટકો થાય તેમ ગર્જી ઉઠીઃ

" મારા શિશુબાળને તું શું કરશે ? રાં...ડાકણી. "

વનમાલા ડઘાઇ ગઇ. હૃદયનો બંધ તુટયો તો એના વાત્સલ્યના આવેશને તોય એ રોકી ન શકી. હાથ લંબાવ્યો તેણે શિશુબાળને લેવા.

" રાં.........વાંઝણી. પારકી માટીની ભુખી. આટલું બધું વ્હાલ હોય તો... " ઇર્ષ્યાની આગથી કુમારી ઘેરાઇ ગઇ બાથમાં શિશુબાળને લઈ ચાલી ગઇ એ.

*

સવાર થયું બીજા દિવસનું, તોય એ ન ઉઠી ને નિંદરમાં જ બબડી.

" પારકી માટી... "

પારકી માટીએ, એના હૈયાને વલોવ્યું પુરેપુરું. એ ગાંડી બની ગઇ. ન રહ્યું એને કોઇ જાતનું ભાન. હમેશની માફક લવ્યા કરતી એ. ને રઝળ્યા પણ કરતી.

બે દિ વિતી ગયા તોય ઘર તરફ એ પાછી ન ફરી. તપાસ કરવા માંડી એની ચારે તરફ. ક્યાંય પત્તો ન લાગ્યો.

" ભાભીને રઝળતી મુકી આપણાથી શે રહેવાય ? " એની નણંદી ને દીયરના મનમાં વિચાર આવ્યો. શોધવાને માટે એ બંને નિકળી પડયા. શેરીએ શેરી ગાજી ઉઠી.

" માલા ! અલી ઓ માલા ! "

રસ્તે રઝળતાં રઝળતાં એક સાધુબાવા એને મળ્યા. તેને પૂછ્યું શોભાએ.

" બાપુજી ! હમારી માલાકો કહીં દેખી ? ',

દીનતા ભરેલી શોભાની આંખો જોઇ દયા આવી એને. તેણે કહ્યું.

" હા, બેટા ! નદી કે પાર મંદીરમેં વો મિલેગી. " શોભા પગે પડી ચાલી ગઇ.

સતીશ ને શોભા નદી વટાવી ગયાં મંદીરમાં. માલા પ્રભુને ચરણે પડીતી. શોભા ને સતીશે માલાને ઢંઢોળી જોઇ. ને મારી બુમો.

" માલા ! ઓ માલા ! ચાલ ઘેર. "

પણ એ ક્યાંથી બોલે ? પોંચીતી એ તો, પ્રભુના ધામમાં. એના શિશુબાળને લેવા.

# ઋષિતર્પણની તિથિએ

[અમદાવાદ વિદ્યાર્થીમંડળના આશરે મળેલી સભામાં પ્રમુખસ્થાનેથી
કવિશ્રી ન્હાનાલાલ દલપતરામે આપેલી નિવાપાંજલી]

ગઈ કાલે ઋષિતર્પણની તિથિ હતી. આપણો એક ઋષિપુત્ર એ ઋષિતર્પણની તિથિએ આથમ્યો. એક ગૌરવગુણાન્વિત મહાન ભારતવાસી ખરે મધ્યાન્હને અસ્તાચળે ગયો એની આ શોકસભા.

*

એ આથમ્યો છે ? ના ના. અગ ત્યાગી અનગ થયે કામદેવ આથમ્યો છે જગતમાંથી ? ગઈ કાલે રવીન્દ્રનાથ અંગ ત્યાગી અનગ થયા એ ખરું પણ ગઈ કાલથી રવીન્દ્રનાથના તેજ અસ્ત પામી અનસ્ત થયા છે



ઋષિ અને દ્રષ્ટા કવિવર ટાગોર

વર્ષો પૂર્વે ઇસ ૧૯૧૩ માં એક તિથિએ યુરોપથી ભારત વર્ષે તાર આવ્યો અને ત્યારે સમસ્ત ભારતવર્ષે જાણ્યુ કે યુરોપી કવિમંડળમાં માર્ગ મૂકાવે એવો કવિવર આજે પણ ભારતમાં છે

ત્યારથી—એમના બાવનમા વર્ષથી તે આજ સુધી ટાગોર વર્તમાન ભારતના કવિવર ગણાયા

એક કાળે થોડાંક વર્ષો એવા પણ હતા જ્યારે અંગ્રેજી ભાષાના પણ વિદ્યમાન કવિઓમાં ટાગોર અનામિકાની આગલી આમળીએ પ્રથમને ટેરવે બિરાજતા.

*

આજથી સીત્તેરેક વર્ષો ઉપર રવીન્દ્રનાથ સોળ વર્ષની વયે વિલાયત ગયા તે પહેલા તેમના મોટાભાઇ સત્યેન્દ્રનાથ અમદાવાદમાં સેશન્સ જજ હતા અને શાહજહાનના સાબરમહેલમા રહેતા. ત્યારે ચૌદ વર્ષના કિશોર રવીન્દ્રનાથ ત્યારે ભાઇને ઘેર આવતા શાહજહાનના મહેલની સાબરતટની વિશાળ અગાસીમા રહેતા સાબરની લહરીઓ ગણતા,

સાબરનું પાણી પીતા. સાબરલહરીઓની કવિતા ઝીલતા.

ટાગોરના કવિતા–ઘડતરમાં અમદાવાદનો અને સાબરનો એટલો ફાળો છે. ગુજરાતને ગૌરવકારણ છે કે મહારાષ્ટ્રીય નાટકકાર શ્રી. ગડકરી અને બંગાળી કવિવર શ્રી. ટાગોરના કાવ્યસૃજનમાં ગુજરાતે પાણી સીંચ્યાં છે.

એ ખરૂં છે કે ટાગોર ભારતકાર નથી, ભાગવતકાર નથી, રામાયણકાર નથી. અને એ પણ એટલું જ ખરૂં છે કે રવીન્દ્રનાથ ગીતગોવિંદની અને ચૈતન્યની ભૂમિના કાવ્યછોડ છે. હિમાલયવાસી પિતૃદેવનો ઉપનિષદવારસો પામેલા કાવ્યશ્રીમન્ત છે. કેશવચન્દ્રસેન અને વિવેકાનન્દના વચનામૃત પીધેલા કવિવર છે.

*

પ્રેરણાના અંકુર પોતામાં હતાં, અંકુરોને જળ સીંચનારાઓ પણ ધૂરન્ધરો હતા. ઇશ્વરદત્ત પ્રેરણા, પિતૃવંતના ઉપનિષદ સંસ્કાર, ગીતગોવિન્દ જેવાના–નીમાઇ અને ચંડીદાસ જેવાના વૈષ્ણવી પદલાલિત્ય, કેશવની internationalism, જગત પ્રવાસીનો નિજ અનુભવભંડાર એ સહુનો વિકાસ અને સમન્વય તે ટાગોર–કવિતા.

નરસિંહ, મીરાં, દયારામ, સ્વામીનારાયણના સન્તવરો; ગુજરાત વૈષ્ણવી કાવ્યમધુરપથી ભરપૂર છે. ગુર્જર વાડીઓમાં ગીતા, ઉપનિષદના અઠંગ અભ્યાસીઓ પડયા હતા. યૂરોપને લાગી એટલી ટાગોર કવિતા ગુજરાતને નવી ન લાગી.

ટાગોરનું એક કાળે બંગાળમાં પણ એવું હતું. નોબેલ પ્રાઇઝ મળ્યા પૂર્વે સમવયસ્કોમાં ટાગોરનું ચર્ચાસ્પદ સ્થાન હતું. બંકીમ–શરદ નોવેલોમાં, અને દ્વિજેન્દ્રરોય નાટકોમાં ભાગ પડાવતા મેઘનાદવધનું Epic પ્લાસીના રૌદ્રમૂર્તિ વીરરસ કાવ્ય Lyricsના સમોવડિયાં થઇ ઉભતાં.

*

બૃહદ્ બંગાળે અને હિન્દે ટાગોરનાં કાવ્યમૂલ નોબલ પ્રાઇઝ પછી પીછાણ્યાં. કહે છે કે બંગાળી ત્યારે કવિવરને માનપત્ર આપવા ગયું–કવિવરે ના પાડી.

આપણને આપણી કવિતાનાં મૂલ્ય પણ સ્વીડન–નોર્વે શીખવે !

---

## મૃ.....

### કવિવર ટાગોરનું મૃત્યુશૈયા પરથી

કવિસમ્રાટ રવીન્દ્રનાથ તેમના પર શસ્ત્રક્રિયા તે દિવસે બંગાળી ભાષામાં ' મૃત્યુ ' પર એક લખેલું એ છેલ્લું જ કાવ્ય હોય એવો વિધિનો કાવ્ય રચાયું હતું. નીચે તે મૂળ બંગાળી ભાષામાં

### મૂળ બંગાળી

દુઃખેર, આધાર રાત્રી વારે વારે
એસે છે આવાર દ્વારેઃ
એક માત્ર શસ્ત્ર તાર દેખેછિન
કષ્ટેર વિકૃત ભાલ, ત્રાસેર વિકટ યત
અન્ધકારે છલતાર ભુમિકા તાહાર.

( ૨ )

જતબાર હોયે સુખરે તાર
કરે છિ વિશ્વાસ
કતબાર હોયે છિ અનર્થ પરાજય;
એઈ હારજીત ખલા
જીવનેર મિથ્યા એઈ કુહક
શિશુકાલ હોતે બિજડિત પદે પદે
એઇ વિશીછિકાઃ
દુખેર પરિહાસે જરા
ભયેર વિચિત્ર અલસ્છબિ
મૃત્યુર નિપુણ શિલ્પ વિકીર્ણ અંધારે !

એટલીયં આત્મશ્રદ્ધા આપણને આપણામાં રહી નથી શું ? યુરોપ કીંમત કરે ત્યારે જ આપણે આપણી કવિતાએ પિછાણિએ !

કહે છે કે અંગ્રેજી ભાષાંતર ગીતાંજલિ કરતાં એનાં મૂળ બંગાળી ગીતો ઉમદા છે એ ઉમદાને ખુદ બંગાળે યે ઓછા ઓળખ્યાં: ભાષાંતરને સારા દેશે ઓળખ્યાં.

*

જન્મેજ ટાગોર બ્રહ્મસમાજી હતા ટાગોરે Nationalism ગ્રંથ લખ્યો છે. શાંતિનિકેતનમાં ટાગોરે Internationalism વાવી છે એ બન્ને બ્રહ્મસમાજનો કુલ વારસો Nationalism અને Internationalism ના પલ્લાં સમતોલ રાખવાને ટાગોર સદા શ્રમશીલ હતા.

એ જમાનો એવો હતો. પશ્ચિમ પૂર્વને જાણતું, પૂર્વ પશ્ચિમને જાણતું. મેક્ષમુલર ઋગ્વેદનું ભાષાંતર કરતા. કેશવ east અને west ની વ્યાખ્યાનમાળા ઉચ્ચરતા કેશવ શિષ્ય પ્રતાપચંદ્ર મઝમુદાર પ્રભુ ખ્રિસ્તના નવાં મૂલ્યાંકનનો The Oriental Christ નામનો ગ્રંથ લખતા.

પૂર્વ પશ્ચિમની ત્યારે આપલે હતી.

*

પાછળથી ટાગોરની Nationalism બળવત્તર થઇ. પૂર્વાવસ્થામાં યુરોપી સંસ્કૃતિના એ પક્ષપાતિને અન્તીમ કારી ઘા લાગ્યા હતા અને શ્રદ્ધા દોદળી થઇ હતી.

ટાગોર અનેકવિધ કલાસ્વામી હતા, રસ કવિ ન્હોતા: નવલકથાકાર, વાર્તાલિકાકાર, નાટયકાર હતા. માત્ર અક્ષરસાહિત્ય એમનું કલાક્ષેત્ર નહોતું. ચિત્રકલા, ગાનકલા અભિનયકળાને પણ ટાગોર ઉપાસતા.

ટાગોર હતા અનેકવિધ સૌન્દર્યકલાના ઉપાસક.

ટાગોરની *Personality* એક જાતની Personal magnetism હતી. મુદ્રા જ કાંઇક બોલતી.

હિંદના દાદા દાદાભાઇ નવરોજી, આનંદમોહન બોઝ, સુરેન્દ્રનાથ બેનરજી, ફિરોજશાહ મહેતા, કેશવશિષ્ય પ્રતાપચંદ્ર મઝુમદાર, રવીન્દ્રનાથ ટાગોર એ હતા જાણે પ્રાચીન યુગના રોમાવાળા રોમન મહાપુરુષો. એમની મુદ્રા જોતાં જ થાય

---

## ......ત્યુ

### લખેલું છેલ્લું કાવ્ય

કરવામાં આવી તે દિવસે અત્યંત આનંદમાં હતા. કાવ્ય લખાવ્યું. કવિવરનું બંગાળી ભાષામાં સંકેત હતો. અવસાન પહેલાં આઠ જ દિવસે એ અને તેનો ગુજરાતી અનુવાદ આપવામાં આવે છે.

### ગુજરાતી અનુવાદ

[ ઢાળ : કાયબા કાચબીના ભજનનો ]

દુ:ખની શ્યામલ રજની આવે
વારે વારે મારે દ્વાર;
અંધારે અંતર છળવાને કાજે
સજતી એ હથિઆર;
વ્યથાના ભાલ ઓછાયા
ભીતીથી કંપતી કાયા !
એની ભયાનક મુદ્રા ભાળીને
થરથર્યો જ્યારે પ્રાણ,
ત્યારે ત્યારે હેતુ-હીન પરાજય
કેરાં મેં સાંભળ્યાં ગાન
જય જય તેજ ને છાયા;
જીવન આવરતી માયા.
શૈશવથી સુણું ડગલે ડગલે એ
ભુતના ભણકાર:
નિત્ય નવા વેશ ધારીને ડારતું;
મૃત્યુ તણો અંધકાર.
કારીગર કાળ-પુરાણો
વણે કેવો તાણો-વાણો !

કે કોઈ અનોખા મહાજન છે.

*

ત્યારે સરવાળો' ઇતિહાસમાં ટાગોરનું ચિરઃસ્થાયી સ્થાન શું ?

શાન્તિનિકેતન ? ના. ગુરૂકુળ કાંગડી ભાગ પડાવશે.

નવલકથા ? ના. બંગાળમાં જ બંકિમ અને શરદબાબુ ભાગ માગશે.

નાટકો ? ના. ત્યાંના જ દ્વિજેન્દ્રનાથ રોય છે.

Lyrical મેઘનાવધનું બંગાળમાંનું જ epic સ્હામે ઉભશે જ.

Nationalism–આનંદમોહન બોઝથી માંડીને ઘણા પૂર્વાચાર્યો.

બ્રહ્મસમાજ ? રામમોહનરાય કેશવચંદ્ર સેન સ્તંભ ઉભા છે.

ત્યારે રવીન્દ્રનાથની સવિશેષતા શી હતી ?

*

દાદાભાઇએ બ્રિટિશ પાર્લામેન્ટનાં બારણાં ઉઘાડયાં. લોર્ડ સિંહા હાઉસ ઓફ લોર્ડ્ઝમાં જઇ બેઠા. વિવેકાનન્દે હિંદુત્વ માટે અમેરિકા ખંડ ખુલ્લો કર્યો. મોન્ટેગ્યુએ ભારતવર્ષને League of nations માં બેસાડયું. વરસાઇના તહનામામાં ભારતની સહી કરાવી. જગદીશે જગત શારદાપીઠોમાં science ડંકો વગાડયો. રણજીતે બ્રિટિશરોને બ્રિટિશ રમત ક્રિકેટમાં દિગ્મૂઢ કીધા. ધ્યાનસીંહ ગેડીદડામાં જગતને જીતી આવ્યો–વિશ્વ-દિગ્વિજય કીધો.

ત્યારે ટાગોરે શું કીધું ?

ટાગોરે એ ઇતિહાસ ઘડયો કે પશ્ચિમના દેશોમાં પૂર્વની આજની કવિતાએ માર્ગ સૂઝાડ્યો. ટાગોરે જગતને કહ્યું કે ભારતમાંનું કવિતાઝરણું હજી સજીવન છે, અમૃતમય છે.

ઇતિહાસનો એ છે ઉચ્ચાર ! ટાગોરનું એ છે ચિરઃસ્થાયી સ્થાન. એ છે રવીન્દ્રનાથ ટાગોરની કવિતાનાં મૂલ્યાંકન. હિન્દ ભૂલશે નહિ, યુરોપ વીસરશે નહિ, જગત જતું કરશે નહિ.

*

ગઇ કાલે, શ્રાવણી પર્વણીએ વેદાધ્યયનની આરંભતિથિએ ટાગોરે મૃત્યુ નથી પીધું. અમૃત પીધું છે.

[ "આરામ"માંથી ]

# ફૂલ



લેખિકા :

**સૌ લીલા જોશી**

જેને ન ગમે તેવો કોઇ માણસ હશે ખરો? ખરાબ ગણાતા માણસો પણ સૌ ફૂલને ચહાય છે. રાત્રીની મધુર શાંતિમાં પૃથ્વીનો રસ ચુસાય છે, અને પ્રભાતમાં ઉઘાડેલી પૂર્વના સુવર્ણદ્વારો ખોલે ને તે પહેલાં તો નાનાં મોટાં ફૂલો સ્મિત કરતી કળીઓ વિકસાવીપ્રફુલ્લ થઇ ઉઠે છે. ખીલેલાં પુષ્પમાં માનવને પૂર્ણતા સિદ્ધ થયેલી જણાય છે તેથી તો કદાચ તે તેને ચહાતો નહિ હોય. જીવન એટલે અપૂર્ણતા, જીવન એટલે ધમપછાડા, અશાંતિ, અપરિમેય આદર્શ અને અપૂર્ણ સિદ્ધિનું કરૂણ દ્રવ્ય રોજ સવારે ઉઠતાં માનવને પોતે પુષ્પ પેઠે જીવનની પરમ જ્યોતિ પ્રત્યે પ્રફુલ્લતાથી વિકાસ કરી રહ્યો છે એવું ભાગ્યે લાગે. પરંતુ તેની-આજુબાજુ ?–આ રહ્યું એક પુષ્પ; શાંત અને મૃદુ; સ્મિત કરતું, અને ઉલ્લાસતુ; સાહજિક વૃદ્ધિ, ઉત્તરોત્તર વિકાસ તથા ક્રમાગત પૂર્ણતા પ્રાપ્ત કરતું ! માનવને લાગે છે; ' અહા ! આ પુષ્પની પેઠે મારૂં અંતર પણ કોઇ દિવ્ય જ્યોતિ પ્રત્યે ઉઘડે તો ? પુષ્પ પેઠે જ શાંત, મૂક, અપ્રયત્ન અને આનંદભર્યો વિકાસ સધાય અને આ તે જીવનની કોઇ અપૂર્વ સાર્થકતા પ્રાપ્ત થાય તો કેવું સારૂં ?

એક નાનું નજીવું ફુલ પણ કેટલું ગહન રહસ્યમય બની જાય છે તેનો વિચાર આપણને વિસ્મય પમાડે છે. પ્રથમ બીજ, તેમાંથી અંકુર, તેમાંથી છોડ, કળી તથા પુષ્પ અને તેને અંગે ફળ આખો ક્રમવિકાસનો મહાન વિશ્વનિયમ પુષ્પરૂપી એ નાની સરખી ઘટનામાં સમાઇ રહેલો છે. બીજ કેવું જડ દેખાય છે? જાણે અજ્ઞાનનાઅવચેતનાના અંધકારમાં લુપ્ત થયેલું સૌંદર્ય. બીજમાં રહેલી સઘળી ઉત્તમતા, તિરોભૂત, છુપાયેલી, ઢંકાએલી, અપ્રગટ હોય છે. જમીનમાં વવાયા પછી તે સંજોગો પ્રાપ્ત કરી જીવનનો ઉલ્લાસ પ્રગટાવવા મથે છે ત્યારે પુષ્પ જન્મે છે. બીજમાં રહેલી પરમ સાર્થકતા એ ફૂલ. અપ્રગટ પૂર્ણતાનું પ્રગટાવું તેનું નામ આવિર્ભાવ. માનવ પુષ્પને ચાહે છે ત્યારે પોતાનામાં હજી સુધી અપ્રગટ કોઇ પૂર્ણતામાં કોઇ પરમ સાર્થકતામાં પોતાની શ્રદ્ધાને દર્શાવે છે.

પુષ્પના વિકાસનો યથાર્થ ખ્યાલ લાવવા પ્રયત્ન કરીશું તો આપણને આશ્ચર્ય થયા વિના નહિ રહે. એક નાનકડું ફૂલ ખીલે તેને માટે કેટકેટલી સામગ્રીનો, સંજોગોનો અને સાનુકૂળતાનો સંભાર ભેળો થવો જોઇએ એ કદી વિચાર્યું છે? પૃથ્વી, પાણી તેજ અને વાયુના તત્વો ચોક્કસ પ્રમાણમાં એકત્ર થઇને કાર્ય કરે તોજ ફૂલનો વિકાસ શકય બને. જમીન, વરસાદ, સૂર્યનું તેજ ને હવા એ સર્વેનો અપૂર્વ મેળ જામે તોજ ફૂલ ખીલે. આખા વિશ્વમાં સંવાદનો જે મહાન નિયમ કાર્ય કરી રહેલો છે તેનું સંગીત આપણે પુષ્પના વિકાસમાં સાંભળી શકીએ છીએ. અને ત્યાર પછી ધારીએ તો કોઈ પણ વસ્તુના કેવળ બહારના દેખાવથી છેતરાતાં પણ સહેલાઇથી અટકી શકીએ.

ડૉ. જગદીશચંદ્ર બોઝે સિદ્ધ કર્યું છે કે છોડમાં પ્રવાહી જીવનરસની ગતિનું કારણ

તેનામાં રહેલી જીવનશક્તિ છે. છોડનું હૃદય ધબકે છે, તે પાંદડાવડે શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરે છે. તથા સૂર્યના તેજનું પૃથક્કરણ કરી તેમાંથી ઇન્દ્ર ધનુષ્યના જેટલા રંગના ફુલોને તે પ્રગટાવે છે. તથા પાંદડામાં લીલા રંગનો જીવનપ્રદ સંચય કરે છે.

જેને છોડવાઓ અને વૃક્ષો સજીવ નહિ લાગ્યા હોય તેવો માનવી મને લાગે છે કે ભાગ્યે જ મળશે. પુષ્પો સ્મિત કરે છે, તેઓ અભિમાનથી કોઈ વાર ગૌરવથી ડોક ઉંચી કરે છે. નમ્રતાથી લચી રહે છે. મધુરતા ભર્યા દવે છે, આનંદથી હીંચે છે, ગ્લાનિથી સુકાય છે, શોકથી કરમાય છે અને જીવન શક્તિ જતાં ખરી પડે છે

પુષ્પોની નરી નિર્દોષતા પણ માનવને આકર્ષે છે. પરંતુ એ નિર્દોષતામાં અશક્તિએ સામર્થ્યનો મુદ્દલે અભાવ નથી તેમાં પરિમલના પ્રસારમાં ઉદ્ધતાઇ કે અભિમાન પણ નથી હોતું. પુષ્પ સુગંધ વહેવડાવે છે, કારણ કે તેને માટે તે સહજ છે. કહો અનિવાર્ય છે. માનવને લાગે છે. ' મારૂં જીવન પણ એવું આનંદ ભર્યું ને માધુર્ય દાન કરવામાં ક્રમે ક્રમે વિકાસને સાધતું ગતિ કરે તો કેવું સારૂં !

મને ફૂલ બહુ ગમે છે.



# શારીરિક સ્વાસ્થ્ય

## ૨. ગર્ભવતી બહેનો માટે સાવચેતીની સૂચનાઓ

માતા બનવું એમાં સ્ત્રીત્વની પરિપૂર્ણતા આવી જાય છે અને તેથી જ સ્વાભાવિક રીતે પુરૂષોના કરતાં સ્ત્રીઓને બાળકો પ્રત્યે વધારે મમતા અને ખેંચાણ હોય છે. એ એક કુદરતી નિયમ જ છે. તેમજ ઉમ્મર લાયક થતાં દરેક બહેનોને માતા થવાની હોંશ હોય છે. પણ આપણા દેશનું મોટું દુર્ભાગ્ય એજ છે કે બાળકથી મળતાં સુખો તથા આનંદ આપણા દેશની મોટા ભાગની બહેનો ભોગવી શકતી નથી કારણ કે માતા થવા માટે કેટલી લાયકાત હોવી જોઇએ તથા બાળ ઉછેર માટે માતા કેટલી જોખમદાર છે એ બાબતનું શિક્ષણ ઘણી જ થોડી બહેનોને હશે. આપણામાં પ્રથમ સગર્ભા થનાર બહેનને ઘરેણાં લુઘડાં પહેરાવીને તથા સારૂં સારૂં ખવાડી પીવાડીને તથા ન્યાતો જમાડીને એ સમારંભ પુરો કરવામાં આવે છે એટલે ગર્ભપોષણ તથા બાળ ઉછેરની બાબતમાં માતાઓ અંધકારમાં જ રહી જાય છે એટલે થનાર બાળક ઉછરી આવે તો તો ઠીક નહીંતર ઇશ્વરે આવરદા ઓછું આપ્યું એમ સંતોષ માનીને બેસી રહે છે પણ દરેક બહેનોએ જાણવું જોઇએ કે બાળકનું અકાળે મોત થાય તેની જવાબદાર તેની માતા જ છે ઇશ્વર નથી કારણ કે ઇશ્વર તો ફળ આપે છે તે તેનો ઉપભોગ કરવા માટે આપે છે. માટે દરેક બાળક ને વૃદ્ધ થવાનો હક્ક છે માટે અકાળે બાળક કરમાઈ ન જાય તેને માટે જ્ઞાન મેળવવાની ઘણી જ જરૂર છે.

હવે આપણે જોઇશું કે આગળના વખતમાં સુવાવડને એક ઘણો જ ગંભીર પ્રસંગ ગણતાં હતાં અને કહેવામાં પણ આવતું કે "સ્ત્રીઓને સુવાવડ તો એક મોટી ઘાત છે એમાંથી નાહી ધોઇને ઉઠે ત્યારે ખરી." પણ હવેના વખતમાં સગર્ભા બહેને એવી ધાસ્તી રાખવાની બીનકુલ જરૂર નથી કારણ કે આગળના વખતમાં વૈદકીય વિજ્ઞાન આટલું આગળ વધેલું નહોતું તેથી સુવાવડમાં માઠો પ્રસંગ બની જાય તો તે શાથી બન્યો તે ચોક્કસ ખબર નહોતી તેથી એ પ્રસંગ ધાસ્તીભર્યો લેખાતો હતો. પણ આજનાં આગળ વધેલાં વિજ્ઞાને બતાવી આપ્યું છે કે એક બહેન સગર્ભા બને ત્યારથી જ તંદુરસ્તીના નિયમોને અનુસરીને ચાલે તેમજ બાળ ઉછેરનું જ્ઞાન મેળવે તો એ પ્રસંગ ઘણી જ સહેલાઇથી ઉકલી જાય છે અને ભય કે ચિંતાનું કારણ બીલકુલ રહેતું નથી અને પોતાનાં તંદુરસ્ત બાળકને આનંદથી રમાડે છે, માટે આગળ જણાવ્યું હતું તે પ્રમાણે સ્કુલનું શિક્ષણ લીધા પછી શારિરિક વિજ્ઞાન તથા બાળઉછેરનું શિક્ષણ પણ અવશ્ય મેળવવું જેથી શરીરમાં થતા ફેરફારો સરળતાથી સમજી શકાય અને નાહકનાં ગભરાઇ જવાય નહીં.

( ૧ ) હવે માતા થવાનાં ચિન્હોની ટૂંકમાંજ સમજ લઇએ.

પ્રથમ દર માસે આવતું માસિક બંધ થાય છે પણ દરેક વખતે એમ ન ધારી લેવું કે ગર્ભ રહ્યો છે કારણ કે ગર્ભસ્થાન

કે તેને લગતાં અવયવોમાં કાંઇ વિક્રીયા થવાથી પણ માસિક આવતું નથી અને ગર્ભ રહ્યાનાં કોઈક ચિન્હ દેખાય છે, માટે એવે વખતે કોઇ પણ લેડી ડૉકટર પાસે તપાસ કરાવવા જવું અને તેઓ તમને જે કહે તે ખાત્રીપૂર્વક કહેશે.

( ૨ ) કોઇને ચક્કર આવે છે. ખાવાનું ભાવતું નથી તેમજ સવારમાં અથવા ખાધા પછી ઉલટી થાય છે જો કે દરેક જણને આવું થાયજ એમ પણ નથી કારણ કે એમાં દરેકની પ્રકૃતિ પર આધાર છે. ત્રણ માસ પુરા થતા સુધી આવાં અથવા એમાનાં એકાદ ચિન્હ જણાય છે અને ચાર મહીને તે બંધ થઈ જાય છે પણ ત્યારપછી પણ જો ચાલુ રહે તો જરૂર ડૉકટરની સલાહ લેવી.

હવે આપણો વિષય સાવચેતી લેવા વિષેનો છે એટલે ગર્ભ છે કે નહીં તે જાણવા ટુંકમાં જણાવ્યું હવે પછી ગર્ભ રહ્યા પછીની સારવાર જોઇશું.

(૧) સામાન્ય તબીએત હોય ત્યારે ઘડીઘડીમાં ડૉકટરને ત્યાં દોડી જવું એ ખોટું છે. પણ સગર્ભાવસ્થામાં નજીવું લાગે તોપણ ડૉકટરની સલાહ જરૂર લેવી કે જેથી વધારે બગાડ થતો અટકે.

દરેક બહેને સગર્ભા હોવાની ખાત્રી થતાં દર પંદર દીવસે પોતાની તબીએત કોઇ પણ લેડી ડૉકટર પાસે તપાસાવવી જોઇએ કે નવમાસ દરમિઆન કાંઇ પણ ઉપદ્રવ થવા પામે નહીં.

કોઇ બહેનેને કસુવાવડ થવાની પ્રકૃતી હોય છે અને તે ઘણેભાગે ત્રણ મહિનાની અંદર જ થાય છે માટે તે વખત આવતા તબીએત તપાસાવવી અને આમકી હકીકત જણાવવી કારણ કે કસુવાવડ થવાનાં અનેક કારણો હોય છે તેની તમારી આમકી હકીકત જાણીને તમને દવા તથા સૂચનાઓ આપશે.

( ૨ ) ગર્ભવતી બહેને પોતાને ઝાડો તથા પીશાબ સાફ થાય છે કે નહીં તેને માટે ખાસ ધ્યાન રાખવું કારણ કે શરીરની તંદુરસ્તીનો મુખ્ય આધાર એના પરજ છે. જો કબજીઆત રહેતી હોય તો લીલીદ્રાક્ષ નારંગી વિ ફળો ખાવાં તથા ઘેર બનાવેલી મોળી છાશ હમ્મેશ પીવાથી પેટ સાફ રહેશે લીલીદ્રાક્ષ મળતી ન હોય તો કાળીદ્રાક્ષ ઠળીઆ કાઢીને સાફ કરીને તેમાં લાણ, મીઠું, મરી, નાખીને રાત્રે સુતી વખતે દરરોજ થોડી ખાવી અને તે છતાં જરૂર લાગે તો વિલાયતી દીવેલ લેવું પણ વારંવાર જુલ્લાબની ટેવ પાડવા કરતાં પેટ સાફ આવે એવો ખોરાક જ લેવાથી વધારે ફાયદો થશે. અને અશક્તી આવશે નહીં.

( ૩ ) સગર્ભાવસ્થામાં પીશાબ માટે ઘણીજ કાળજી રાખવાની છે. કારણ કે એવી વખતે પીશાબમાં આલ્બ્યુમીન નામનો ઝેરી પદાર્થ ઉત્પન્ન થવા સંભવ રહે છે અને તેને લીધે પ્રસુતી વખતે અથવા પ્રસુતી પછી તાણ આવે છે અથવા કોઇવાર મરેલું બાળક જન્મે છે માટે ખાસ કરીને ૭ માસ થાય એટલે દર અઠવાડીએ પીશાબ તપાસાવી આવવો આમાં ધભરાવવાની બીલકુલ જરૂર નથી કારણ કે પેટમાં બાળકનાં વધવા સાથે પેટની અંદરનાં કેટલાંક અવયવો પર દબાણ આવવાથી બગાડ થાય છે અને તેનો સવેળા ઉપાય કર્યાથી નાબુદ પણ થાય છે. માટે તમારે વારંવાર જવું અને કાંઇ બગાડ હશે તો તમને સલાહ તથા સૂચનાઓ આપશે આપણાં સદ્‌ભાગ્યે આપણા વડોદરા શેહરમાં હોસ્પીટલો તથા સંસ્થા છે તેને લીધે તેમજ ઘણી બહેનોની સમજમાં એ વાત આવી છે તેથી દીન

પ્રતિદીન એ જાતના કેસ ઓછા થતા જાય છે.

સગર્ભા બહેનને ઝાડો તથા પીશાબ સાફ રાખવા માટે સાદામાં સાદો ઉપાય એ છે કે પીવાનું પાણી ઉકાળીને ભરી રાખવું અને તે પાણી પુષ્કળ પ્રમાણમાં પીવું કે જેથી આંતરડાં વીગેરે અવયવો ધોવાઈને સાફ રહેશે

પીશાબ કટકે કટકે થોડો થોડો થતો હોય તો બાર્લીવૉટર ( જવનું પાણી ) લીંબુ નાખીને પીવું આ પીણું પૌષ્ટિક અને નિર્દોષ છે એટલે એવું કાંઇ લાગે તો ડૉકટરને પુછ્યા શીવાય પીવામાં વાધો નથી.

મોઢા પર કે હાથે પગે થોથર કે સોજા જેવું દેખાય તો તુરત ડૉકટરની સલાહ લેવી.

લોહી સ્વચ્છ રાખવા માટે લીલોતરી શાકભાજી તેમજ ફળોનો જેમ બને તેમ વધારે ઉપયોગ કરવો જો તાજાં શાકભાજી બહુ મરચાં કે મશાલા વગરના બનાવીને પૂરતા પ્રમાણમાં ખાવામાં આવે તો લોહી સ્વચ્છ જ રહે છે અને દવા દારૂની ઉપાધીમા પડવુ પડતું નથી ખાટાં લીંબુનું શરબત બનાવીને તથા બીજા ખોરાક સાથે વધારે પ્રમાણમાં ખાવાથી સગર્ભા બહેનને ઘણો જ ફાયદો થાય છે. ખટાશથી સોજા આવે વી. વહેમ ઘણો જ હોય છે પણ લીંબુની ખટાશ બીલકુલ નુકશાનકારક નથી માટે સાદો દવાો ખોરાક અને ઉપર જણાવેલાં શાકભાજી લીંબુ વીગેરે પ્રમાણસર લેવાથી આપો આપ જ પેટનાં અવયવો સુધરી જાય છે અને દવા પીવાની જરૂર પડતી નથી માટે દરેક બ્હેને ધ્યાનમાં રાખવું કે જે કામ પુરતાં તત્વોવાળો ખોરાક કરે છે તે કામ દવા કરી શકતી નથી. ખોરાક ખાવામાં જે ન્યુનતા રહેતી હોય તેની પૂર્તિને માટે જ દવા છે

વારંવાર પીશાબ તપાસવાની કેટલી અગત્યતા છે તે બહેનોના ધ્યાનમાં આવ્યાથી પ્રસુતી વખતના અનેક સંકટોમાંથી ઉગરી જવાય છે. હવે આગળ આપણે બીજી બાબતો તપાસીશું.






સેખક : રા. 'પ્રમોદ', બી એ.

[ ઓગસ્ટ અંકના પાન ૭૦૯ થી ચાલુ ]

## પ્રકરણ ઓગણીસમું (ચાલુ)

ચંપા વૈદરાજ સામે જોઇ બેઠી હતી એ નીચું જોઇ ગઇ.

"તમે કદાચ પરણવા પણ નહિ કરી હોય-એનું શું થયું કે એ શું કરશે એ જાણવાની: પણ હું જણાવું. એને એનાં માત-પિતાએ પરણવા આગ્રહ કર્યો, એ તમને ન ભૂલી શક્યો. અને ના પાડી: એનાં માબાપને રંજ થયો; પણ એને રાજી કરવાની મી. પારેખની શક્તિ તો તમે હરી લીધી હતી; એણે ભોળપણમાં કહો કે હૃદયની વિશુદ્ધતાને લીધે કહો પણ માબાપથી દૂર થવા નક્કી કર્યું. અને આજે એ પંચમહાલ જીલ્લામાં તમારી પવિત્ર યાદીને હૃદયના ખૂણામાં સાચવી રાખી પોતાનું જીવન ગામડાંમાં દેહનાં દુખીઆંને ચરણે નાખી દહાડાઓ ગુજારે છે."

ચંપાએ ઉંચું ન જ જોયું.

"બ્હેન, હું તમને દુખી કરવા માટે આ નથી કહેતો. હું તો એટલું જ કહું છું કે તમારે શું કરવું એનો કદાચ આ ઉપરથી તોડ નીકળે. મારે અને પ્રાણજીવનદાસને વાતચીત થઇ છે. એણે તો પણે વાત કરી; એની સાથે રહેવું હોય તો એની ના નથી: પણ એના રખડુપણામાં આડે ન આવવાની શરતે: તમારે એકલા રહેવું હોય તો પણ એની ના નથી: અને એ કશી શરત વગર: અને તમારે એનાથી છૂટા થઇ જવું હોય તો પણ એની ના નથી. એમાં તો કાંઇ શરત રહેતી જ નથી. એક બીજું પણ તમે શું છો એ એનાથી અજાણ્યું નથી: એ તમારી ઉપર ઓછાઓછા થાય છે એમાં જરાએ શંકા નથી: અને તમે એનાથી જૂદાં રહો કે છૂટાં પડીને રહો તો પણ એ પોતાથી બનતું તમારે માટે કરશે એમ એણે વચન આપ્યું છે: પણ એ પોતે શું છે! એ પણ એ સમજે છે અને એથી પોતાનું વર્તન કોઇ રીતે બાંધી દેવા એની ઇચ્છા નથી."

ચંપાએ સાંભળ્યા જ કર્યું.

"હવે કહો. તમે તોડ કાઢો: તમને શું કરવું વાજબી લાગે છે!"

ચંપાએ માંડ માંડ ઉંચું જોયું: અને જવાબ આપવા પ્રયત્ન કર્યો પણ કાંઈ બોલાય તે પહેલાં એનાથી મ્હોં ફેરવાઇ જવાયું.

"ચંપા બ્હેન, કાંઈ ગાંડાં થયાં છો? તમે એકજ એવાં નથી કે આવી આપત્તિ આવી હોય. ઘેર ઘેર એવા કિસ્સાઓ તો

છેઃ તમે તો સમજુ છો; વિચાર કરવાની તમારામાં શક્તિ છે. તમે એવો નિર્ણય કરો કે જે કોઇને અને કોઇને ધડારૂપ થાય."

ચંપાએ જવાબ ન દીધો.

"હું તો તમને કાંઇનું કાંઇ માનતો હતોઃ અનેક અગ્નિઓને પેટમાં સમાવી શીતળતા વર્ષાવી શકે એ તાકાત જો કોઇમાં હોય તો એ માત્ર સ્ત્રીમાં જ છેઃ અને એટલે દરજ્જે એ પુરૂષ કરતાં વધુ શકિતશાળી છે. પણ તમે તો એમાંથી બાદ થાવ છો. તમારા કરતાં તો હીરા સારી નહિં ? કેવી કલ્લોલ કરે છે ? છતાં એને કયારેય ગમગીન જોઈ ?"

ચંપાએ ઉચું જોયું: અને દુ:ખનો ઘુંટડો ઉતારી જઇ બોલીઃ "એને મારા જેવી થોડી ઉપાધિ છે ?"

"ચંપા બહેન, તમારા કરતાં વિશેષ. તમારો પતિ તો તમને હાથમાં ઝુંકાવવા ખૂશી છેઃ જ્યારે એનો પતિ તો એના ઉપર કંઇનાં કઇ આળ ચડાવતો, અને ઉભાં રહો ! એના કારણમાં શું ? બિચારીને કર્મ-સંયોગે મિશ્રમંડળીમાં પરાણે પરાણે પણ ભળતા હોવાનું સાંપડયુંઃ અને કાલે સવારે એને બોલાવે તો શરત શું ? કદાચ સૂર્યને પણ પોતાનું મ્હોં ન દેખાવા દેવું એ ?"

વૈદરાજ તમે ગમે એ વાત કરો મને અત્યારે તો બીજો કાંઇ રસ્તો નથી દેખાતોઃ કાલે શું થાય એ જુદી વાત છે. કદાચ એનો હૃદય પલટો થાય અત્યારે તો જે કરવું એ મારે જ રહ્યું. હું એના ભેળી તો નહિં રહી શકું: ત્યારે એનાથી છૂટી થવાનું તો મને આત્મહત્યા જેવું લાગે છે. હું અહિં રહું તો ?"

"બહુ જ સારૂં. શ્રદ્ધા રાખો કે કોઇક દિવસ હૃદયપલટો થાય. ત્યાં સુધીમાં અહિં હરોફરો, આનંદ કરોઃ કંઇક સુંદર પ્રવૃત્તિ ઉપાડો. ઇશ્વર બધું સારૂં કરશે."

ચંપાએ 'શ્રદ્ધા' સામે વાંધો ન લીધો

"અને એમણે એક ઇચ્છા બતાવી છેઃ મુકુન્દને એની સાથે રહેવું નથી પોસાય એવું. એનો જીવ તમારાથી ભળી ગયો છે. તો અહિંજ રહેવાનું રાખો તો વધુ સારૂં."

"એ તો કયાં જ છે ને ?"

"ત્યારે શું ? તમારી વાતનો તોડ તો તમે કાઢી લીધો છે. અને એ સારામાં સારો છે. હવે કહો—તમે પ્રથમ કાંઇક કહેતાં હતાં એ ?"

"ત્રિવેણી......"

"એક વાત વચ્ચે કરી લઉં ત્રિવેણીના કરતાં યશોમતિની વાત પહેલી કરીએ તો?"

"તો પણ ઠીક વૈદરાજ તમે સમજી તો ગયા છો. પછી મારે શું કહેવાનું છે ? તમને કેમ લાગે છે ?"

"મને તો એ વાત થાય તો સારૂં એમ લાગ્યું છે. મેં સુંદરલાલ સાથે એ વાત કરી છે. કરવાનું કારણ હતું. અહીંથી અમે નીકળ્યાં ત્યારે મુક્તા સાથે હતી; માબાપને છોકરાંની વાત સૌથી વધુ ખટકતી હોય છેઃ માણસ દૂધનો દાઝયો છાશ ફૂંકીને પીએ ? સુંદરલાલ, મુક્તાની સ્થિતિ પ્રાણજીવનદાસને હાથે થઇ એ જોતાં, યશોમતિને એજ ઘરનાં બીજાંની સાથે ભળતી જોવા ન ઇચ્છે એ આપણે સ્વાભાવિક સમજીએ જ; એણે બેચાર વાર મને એ કહ્યુંઃ અને સાથે સાથે એમ પણ કહ્યું કે હવે યશોમતીને કયાંક ઠેકાણે પાડી દઇએ. હું સમજી શકું છું કે એમ કાંઈ સમજદાર થયેલાં છોકરાંને, એઓ કબૂલ ન થાય તો, ઠેકાણે પાડી શકાય નહિં. પણ એમની જૂની માન્યતાને બાજૂ ઉપર રાખીએ તો પણ એઓની મનઃસ્થિતિનો

કાન્તિ છેવટ છેવટના કાળમાં કામમાં એના પરિચયમાં આવ્યો અને પ્રભુલાલે કાન્તિને આખરી સંદેશો દીધો કે તું આ ઘર મર્દ તરીકે સાચવજે. હવે બ્હેન એક વિચાર કરોઃ પ્રભુલાલના ઘરમાં એના ગુજરી ગયા પછી મર્દ માણસ કોણ હોઈ શકે સિવાય એનો પુત્ર ? અને એ પોતાની સ્ત્રી કે પુત્રીની સોંપણી પણ કોને કરે સિવાય પોતાના પુત્રને ! પણ તમને કદાચ આ વાત ગળે નહિં બેસે. આપણે જરા ખત્રી કરી લઇએ."

" તમે તો મૂરખ લાગો છો. શું કોઇને કહીને મને બનાવવી છે ? મારો તો એકડોજ નીકળી જાય ને ? "

" તમારો એકડો કાઢી નાખવાની મારામાં આવડત હોય તો હું મૂરખ શાનો ?"

" તો બીજું શું ? તમારી મૂર્ખાઇમાં કાંઇક બકી નાખો ને એનો અર્થ કાંઇ ને કાંઇ થાય ! "

" કાંઇ હરકત નહિ, મૂરખના બોલવા સામું કોણ જોવાનું હતું ! હીરા-એ હીરા."

હીરા દોડતી આવી-ચંપા એને રોકાવી દે તે પહેલાં—

" તને ધીમે ચાલતાં આવડે છે કે નહિ ?" વૈદરાજે ખોટો ગુસ્સો કરી કહ્યું.

" બાપા, ધીમે ચાલવાનો રિવાજ હવે નીકળી ગયો છે. હવે તો મ્હોં ભરા જવાનો જમાનો આવી ગયો છે. " હીરાએ જવાબ દીધો.

" તે તું પણ શીખી ગઇ !"

" હા જી. પણ માત્ર ચાલતાં જ હો ! વળી તમે કાંઇનું કાંઈ સમજી બેસશો. "

" યશોમતિ શું કરે છે ! "

" દોડે છે. "

" મુક્તા પડી ગઇ તોય ? "

" મુક્તાબ્હેનની પેઠે નથી દોડતી; જરા કપડાં સંકોરીને દોડું છું. "

" સારું સારું, આજે નહિ દોડે તો ક્યારે દોડશે ? હું હવે થોડો દોડવાનો હતો ?"

" વૈદરાજ, તમે ધારો તો દોડી શકો છો ! " ચંપાએ કહ્યું.

" બ્હેન, દુનિયા ઘરડા દોડે ત્યારે એને ગાંડા કહે છે. દોડવું જુવાનને પોસાય ! હું અને મોનો દોડીએ તો પછી છોકરાં ભેળાં થાય અને હસે. પણ હા, હીરા હું તને પૂછતો હતો કે ત્રિવેણીએ શું નક્કી કર્યું ? એણે પોતાનું વેણ મુક્યું કે નહિ ? "

" તમે એને નથી ઓળખતા ? એ અચલબાની દીકરી છે. એ હીરા ને યશોમતિ ન હોય. એક શબ્દ પણ એ વગર વિચાર્યો ન બોલે. અને એક ડગલું પણ પોતે લીધેલા કામમાંથી ન ચાતરે. એ તો પોતાનું ધાર્યું કરશે. પરિણામની વાટ જુએ છે. પાસ થયાં એટલી વાર ! એ ચોકખું કહે છે ને ? પ્રભુલાલ કાકાને પણ છેવટ છેવટમાં કહ્યું હતું અને અચલબાને પણ કહે છે કે, એ જે દહાડે પરણવાનું નક્કી કરશે ત્યારે એમાં વચ્ચે આડું આવશે તો પણ એ નહિ અટકે અને જ્યાં સુધી એને નથી પરણવું ત્યાં સુધી એ સંબંધનો ખ્યાલ પણ એની આગળ મુકયો તો એની સાથેનો એ સંબંધ તોડી નાખશે. એ કહે છે કે એને બે હાથથી ઓછું અંતર થાય એટલે પુરૂષની ગંધ નથી ગમતી !"

ચંપા સાંભળી રહી હતી.

" ત્યારે હું જાઉં ? "

" કેમ કાંઇ ઉતાવળ છે ? " વૈદરાજે પૂછ્યું.

" ના, તમારે આટલું કામ હતું તે એ થઇ રહ્યું. શું હતું ચંપાબ્હેન ! ત્રિવેણીબ્હેનને પરણાવવાનો વિચાર કરતાં હતાં ? "

" ચંપાબહેન જવાબ આપો " વૈદરાજે સૂચવ્યું.

ચંપાએ જવાબ ન દીધો.

" કોણ મૂરતીયો શોધ્યો છે તમે ! ભલાં થઈને વાત ન કરશો, ચંપાબહેન ! અચરતના પાસે પણ અને એક બીજું કહી દઉં, આપણે બધાં ભેળાં વસીએ છીએ તે તમે ક્યાંક તમારા નવા જમાનાનાં ચશ્માં પહેરીને રખે કાંઈનું કાંઇ માની બેઠાં હો ! માત્ર કાન્તિભાઇના બાપનું નામ જ જુદું લખાય છે; લખવું તો જોઇએ પ્રભુલાલ પણ પ્રભુલાલ કાકાને એ દીકરો બહુ છેવટને વખતે જડયો, સમજ્યાં. " હીરાએ દાદીમાની પેઠે વાત કરી.

ચંપાને શરમ લાગી કે પોતે આ વાત કેમ ન જાણી શકી: અને જાણી ન શકી તો ઉતાવળે શા માટે કાંઇ બોલી નાંખ્યું !

" હીરા, એ બધું તો ઠીક. પણ યશોમતિ અને મુકુન્દનાં લગ્ન કર્યાં હોય તો ! "

" કરવા જેવું છે; નહિ તો એઓને છેટાં પાડવાં જોઇએ. "

" છેટાં પાડવાથી ! "

" વૈદરાજ તમે જાણે મશ્કરી છોડી દો; નકામી અને શા માટે બોલાવો છો ! માણસને એવું હોય છે કે એઓ ટેકા વિના ઉભી ન શકે. "

" એ તો ખરાબ ! "

" ખરાબ કે સારૂં. મને તો દેખાયું એ કહ્યું ટેકો મુકરર થઇ જાય એટલે એ એને આધારે ટકી રહે ! "

" અને ટેકો ખસી જાય તો ? "

" તો મૂશ્કેલી પડે. "

" એમ ખરું કે ? "

" વૈદરાજ, તમે તો સાવ નફટ છો ! " હીરા છેડાઈ પડી અને ચાલતી થઇ.

ચંપા અને વૈદરાજ પણ ઉઠયાં. અને બહાર નીકળતાં નીકળતાં વૈદરાજે ચંપાને પૂછ્યું: " ત્રિવેણીને મ્હોંએ સાંભળવું છે ? "

" વૈદરાજ, મહેરબાની કરીને એની આમળ મારો ફજેતો ન કરશો. "

( ચાલુ )

# વર્ષા

[ કહીદે કહીદે દિલની દેવી...એ રાગ. ]

જુઓ વર્ષા આવી આવી
અદ્ભુત શોભા લાવી........
જુઓ વર્ષા આવી આવી.

આભે મેઘની સ્વારી આવે,
નીશાન ડંકા આગળ બાજે,
દુંદુભી ગડગડ ગાજે,
વિજળી ચમકારા થાયે....
જુઓ વર્ષા આવી આવી.

નદી સરોવર જળ ઉભરાયે,
છલ છલ કરતાં છલકાયે.
પૃથ્વીએ સાડી ધારી,
લીલી સુન્દર સારી....
જુઓ વર્ષા આવી આવી.

ખેડુત ઉરમાં હરખાયે,
હળ લઈ ખેતર સૌ જાયે;
આલવતાં હૈયાં કરતાં.
પશુ પંખી આનંદ કરતાં....
જુઓ વર્ષા આવી આવી.

ર બપૈયા વનમાં બોલે,
ચાતક વર્ષા બીન્દુ ઝીલે.
પ્રકૃતિની લીલા ન્યારી,
ધરતીનું હૈયું ઠારતી....
જુઓ વર્ષા આવી આવી.

સૌ. ધનિષ્ઠા મજમુંદાર.



## કન્યાઓના શિક્ષણમાં પાકશાસ્ત્રનું સ્થાન

'જયા ' શાળાઓમાં કન્યાઓ માટે દર અઠવાડિયે અમુક કલાક રસોઇ શિખવવા માટે રાખવા જોઇએ.' રંભાબહેને કહ્યુ.

'પણ સહશિક્ષણના આ જમાનામાં એ શી રીતે બને ? ' મેં પૂછ્યું.

'કેમ ન બને ! ચિત્રણના, ડ્રૉઇંગના, ભરતના તથા ડ્રીલના કલાક સમયપત્રકમાં હોય છે કે નહિ ? એ જ રીતે કન્યાઓ માટે પાકશાસ્ત્ર માટેનો કલાક ફરજીયાત રાખવો જોઇએ, સ્ત્રીઓ ભણે એ આવકાર-દાયક છે પણ ભણીને રાંધતાં ન શીખે, એમને રાંધતાં ન આવડે, અથવા એ પ્રત્યે સૂગ કેળવે એ ખરૂં જ તિરસ્કારપાત્ર છે. '

'ઘણી ભણેલી સ્ત્રીઓને એવી સૂગ હોય છે.'

'તે જ ખોટું છે. ઉલટું આ વિષય એટલો રસિક છે કે એમાં ધ્યાન આપે તો કુટુંબનું કલ્યાણ થાય. રસોઇ સારી અને ઝડપથી કેમ રાંધી શકાય તે પણ શીખી લેવા જેવું છે. કુકરવાળા પ્રકરણમાં આપણે જોયું તેમ દાળ ભાત શાક અને રોટલી



બનાવવાને માત્ર અર્ધાથી પોણા કલાકની રસોડામાં હાજરીની જરૂર પડે.

'એટલો વખત તો ઘણાં ગે ટાપટીપમાં કે વાતોમાં જ ગુમાવે છે.'

'પણ કરવા ધારે તો એનો સદુપયોગ કરી શકે છે. આપણી શાળાઓના શિક્ષણમાં પાકશાસ્ત્રને સ્થાન હોવું જ જોઈએ એ વિષે વાત કરતાં હતાં. અહિંયાં તો શું પણ ઇંગ્લેંડમાં પણ આ રીતના શિક્ષણને શાળાના અભ્યાસક્રમમાં સ્થાન આપવામાં આવ્યું છે અને દર અઠવાડિયે અમુક કલાક પાકશાસ્ત્ર શિખવવા માટે જુદા રખાય છે. આપણે ત્યાં પણ કેટલીક કન્યાશાળાઓમાં આ પ્રકારની ગોઠવણ છે ખરી, પણ એના પ્રત્યે ઘટતું ધ્યાન અપાતું નથી. હમણાં જ મેં વાંચ્યું હતું કે ચીન જેવા દેશમાં પણ પાકશાસ્ત્ર શિખવાને વરસો સુધી શિક્ષણ લેવું પડે છે.'

'વરસો સુધી ?'

'હાજી. આપણે ત્યાંની માફક જનોઇનો તાતણો નાખ્યો કે પાકશાસ્ત્રી થઇ ગયા, એવું ત્યાં નભી શકતું નથી ત્યા તો પાકશાસ્ત્રી થનારે મહાજનમાં છ વર્ષની કેળવણી લેવી પડે છે અને પદ્ધતિસર અભ્યાસ કરવો પડે છે. તે પછી ચાર વર્ષ કોઇ નિપુણ પાકશાસ્ત્રીના મદદનીશ તરીકે કામ કરવાનું હોય છે. આ રીતે દશ વર્ષે એ રસોઇયાનો ધંધો શરૂ કરી શકે, પણ નિપુણ પાકશાસ્ત્રી તો બાવીસ વરસના અનુભવે જ થઇ શકે !'

'હું તો ચીનાઓને એદી ધારતી હતી. પણ તમારા કહેવા પરથી તો એ લોકો ભારે આલાક લાગે છે.'

'ચીનનો પાકશાસ્ત્રી કોઇ રણ ચીજનો દુરુપયોગ થવા દેતો નથી. એ ગમે તે દેશની રસોઇ ઘટતી સૂચના મળતાં સુંદર રીતે બનાવી શકે છે.'

'આ હિસાબે તો નાનપણથી જ શાળામાં રસોઇનું શિક્ષણ અપાતું હોય તો રસોઇ કરવા બાબતની સૂગ જતી રહે.'

'જરૂર. શાળાના શિક્ષણમાં શરીરવિજ્ઞાન શિખવવામાં આવે છે, પણ શરીર જેનાથી ટકી રહ્યું છે-તે ખોરાક અને તેને તૈયાર કરવાની વિધિ-પાકશાસ્ત્રને સ્થાન નથી, તેમ જ એ સંબંધી કાંઇ જ શિખવવામાં નથી આવતું એ ચલાવી લેવા જેવું નથી.'

'પણ એને માટે ઘટતાં પુસ્તકો ક્યાં છે ? આપણાં પાકશાસ્ત્રનાં પુસ્તકોમાં તો માત્ર કયી ચીજ કેમ કરવી તે આપ્યું હોય છે, પણ તમે સમજાવો છો તેમ પદ્ધતિસરની સમજણ આપી નથી હોતી.'

'એક વખત શાળાના અભ્યાસક્રમમાં રસોઇના વિષયને સ્થાન મળે તો એને લાયકનાં પુસ્તકો તૈયાર થતાં વાર નહિ લાગે. એ કાંઇ એટલું અઘરું નથી. આજ તો ઘણી વાર ફેશનેબલ હોટલોમાં પુરુષોની સાથે સ્ત્રીઓને બજારુ ચીજો ખાતાં જોઇએ છીએ ત્યારે ત્રાસ છૂટે છે એમના મનથી તેઓ સુધરેલી લાગતી હશે, પણ ખરી રીતે એમ નથી.

[ 'રંભાનું રસોઇઘર'માંથી ]



સૌ. લીલાવતી પટેલ

## નવ વર્ષના છોકરાઓ માટેનું સ્વેટર

સ્વેટર ગુંથવામાં જોઇતી ચીજો—૬ ઔંસ ઊન. ( આખી ઔંયતું ) ૧૨ અને ૧૦ નંબરના સોયા.

સ્વેટરનો પાછળનો ભાગ—૧૨ નંબરના સોયા ઉપર ૧૨૦ ટાંકા લેવા. અને એક ટાંકો સાદો અને ટાંકો ઉંધો એમ ૩ ઇંચનો પટો બનાવવો. છેલ્લી લાઇને બંને બાજુ એક ટાંકો વધારવો (૧૨૨). હવે ૧૦ નંબરના સોયા ઉપર નીચે પ્રમાણે ડીઝાઇન ગુંથવી. ૧ લી લાઇનઃ-૨ સાદા, * ૨ ઉંધા. ૬ સાદા, ૨ ઉંધા, ૧ સાદા, * લાઇન પુરી કરવી ૨ જી લાઇનઃ-* ૨ ઉંધા. ૨ સાદા, ૨ ઉંધા, ૨ સાદા, * બે ટાંકા રહે ત્યાંસુધી આ પ્રમાણે ગુંથવું. છેલ્લા બે ટાંકા ઉંધા. આ બે લાઇનો ફરી બે વખત ગુંથવી. ૭ મી લાઇનઃ-૨ સાદા, * ૧૦ ઉંધા, ૨ સાદા, * લાઇન પુરી કરવી. ૮ મી લાઇનઃ- * ૨ ઉંધા, ૧૦ સાદા, * છેલ્લા બે ટાંકા રહે ત્યાંસુધી આ પ્રમાણે ગુંથવું. છેલ્લા ૨ સાદા.

આ ડીઝાઇન પ્રમાણે શરૂઆતથી ૧૦½ ઇંચ કામ થાય ત્યાંસુધી ગુંથવું.

બાંયનો ઘાટઃ—બાંયની પહેલી બે લાઇનોની શરૂઆતમાં ત્રણ ત્રણ ટાંકા બંધ કરવા અને પછીથી ૯૮ ટાંકા રહે ત્યાંસુધી દરેક લાઇનની શરૂઆતમાં એક ટાંકો ઘાટ- કરો. પછી ટાંકા ઘટાડયા વગર શરૂઆતથી ૧૬ ઇંચ કામ થાય ત્યાંસુધી ગુંથવું.

ગળું અને ખભાનો ઘાટઃ—૧ લી લાઇનઃ-ડીઝાઇન પ્રમાણે ૩૨ ટાંકા ગુંથવા, અને ફરી જવું. ( બીજા ટાંકા એક ત્રીજા



સોયા ઉપર ઉતારી લેવા ). ૨ જી લાઇનઃ-ડીઝાઇન પ્રમાણે ૨૪ ટાંકા ગુંથવા અને ફરી જવું. ૩ જી લાઇનઃ-ડીઝાઇન પ્રમાણે ૨૨ ટાંકા ગુંથવા. બે ટાંકા ભેગા ગુંથવા. ૪ થી લાઇનઃ-બે ટાંકા ભેગા ગુંથવા, ડીઝાઇન પ્રમાણે ૧૫ ટાંકા ગુંથવા અને ફરી જવું. ૫ મી લાઇનઃ-ડીઝાઇન પ્રમાણે ૧૪ ટાંકા,

પરંતુ માત્ર સુખ–સ્થુળ સુખને હું શું કરું ? એથી મારો શો ઉદ્ધાર થાય ? એથી મારો આત્મા કેમ પુલકીત બને ? તેથી હું બીજાને કે મારા દેશને શું ઉપયોગી નીવડું ?

મારૂં દુઃખ આ છે. તમને કદાચ એ નહીં સમજાય, કારણ કે તમારો જમાનો સુખસવડતા મેળવવાને જ જીવનનું લક્ષ્યબીંદુ સમજતો હતો, જ્યારે અમારો જમાનો સુખસગવડ ત્યજવાને જીવનનો આદર્શ સમજે છે.

આપણે ત્યાં છાપાં આવતાં પરંતુ તમે ઉપર ઉપરથી જોઈને લાઈબ્રેરીમાં મોકલી દેતા, કદી એ વંચાવવા મને પ્રેરતા નહી. આપણા શહેરમાં ઘણીવાર સભાસરઘસ થતા અને આપણાં પડોશી કાન્તાબેન તેમાં જતાં છતાં તમે મને જવાની રજા ન આપતા. મને એક દીવસ યાદ આવે છે. એક ખાદીધારી બેન પ્રદર્શનમાં કામ કરવા માટે બહેનોના નામ નોંધવા આવેલાં. કાન્તાબેને નામ નોધાવ્યું. મેં નોંધાવવાનું કહ્યું ત્યારે તમે મને ના પાડી "આપણું એમાં કામ નહીં સુધરેલા ને નવરા માણસો હોય તે આવાં ધતીંગ ઉભાં કરે છે" કહી મને સમજાવી દીધેલી. અને એ રીતે મને છાપાંની દુનિયા અને દેશના કામથી દુર રાખી હતી. આજે હવે મને એનો અફસોસ થાય છે. હું નાનપણથી જ એમ બહાર નીકળતાં શીખી હોત તો સારૂં હતું એમ લાગે છે પણ એવી બુધ્ધી જ નહોતી ત્યાં શું ?

### શરમાઉં છું

અત્યારે અહીં રાષ્ટ્રિય સપ્તાહ ચાલે છે. રોજ સભા સરઘસ હોય છે. સભાઓમાં ભાષણ કરીને મારા જેવડી બહેનો પકડાય છે, એકલી એકલી મોઢથી ડર્યા વિના જેલના સળીઆ પાછળ અદશ્ય થઇ જાય છે. જતી વખતનું એમના મોં પરનું મંતાળમયું" સ્મીત જોઇ મારો આત્મા કળીએ કળીએ કપાઇ જાય છે. મારા પર મને લાખો ધીક્કાર છુટે છે. મરણીયા થઈને એવી ભાગ્યવાન બહેનોને પગલે જવાને દીલ કુદી પડે છે. પણ પાંચ મીનીટ હું એ પર વીચાર કરૂં છું અને એકદમ હતાશ બની જાઉં છું પુરેપુરી પરેજ ફસડાઇ પડું છું થાય છે કે જેલમાં તો માત્ર લુખો રોટલો ને દાળ જ ખાવી પડશે, મેં તો મસાલેદાર મિષ્ટ ભોજન સિવાય બીજા કશાનો કદી સ્વપ્ને પણ ખ્યાલ કર્યો નથી, ત્યાં તો કપડાં વગેરે હાથે ધોવું પડશે. મેં તો જમવા બેસતી વખતે હાથેથી પાણીનો લોટો પણ ભર્યો નથી. મારામાં કાચુંકોરૂં ખાવાની, જેલમાં ગયા પહેલાં પગે ચાલીને રખડવાની, હાથે મારૂં પોતાનું કામકાજ કરી લેવાની શક્તી ક્યાં છે ? તમે મને કામકાજ કરતાં ન શીખવ્યું, તમે મને મજબુત બનતાં ન શીખવ્યું. તો હવે હું એ શક્તી ક્યાંથી લાવું ?

### હું અપંગ છું

તમે અને મારાં બાએ મને હંમેશ લાડમાં રાખી. કદી ઉંચે સાદે કાંઇ કહ્યું નહીં, મારૂં મન કેટલું માની બની ગયું છે ! અત્યારે મને કોઇ સહેજ ઠપકો આપે તો પણ મને કેટલું લાગી આવે છે ! રડી રડીને જ મારે તો દિવસ પસાર કરવો પડે છે આવી સ્થીતીમાં હું જેલમાં જાઉં, અગર તો બહાર કામ કરૂં તો કેટલાય મને તોછડાવી નાખે. મારા ઉપરીઓ હોય તે મને હુકમ કરે, એ બધું હું કેમ સહન કરી શકું ? મારામાં સખત જીંદગી જીવવાની તાકાત નથી. મારૂં હૃદય પોચું છે. મારૂં મન અભીમાની છે. હું સુંવાળી બની ગઇ છું. મારી એ સુંવાળપને હું કાઢી શકતી નથી એટલે ઝરૂખામાં બેઠી બેઠી લાચાર નજરે દોડતી દુનીયાને જોઇ રહી છું. હું અપંગ છું, હું અશક્ત છુ, હું એ દુનિયા સાથે દોડી શકું તેમ નથી. તમે મને એવી બનાવી છે પરંતુ હવે મારી બહેનોને એવી ન બનાવજો દુનીયા સાથે દોડી શકે, એના દેશને ઉપયોગી થઇ શકે એવી તાકાત એનામાં પૂરજો, નહી તો મારા જેવી એક શીલા તો તમે દેશને અર્પણ કરી છે તેમાં બેનો વધારો થશે અને પ્રાણપણે મુક્ત થવા મથતી ભારત માતાને બોજ રૂપ બનશે. લી૦...

---

## [ ૩ ] આપણું કલંક

કીમતી સાડી અને સુંદર અલંકારોમાં સજ્જ થયેલી એક સ્ત્રી કોઇ કાગળ ઉપર સહી કરવાની જગ્યાએ પોતાના અંગુઠાની છાપ મારતી હતી.

હું જોઇ રહી. મને આશ્ચર્ય તો ન થયું, પણ ચીરાતા હૃદયે એ દશ્ય હું જોઇ રહી.

એ બહેનની વય વીસ બાવીસ વર્ષથી વધારે નહિ હોય. પોષાક અને અલંકારોમાં વર્તમાન યુગની ફેશન તરી આવતી હતી અને છતાં કાગળ પર મતું મારવા માટે એ બિચારાં બહેનને અંગુઠાનો જ ઉપયોગ કરવાનો હતો!

મને કમકમાં આવ્યાં. મેં ધીમેથી પૂછયું: "બહેન તમને તમારું નામ લખતાં યે નથી આવડતું?" બહેન હસી પડયાં પણ ઉત્તર મળ્યો નહિ.

પાસે ઉભેલા એક ભાઇને મેં કહ્યું: "બહેન લાગે છે તો કોઇ શ્રીમંત કુટુંબનાં, એમને પણ ભણવા માટે સગવડ ન મળી?"

"અમારી સ્ત્રીઓ ભણે નહિ" પેલા ભાઇએ ઉત્તર વાળ્યો અને જાણે કેવુંક મહાન સત્ય ઉચ્ચાર્યું હોય એમ મુખ મલકાવવા લાગ્યા. આ બેદરકારી મને અસહ્ય લાગી અને હું ત્યાંથી ચાલી ગઇ.

જ્યોત્સ્ના શુકલ
(સ્થાનિક સ્વરાજ્યમાંથી)

## [૪] હરિતાલીકા

હરિતાલીકા એ તહેવાર નથી. પણ એક કુટુંબીક વ્રત છે. અને માત્ર કેટલાએક દક્ષિણાત્ય બ્રાહ્મણોમાં જ તેનો પ્રચાર છે. તેની ઉત્પતી વિષે પુરાણોમાં એવી કથા છે કે પુર્વકાળમાં જ્યારે પર્વત રાજાની કન્યા પાર્વતી વરવા યોગ્ય થઇ ત્યારે નારદની સલાહથી તેના પીતાએ તેને વિષ્ણુ સાથે પરણાવાનો વિચાર કર્યો. પરંતુ પાર્વતીના મનમાં શંકરની સાથે પરણવાનો વિચાર હતો, તેથી તેણે પોતાની સખીઓ મારફતે પોતાના બાપને સંદેશો કહેવડાવ્યો કે "તમે મને વિષ્ણુ સાથે પરણાવશો તો હું પ્રાણ ત્યાગ કરીશ." આટલું કહીને જ તે અટકી નહિ પણ પોતાની સખીઓ સાથે મસલત કરીને ઘરમાંથી નાસી જવાનો તેણે નિશ્ચય કર્યો, તે પ્રમાણે નાસી જઇને એક અરણ્યમાં શિવને પ્રસન્ન કરવા માટે તેણે તપશ્ચર્યા શરૂ કરી. કાળે કરીને શીવજી પ્રસન્ન થયા. અને પાર્વતી સાથે પરણ્યા. તેણે જે વ્રત કર્યું તેજ વ્રત પાળવાથી ઇચ્છીત વર પ્રાપ્ત થાય એટલા માટે હરિતાલિકાગૌરીના નામથી ગૌરીની પુજા સખીઓ સાથે કરવામાં આવે છે.

### શાસ્ત્રોક્ત વિધિ

ભાદરવા સુદ ત્રીજને દિવસે પ્રાતઃકાળમાં સર્વ કન્યાઓએ અને સૌભાગ્યવતી સ્ત્રીઓએ મંગળ સ્નાન કરી નદીની શુદ્ધ રેતી લાવી તેના ત્રણ લીંગ બનાવી સ્થાપના કરવાં. પછી તેમની પુજા કરી બ્રાહ્મણને પાનસોપારી, દક્ષિણા અને સૌભાગ્ય વાયન આપીને તેનો આશીર્વાદ લેવો, તે દીવસે ઉપવાસ કરવો, રાત્રે જાગરણ કરીને હરિતાલીકાની કથાનું શ્રવણ કરવું. બીજે દીવસે પરોઢીઆમાં લીંગોની ઉત્તર પુજા કરી તેમને વિસર્જન કરવાં. પુજાને માટે શેષ હોય તે તૃતીયા લેવી. બીજે દિવસે તૃતીઆ માત્ર એક મુહુર્ત હોય તો પણ ગૌરીવ્રત તે જ દીવસે કરવું કારણ કે ચતુર્થીનો દિવસ શુભ માનેલો છે.

### આ વ્રતની રૂઢી

માત્ર મહારાષ્ટ્રમાં કેટલાએક સ્માર્ત સંપ્રદાયી બ્રાહ્મણોમાં છે. એકંદર કથાનો ભાવાર્થ જોતાં તો આ વ્રત કુમારીકાઓએ પાળવું જોઇએ. પરંતુ કેટલીએક સ્ત્રીઓ લગ્ન થયા બાદ પણ આ વ્રત પાળે છે અને પતિના મરણ પછી તેને લગતાં ઉપવાસ, પુજા વગેરે કરે છે. પાર્વતી અને તેની સખીની માટીની બનાવેલી રંગીન મુર્તીઓની અને શિવલિંગની પુજા કરવામાં આવે છે. શ્રાવણ સુદ ત્રીજને દિવસે સુવર્ણગૌરી (મધુશ્રાવણીકા)નું, શ્રાવણ વદ ત્રીજને દિવસે કજલી ગૌરીનું, અને ભાદરવા સુદ ત્રીજને દીવસે સૌભાગ્યવતી સ્ત્રીઓએ હરિતાલિકા ગૌરીનું પુજન કરવું એમ શાસ્ત્રમાં કહ્યું છે.

બંગાળામાં હરીતાલીકાને બદલે વરદ ચતુર્થીનું વ્રત પ્રચારમાં છે, તે માઘ પુર્ણીમાને

દિવસે ઇચ્છિત વર પ્રાપ્તિ માટે સ્ત્રીઓ પાળે છે. તે દીવસે શીવની પુજા 'કંદ પુષ્પોથી કરવી એવું ચક્ષપુરાણ અને બીજા ગ્રંથોમાં કહેલું છે. એથી તે દિવસને કંદ ચતુર્થી પણ કહે છે. જો કે સ્ત્રી અને પુરૂષ બંન્નેએ ગૌરીની પુજા કરવી એવું કહેલું છે. તથાપિ માત્ર સ્ત્રીઓ જ તે દિવસ પાળે છે તે દિવસે કુમારીકાઓને ધન્ય ધાન્ય, મોદક વગેરેના વાયન આપવાં એવું દેવી પુરાણમાં કહેલું છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં માઘ સુદ બીજથી ત્રણ દીવસ સુધી ગૌરી ઉત્સવ ચાલે છે તેમાં કુમારીકાઓ તથા વિવાહીત સ્ત્રીઓ ભાગ લે છે. હરતાલિકાગૌરીનાં વ્રત ઉપરથી બોધ શો લઇ શકાય તે જોઇએ. આની ઉત્પત્તિનું કારણ પાર્વતી છે એવું બતાવીને લિંગ પુજા વગેરે કથાઓ પુરાણકારો આગળ લાવ્યા એ વાત જો કે ખરી છે. તો પણ શિવ અને પાર્વતી એ બન્ને એક બીજાને પરણ્યાં તે વખતે શિવ પ્રીત્યર્થ લિંગપુજા કરવાનો રિવાજ ન હોતો. પ્રાચીન કાળની કથા ઉપરથી આ પ્રીતી વિવાહની કથા લખતી વખતે પુરાણ લેખકે તે વખતના પ્રચલિત લિંગ પુજાનો પ્રકાર આ કથામાં દાખલ કર્યો એ જ વાત ખરી છે શિવ વિષે જે વખતે પુજ્ય બુદ્ધિ વધી અને તેની ગણના દેવોમાં થવા લાગી એટલું જ નહિ પણ તેને પ્રત્યક્ષ મહાદેવ માનવા લાગ્યા તે વખતે જુદી જુદી વિધીઓ માનીને પરણ્યા નહોતા. પોતાને યોગ્ય વર એ જ છે એવું સમજીને જ તેને પરણ્યાં અને પોતાના બાપની મરજી વિરૂદ્ધ તેણે એ પ્રિતીવીવાહ કર્યો એવા વિવાહ પ્રાચીન કાળમાં થયાના એ અનેક દાખલાઓ પુરાણો અને ઇતિહાસમાં મળી આવે છે. સુભદ્રા બળરામની મરજી વિરૂદ્ધ અર્જુનને પરણી શકુંતલાએ કણ્વમહર્ષિની અનુમતિ લીધા વિના જ દુષ્યંત રાજા સાથે ગાંધર્વ વિવાહ કર્યો. સાવિત્રીએ તો પોતે જ સત્યવાનને પસંદ કર્યો. નળ અને દમયંતીના વિવાહની કથા તો અત્યંત રસપુર્ણ છે. શ્રી કૃષ્ણને વરવાનો રૂક્મિણીએ વિચાર કર્યો અને અતિ બીજાને વરવાનો વખત આવ્યો ત્યારે તેણે તે કેવી યુક્તિથી ટાળ્યો એ વાત પ્રસિદ્ધ છે. સ્વયંવર અને પ્રીતી વિવાહમાં સ્હેજ ભેદ હતો. કારણ કે સ્વયંવરમાં તો શરત પુરી કરનારને જ કન્યાએ પરણવું એવું બંધન હોવાથી તેમાં પસંદગી કે ના પસંદગીનો સવાલ જ રહેતો નહોતો. ઉપર જે દાખલાઓ આપેલા છે. તે જુદી જાતના છે અને તે ઉપરથી કન્યાઓ યોગ્ય ઉમરે પહોંચ્યા પછી પોતાની સાંસારીક જવાબદારી પુર્ણપણે સમજીને યોગ્ય પુરૂષો સાથે કેવી રીતે પરણતી તે જણાઇ આવે છે. અંબાના મનમાં ભીષ્મની સાથે જ પરણવાનું હતું. પરંતુ ભીષ્મે આ જન્મ અવિવાહિત રહેવાની પ્રતિજ્ઞા કરી છે એમ જાણતા છતાં તેણે બીજા કોઇની સાથે વિવાહ કર્યો નહિ એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. એવી રીતે પ્રાચીન કાળમાં બનેલા કેટલાએ દાખલા આપી શકાય તેમ છે. આ ઉપરથી એટલું જ જણાય છે કે રામાયણ મહાભારત કાળમાં પોતાનો પતિ પસંદ કરવાની સ્ત્રીઓને છુટ હતી. એટલું જ નહિ પણ એ રીવાજ ત્યાં પછી પણ ચાલુ હતો. અને ક્ષત્રિઓમાં એવા વિવાહ થયાના અનેક દાખલા પણ છે. તેમનો એક દાખલો પૃથ્વીરાજ ચૌહાણનો છે. જ્યારે જયચંદ રાજાએ સંયુક્તાનો સ્વયંવર ભરી અનેક દેશના રાજાઓને નિમંત્રણ કર્યું ત્યારે તેની કન્યાએ જેને મનથી વર્યો હતો તે પૃથ્વીરાજને નિમંત્રણ ન કરતાં તેનું અપમાન કરવાના હેતુથી દરવાજા પર તેનું એક પુતળુ ઉભું કર્યું તે વખતે સંયુક્તાએ સ્વયંવર મંડપ તરફ નજર કરી. પણ બીજા કોઇની સાથે ન વરતાં તેણે બારણા પરના નિર્જીવ પુતળાના ગળામાં માળા પહેરાવી. અને શ્રી કૃષ્ણની માફક પૃથ્વીરાજ પણ તેને પોતાના રથમાં બેસાડીને પોતાની રાજધાનીમાં લઇ ગયો. ( આ કથા ભવિષ્ય પુરાણમાં પણ આપેલી છે. ) સારાંશ કે એવી જાતના વિવાહ પહેલાં થતા હતા અને હાલ હિન્દુ સીવાય બીજા ધર્મના લોકોમાં તે થાય પણ છે. પારસી અને ખ્રિસ્તી ધર્મના લોકોમાં કન્યા પોતાનો પતિ પસંદ કરે છે. પરંતુ છુટાછેડા ( Divorce ) કરવાની છુટ તે ધર્મે આપેલી હોવાથી એ પ્રિતી વીવાહનો ચાલ સમાજના સ્થૈર્યને અને નૈતીક પ્રગતિને કેટલેક અંશે

[ અનુસંધાન પૃ. ૫૪ને છેડે ]



**તાપીભુવન મહિલા છાત્રાલય** · ભાવનગરની ઉદ્ઘાટન ક્રિયા થઇ તે પ્રસંગે શ્રીમતિ ચંદ્રોમતી પટ્ટણી હાજર રહ્યાં હતાં. શ્રી. ગૌરીબેન ત્રિવેદીએ હેવાલ રજુ કરતાં જણાવ્યું હતું કે આ સંસ્થાનો કુલ એકંદરે અગીઆર બેનોએ લાભ લીધો છે, આ મકાન બાંધવા માટે ગાંધી ચેરીટી ટ્રસ્ટ ફંડ તરફથી રૂ. વીસ હજારની રકમ આપવામાં આવી છે.

**શ્રીમતિ ભક્તિલક્ષ્મી દેસાઇ :** શ્રી. ફુલચંદભાઇની તબીયત જોવા વઢવાણ ગયાં હતાં, તે દીવસે સેવાસદનના યુવાનો તેમજ વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ કર્યો હતો. પ્રજાજનોમાં ખુબ ઉત્સાહ જણાતો હતો.

**શ્રી વિદ્યાબેન નીલકંઠના પ્રમુખપદે** ગુજરાતી વર્નાક્યુલર સોસાઇટીના આશ્રય નીચે વિદ્યા વિસ્તાર વ્યાખ્યાન માળામાં પ્રો. બળવંતરાય ક. ઠાકોરની નવી કવિતા વિષેની વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન થયું હતું.

**શ્રી. શીરીન ફોજદાર :** આંતર રાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર બેન છે. તેમણે અમદાવાદમાં આઠ દીવસ રહી જુદી જુદી સંસ્થાઓમાં વ્યાખ્યાનો કર્યાં છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના આશરા નીચે " Effect of religion on civilization " એ વિષય ઉપર મનનીય ભાષણ કર્યું હતું ત્યાર બાદ વડોદરે આવ્યાં હતાં.

**સ્વ. અમૃતલાલ દાણી સ્થાપિત** મહિલા વિદ્યાલય (ભાવનગર) ને શ્રી. મણીલાલ બક્ષીએ રૂ. ૫૦૦૦૦ ની રકમ દશ વર્ષ પહેલાં આપી હતી. આનું વ્યાજ વાપરવાની છુટ હતી. હવે સંસ્થાનું કામ સંતોષકારક જણાતાં આ રૂપિઆની સઘળી વ્યવસ્થા માટે ટ્રસ્ટ કરી વિદ્યાલયને સોંપી છે.

**શ્રી. ખુરશેદબેનને પકડયાં ને છોડયાં.** કુ. ખુરશેદબેન નવરોજીને થોડા વખત પહેલાં પકડવામાં આવ્યાં હતાં. પેશાવર જેલમાં રાખવામાં આવ્યાં હતાં. તેઓને તરત જ મુક્ત કરવામાં આવ્યાં અને મુંબઇ આવી ગયાં છે.

**શ્રી. ગંગાબેન પુંજાભાઇ એમીનના** પ્રમુખપણા નીચે વડોદરામાં શ્રી જ્યોતિ વ્યાયામ મંડળનો ઉત્સવ થયો હતો.

**શ્રી. શારદાબેન મહેતા બી. એ. ના** પ્રમુખપણા નીચે મુંબઇમાં કવિવર ટાગોરના અવસાન બદલ શોક પ્રદર્શિત કરવા સ્ત્રીઓની જાહેરસભા મળી હતી.

**સ્ત્રીઓની ક્રીકેટ મેચ :** વડોદરા કેમ્પમાં વાય. એમ. સી. તરફથી ક્રીકેટમાં મીસ દલાલની ટીમે મીસ ત્રીવેદીની ટીમને હરાવી છે.

**મીસ એલી ઓલીંગરે :** તેઓ સ્વીટ્ઝર લેન્ડના ઝુરીચ શહેરના વતની છે. તા. ૨૦મીની સાંજે મેટલાપૌર ખાતે યુદ્ધ વિરોધી સૂત્રો પોકારી સત્યાગ્રહ કરતાં તેમને છ માસની સજા થઇ છે. તેમને ' અ ' વર્ગમાં મુકયાં છે, આ સ્વીસ યુવતિને અભિનંદન; આ રામતે બીજી વખતનાં તેઓ જેલમાં ગયાં છે.

**શ્રીમતી ઉમા નહેરૂને** હંમેશાંની જેલમાંથી એમના પુત્રવધુની માંદગીના કારણે એક મહીના માટે છુટા કરવામાં આવ્યાં છે.

**શ્રીમતી વિમલ પ્રતિભાદેવી :** કલકત્તા શ્રી. વિમલ દેવીના રૂમની પોલીસે એપ્રીલ મહિનામાં જડતી લીધી હતી, તેમાં કેટલુંક સાહિત્ય એકઠું કર્યું હતું. અલીપુરના મેજીસ્ટ્રેટે તેમને હિન્દ સંરક્ષણ ધારાહેઠળ એક વર્ષની સાદી કેદ અને ૨૫૦) રૂપિઆના દંડની સજા કરી હતી. કલકત્તાની અદાલતે દંડ માફ તથા સજા માફ કરવા માટે અલીપુરના માજીસ્ટ્રેટની પાસે કારણ માગ્યું છે. આનું નીરાકારણ ન આવે ત્યાં સુધી

નેમીને પર છોડવાનું ઠર્યું છે ને દંડની વસુલાત મોકુફ રાખી છે.

અમદાવાદમાં હવે યુનીવર્સીટીનો બી. ટી. વર્ગ શરૂ થઇ ગયો છે.

કાઠીઆવાડમાં આવેલા મજેવડી ગામની બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિની એક યુવતી સાસરીયાનો જુલ્મ સહન ન થવાથી પીયર જઇને રહેતી હતી. ચૌદ વરસ સુધી તે પિયર પડી રહી. એનાં એવા દુઃખદ જીવન માટે સમાજે કે જ્ઞાતિએ કંઇ કર્યું નહી અને એનો પતિ ફરી પરણ્યો તે સામે પણ આંખ મીંચામણા કર્યાં. આનો બદલો તે યુવતિએ પોરબંદરના એક બ્રહ્મક્ષત્રિય યુવક સાથે ફરી લગ્ન કરીને લીધો. લગ્ન એણે વૈદિક વિધિથી કર્યું.

અમદાવાદમાં રહેતા એક પાટીદાર ભાઇ વલ્લભ વીરજીનાં પત્નીને બે દીવસના ઉપવાસ હતા. ઉપવાસમાં ફરાળની છુટી હશે તેથી બાઇએ પતિને ફરાળ લાવી દેવા કહ્યું એટલે ભાઇનો મીજાજ ગયો અને ફરાળને બદલે એક તમાચાની ભેટ ધરી. બાઇ પુરીને આથી ખુબ લાગી આવ્યું અને તેથી રાત્રે ગળે ફાંસો ખાઇને જીંદગીનો અંત આણ્યો.

અમદાવાદમાં ગોમતીપુરમાં રહેતી બાઇ શીવબાઇને એનો પતિ પીયર મોકલતો ન હતો. શીવબાઇનો બાપ મરી ગયો. કેટલાયે કાગળો આવ્યા છતાંય શીવબાઇને જવાની રજા ન મળી. એટલે જ્યાં જતાં કોઇ રોકી ન શકે એવો માર્ગ એણે લીધો અને કુળીઆના કુવાનું શરણું સાધ્યું.

નરોડા ગામમાં ગંગા નામની બાઇ પર તેના દીયરે ચપ્પુથી હુમલો કર્યો હતો અને એવો ખુની હુમલો કરવાનું કારણ બાઇએ હુકમ અનુસાર ચાહ ન બનાવી આપી તે હતું.

---

ફુલવેણી : અનુસંધાન પૃ. ૫૨નું ]

વિઘાતક છે એમ કેટલાકનું માનવું છે. તો પણ બે અજ્ઞાન બાળકો વચ્ચે જીવન સંબંધ જોડી દેવો એ કંઇ ઓછું અનિષ્ટ નથી. વિવાહ સંસ્કારની પવિત્રતા સમજીને આપણે હિંદુઓએ બાળલગ્નનો રીવાજ બીલકુલ બંધ કરવા પ્રયત્ન કરવો જોઇએ. મેસુર અને વરોદરા એ રાજ્યોએ આ બાબતમાં કાયદા કરી એનું મહત્વ લોકોની નજર આગળ મુક્યું છે. અને તેથી તેઓ સર્વ હિન્દુઓની સ્તુતિ પાત્ર બન્યા છે. સંસાર એટલે શું. પતિ અને પત્નિનો સંબંધ કેટલો પવિત્ર છે. પતિ અને પત્નિનું એક બીજાને સર્વ રીતે અનુકુળ હોવું એ કેટલું બધું અગત્યનું છે. વગેરે બાબતોનો પુર્ણ વિચાર કરી આપણાં બાળકોનાં લગ્ન કરવાં જોઇએ, પરણાની રૂપમાં બને તેટલી મોટી રકમ કઢાવવાની કન્યા પક્ષની રાક્ષસી મહત્વાકાંક્ષાનો વરપક્ષ ભોગ થઇ પડે છે. અને તેથી વિવાહ કાર્યમાં જે સાંપત્તિક અડચણો આવે છે. તેથી કેટલાંએ કુટુંબો પાયમાલ થઇ જાય છે. આ બાબતનો વિચાર કરતાં આ. આસુરી ચાલ કાઢી નાખવો જોઇએ.' બંગાળામાં બનેલો સ્નેહલતાની આત્મહત્યાનો હૃદયદ્રાવક દાખલો આ દુષ્ટ રીવાજનો નાશ કરવાને માટે બધા વડીલ જનોને અને તરૂણોને વિનવે છે. જરઠ-*કુમારી વિવાહ, અજ્ઞાન બાળકોના વિવાહ,* કેવળ દ્રવ્યની આશાથી થનારા વિવાહ બંધ પાડો એમ હરિતાલિકા મત કહે છે. ગૌરીએ વૃદ્ધ શંકર સાથે લગ્ન કર્યું એવું જે વર્ણન છે તે તદન અસત્ય છે. એમ શંકરે વિવાહ પછી કરેલાં અદ્દભુત પરાક્રમો ઉપરથી જણાઇ આવશે. શંકર પાર્વતીના જરઠ—કુમારી વિવાહ વિષેની વાતો પુરાણકારોએ વિનોદ ખાતર રચી હશે. આર્ય ઋષિઓના વંશજો તમારા વિવાહ સંસ્કારમાં દાખલ થએલી અનીતી તદન કાઢી નાંખો અને તેને શુદ્ધ કરો. એથી તમારૂં આર્યત્વ કાયમ રહેશે ને તમારો સમાજ શ્રેષ્ઠ બનશે.

[ 'આર્યોના તહેવારના ઇતિહાસ 'માંથી ]

# નોંધ



## ઓગણીસમા વર્ષમાં :

ગુજરાતી બહેનોની વાચન અને જ્ઞાનની ભૂખને યત્કિંચિત અંશે સંતોષતાં 'ગુણસુન્દરી'એ તેની જીવનલીલાનાં અઢાર વર્ષો પૂરાં કર્યાં છે. ચાલુ અંકથી તે ૧૯ મા વર્ષમાં પ્રવેશે છે. અત્યારસુધી 'ગુણસુન્દરી'એ જે રીતે ગુજરાતી બહેનો સેવા યથાશક્તિ કરી છે તે રીતે જ તેમજ ઉત્તરોત્તર વિશિષ્ટ પ્રકારે હવેના વર્ષમાં પણ ચાલુ રાખવાની તેની અભિલાષા છે. એ અભિલાષા પૂરી પાડવામાં અગાઉની જેમ જ અમારા લેખક ભાઇ બહેનોનો સહકાર અમને મળતો રહેશે એવી. અમારી શ્રદ્ધા છે. તેમની અમૂલ્ય સહાય વિના અમે કાંઇ જ કરી શકયા ન હોત એનું અમને પૂરેપૂરું ભાન છે એટલે તેમણે આપેલી નિઃસ્વાર્થ સહાય માટે અમે તેમનો ખરાં અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. તેમાં પણ 'ગુણસુન્દરી'ને એની અત્યારની સ્થિતિમાં મુકવાનું માન ઘણા ભાઇબ્હેનોના ફાળે જાય છે. તે પૈકી સૌ. લીલાવતી પટેલ કે જેઓએ છેલ્લા કેટલાક માસથી "ભાત ભાતનું ભરત ગુંથણ" વિભાગનું સંપાદન કરવાનું નિયમિત રીતે પોતાના કિંમતી વખતનો ભોગ આપી બજાવ્યું છે તે બદલ ગુણસુન્દરી કાર્યાલય તેમનું અત્યંત ઋણી છે. વળી સૌ. શાન્તાબેન મહેતા શ્રી. કુસુમબેન મુન્શી, સૌ. શારદાબેન મહેતા, સૌ. અવંતિકાબેન આચાર્ય, શ્રી. મણીભાઇ વ્યાસ, શ્રી. જગજીવનદાસ મોદી, શ્રી. મંજુલાલ ર. મજમુદાર, શ્રી. પ્રાણલાલ કી. દેસાઇ, ડૉ. હરિપ્રસાદ દેસાઇ, કુ. નિપુણિકા દેસાઇ, કુ. બિન્દુ આચાર્ય, શ્રી. મહેન્દ્રકુમાર મો. દેસાઇ વગેરે લેખક ભાઇ બેનોએ અમોને વખતો વખત ખાસ સાથ આપવામાં તેઓએ પોતાનું બનતું કરેલ છે જે બદલ અમો તેઓનો આભાર માનીએ છીએ. 'ગુણસુન્દરી'માં છપાતા બ્લોકો અત્રેના મોડર્ન ફોટો ઝીંકોના માલીક નિયમિત રીતે વખતસર બનાવી આપે છે. આ અંકનું કવરચિત્ર તેઓએ ટુંક વખતમાં તૈયાર કરી આપેલ છે, જે બદલ અમો તેઓનો સહર્ષ આભાર માનીએ છીએ.

'ગુણસુન્દરી' ગુજરાતી બહેનોને વધુ ને વધુ ઉપયોગી થાય એમ કરવા તરફ અમારી દૃષ્ટિ હમેશાં રહે છે. છતાં એમા ઘણી ત્રુટી રહી જાય છે એ અમારી જાણ બહાર નથી. તેમ એ ત્રુટીઓ મોટે ભાગે આર્થિક કારણોને આભારી છે એ પણ અમે જાણીએ છીએ. સારી આર્થિક સ્થિતિ હોયા વિના કેટલીક ત્રુટીઓ તો નિવારી શકાય એવી નથી. એટલે અમે લાચાર થઇ પડીએ છીએ. 'ગુણસુન્દરી'નો ગ્રાહક વર્ગ છે એના કરતાં ઘણો વિશાળ બને તો જ એમાંની કેટલીક ત્રુટીઓ નિવારી શકાય એમ છે માટે અમે અમારા વાચક વર્ગને એટલી જ વિનંતિ કરીએ છીએ કે, 'ગુણસુન્દરી'ના ગ્રાહક વર્ગની સંખ્યામાં વધારો કરી આપીને ત્રુટીઓનું નિવારણ કરવાની અમને તક આપો.

કેટલીક ત્રુટીઓ અમારી અશક્તિને કારણે પણ રહી જવા પામતી હોય એ અમે જાણીએ છીએ. એવી ત્રુટીઓ પરત્વે અમારું લક્ષ ખેંચવામાં આવે તો તે દૂર કરવાનો અમારાથી બનતો પ્રયત્ન અમે જરૂર કરીશું. એ ઉપરાંત માસિકને અંગે જો કોઇ બીજી સૂચનાઓ અમને કરવામાં આવશે તો તેના પર પુરતું લક્ષ આપવાની અમે ખાત્રી આપીએ છીએ.

*

**સીંધમાં સ્ત્રીઓ માટે અલાયદી કૉલેજ કાઢવાનો પ્રયાસ :**

સીંધ-સરકારે નીમેલી સમીતીએ સીંધમાં સ્ત્રીઓ માટે અલગ કૉલેજ સ્થાપવા સરકારને ભલામણ કરી છે.

અત્યારની વધતી જતી સ્ત્રી કેળવણીના જમાનામાં સ્ત્રીઓ માટે જુદી કૉલેજની જરૂરીઆત છેજ. છોકરાઓને અને છોકરીઓને એકજ કૉલેજમાં સાથે શિક્ષણ આપવામાં આવે છે તે અત્યાર સુધી ચાલતું હતું કારણ કે છોકરીઓની સંખ્યા તદ્દન થોડી રહેતી હતી. પરંતુ હવે તો ખુબ મોટા પ્રમાણમાં મુંબઇ, વડોદરા, અમદાવાદ સુરત, પુના, સીંધ, ભાવનગર વિ કૉલેજમાં છોકરીઓ હોય છે.

બીજું આપણી સમાજવ્યવસ્થા જોતાં આ બન્નેને તદ્દન એકસરખું શિક્ષણ આપવાની જરૂરીઆત છે કે કેમ ? બીજું કૉલેજમાં સહશિક્ષણ રાખવાથી વિશેષ ફાયદો છે કે કેમ એ બધાનો સંપૂર્ણ વિચાર કર્યા પછી એમ લાગે છે કે સ્ત્રીઓનો કાર્યપ્રદેશ તદ્દન જુદો હોઈ મોટા ભાગની સ્ત્રીઓને છોકરાઓના જેવાજ શિક્ષણની જીંદગીમાં જરૂર પડતી નથી. થોડાંક બહેનો નોકરી લે છે તેઓને કંઇક અંશે જરૂર પડે છે. છોકરાં છોકરીઓ સાથે શિક્ષણ લે છે તેમાં ફાયદો તો નથીજ જણાયો. કારણકે કૉલેજમાં છોકરીઓને માટે વર્ગ ચાલતો હોય તે સિવાયના વખત માટે જુદી ઓરડીજ હોય છે. બીજું છોકરીઓ સાથે પણ બોલવાની છુટ વિગેરે ઓછીજ હોય છે અને તે વસ્તુ જરૂરી પણ હોય છે. વળી કેટલાંક નકામાં તોફાનો ન થઇ બેસે તેને માટે પણ ખાસ ચેતવણી રાખવી પડે છે.

જ્ઞાન માટે અને જીંદગીમાં ઉપયોગીતા માટે અથવા તો નોકરી માટે શાસ્ત્ર લેવું જ હોય તો અલાયદી કૉલેજની ખાસ જરૂર હોય છે. આશા છે કે સીંધ સરકાર આ પ્રયાસમાં જરૂર મદદ કરશે.

હવે યુનીવર્સીટીનો આ દીશામાં સારો પ્રયાસ છે પરંતુ હજી જોઇએ તેટલી બેનો આ યુનીવર્સીટીનો લાભ લેતાં નથી. સીંધનાં તો થું પણ મુંબઇ ઇલાકામાં અન્ય શહેરોમાં પણ જો આવી કૉલેજો કાઢવામાં આવે તો વિચાર વધાવી લેવા જેવો છે.

*

**કૉન્સર્ટો :**

ગણેશ ઉત્સવ, નવરાત્રી ઉત્સવ, ગાંધી જયંતી અને અનેક સંસ્થાઓના વાર્ષિકોત્સવો નજીક આવવા લાગ્યા છે, જ્યારે કોઇ પણ ઉત્સવ ઉજવાય છે ત્યારે આપણા લોકોની નજર રંજન તરફ પહેલી જાય છે. અને રંજનમાં એ ખાસ કરીને કૉન્સર્ટો. કૉન્સર્ટો એટલાં બધાં વધી પડયાં છે કે આપણી ભવિષ્યની પ્રજાની કૉન્સર્ટ મય જીંદગી થઇ જવાની બીક રહે છે.

રંજન જરૂર કરવો પણ એના પ્રકાર હોય છે. ગાંધીજીની જયંતી ઉજવવા માટે પોળે પોળે અને ગામે ગામ ગરબા તથા નાટય પ્રયોગોની આવશ્યકતા નથી. તેમાં તો ખાદી પ્રચાર જ હોય. ગણેશ ઉત્સવ અને નવરાત્રીમાં પણ ધાર્મિક ઉત્સવ જેવું રાખવું જોઇએ. અને આનંદ માટે-રંજન માટે સાધારણ જલસા યોજ્યા હોય તો ચાલે.

વાર્ષિકોત્સવમાં પણ ભાવણો પ્રદર્શનો કે અન્ય આનંદ રાખ્યો હોય તો ચાલે. પણ સર્વ ઠેકાણે કૉન્સર્ટ હોય છે તે ઠીક નથી થતું.

વળી કૉન્સર્ટમાએ આખરે તો હોંસ તોસી ને લડાઇઓ જ જોવામાં આવે છે: અને સારા કુલીન ઘરનાં બહેનો નૃત્યને મહત્વ આપે છે. નૃત્યને ખીલવવા જેવું છે કે રાખવા જેવું છે એ મુખ્ય પ્રશ્ન છે, અત્યારે તો ખુબ ખર્ચાળ આકર્ષક ડ્રેસ પહેરી કેટલાંક તો શાસ્ત્રીય તાલીમ વગર પદ્ધતિ સીવાયનું, ગમે તેમ હાથ, પગ, મોંના ચાળા કરી નૃત્ય અભિનય કરે છે. નૃત્ય બહુ થોડાં જ સરખું કરી શકે છે. માટે નૃત્ય લે આપણી સંસ્થાઓમાં મહત્વ નહિં પામે તો શોક કરવા જેવું નથી.

છેવટમાં જયંતિઓ ઉજવાય, ઉત્સવો થાય તેમાં કૉન્સર્ટને મુખ્ય પદ ન આપતાં દેશને જરૂરી ઉપયોગી એવા કાર્યક્રમો હાથ ધરાશે એવી દરેક સંસ્થા પાસે વિનંતી છે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી નાગરદાસ ઈ પટેલ, મલાડ

વર્ષ ૧૧  અંક ૯  પુસ્તક ૧૧  સપ્ટેમ્બર : ૧૯૪૧

## છુક છુક ગાડી

પાટા ઉપર ગાડી
દોડે દોડે કાઢી
વાંકી ચૂકી ઉભી આડી.
છુક...છુક...છુક ..છુક.

જંગલ આવે ઝાડી આવે
નદિ ઝરણાના નિર ફુવાવે.
છુક...છુક...છુક...છુક.

આગગાડી પછી ફુક ગાડી
કાળી ચીસો પાડી
મોટા ડુંગર ફાડી
છુક...છુક...છુક ..છુક.

મુંબઈ આવે વડોદરૂ ,
સુરત આવે ગોધરૂ
ભભાજી મુંબાઈથી 'આવે
પપાજીની ટપાલ લાવે.
છુક...છુક...છુક. .છુક.

શ્રી. અવિનાશ વ્યાસ

## ગરબે રમે

ગરબે રમે રે ગરબે રમે,
નાનીશી બેન મારી ગરબે રમે.
ગરબે રમે રે ગરબે રમે,
સરખી સહિયર સંગ ગરબે રમે.

આમતેમ ફરતી, ચોકમાં ઘૂમતી;
તાળીઓ પાડતી નીચી નમેઃ
નાનીશી બેન મારી ગરબે રમે.

ગરબો ગવાડતી, ઝાંઝર ઝમકાવતી,
રૂમઝુમ ફરતી ચારે ગમેઃ
નાનીશી બેન મારી ગરબે રમે.

નાનોશો ગરબો શીરે સોહંતો,
એનો તે ગરબો સહુને ગમેઃ
નાનીશી બેન મારી ગરબે રમે.

ગરબે રમે રે ગરબે રમે,
નાનીશી બેન મારી ગરબે રમે.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

## બાલવીરને

ભરોજી ! ન્હાની કુમકુમ પગલી;
ટેકવી ભીડ બાલકની ઢગલી.—ભરોજી !

ઢગલી ન્હાની પણ દિલ મોટું,
અચળ આત્મબળ સુહતું;
કદિ ન પાછું હઠવું, ધારી
સત્વ પ્રતીતિ વિમલી.—ભરોજી !

સ્વધર્મ, સ્વરાજ્ય, સ્વદેશપ્રીતિનાં,
વધો, ખીલો, અમીપાને;
બલિ બનો ત્રિપુટી રક્ષાએ,
કેસરી ત્રાડે ઉછળી.—ભરોજી !

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# અજબ દૃષ્ટિ

'આ આખો ગંજીફો તમને મરજી ફાવે એ રીતે ચીપીને મને આપો' પંડિતજીએ શરૂઆત કરી. 'એ હું મારા ડાબો હાથ લાંબો કરીને રાખીશ. પત્તાંનો પાછળનો ભાગ મારી બાજુએ હશે છતાં ગંજીફાનું પહેલું પત્તુ શું છે તે હું કહી આપીશ, જમણા હાથે હું ચીપતો જઇશ ને એ રીતે આવતું પહેલું પત્તુ કયુ છે તે હું કહી આપીશ'

અમે પંડિતજીને ગંજીફો ચીપી આપ્યો. એમણે એ ડાબા હાથમાં પકડીને હાથ લંબાવ્યો.

'વાત એમ છે કે આપણી દૃષ્ટિ એવી રીતે કેળવી શકાય છે કે આખા ગંજીફાની આરપાર એ જોઇ શકે ને શું છે તે જાણી શકાય. ક્ષ કિરણો એવીજ માણસની શરીરની આરપાર જોઇ શકે છે ને અંદરનાં હાડકાંની છબી પાડી શકાય છે.' એમ કહીને પંડિતજીએ ડાબો હાથ ઉંચો કરીને કહ્યું: 'સૌથી પહેલુ પત્તુ કાળીનો બાદશાહ છે.'

અને એમજ હતું.

'હવે મારા જમણા હાથે પત્તાં ચીપુ છું'. એમ કહીને પંડિતજીએ પત્તાં ચીપ્યાં 'હવે સૌથી પહેલુ પત્તુ લાલનો સત્તો છે.'

અને પંડિતજીની વાત ખરી હતી.

એમ એક પછી એક સાત આઠ વખત પંડિતજીએ એ પ્રયોગ કરી બતાવ્યો. દરેક વખત પંડિતજી કહેતા હતા તે ખરૂ પડતુ હતું.

અજબ જેવું !

પંડિતજી ગંજીફાની આરપાર જોઇ શકતા હશે ? એ શી રીતે પહેલુ પત્તુ શું છે તે કહી શકતા હશે ?

અમારી નવાઇનો પાર ન રહ્યો.

પંડિતજીએ એનો ખુલાસો કર્યો તે આગળ ઉપર આપ્યો છે.

શ્રી. નાગરદાસ પટેલ

# નર્મદા

આપણે ગુજરાતી છીએ અને ગુજરાતીમાં એક કહેવત છે.

"ગંગા સ્નાને, યમુના પાને;
નર્મદા દર્શને, તાપી સ્મરણે."

ગંગામાં સ્નાન કરવાથી, યમુનાના જળનું પાન કરવાથી, નર્મદા નદીના દર્શન કરવાથી અને તાપીનું સ્મરણ માત્ર કરવાથી અનેક પાપોની માફી મળે છે. એમ હિંદુ ધર્મની માન્યતા છે.

ગંગા અને યમુના તો છે હિમાલયની દીકરીઓ અને વમવાટ છે, ઉત્તર હિંદમાં પણ નર્મદા અને તાપી તો છે વિંધ્યા અને સાતપુડાની દીકરીઓ અને ગુજરાતને ફળદ્રુપ અને રસાળ બનાવે છે.

ગુજરાતમાં બીજી પણ નાની મોટી નદીઓ તો ઘણી છે. જેવી કે મહી, સાબરમતી, પૂર્ણા વિગેરે આ બધી નદીઓમાં મોટીબ્હેન તરીકે સ્થાન છે નર્મદાનું, અને તેથી જ નર્મદા નદીની વાત કહેવાનું મન પ્રેરાય છે.

નર્મદાની ઉત્પતિ વિષે શાસ્ત્રમાં એમ કહ્યું છે કે અનેક વર્ષો પહેલાં શિવજી ભગવાન રૂલ્ય પર્વત જેને હાલમાં અમરકંટક કહે છે ત્યાં ઉગ્ર તપશ્ચર્યા કરતા બેઠા હતા. મહાદેવ એટલે સર્વ દેવમાં મહાન એટલે તેમનું તપ પણ મહાન જ હોય ? મહાદેવ ધ્યાનમાં બેઠા છે. ત્યાં કપાળ પર પરસેવાનાં ટીપાંનો નાનકડો એવો પ્રવાહ, જમીન ઉપર વહેવા લાગ્યો, અને અમરકંટક પર્વતના શિખરેથી નીચે પૃથ્વી તરફ એ પ્રવાહ ધીમે ધીમે ઉતરવા લાગ્યો. એ પ્રવાહમાંથી એક કન્યારત્ન ઉત્પન્ન થયું અને શિવની સામે એક પગે ઉભા રહીને એ કન્યાએ તપ શરૂ કર્યું. શંકર ભગવાન ખુશ થયા અને કહ્યું, "બેટા. માગ વરદાન." કન્યાએ ધીમે અવાજે કહ્યું, "ભગવાન, મને એવું વરદાન આપો કે સારી પૃથ્વીના સઘળાં તીર્થના સ્નાન કર્યાં હોય અને જેટલું ફળ મળે તેટલું ફળ મારા પ્રવાહમાં સ્નાન કરવાથી મળે અને મારું દર્શન માત્ર કરે તેને મોક્ષ મળે." મહાદેવે ખુશીથી કહ્યું "તથાસ્તુ" અને અંતર્ધાન થઈ ગયા. એ કન્યકા તે બીજી કોઈ નહિ પણ નર્મદા અને શંકર ભગવાનનો પરસેવાનો જે પ્રવાહ તે નર્મદા નદી અમરકંટક પર્વતમાંથી નર્મદા નદીનો ઉગમ થયો પણ ત્યાંથી ગુમ થયા અને વિંધ્યાચળ પરથી એનો પ્રવાહ વહેવા લાગ્યો.

વિંધ્યાચળના પર્વત પરથી નીકળી તે સમુદ્ર સુધી પહોંચતા નર્મદા નદીને ૮૦૦ માઈલનું અંતર કાપવું પડ્યું છે. અને એ ૮૦૦ માઈલનો પ્રદેશ નર્મદા નદીના પુનિત પ્રવાહથી ફળદ્રુપ બન્યો છે. ગુજરાતની એ મહાન નદી છે એટલું જ નહિ પણ મધ્ય હિંદુસ્થાનમાં થઈને નર્મદા હસતી રમતી અનેક પ્રકારના ગેલ કરતી આગળ વધે છે. એ બધાએ પ્રદેશની એ લાડીલી નદી છે. નર્મદા નદીની પરકમ્મા કરવાને અનેક યાત્રાળુઓ નીકળે છે. પરકમ્મા એટલે નર્મદા નદીના મૂળ સુધી જઈને તેની પ્રદક્ષિણા કરી પાછા વળવું તે એવા અનેક પરકમ્મા વાસીઓ ચાંદોદ (જ્યાં હું હાલ રહું છું) આવે છે.

એમના અનુભવો અનેકવિધ છે. જંગલ, ઝાંડી, વાઘ વરૂનો ભય વિ. અનેક જીવ સટોસટની મુશીબતો એમની સામે આવી પડે છે. પણ અડગ શ્રદ્ધા ફળે છે. અને એ યાત્રાળુઓ હસતા રમતા નર્મદા નદીની પરકમ્મા કરી આવે છે.

નર્મદા નદીના મૂળથી મુખ સુધીની મુસાફરી વહાણમાં થઇ શકતી નથી છતાંય આપણે તેનો આછો ખ્યાલ લઇએ તો જબલપુર આગળ જ્યારે નર્મદા નદી હસતી કુદતી આરસના પહાડો વચ્ચેથી પસાર થાય છે. અને તે વખતનો ધુધવાટ અને આરસના પહાડ સાથે અથડાઇને ઉંચે ઉંચે ઉડતા એના પાણીના ફોરાં અને કોઇ કોઇ વખત સૂર્યનો પ્રકાશ પડવાથી તેના થતા મેઘધનુષ્યના એટલા બધાં તો અલૌકિક લાગે છે કે જીવમાં કદીએ ન ભૂલી શકાય. જબલપુરથી આગળ વધતા અનેક નાના મોટા ગામડાં અને શહેરો આવે છે. જંગલો અને ઝાડીઓ આવે છે. આપણે ગુજરાતી એટલે ગુજરાતની ભૂગોળમાં રસ વધુ પડે એટલે આપણે સુરપાણ સુધી આવી પહોંચીએ સુરપાણનો ધોધ જોઇને એક કવિએ કહ્યું છે કેઃ—

“ ઘેરૂંજ ગાય અહિંઆ જળધોધ વારી. ”

એવો સુંદર દેખાય છે એ સુરપાણના ધોધનો, સુરપાણના ધોધ આગળ નર્મદાનો પટ પહોળો નથી પણ સાંકડો છે. અને એક ઉંચી ભેખડ પરથી નીચે ખૂબ જ નીચે સતત નર્મદાનો ધોધ પડે છે. ધોધ સારામાં સારી સ્થિતિમાં જોવો હોય તો ઉનાળાની રજાઓ દરમ્યાન, કારણ શિયાળામાં સુરપાણના ધોધની ઉંચાઇ એટલી બધી હોતી નથી અને તેથી કેટલાયે શોખીનો નિરાશ થઇ પાછા વળે છે. ઉનાળામાં તાપ વિશેશ તેનો ત્રાસ ખરો પણ જે કામ માટે જઇએ તે બદલ એટલું તો સહન કરવું જ પડેને ?

સુરપાણની પાસે જ એક હરણફાળ કરીને સ્થળ છે. એ સ્થળ આગળ પટ ઘણો જ સાંકડો છે અને હરણ એક કિનારેથી બીજે કિનારે ફાળ ભરી શકે અને કુદી શકે છે.

સુરપાણના જંગલમાં વાઘનો ભય છે ખરો પણ ચૈત્ર વદ અમાસ વખતે ત્યાં મોટો મેળો ભરાય છે. તે વખતે ત્યાંનું વાતાવરણ ગમે ખરૂં અને વાઘનો ભય પણ ઓછો.

સુરપાણના જંગલમાંથી સાગ, વાંસ, વિ. ઇમારતી લાકડાં કાપવામાં આવે છે. અને તેના તરાપાઓ બનાવીને ત્યાંનો જંગલી ભીલો. નર્મદા નદીમાં તરતા મૂકે છે, અને એવા તરાપા ઉપર, ઉપર આભ અને નીચે પાણી એમ અનેક દિવસોની મુસાફરી કરીને ચાંદોદ આવે છે. ચાંદોદમાં એ તરાપાઓ છોડી નાંખીને તેને વખારોમાં ભરવામાં આવે છે. અને એ વખારોમાંથી ગુજરાતભરમાં રેલ્વે માર્ગે પહોંચાડવામાં આવે છે. આ રીતે પણ નર્મદા નદીનો જળમાર્ગ વગરપૈસે સેંકડો માઇલ સુધી ઇમારતી લાકડું ખસેડવામાં મદદરૂપ નિવડે છે. સુરપાણના જંગલ કાપવાની ઇજારો રાજપીપળા સ્ટેટ તરફથી દર વર્ષે આપવામાં આવે છે. એટલે ઇજારદારના માણસો નર્મદા નદીના કાંઠા પર ઝુંપડાઓ બાંધીને વસવાટ કરે છે, અને તેથી પણ ચાંદોદથી સુરપાણ જનારને વસતી લખો છે અને ઓળખાણનો લાભ ઉઠાવીને મહેમાનગતીનો લાભ પણ મળી શકે છે.

સુરપાણથી આગળ આવતા ગરૂડેશ્વર નામનું એક યાત્રાનું સ્થળ આવે છે. ત્યાં દત્ત

ભગવાનનું મંદિર છે અને આશ્રમ છે. દર વરસે ત્યાં ગુરૂપૂર્ણિમા પર યાત્રાળુઓને મોટા મેળા ભરાય છે. અને ખાસ કરીને અનેક દક્ષિણી સ્ત્રી પુરૂષો આ યાત્રાનો લાભ લે છે.

રામવટી, વાડીયા, તીલકવાડા, કુંભેશ્વર વિગેરે અનેક નાના મોટા સ્થળો રસ્તામાં આવે છે. પછી આવે છે કરનાળી અને ચાંદોદ. કરનાળી અને ચાંદોદની વચ્ચે વહેતી ઓર નામની નાનકડી નદી છોટાઉદેપુરના ડુંગરમાંથી નીકળીને નર્મદા નદીને મળે છે. એટલે જે સ્થળે સંગમ થાય છે ત્યાં આગળ સ્નાન કરવાને અને શ્રાદ્ધ વિગેરે અનેક કર્મકાંડ કરવાને અનેક યાત્રાળુઓ દેશપરદેશથી આવે છે. ચૈત્ર સુદ પુનમ અને કારતક સુદ પુનમ એમ બે દિવસોએ સંગમ આગળ મોટા મેળા ભરાય છે. ચૈત્ર સુદ પુનમનો મેળો મોટો હોય છે. અને ચાર પાંચ દિવસ સુધીમાં લાખેક યાત્રાળુઓ તેનો લાભ લે છે.

ચાંદોદ અને કરનાળી બન્ને તિર્થક્ષેત્રો ગુજરાતમાં પ્રખ્યાત છે. ચાંદોદને નર્મદા નદી પરનું કાશી કહેવામાં આવે છે. ચાંદોદનાં વિષે વિસ્તારપુર્વક લખવા બેસું તો નાનકડું પુસ્તક જ લખાય પણ તેના અગત્યના સ્થળો વિષે જ વાત કરીશ.

કરનાળીમાં કુબેરેશ્વર, પાવકેશ્વર, સોમેશ્વર વિગેરે મંદિરો જોવા લાયક છે. તદુપરાંત હાલમાં એક ગિતામંદીર પણ સ્થપાયું છે. જેની અંદર અનેક ગીતાઓનું એક સંગ્રહસ્થાન છે. કરનાળીમાં વડોદરા રાજ્ય પ્રાંત પંચાયતની માસિક ૧૫ રૂપીઆનું ભાડુ લેતી ધર્મશાળા છે.

ચાંદોદમાં મલ્હારરાવ ગાયકવાડે બાંધેલો નકશીદાર વિશાળ ઘાટ ગમે તેવા અરસીક માણસને પણ મુગ્ધ કરી દે તેવો છે. સ્વામીનારાયણ, શેષનારાયણ, કાશીવિશ્વનાથના મોટાં મંદિરો ખાસ જોવા લાયક છે તે ઉપરાંત બાલાજી મંદિર, રામજી મંદિર, દુધાધારી મંદિર, વિષ્ણુદાસજીનું મંદિર, એવા અનેક મંદિરોથી ચાંદોદની શોભા વધી છે. ચાંદોદના હવાપાણી ઘણા સારા છે અને તે કારણથી ચાંદોદમાં સ્ટેશન રોડ ઉપર ફક્ત ૫-૭ મીનીટના જ રસ્તા પર ઉંચે ટેકરી પર બધી જાતની જરૂરીઆતોના સાધનોથી ભરપુર એક દિવાળીબાઇ સેનેટોરીઅમ છે. ઘણા માણસો તેનો લાભ લે છે. તેમાં ચાર બ્લોક છે અને દરેક બ્લોકનું સાધન સાથે માસિક રૂા. ૧૫ ભાડું છે.

ચાંદોદમાં પેટલાદ વાળાની એક ધર્મશાળા પણ છે. ત્યાં ભાડુ વિ. લેવાતું નથી. ચાંદોદના ભૂદેવો ગોરપદુ કરે છે. અને પોતાને ઘેર યાત્રાળુઓને ઉતારી તેમની બધી વ્યવસ્થા જાળવે છે, એટલે દરેક રીતે ચાંદોદ રહેવાને માટે અનુકુળ બનાવવામાં આવ્યું છે. ચાંદોદના ભૂમીપતિ મહારાણા શ્રી ખુશાલસિંહજી દરબારના જુના મહેલખાનું અરીસાભુવન જોવા જેવું છે. ગામના મધ્ય ભાગમાં ગાયકવાડ સરકારની ગાદી છે. અને તેની માંડવા સ્ટેટનો ચબુતરો છે. ચાંદોદથી સુરપાણ તેમ જ સિનોર જવાને માટે હોડીઓ ભાડેથી મળી શકે છે. અને તીલકવાડા અને સિનોર બંન્ને સ્થળો માટે દરરોજ બપોરના મોટરબોટ ઉપડે છે. ચાંદોદમાં દવાખાનું, અંગ્રેજી, ગુજરાતી નિશાળો, લાયબ્રેરી, પોષ્ટ અને તાર ઓફીસ વગેરે હાલના જમાનાની સગવડો છે.

ચાંદોદથી આગળ વધતાં ગંગનાથ, શુકદેવ, વ્યાસ અને અનસૂયા એમ યાત્રાનાં સ્થળો આવે છે. અનસૂયા માતાનું મંદીર પ્રાચીન અને સુંદર છે અને ગાયકવાડ સરકાર

તરફથી ત્યાં રક્તપીતીયા રોગી માટે મફત દવાખાનું અને રહેવાના મકાનો છે. માલસર અને શુકલતીર્થ પણ યાત્રાનાં ધામો છે. શુકલતીર્થમાં દર વર્ષે કારતક સુદ ૧૫ પર મેળો ભરાય છે. ત્યાં ઓંમકારેશ્વરનું મંદીર જોવા લાયક છે.

શુકલતિર્થની પાસે કબીરવડ છે. કબીરવડ માટે એમ દંતકથા છે કે સંત કબીરે વડનું દાતણ કર્યું. અને તે રોપ્યું. અને તેનો વંશવેલો થયો. આ તે કબીરવડ. વડ વિશાળ છે. તેની છાયામાં પાંચ, સાત, હજાર માણસો સહેલાઈથી બેસી શકે એવો ઘટાદાર વડ છે.

આગળ વધતાં આવે છે. નર્મદા નદીનું મુખ નર્મદા નદીના કિનારે અને મુખની પાસે પ્રખ્યાત શહેર ભૃગુકચ્છ, એક વખતનું એ ગુજરાતનું પ્રખ્યાત બંદર આજે તો ભાંગી તૂટી સ્થીતીમાં છે. છતાં એ પેલી કહેવત છે કે "ભાગ્યુ ભાગ્યુ તો એ ભરૂચ" તે પ્રમાણે કોઈ કાઢી નાખવા જેવું નથી ભરૂચ નર્મદા નદીના કિનારા પર ખાડી પને પથરાએલું છે. પહેલાના વહેપારનાં પ્રમાણમાં હાલનો વેપાર નજીવો ગણાય. છતાં હાલમાં ત્યાં કપાસ પીલવાના જીનો, કાપડ વણવાની મીલો, વગેરેથી વેપાર સારો ચાલે છે. કાઠિઆવાડના બંદરો સાથે ભરૂચ વહાણો મારફત વેપાર ચલાવે છે. ભરૂચના મુળ સ્થાપક ભૃગુ રૂષિની વાડી, મોહન બાગ, કિશોર બાગ વગેરે જોવાલાયક સ્થળો છે ભરૂચની નવાબીનો નાશ કરી અંગ્રેજોએ ઈ. સ. ૧૭૭૨ માં ભરૂચ જીતી લીધું હતું. ભરૂચનો નર્મદા નદીનો નવો પુલ સુંદર છે અને તેના પરથી જ્યારે આગગાડી પસાર થાય છે ત્યારનું અનુપમ દ્રશ્ય એક વખત જોવાથી કદી પણ ભુલાય નહિ, એવું સુંદર છે.

ભરૂચથી આગળ ભાડભૂતેશ્વર નામના એક યાત્રાના સ્થળે અઢાર વર્ષે એક વખત મોટી યાત્રાનો મેળો ભરાય છે આજ સ્થળે નર્મદા નદીનો સમુદ્ર સાથે સંગમ થાય છે.

શ્રી. નવલકાંત નેમચંદ ભાવસાર

卐

# ઘડિયાળ

ઘડિયાળ ટકટક બોલે છે, એનું લોલક ડગમગ ડોલે છે. ઘડિયાળ.
બે કાંટા દોડાદોડ કરે, પકડા પકડીની હોડ કરે. ઘડિયાળ.
ધીમાં ડગલાં નાનો ભરતો, ફાળો મોટી મોટો ભરતો. ઘડિયાળ.
બે ભાઈ સગા સંપીલા છે, ફરે ફૂદરડી ખંતિલા છે. ઘડિયાળ.
કદી થાક કોઈને ના લાગે, અઠવાડિયે ખાવાનું માગે. ઘડિયાળ.
એની બેનો છે બીજી નાની, જે ટકટક બોલે બહુ છાની ઘડિયાળ.
નાની જેનો રૂપે નમણી, કિંમત એની બેસે બમણી ઘડિયાળ.
ઘડિયાળ વિના ઘડી ના ચાલે, એની ચાલે જગત્ સઘળું ચાલે. ઘડિયાળ.
એનાં બાર બારોની બલિહારી, ઘરઘરમાં આજે ફરનારી. ઘડિયાળ.

શ્રી. મહીપત જોષી

# કાગડાનો ત્રાસ

જમણવાર હોય ત્યારે કાગડાનો ત્રાસ ખુબ હોય છે. એ બધા ટોળે મળીને કાઉ કાઉ કરી મૂકે છે ને ગમે તે વસ્તુ ઉપાડી જાય.

એ ત્રાસ મટાડવા માટે મુંબાઈની એક મહાજનવાડીએ પાંચ હજાર રૂપિયા ખરચીને લોખંડના બંધ કરી શકાય એવાં બારણાં કરાવ્યાં છે કે જેથી જરૂર પડે એ બારણાં બંધ કરી શકાય ને કાગડાના ત્રાસમાંથી બચી જવાય.

પણ એ ત્રાસ મટાડવાનો અજબ નુસખો ગુગળી બ્રાહ્મણોએ પૂરો પાડયો છે.

વાત એમ બની કે મારા એક મિત્રે ગુગળી બ્રાહ્મણોની ચોરાસી કરી હતી. એ વખતે જમવાની તૈયારી થઈને જમણ ચાલુ થયુ ત્યારે એક માણસ પાંચ ઇંચ પહોળો ને સાત ઇંચ લાંબો અરિસો હાથમાં લઈને ફરતો હતો ને સૂરજ સામે ધરીને ચારે તરફ એરિયાં પાડતો હતો.

બપોરના બાર વાગ્યા હતા ને આ રીતે આ માણસ એરિયાં પાડતો પાડતો ચારે તરફ ફરતો હતો એ જોઇને મને નવાઇ લાગી એટલે મેં પૂછયું કે આ વીધિ શા માટે થાય છે?

મને જવાબ મળ્યો કે 'અરિસાનો પડછાયો જોઇને કાગડા નાસી જાય છે. એમ ન કરે તો કાગડા એટલા બધા હેરાન કરી મૂકે કે ન પૂછો વાત!'

અને વાત પણ ખરી હતી.

જમણ ચોકમાં પડયુ હતુ છતાં કાગડાની જાત ન હતી. એ બધા નાસી ગયા હતા.

મને આ નુસખો નવાઇ જેવો લાગ્યો. એના ઉપયોગથી કાગડાની રંજાડ મટી જાય છે એ વાતની મારી ખાત્રી થઈ છે કારણ કે આ પ્રસંગ બન્યા પછી મેં પણ એ પ્રયોગ કરી જોયો છે.

કાગડાની રંજાડ મટાડવા માટે આ નુસખો કરવા જેવો છે.

શ્રી. નાગરદાસ પટેલ

卐

# અજબ દૃષ્ટિનો ખુલાસો

'આ કરામતનો ખુલાસો એટલો જ છે કે મેં ડાબા હાથની પહેલી આંગળીએ સહેજ મીણ લગાડી તેમાં એક નાની સરખી આરસી ચોટાડી દીધી છે.' પંડિતજીએ જણાવ્યું. 'અજબ કરામતની વાત કરતી વખતે એ ગોઠવણમાં સીફતથી કરી લીધી હતી. ડાબો હાથ લાંબો કરીને મેં એવી રીતે ઉંચો રાખ્યો હતો કે પહેલા પત્તાનું પ્રતિબિંબ આરસીમાં પડે તે હું જોઇ શકું. પછી તો ગમે એટલી વાર ચીપીને જે પહેલુ પત્તુ આવે તે કહેવામાં અડચણ ન આવે એ દેખીતુ છે!'

શ્રી. નાગરદાસ પટેલ

ડી. એ. ૧૩૭૨
રુમક ઝુમક ઝાંઝર ઝમકે
શામરીયે શે રેવાય

ડી. એ. ૫૫૧૧
સુની શ્રાવણભયાની સાંજે
એના શા કરવા ઉપાય

ડી. એ. ૫૫૭૯
હોળી આવી હોળી આવી
હોળી આવીરે

ડી. એ. ૫૬૩૪
મને પ્રીતનું ગીત સુનાવો કોઇ
એક વાત પુછું કાંના તમને

ડી. એ. ૫૭૪૪
કાંના ભરવાને મને નીર
જાવું છે જમુનાને તીર

D. A 5797 : ડી. એ. ૫૭૯૭
ઓ મા તારા દર્શને
મા પાવા તે ગઢથી ઉતર્યાં

D. A. 5855 : ડી. એ. ૫૮૫૫
આવને સખી ઘન શ્યામ બતાવું
હું વ્રજની ગોળી

D. A. 6027 : ડી. એ. ૬૦૨૭
શાક વાળી
રાંધવાની રામણુ

D. A. 6096 : ડી. એ. ૬૦૯૬
એકેલાં ન જઇએ
હાલો પહેલાં પહેલાં જઇએ

D. A. 6186 : ડી. એ. ૬૧૮૬
ડમરૂ ડમડમ વાગે
હવે જાગો રાધારાણી

D. A. 6322 : ડી. એ. ૬૩૨૨
વિજલડી વણઝારી
હું મારવાડની નારી

卐

## શ્રીમતિ જ્યોત્સ્ના મહેતા

ડી. એ. ૬૫૧૧ } આસોના અજવાળીયો
તાલી દેતાં, તાલી દેતાં

એક બાજુ :

આવ્યાં સખી આવ્યાં, આસોના અજવાળીયાં
ગોરા સુંદર દેવ સજી સુંદર વેશ
સોળે કળાએ શણગારીયાં...આવ્યાં સખી.

ચાંદરણું પાથર્યું પૃથ્વીને પાટલે
અવનીએ નવલાં રૂપ ધારીયાં...આવ્યાં સખી.

શ્વેત સરીતા દુધ ગંગા ઉભરાણી પુરમાં
રૂપ ભરી રૂપવંતી ઉભરાણી સુરમાં
રજની દેવીના રળીયામણાં - આવ્યાં સખી.

આવશે પ્રીતમ ને પુનમની રાતડી
સાચા એ સ્વપ્નામાં મીંચાશે આંખડી
પાથરણે ફુલડાં બીછાવીયાં...આવ્યાં સખી.

બીજી બાજુ :

તાલી દેતાં, તાલી દેતાં
તાલી દેતાં કે હું તો ઘેલી બનું
ફેર ફેર ફુંદડી. ટપકીયાળ ચુંદડી
દુધ ભરી રાતડીમાં ગરબે ઘુમું રે...તાલી.
પેલો ચાંદલીયો નીરખે છે આભમાં
એની કૌમુદી રાસ રમે સાથમાં
એની વરસતી સુધાએ હૈયું ભરૂં રે...તાલી.
આંખડીયે, આંખડીયે, અંજનીયા આંજ્યા છે
વેણી ગુંથ્યા ગજરામાં ફુલડાં બીરાજ્યાં છે
રાસે રમુ મ્હાગે સાહેલી સંગે હું રાસે રમુ...
તાલી દેતાં રે.
સુંદર શ્યામ વીના શોભે કેમ રાસ મ્હારો
એની બંસી વીના પુરે કોણ સુર સારો.
એને ખોળીને બોલી હું પાછી ફરૂં રે...
તાલી દેતાં રે.

### અગાઉ બહાર પડી ગયેલી રેકર્ડ

ડી. એ. ૫૫૫૫
એક ત્હારે નામે મેં નૈયા ઝુકાવી
એકલું જાવું એકલું જાવું

ડી. એ. ૫૬૦૮
ત્યારે સાંભળે ભગવાન
મને કોઇ પ્રભુ બતાવો

ડી. એ. ૫૭૯૮
ઓરાં આવો
ચાલો સખી જઈએ જમુનાને તીર

એમ. એમ. ૭૧૨૮
જળ ભરવા હું જમના તીર ગઈ'તી
એવું સરોવર દીઠું

એમ. એમ. ૭૧૩૫
વન વગડે કોયલ ટહુકે
વસંત આવી ફુલડાં લાવી.

D. A. 6046 : ડી. એ. ૬૦૪૬
કોણ ભરે
દેવી શારદ સરસ્વતી

卐

# શ્રીમતિ વનલતા પુરોહીત

ડી. એ. ૬૫૧૨ } ચાંદલીયાને શું રે કહેવું
D. A. 6512 } ઓ રાતલડી

એક બાજુ :

આ ચાંદલીયાને શું કહેવું ?
એનું બીંદુ નથી જેવું તેવું
એની કૌમુદીનું કામણ એવું
કે પ્રીતમને પરવશ રહેવું
કોઈને ઘેલા કરીશું....આ ચાંદલીયાને.
પેલી શરદ પુનમની રાતડીએ
કોઈ ઝુરે પ્રીતમની વાટડીયે
એમાં આછા સ્મીતે શું હસ્યા કરવું...
આ ચાંદલીયાને.
મેં તો અલબેલા સાથે અબોલા લીધા
જાણે રાગ ત્યજી વૈરાગ્ય લીધા
એવે નાખ્યું એને એવું ચાંદરણું
કે આવ્યું પાછું પ્રીતમ શમણું...
આ ચાંદલીયાને.

બીજી બાજુ :

ઓ રાતલડી ! ઓ રાતલડી !
જરી મોડી જાજે બ્હેનરે રે
મ્હારે શશી સંગાથે રમવું છે.
હૈયું ભરી ભરી નીરખી ફરી ફરી
શશી કૌમુદીમાં ઘુમવું છે,
મ્હારે ઇન્દુ બીન્દુ મન ભરવું છે.
ઓ રાતલડી.
દિનભર ઝુરી ત્હારી આશે.
ક્યારે મુજ તૃષા છીપાશે
તરસ્યાંને અમૃત કો પાશે !
ક્યારે નાથ સુધા દેખાશે... ઓ રાતલડી.
સંતાઇ કો વાદળ પાછળ
તારલી નીરખે નાથ સુધાકર
એવી તારલી બનવું છે, મ્હારે ઝુલઝુલામણે
ભમવું છે—ઓ રાતલડી
વિજોગણ વ્હાણું જોવ્હાશે
શીતળ ચાંદરણું હોલાશે
દુઃખીયારી મુજનું શું થાશે ?
મુજથી શે જીવાશે ? ઓ ! રાતલડી.

## અગાઉ બહાર પડી ગયેલી રેકર્ડો

ડી. એ. ૫૧૧૮
જીવન આછાં ખીલી
મોહન તારી બસરી

ડી. એ. ૫૧૮૨
શાને વગાડી રસ શ્યામ
રાસ ખેલે કાલીંદીને કાંઠે

ડી એ. ૫૨૯૦
ખીલી ખીલી તે રજની આભમાં
વિશ્વ વાડીકાની વેલ રૂડી

D. A. 5799 : ડી. એ. ૫૭૯૯
ઘેર તો જવાદે મુને
ધીરે ધીરે પનીહારી

D. A. 6099 : ડી. એ. ૬૦૯૯
ધીરે ધીરે ગોરી ચાલો
મોરલા રે

D. A. 6256 : ડી. એ. ૬૨૫૬
શ્યામ ખેલે હોળી
હોળી આવી રે

# શ્રીમતિ મલ્લીકા બ્હેન રાયજી

D. A. 6513 } ધેન્જો, ઘેન્જો રે શુકનના સભરસીયાં
ડી. એ. ૬૫૧૩ } નવ નવ દીવડા પ્રગટે

**એક બાજુ :**

ઘેન્જો, ઘેન્જો રે શુકનના સભરસીયાં
સભરસીયાં એ થોક રસીયાં ...ઘેન્જો, ઘેન્જો
બાર બાર માસના થાકયાને ને પાકયા
રૂદન છે હૈયે ને હાસ્ય મુખ રાખ્યાં
દેદલત્તે લાવીને ચેતનીયાં ...ઘેન્જો, ઘેન્જો
આતો આવી દિવાળી તેજેભરી
જાણે આવીકો આભથકી સ્વર્ગની પરી
કુંજ કુંજ ગુંજે ગાન મધુર ગુંજનીયાં ...ઘેન્જો.
સભરસના શુભ શુકને થાશો સૌ
મંગળ પ્રભાતે વરો દેવી આપ મંગળા
રંગે સૌ રંગે નિરંજનીયાં ...ઘેન્જો, ઘેન્જો

**બીજી બાજુ :**

નવરાત્રિમાં નવ નવ દીવડા પ્રગટે
ઘુંઘટ ધડૂકે રૂપગંગા ચઢે રમણે
સુની સુની રાતલડીમાં
કાળી કાળી વાદલડીમાં
છુપ્યો શશીપર પ્રગટે...નવરાત્રિમાં.
આભને આરે ટમટમ તારલીયા ટમકે
જાણે કો સુંદર શશી કેરૂં
મુખડું મલકે...નવરાત્રિમાં.
જગત જનની જગદંબા
નીસરે ગરબે રમવા
દેતાં તાળી, અંબેવાળી, રત રઢીઆળી
...નવરાત્રીમાં
અખંડ વહેતાં કૌમુદી પથમાં
રાસ રમે રાસેશ્વરી બાથમાં
ભરી ગાગર છલકે... નવરાત્રીમાં

## અગાઉ બહાર પડી ગયેલી રેકર્ડ

D. A. 6281 : ડી. એ. ૬૨૮૧
ચાંદલો જમુનાના જળમાં ન્હાય
કોઇ થાશો ના નિરાશ

卐

# મણીબાઇ ગરબા પાર્ટી

## ગવરાવનાર કુમારી આશા

D. A 6514 } શું રે કહું મારી સજની
ડી. એ. ૬૫૧૪ } નણદલ વીર

**એક બાજુ :**

શું રે કહું હું મારી સજની
સાસુના મેણાં રહેવાય ના જરી
નણદીના વીરા લાવ્યા ચુડલો ને ચુંદડી
જોવાયું ના સખી કહ્યો બગી
મેણાં મારે છે કંઇ બ્હાનાં ગોતી
નિત્ય લડે છે સખી સાસુ નણંદ
પુછ્યું મેં તો સાસુ રમવાને ગરબી
મુખડું મરોડ્યું સખી રોગથી બરી
સાસુ પાર્યાં એમ ક્રોધ કરી
કરમાવો વહુ જરા લાજ ધરી

**બીજી બાજુ :**

નણદલ વીર લાવી દોને રે ચુંદડી
હીરાના કંકણુ લાવજો રે
મોતી મઢેલો ચુડલો રે
મારે મોતીની માળા ગુંથાવજો રે...નણદલ વીર
આવ્યાં નવરાત્રી સૌ સૃષ્ટિ હરખાણી
ગરબે ઘુમવાને મળી જાશું રે...નણદલ વીર
ગરબે રમવા જાઉં સખીઓની સંગે
પહેરીને નવરંગ ચુંદડી રે...નણદલ વીર
પાયે પડું તો મારી માતાજી રીઝશે
મનનાં મનોરથ પુરશે રે...નણદલ વીર.

# મણીબાઇ ગરબા પાર્ટી

## ગવરાવનાર કુ. સુધા ખાનસાહેબ

D. A. 6515 } કરશો નહીં કોઇ આશ
ડી. એ. ૬૫૧૫ } પ્રેમ ભરી દિવ્ય જ્યોતિ

**એક બાજુ :**

સજની મારી કરશો ન કોઇની આશ.
અમર આશામાં શોભાશો માં
યાશો જગતમાં નિરાશ.
શબ્દ ભર્યો સ્નેહથી વાણીએ મીઠાશ
મોહમાં અંધ બની રાખો ન આશ
યાશો જગતમાં નિરાશ.
સ્વપ્ના સેવી સુખ માનશો માં
યાશો જગતમાં નિરાશ.
આશા ફળે ના સખી મળતી નિરાશ
વીનતી કરે છે મનુ કરશો ન આશ
યાશો જગતમાં નિરાશ.

**બીજી બાજુ :**

પ્રેમભરી દિવ્ય મેં જ્યોતી પ્રગટાવી
પ્રગટે જ્યોતિ મારી કેવી આશાભરી
પ્રેમ મંદિરમાં પુજન કરતી
આશાભરી મારી જ્યોતિ પ્રગટાવતી—પ્રેમભરી.

સાખી

કરતી પુજન પ્રેમથી, આશા હતી જ્યોતિમાં
પલટે ઘડી જીવનની, આશા પલટી જાય.
આશા ભુલી પ્રેમે પુજન કરતી
અશ્રુભર્યાં નેણે હું તો જ્યોતિ નીહાળતી—પ્રેમભરી

### અગાઉ બહાર પડી ગયેલી રેકર્ડ

D. A. 6028 : ડી. એ. ૬૦૨૮
કેમ જાઉં પનઘટ પાણી
કાને મારી મટુકી ફોડી

D. A. 6472 : ડી. એ ૬૪૦૨
નંદ ઘેર વાગે વધાઇ
પોઢો, પોઢો નંદ લાલ

卐

# શ્રીમતિ મોંઘીબ્હેન કંતાનવાળા

D. A. 6516 } થોડું કર્યું તે ઝાઝું માનજે
ડી. એ. ૬૫૧૬ } આરતી ઉતારૂં અંબા માતની રે

**એક બાજુ :**

તારા પુજનને કાજ માત આવી છું આજ
થોડું થોડું કર્યું તું ઝાઝું માનજે.
રંક દાસીની લાજ માન રાખીને આજ
માડી થોડું કર્યું તું ઝાઝું માનજે
ના ચુંદડી કસુંબલ ને કંકણુ ના હેમનાં
નથની ના રત્નોની આભુષણ પ્રેમનાં
તારૂં દીધું હો અંબે
પુજને ધરાવું તો...
થોડું કર્યું તું ઝાઝું માનજે.
સુંદર નવરાત્રિ ને સખીઓ ના સાથ છે.
ગરબે રમવાને ગૌરી તારો સંગાથ છે.
હું તો અધુરી રહ્યાં પુરા સન્માન શાં...
થોડું કર્યું તું ઝાઝું માનજે,

**બીજી બાજુ :**

હું તો આરતી ઉતારૂં અંબા માતની રે.
અંબા માતની રે, અંબા માતની રે-હું તો.
હૃદયના તું દ્વાર ખોલ.
ભક્તિને ઝુલે હિંડોળ
મધુર નામ બોલ, બોલ
હું તો ચરણુ છબી નીહાળું અંબા માતની રે
હું તો આરતી.
દુર દુર તારૂં ધામ
થાય સર્વ પુણ્ય કામ
શિર ધરી કરૂં પ્રણામ.
કીર્તિ ઘરઘર ગવાય અંબા માતનીરે...હું૦
ધુપદીપ ભાવે કરૂં, પુષ્પહાર કંઠે ધરૂં
વાર વાર નમન કરૂં
નવરાત્રિ હું ઉજવું અંબા માતનીરે...હું૦

## શ્રીમતિ સુમતિ દરે

D. A. 6517 / ડી. એ. ૬૫૧૭ — નવ, નવરાતના નોરતાં / ગોરી, ચાલોને માને મંદિરીયે

**એક બાજુ :**

નવ નવ તે રાતનાં નોરતાં રે
મા ગરબે રમવા નીસર્યાં
હાંરે ચૌદ બ્રહ્માંડના ચોકમાં રે
મા ગરબે રમવા નીસર્યાં
ઓઢી ધરતીની લીલીછમ ચુંદડી
માથે વાદળના મુગટ રે
સોનાની રે, રૂપાની રે,
ઘુઘરી ઝમ ઝમ ઝમકાવતાં
લાવ્યા, લાવ્યા દીવાળીની લ્હાણી રે
મા ગરબે રમવા નીસર્યાં

**બીજી બાજુ :**

ગોરી ચાલોને માને મંદીરીયે
આવ્યાં, આવ્યાં આસોનાં અજવાળીયાં
ધીનીક્રીટ, ધીનીક્રીટ તાલ મધુરા શા આજ
પગમાં ઝાંઝરના ઝમકારા—
ઉગ્યો, ઉગ્યો ચંદ્ર સૃષ્ટિ તણા બાગમાં
માંહી રાસે રમતા તારલીયા—
ગરબે રમવાતે આવ્યા બહુચર મા
આવ્યા ગૌરી જગદંબે
રાસ રમતા પ્રગટી એક દિવ્ય જ્યોત
એના ઝબકારે પ્રગટ્યાં અંબા મા
જય, જય, જય, જય, જગદંબે

## અગાઉ બહાર પડી ગયેલી રેકર્ડ

| | | | |
|---|---|---|---|
| ડી. એ. ૫૧૬૭ | કાનુડો ચીતડાંનો ચોર છે / રાધા વનમાં પુછે | ડી. એ. ૫૭૭૪ | નાથે માંડયાં છે રીસામણાં / મારી સાસુ કરે છે સતામણી |
| ડી. એ. ૫૨૧૭ | શેનાં ચઢયાં આંખડીએ ઘેન / નંદ રાણી તારો કાંનો | ડી. એ. ૫૮૮૪ | દુધ વાળી / પનઘટ પર નંદલાલ |
| ડી. એ. ૫૪૨૯ | ઝબકીને જાગી હું તો / ક્યાં ટહુકી કોયલ રાણી | ડી. એ. ૬૦૦૭ | ઘંટરવ શંખનાદ / ડમ ડમરૂ વાગે |
| ડી. એ. ૫૪૭૪ | ભજ શ્વાસ શ્વાસમાં રામ / જરા ધીરેથી હોડી હંકાર | ડી. એ. ૬૦૯૭ | નટવર નાચે શ્યામ રે / સખી વર્ષાના વાયરા વાયા |
| ડી. એ. ૫૫૨૭ | કદમ પર બેઠો પેલો કાનુડો / નટવર નાચે શ્યામ રે | ડી. એ. ૬૨૧૮ | ગાયો ચારીને ગોવીંદ ઘેર આવ્યા / ઘેલીને કહેશો કોઇ |
| ડી. એ. ૫૫૮૯ | દુનીયા રંગ ભરેલી બાબો / માલણુ તું મતવાલી | ડી. એ. ૬૩૬૭ | નાંવ તો તારી ડોલે / વણઝારાંની પોઠ ફેરો બાળ |
| ડી. એ. ૫૬૭૭ | સખી વર્ષાના વાયરા વાયા / ટહુકે ગોકુલની ગોવાલણ | ડી. એ. ૬૪૪૪ | આજ ઝૂલે ઝૂલે છે નંદજીનો લાલ / તાંડવ નૃત્ય |

卐

## કુમારી વિલાસ વીણુ

D. A. 6518 / ડી. એ. ૬૫૧૮ — વ્યોમ વીહરતી વાદળીઓ / કાળી કોયલડી

**એક બાજુ :**

વાદળીઓ, વાદળીઓ, વાદળીઓ
વ્યોમ વિહરતી વાદળીઓ.
ઉંચે આભે સુરજ પ્રકાશે
આંમંત્રે અમને આકાશે
પિતાજ પેલો દરીયો.
હિમ શાં કાળાં ભુરાં વસ્ત્રો
સજની ઉડતી નર્તન કરતી
ઇન્દ્ર તણી જળ પરીઓ.

**બીજી બાજુ :**

કાળી કાળી કાળી કોયલડી
આંબા ડાળે ડોલું મધુરૂં મધુરૂં બોલું.
કુહુ કુહુ ટહુકાર કરતી ઘડી ઘડી કોયલડી
વસંત આવે, ભાવ જગાવે
હૈયું નચાવે, સંગીત સજાવે
બસ ગીત ગીત ગાવું રસીયા ઉર લલચાવું
ફોરમમાં સંગીત સૂર પુરતી
ઉડી ઉડી કોયલડી

આ માસિક વડોદરા-રાવપુરામા ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમા અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૮-૪૧

Registered No. B. 1775

# યંગ ઇન્ડીયા રેકર્ડઝ

કોયલના ટહુકારે ટપકતા મધ જેવી
ગળાની મીઠાશ લઇને....

પ્રકાશ પીકચર્સ કૃત
સામાજીક સર્જન

## દર્શન

ફીલ્મના ગાયનો

: પ્રેમ અદીબ અને જ્યોતિ :

જી. પી. ૧૦૪૩ { બોલ રે માહિલી / મનકી કુકરીયામેં આઓ

: જ્યોતિ :

જી. પી. ૧૦૪૪ { મેં પી દર્શનકી પ્યાસી / મેં કુંજનમેં કુવનમેં

: પ્રેમઅદીબ :

જી. પી. ૧૦૪૫ { જીન નૈનમે નૈન સમાયે / પંછી ઉડજા, ઉડજા

: જ્યોતિ અને મધુસૂદન :

જી. પી. ૧૦૪૬ { સાજન કુમ નીકલે એકઝી / અને / પરદેશી બાણુ

: અમીરબાઇ અને મીરા :

જી. પી. ૧૦૪૭ { શ્યામ કહાં સોયા તું, / લગાયે રામનામસે પ્રીત

: મીરા અને દુરાની :

જી. પી. ૧૦૪૮ { પીહરમેં પીયા છોડે / પ્રેમ અને જ્યોતિ / કેઇ કમતક રહે અકેના




ગુજરાતીઓના હૃદય જીતી ગયેલો
મા. અવિનાશ વ્યાસ
ડી. એ. ૬૪૭૪ રેકર્ડ પર
ધીરે ગાડી હાંકો
અને
સુમરન કરતું રામનામ
સંભળાવે છે.

## ગરબા અને રાસ

એટલે આપણા આંગણાનું
રાસનૃત્ય

: મણીબાઇ ગરબા પાર્ટી :
ડી. એ. ૬૪૭૨ પર
નંદ ઘેર વાગે વધાઇ
અને
પોઢો, પોઢો, નંદલાલ
દ્વારા નવુંજ આકર્ષણ જમાવે છે.

: મા શંભુ અને પાર્ટી :
ડી. એ. ૬૪૭૩ રેકર્ડ પર
" વિલાયતનો વા "
કોમીક દ્વારા તમોને હસાવવા
આવી પહોંચેલ છે.

ગઢવી અભયસીંગ
( ગુજરાત મ્યુ સોસાયટી )
ડી. એ. ૬૪૫૫ { માતાજીનો માંડવો / ભાગ ૧-૨

સપ્ટેમ્બર રીલીઝ
૧૯૪૧ રેકર્ડઝ

ઓર્ડર તાકીદે નોંધાવો:—

**ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કંપની લિ૦**
૧૧૦, મેડોઝ સ્ટ્રીટ, મુંબઇ ૧.

# ગુણસુંદરી

અને સ્ત્રીહિતોપદેશ







નવરાત્ર અંક

કિશોર મુંબઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી મંજૂર થયું છે.
કિશોર વેસ્ટર્ન ઇંડિયા સ્ટેટ્સ એજન્સી તરફથી મંજૂર થયું છે.
કિશોર વડોદરા રાજ્યની વિદ્યાધિકારી કચેરી તરફથી મંજૂર થયું છે.

## કિશોર
જીવનના અરુણમાં
જીવનઘડતરની દૃષ્ટિએ
અનુપમ માસિક છે.

## કિશોર
વિદ્યાર્થીજીવન દરમિયાન
શાળામાં શીખવાતા
વિષયો વિશે રસમય
શૈલીમાં માહિતી આપી
શિક્ષકની ગરજ સારે છે.

## કિશોર
ઓછું ભણેલી બહેનોને
જુદા જુદા વિષયો વિશે
સામાન્ય જ્ઞાન આપે છે.

## કિશોર
પ્રૌઢશિક્ષણ પ્રચારકાર્ય
અંગે ઉપયોગી માસિક છે.

: લવાજમ :

હિંદમાં રૂ. ૪ બર્મા તથા પરદેશના રૂ. ૬

જીવનચરિત્રો, ઇતિહાસના પ્રસંગો, સાહસકથાઓ, પ્રવાસવર્ણનો
વિજ્ઞાનની વાતો, જાદુના પ્રયોગો, પ્રાણીજીવનની વાતો, વ્યાયામ
અને રમતગમતની માહિતી, મહાપુરુષોના જીવનના પ્રસંગો વગેરે આવે છે

ચાર વર્ષ પૂરાં કરી પાંચમા વર્ષમાં પ્રવેશ કરે છે.

**કિશોર કાર્યાલય,** ચાર રસ્તા ખાડિયા, **અમદાવાદ.**

આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

નવરાત્ર અંક

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.
તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર, વડોદરા.
પુ. ૩૭ મું ]   ઓકટોબર : ૧૯૪૧   [ અંક ૨ જો

## અનુક્રમણિકા

બાલ - વિભાગ





વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૬-૦ : પરદેશ માટે શીલીંગ ૧૨ : છુટક નકલ એક રૂપિયો.

નવરાત્ર અંક



પુસ્તક ૩૭મું · ઑક્ટોમ્બર : ૧૯૪૧ · અંક ૨ જો

# નવરાત્રી

: રાગ—સાંજની શોભા તે રળીયામણી : :

નવલા તે દીન નવરાત્રીના
હાં રે રૂડાં ગરબે રમે તે માત અંબીકા હોજી રે
નવલા તે દીન નવરાત્રીના.

હાં રે સખી નવ નવ તે રાતનાં નોરતાં,
હાં રે ચોસઠ જોગણી સાથ મા નીસર્યાં હોજી રે
નવલા તે દીન નવરાત્રીના.

હાં રે માએ ગરબો માંડ્યો છે અતી રંગમાં,
હાં રે સહુ ગરબે રમે છે આનંદમાં હોજી રે
નવલા તે દીન નવરાત્રીના.

હાં રે સાથ કાળકા ને બહુચરા બે બ્હેનડી,
હાં રે મા ગરબે ઘૂમે છે અલબેલડી હોજી રે
નવલા તે દીન નવરાત્રીના.

હાં રે મા અદ્ભુત લીલા ત્હારી શી કહું,
હાં રે માના ગુણનો તે પાર હું શું લહું હોજી રે
નવલા તે દીન નવરાત્રીના.

સૌ. વસુમતી દીવેટીઆ

# સ્વાગત

[ રાગ, બિહાગ : તાલ-કહેરવો ]

સ્વાગત શાં સ્વજનનાં
આલેક કરીએ...? ...સ્વાગત.
સત્કારે કુસુમ મધુકરને,
રસ – અમૃત ધરીને,
ભૂલવી ભાન પ્યાસી ભ્રમરને,
રસ – જીવન હરી લે;
સત્કારી અમી પાઇ સ્વજનનાં
અંતે જીવન હરીએ ?
સ્વાગત શાં કરીએ ?...સ્વાગત.
પીડીત પોયણી દિનભર તલસે,
ગતાંજ નિશા હલ્લાસે હર્ષે,
સત્કારે શશીને;
વિરહ-ભાવના દર્દ દિલના
જીવનમાં ભરીએ ?
સ્વાગત શાં કરીએ ?...સ્વાગત.
આભ આંગણે ઓકળી કરતી,
ઉષા રંગો વિધવિધ ભરતી,
સત્કારે રવિને;
સર્જન-જુના ઉજ્જ્વળ સ્વાગતના
સંગમ ક્યાંથી કરીએ ?
સ્વાગત શાં કરીએ ?...સ્વાગત.
વન વસંતને,
વેલ વૃક્ષને,
વૃક્ષ વિહંગને,
ચાતક જળ-બિંદુને,
મયૂર મેઘને,
અનળ અનિલને,
સિંધુ સરિતને,
ઇંદુ મહા – સિંધુને
અહિં તહીં સ્વાગત વિવિધ રીતના,
અટવાઇએ, શા કરીએ ?
સ્વાગત શા કરીએ ?...સ્વાગત.
ઊભી કલ્પના – મંદિર – દ્વારે,
રસ – સરિતાને આરે,
કવિ ભાવના-ફૂલ કર ધારે,
કવિતાને સત્કારે,
પ્રભુ-પ્રેરિત નૈસર્ગિક નિર્મળ,
સ્વાગતની સ્પર્ધા કરીએ ?
સ્વાગત શાં કરીએ ?...સ્વાગત.

શ્રી. ત્રીલોક દેસાઇ

# મીઠી મુંઝવણ

[ રાસ ]

સરખી સાહેલી સંગ સરિતાએ સંચરી,
આછેરાં નિર ઉભરાય,
સાહ્યબા સામે ઉભા રે. ૧

મંદ મંદ ચાલુ મધુ વાતોના તાનમાં,
કોકિલ શો કંઠ ટહુકાય,
સાહ્યબા સામે ઉભા રે. ૨

માથે મોટું બેડું ને મચકાતી ચાલમાં,
નવરંગી સાડી લ્હેરાય,
સાહ્યબા સામે ઉભા રે. ૩

સખીઓ ! પજવે છે મને નયનો નચાવતી,
કેમ કરી ઘુમટો તણાય ?
સાહ્યબા સામે ઉભા રે. ૪

લોક તણી લાજમાં ને પ્રેમના પ્રવાહમાં;
હૈયું હિલોળા ખાય,
સાહ્યબા સામે ઉભા રે. ૫

અંગ અતિઅંગમાં ઉર્મિ ઉછળતી,
ચીતડાંમાં ચટપટ થાય,
સાહ્યબા સામે ઉભા રે. ૬

નેહભર્યાં નયનોએ વ્હાલમ નિહાળતાં,
ચાલ્યા એ મુખ મલકાય,
સાહ્યબા સામે ઉભા રે. ૭

શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# ગુર્જરી વીરાંગના

[ શ્યામ રંગ સમીપે ન જાવુ—એ રાગ ]

કાયરાની નાર શું ગણાઉં

ઉઠો, સ્વામી મ્હારા !

કાયરાની નાર શું ગણાઉં.

સારો ગુજરાત આજ ખળભળી છે ઉઠી,
હું જ બેસી હાલેરાં શું ગાઉં ?

ઉઠો, સ્વામી મ્હારા !

શેરી કેરી નાર બધી ટૂંપી ટૂંપી ખાશે,
ફટરે અલી ! માટી ત્હારો મ્યાઉં !

ઉઠો, સ્વામી મ્હારા !

ગડગડયાં નિશાન, વાગે શૂર રણતૂર આ,
હાક બધે સુણી અકળાઉં:

ઉઠો, સ્વામી મ્હારા !

કેસરીની નાર હું કે ઠેસ ખાતી લોકડી,
વેશ આવો દેખી લજવાઉં:

ઉઠો, સ્વામી મ્હારા ;

હોય વીરશોણિત તે ઊનું ઊનું ઊછળે,
હું તે શું આ હિમમા થિજાઉં

ઉઠો, સ્વામી મ્હારા !

પાઘ બાંધુ કેસર ને કમર બાંધુ કસકસી,
ધસમસી ઝુકાવો, હું હુલાઉં !

ઉઠો, સ્વામી મ્હારા !

અંગના ભલે હું તોયે વીરની વીરાંગના,
વીરનીજ વ્હાલમા ગૂંથાઉં:

ઉઠો, સ્વામી મ્હારા !

વીરની ઘડી ખરી, ન કાયરાની જીંદગી;
વધો સ્વામી ! જયગીતો હું ગાઉં !

ઉઠો, સ્વામી મ્હારા !

*કવિ શ્રી. ખબરદાર*

---

* 'રાષ્ટ્રિકા'માંથી

# વાંસળી વાગે છે

[ આવેલ આશા ભર્યાં ]

દૂર દૂર વાગે મોરલી,
એના હૈયામાં જાગે સૂર રેઃ
વાંસળી વાગે છે.

દૂર દૂર કુન્જની ઘેરી ઘટાથી,
રેલાય રસનાં પૂર રેઃ
વાંસળી વાગે છે

કહાનો બજાવે બંસરી,
કો તો બેસી કદંબની ડાળ રેઃ
વાંસળી વાગે છે.

હરખે હૈડાં વ્રજનારી તણાં,
બને ઘેલાં તે બાળગોપાળ રેઃ
વાસળી વાગે છે.

થંભ્યાં તે ઝાડ થંભ્યા બાદલા,
થંભ્યા નદીઓ કેરા નીર રેઃ
વાસળી વાગે છે.

ચળ્યો આકાશે ચાંદલિયો,
ને થંભ્યો સુખકારી સમીર રે.
વાંસળી વાગે છે.

પ્રગટે છે પ્રીત ઉર મંદીરે,
ને નાચે છે મનનો મોર રેઃ
વાંસળી વાગે છે.

સુણતાં ન તૃપ્તિ સાંપડે,
બંસી ચિતડાં કેરી ચોર રેઃ
વાંસળી વાંગે છે.

શ્રી. મુક્તા મંગળજી શાસ્ત્રી

# કોઇને કેશો ના....

: : રાગ—મિશ્ર તિલક કામોદ, તાલ—દિંચ : :

[ ઢબ : માણુવી સે રે માણુવી મે મારે મુંબઇની ગોજું માણુવી સે. ]

આણુવી સે રે  આણુવી સે રે  , મારે ગોરી ઘરવાળી આણુવી મે,
બળ્યું  આ  જીવતર  વાંઢો રહી ગ્યો,
પોણી  પાનારી  આણુવી સે,   મારે ગોરી ઘરવાળી આણુવી સે.
રોટલા ઘડી ને ઘડીક શેતર  જઉં ત્યોં,
ટીપુડો  મોંન્જરી  ખઇ જાય સે,  મારે ગોરી ઘરવાળી આણુવી સે.
ઘર બાગ્ણે જ્યોં ફરતો  એકલડો ત્યોં,
તાળી દઈ દઇ બાપડીયું દોંત કાઢે સે, મારે ગોરી ઘરવાળી આણુવી સે.
ભાયડા ભેળો  જઇ  ચોરે બેઠું ત્યોં,
વાંઢો  કઇ  મો  મચકારે મે,   મારે ગોની ઘરવાળી આણુવી સે.
કૂવા તળાવ 'જઇ  થેપાડા ધોવું ત્યોં,
વહુવારૂ ઘુંઘટ તાણી વઇ જાય સે,  મારે ગોરી ઘરવાળી આણુવી સે.
નાતરાંની સોકરાં લેઇ લેઈ  આવે ત્યો,
મોંના  હમોણી  લાગે  સે,   મારે ગોરી ઘરવાળી આણુવી સે.
ગોરીને  ગોતવા  શેર  મોં  ગ્યો ત્યોં,
મેડીયુ  બેડી  લવકારે  સે,   મારે ગોરી ઘરવાળી આણુવી સે.
ઘરવાળી  ઘુંઘટડો  તાણે  નહિં  ત્યો,
પોનની  પીચકારીયું  મારે સે,  મારે ગોરી ઘરવાળી આણુવી સે.
દરીયાની રેતીયું  ઉછાળતી  જ્યોં ત્યો,
ગોરી ભાળીને  મનડું  મોયુ સે,  મારે ગોરી ઘરવાળી આણુવી સે.
પાછે જઇને મોંતો ભાળ્યું  તાકી ત્યોં,
'હટ' વાંદરા હોંમું હું તાકે સે,  મારે ગોરી ઘરવાળી આણુવી સે.
પાસે જઇ  ગોરડી  મીઠડી  ટરૂં ત્યોં,
ગોરા હાથે લાપોટ્યું તો મારે મે, મારે ગોરી ઘરવાળી આણુવી સે.
પઇસા અતા તે  ગુંજું  કતગણું ત્યોં,
ગોમનું  ગોદરૂં  હાંભર્યું સે,   મારે ગોરી ઘરવાળી આણુવી સે.
શેતરના  વાડે  શેરડીયું  પીલી  ત્યોં,
ગોરીને  ગોળ  સખાડવો સે,   મારે ગોરી ઘરવાળી આણુવી સે.
નાનુક  ઝુંપડું'માં  આવી  ગ્યો ત્યોં,
સમણામોં  ગોરી  મતાવે મે,   મારે ગોરી ઘરવાળી આણુવી મે.
દલડાની વાતું મારી દુઃખીયાની જ્યોં ત્યોં,
કોઇ કેશો ના ઈ તો વાંઢો સે,"   મારે ગોરી ઘરવાળી આણુવી સે.
આણુવી મે  રે  આણુવી મે,   મારે ગોરી ઘરવાળી આણુવી સે.

" શ્રી જશવંત જ્યોત "

# પતિરાજ

[ રાગ—રચિંગ ફરી લાકડીએ રામે સીતાને માર્યા જો ]

માડી પગથી પતિ પધાર્યા, ઠોકર ટાંપ લગાવ્યાં જો;
પત્ની માથે ટુક મુકી, પતિ પાછા સિધાવ્યા જો.
મિત્રો માથે વાત વદે છે, "એ આના ભરમાયા જો!"
"ઓઓ સાથે આમજ રહેવું; આજે આપણ ફાવ્યા જો!"

પતિ તમારે ઓરડીએ હું ભમતી કુતરી થઈશ જો!
તમે થશો જો ભમતી કુતરી મહાજન ચીંથીઆ લઈશ જો!

પતિ તમારે લક્ષ્મણીએ, હું વડની વાનર થઈશ જો!
તમે થશો જો વડની વાનર, હું મુડિઓ દેખાડીશ જો!

ધુરકા ધુંબી રોજ કરીશું, ડાચાં દુખવી દઈશું જો.
પતિ તમારે ઓશડિએ હું કાળી નાગણ થઈશ જો;

તમે થશો જો કાળી નાગણ મ્હારી થાવા ચાહીશ જો!
તમે મતિ! સમજુ ને શાણી, ઘર મન્દિરોએ રહેજો જો;
ગૃહલક્ષ્મી કહી માન વધારૂં, ખંભાતી તાળું સહેજો જો!

શ્રી. ડૉ. હરિપ્રસાદ દેસાઈ

卐

# ભતવારીનું ગીત

ગોધણ મળીની ભતવારી રે હું ગોધણ ધણીની ભતવારી,
આંખોને હું પ્રેમ ક્યાગી રે પતિ, આંખો ને હું પ્રેમ ક્યાગી,
સેંથડે સિંદૂર પ્રેમનાં આંજ્યું, આંજ્યાં આંખે ભતવારી,
વેલડી જેવી હું મનમન નાચું, આવને મોરલા ત્મારી—હું ગોધણ.
રૂમઝુમ રૂમઝુમ ઝાંઝર ઝમકે, ભાવેશી સ્નેહની મિનારો,
ખેતર ખુંદીને કંથ થાકીને આવે, દેખે ત્યાં થાક દે વિસારી—હું ગોધણ.
હજાવે ઉભરી ભાત મહીંડા પીરસું, ફુલડાંની પાથરૂં પથારી,
કંથને કાજ ઘર રેઢું મુકીને, આવું શીમે દોડી દડી—હું ગોધણ
વાલમને ઊભવે ગુંથુ અબોલડી, પીંછાં મુકું હું સમારી,
નેહ ભોઈને એ મુખ રળીયામણું, હૈયામાં ઉડતી ફુવારી—હું ગોધણ

શ્રી. કૃષ્ણલાલ નરહરલાલ શ્રીધરાણી

# સખી જો ને રિસાયો છે ક્હાન

સખી જો ને રિસાયો છે ક્હાન
હાં રે ! મ્હારૂં મનડું મુંઝાયે;
અલી, દેતી હું અન્તરનું દાન,
તો ય ના એ જરીયે રિઝાયે.

કાલિન્દી કાંઠડે જોઉં હું વાટડી,
રોઈ રોઈ નીત વીતાવું રાતડી,
છતાં ન આવે નાદાન,
હાં રે ! મ્હારૂં મનડું મુંઝાયે.

રૂપલાં ઇંઢોણી પર ગોરસની મટકી
માથે મૂકી, નાથ કાજે હું અટકી
કરવાને સ્નેહે સન્માન,
તો ય ના એ જરીયે રિઝાયે.

ગોપી ભેગી કરીને વાંસળી વગાડે,
છૂપાતી જાઉં કને, જોતાની વારે
અટકાવે ક્રૂર એનું ગાન
હાં રે ! મ્હારૂં મનડું મૂંઝાયે.

માતા જશોદાને કહેતી મનાવો
નંદ નમારો, દયા મ્હારાં ઉપર લાવો,
—ભૂલી'તી ગર્વમાં હું ભાન—
તો ય ના એ જરાયે રિઝાયે.

વ્હાલમ વિહોણું બધું જીવતર નકામું,
સૃષ્ટિ દિસે ભરેલ નાથને જો પામું,
કોણ મનાવે ભગવાન
હાં રે ! મ્હારૂં મનડું મુંઝાયે.

સખી જો ને રિસાયો છે ક્હાન,
હાં રે ! મ્હારૂં મનડું મુંઝાયે
અલી દેતી હું અન્તરનું દાન,
તો ય ના એ જરીયે રિઝાયે.

શ્રી. રજનીકાન્ત ભટ્ટ

# ગરબાની નવી વ્યાખ્યા



લેખક :
શ્રી. અવિનાશ વ્યાસ

ગરબા એ તો ગુજરાતનું મહામૂલું, કૃષ્ણચંદ્ર અને પાવાની પટરાણી સુધીનું જૂનું જૂનું સૈકાજૂનું સંસ્કારસંગીત છે. ગુણવંતી ગુજરાતના નિર્મળ વ્યોમ-મંડળમાં વહેતી એ દુધગંગાને અનેક મહાન વિભૂતિએ સ્નાન કરી પવિત્ર બનાવી છે.

યાદવરાજ દ્વારકાધિશ કૃષ્ણચંદ્રે સૌરાષ્ટ્રને રાસનાં અમૃત પાયાં અને ગુર્જરીમાં રાસ-નર્તનનાં ચેતનિયાં આવ્યાં. પાવાની પટરાણીએ પાવાગઢથી ગુર્જરીને ગરબે રમતી મૂકી દીધી અને ઘેર ઘેર પાવાની પટરાણીના ગરબા કોરાયા.

ઇતિહાસ કહે છે કે આદિ કવિ નરસિંહ મહેતાએ પ્રથમ " નાગર નન્દજીના લાલ " ગાયું અને ગુર્જરીને પ્રથમ રાસ-દર્શન સાંપડયું. વલ્લભ ભટ્ટે શક્તિભક્તિના ગરબા રચી, ગાઈ, ગુજરાતના ગરબાધનમાં વધારો કર્યો. અને સાથે સાથે દયારામની શૃંગાર-ગરબીઓએ ગુર્જરીને ઘેલી કરી ! અને પછી તો ગુર્જરીને ખોળે દલપતરામ, નર્મદા-શંકર, નવલરામ, ડાહ્યાભાઇ ધોળશા, ખોટા-દકર ઇત્યાદિ કવિવરોનાં ખેલન થયાં અને ગરબે ઘુમતિ ગુર્જરીનો ધંટડી શો નાદ ભારત વર્ષે થોડો સાંભળવા માંડયો.

ધીમે ધીમે રાસે રમતી...ગરબે ઘુમતિ ગુજરાતણે વર્તમાન કાળમાં પ્રવેશ કર્યો અને ઉજ્જ્વળ ભાવિની ઉષા ઉગી. ગુજરાતને આંગણે નવયુગ પ્રગટયો. ફરી એકવાર કદમની ડાળી-એથી, અદશ્ય છતાં કર્ણપ્રિય કનૈયાની બંસરીના સૂર છેડાયા. ગુજરાતણને સંગી-તનાં ઘેન ચડ્યાં. શેરીએ શેરીએ, પોળે પોળે, મહોલ્લે મહોલ્લે ચકલે ચૌટે, વાટેઘાટે ગરબે રમતી ગુર્જરેશ્વરી નરસિંહરાવને ગાવા માંડી, ખબરદારને ગાવા માંડી, ખોટાદકરને ગાવા માંડી, મેઘાણીને ગાવા માંડી, લલિતજીને ગાવા માંડી, કેશવ શેઠને ગાવા માંડી, ત્રિભુવન વ્યાસને ગાવા માંડી, સ્નેહરશ્મિને ગાવા માંડી, અનેક અનેક એવા નાના મોટા કવિવૃન્દે ગુજરાતમાં રાસ-ચેતન પ્રગટાવ્યું. પણ કવિવર ન્હાનાલાલે સારાયે ભારતવર્ષમાં ગુજરાતને મોખરે મુકયું છે. એમના નાના નાના સુંદર ભાવભીના રાસ-ગરબાએ ગુજરાતમાં રાસયુગ સ્થાપ્યો. અને એ રીતે નાનાલાલને નવીન રાસયુગના અધિષ્ઠાતા કહેવામાં લેશ પણ અતિશયોક્તિ થતી નથી.

આગળ વધીને કહુ તો ગુજરાતના સદ્-ભાગ્યે, કવિવર નાનાલાલના હાથથી જ ગુજરાતમાં સાચા રાસયુગની શરૂઆત થઇ. કવિવર નાનાલાલના સંગીતજ્ઞાન વિષે મારી પાસે કોઇપણ જાતની માહિતી નથી. એમની અપદ્યાગદ્ય કવિતાઓ માટે ભલે ગમે તેટલી ચર્ચાઓને સ્થાન હોય, પણ એમના રાસ, એમના ગરબાઓ સંગીતની દૃષ્ટિએ એટલા તો તાલબદ્ધ અને સ્વરિત છે, કે યોગ્ય રાગ અને તાલમાં સહેલાઇથી ગાઈ શકાય છે.

## હો ! રણને કાંઠલડે રે

પાછલી તે રાતનાં અજવાળિયાં રે,
ચન્દનીથી ચીતર્યાં સમીર :
હો ! રણને કાંઠલડે રે.

પંચાસરે તે પાંચ સરોવરો રે;
પુણ્યપાપ ચીતરેલાં નીર :
હો ! રણને કાંઠલડે રે.

કુંકડીની ભાત ભલી દાખવતાં રે,
આભલાંથી ચીતરેલ વ્યોમ :
હો ! રણને કાંઠલડે રે.

જાહોજલાલી જુની ગુજરાતની રે,
ઇતિહાસ ચીતરેલી ભોમ :
હો ! રણને કાંઠલડે રે

રંક ને રાજવીની વાતલડી રે;
દુઃખસુખ ચીતર્યું અનિત્ય :
હો ! રણને કાંઠલડે રે.

કાળ કેરા આંકડા ઉકેલતાં રે,
હર્ષશોક ચીતરેલું ચીત :
હો ! રણને કાંઠલડે રે.

કવિ શ્રી ન્હાનાલાલ

એમના લખાણના વખાણ કરવામાં તો મોરના ઇંડાને ચીતરવા જેવું થશે. એમનો પ્રત્યેક નામ ભવ્યતા અને ભાવનાથી ભરપુર હોય છે. એમની કવિતાની ગહનતા ઉંડી-ઉંડી કદાચ મહેનાઇથી ન સમજી શકાય તેવી હશે છતાં હૃદયના તાર હચમચાવી નાખવા પુરતી હૃદયંગમ્ય તો હોય છે જ.

સમૃદ્ધ ભારતીય સંગીતમાં, અનેક સ્વર રચનાઓના ભંડાર પડ્યા છે. સ રે ગ મ પ ધ ની સા, એ માત્ર સાત સ્વરના (કોમળ, તીવ્ર અને શુદ્ધ) ઘટતાવધતા યોગ્ય ફેરફારથી રાગની રચના થાય છે, અનેક રાગો અને તર્જોની રચના ઉપર જણાવ્યા મુજબ થાય છે, એ જ પ્રમાણે અનેક તાલો જુદી જુદી રીતે માત્રાઓના ગણિતમાં ગુંથાઇને આપણી પાસે પડેલા છે. અમુક માત્રાઓ અમુક વજનથી અમુક રીતે લેવાથી, અમુક તાલનું બંધારણ થાય છે, તેવી રીતે, અમુક સ્વરને વાદી (મુખ્ય) બનાવવાથી કે અમુક સ્વરને સંવાદી, વર્જ્ય કે કોમળ તીવ્ર લેવાથી અમુક રાગનું બંધારણ થાય છે

આવી રીતે આપણા રાગ–તાલનું બંધારણ થાય છે છતાં આપણા સંગીતમાં હજી કેટલીક સ્વર-યોજના એવી પડેલી છે કે જેની વ્યાખ્યા હજી સુધી લગભગ નક્કી જ થઇ નથી એમ કહીએ તો ચાલે.

દાખલા તરીકે ઉત્તર હિન્દુસ્તાની ઠુમરી; બંગાળની કજરી અને ગુજરાતની ગરબી. ઠુમરી અને કજરીની ચર્ચા વિષય પરિવર્તનને લીધે જવા દઇએ તો પણ ગરબાનું સ્થાન આપણા સંગીતમાં એવું છે કે, જેની વ્યાખ્યા કરવાનું ચર્ચાસ્પદ બને તેવું છે. અત્યાર સુધી તો ચાલ્યું પણ હવે જ્યારે એ સમય આવી લાગ્યો છે કે જ્યારે ભારતીય સંગીત કોઇ નવીન પ્રકાશ મેળવી રહ્યું છે, જ્યારે સંગીત પ્રત્યે બેધ્યાન રહેલું સર્વ કોઇ જાગ્રત થવા માંડ્યું છે, ત્યારે ગુજરાતે ભારતીય સંગીતમાં 'ગરબા'નું સ્થાન નક્કી કરી દેવું જોઇશે. પ્રથમ તો 'આપણું એટલું ખરાબ' એવી મનોદશા સેવતા આપણા કેટલાક બન્ધુઓને કાંઇક કહેવું પડશે...

'ગરબા' નામના ઉચ્ચારથી આપણા કેટલાક સંગીતરસિયાઓ શરમાય છે..." ગરબામાં શું ગવાતું છે?" "એ તો ઓઓનું સંગીત છે" એવું એમને લાગ્યા કરે છે. આ દશા ખરેખર દયાજનક છે!

આથી ઊલટું ભારત વર્ષના સર્વશ્રેષ્ઠ ગાયકો-ગુજરાતના ગરબાની પ્રશંસા કરી રહ્યા છે. એક પ્રસંગ યાદ આવે છે. ૧૯૩૫-૩૬માં સ્વ. ખાંસાહેબ અબદુલ કરીમખાં મારા એક મિત્ર સાથે, અમદાવાદમાં એક ગરબાસંમેલન જોવા અચાનક આવી ગયા. એ જ વખતે એક બહેન જયજયવંતીની છાયામાં કોઇ ગરબો ગવરાવી રહ્યાં હતાં. ખાંસાહેબે તે વખતે જે શબ્દો ઉચ્ચાર્યા એ આપણને ઉત્સાહ દેનાર અને માર્ગદર્શક થઇ પડે છે. એમણે કહ્યું કે જયજયવંતીના ખરજનો કોમળ નિષાદ, જેટલી સુંદર રીતે આ બહેનના ગળામાંથી નીકળે છે, એટલો તાલીમ પામેલા ગવૈયાના ગળામાંથી પણ નથી નીકળતો! ગુજરાત સિવાય આવું તાલબદ્ધ સમુહસંગીત મેં જોયું નથી. ગુજરાતે આનો લાભ લેવો જોઇએ. ગરબાદ્વારા ગુજરાત ભારત વર્ષના સંગીતને મોખરે ઉભું રહી શકે એમ છે.

પણ મારે સખેદ લખવું પડે છે કે જ્યારે જગત કૂદકે અને ભૂસકે આગળ ધપી રહ્યું છે; પ્રત્યેક કાર્ય અને દિશા પરિવર્તન પામી રહ્યા છે; ત્યારે આપણા ગુજરાતમાં હજુપણ જૂનવાણી માનસ ડોકિયાં કરી રહ્યું છે! સહેજ શાસ્ત્રીય સંગીત ગરબામાં આવે છે. સહેજ અઘરો તાલ ગરબામાં આવે છે ત્યારે ત્યારે બૂમ પડે છે કે "આ ગરબો ના કહેવાય."

હું જ્યારે આ લખું છું ત્યારે આપણા ગરબાના જૂના રાગ તાલને વિસરી જવાની સલાહ નથી આપતો. પણ હું કહેવાની રજા લઉં છું કે જુના જગત સાથે હવે નવા જગતનો તાલ મીલાવવો જરૂરી છે. હવે આપણે એવા ગરબા ગાવા પડશે કે ગુજરાત એકલું નહિ, ભારત આખુંયે સાંભળે! ગુજરાતની-મહાગુજરાતની અસ્મિતા જાળવીને આપણે બેસી રહેવાનું નથી. પણ એને

## ફૂલ એક વ્હાલું

ફૂલડામાં ફૂલ એક વ્હાલું,
 વરણાગિયા! ફૂલડામાં ફૂલ એક વ્હાલું;
માગો તો મૂલ એનાં આલું,
 વરણાગિયા! ફૂલડામાં ફૂલ એક વ્હાલું.

નીલમલીલો રે મ્હારો તુલસીનો ક્યારો,
ક્યારે ફૂલ રોપ્યું રૂપાળું,
 વરણાગિયા! ફૂલડામાં ફૂલ એક વ્હાલું.

ચંદન તલાવડીએ તેડ્યું જો! કહેડે,
સોળ સોળ પાંખડી વાળું,
 વરણાગિયા! ફૂલડામાં ફૂલ એક વ્હાલું.

કર્દમના કુળમાંથી કંચન શું ઉછરે!
અંગે-ને રંગે રઢિયાળું,
 વરણાગિયા! ફૂલડામાં ફૂલ એક વ્હાલું.

પૃથ્વિ પર પાંખડીને સૂરજ આંખડી;
એણે મુજ દીલડાં ઉજાળ્યું,
 વરણાગિયા! ફૂલડામાં ફૂલ એક વ્હાલું.

મ્હોતી મા ઘેલી! ખીલી ચીણતાં ફૂલડે;
હૃદયને પણ આણ્યું હાળું;
 સૌભાગણ! વ્હાલમને એજ ફૂલ વ્હાલું.

શ્રી. કેશવ હ. શેઠ

વધારવાની જોખમદારી પ્રત્યેક ગુજરાતીની છે એ ભુલવા જેવું નથી.

સહેજ વધારે ચોખવટથી હું મારો મુદ્દો રજુ કરું.

'ગરબા' વિષે જ્યારે આપણે બૂમ પાડીયે છીએ ત્યારે કેટલીક વાર આપણે કેટલુંક અજ્ઞાન ધરાવતાં હોઇએ છીએ. એક સાચી વાત કહી લેવા દો...'ગરબો' એ શબ્દ સંગીતની બાપાનો નથી. હું જ્યાં જાણું છું ત્યાં સુધી, કુંડાળામાં ગાતી-ફરતી સ્ત્રીઓની મધ્યમાં જે માટીનું માટલું (વચ્ચે કાંણા પાડેલુ) રાખવામાં આવે છે એને ગરબો કહેવાય. કેશવ શેઠની રાસમાલિનીની પ્રસ્તાવના મુજબ કહું તો જેની ગર્ભમાં દીપ બળે છે (ગર્ભદીપ) એને ગરબો કહેવાય છે. આટલી ચોખવટ પછી સ્વાભાવિક પ્રશ્ન થશે કે અમુક રાગને, અમુક તાલને ગરબો કહેવો અને અમુકને ના કહેવો એ શું ?

સાચું પૂછો તો આપણે ગરબા વિષે, આપણને અનુકૂલ વ્યાખ્યા બાંધી બેઠા છીએ. બહુજ સાદુ-કુંડાળામાં ફરતાં ગાઇ શકાય, ખેમટો કે હીંચ જેવા સહેલા તાલમાં તાલી પાડી શકાય એવા કોઈ સંગીતને ગરબા કહેવાની પ્રથા આપણે પાડી બેઠા છીએ. એ સિવાય સહેજ ઉંચા રાગ તાલને ગરબો નથી એમ કહેવાની આપણે હિંમત કરીએ છીએ. મારા એક મિત્ર જ્યારે ને ત્યારે ગરબાની બાબતમાં લાલચોળ થઇને ફરીઆદ કરે છે કે રેડીયો રેકર્ડઝ ઉપર જે ગરબા ગાવામાં આવે છે એ ગરબા નથી. એમાં શાસ્ત્રીય સંગીતનું તત્ત્વ હોય છે ! હું એમને " પૂછું છું કે તમે છાતી ઠોકીને કહી શકો એવી કોઇ ગરબાની વ્યાખ્યા તમારી પાસે છે ? એટલે મને જવાબ આપે છે કે હું તો એટલું બધું સંગીત જાણતો નથી. પણ-જે ચગે (!) એ ગરબો કહેવાય! આવી રીતે પોતાના ધોરણ, પોતાના જ્ઞાન અને શોખને અનુકૂલ ગરબાની વ્યાખ્યા સૌ કોઇ બાંધે છે !

આવી શંકાશીલ દશામાં સૌ કોઇ જાણવાને આતુર બને કે... ગરબા કહેવા કોને ? મને લાગે છે કે ગરબાની ચોક્કસ વ્યાખ્યા તો હું પણ રજુ કરી શકું એમ નથી.

### ચાકરી

ગુર્જર ગિરાની મ્હારે ચાકરી કરવી;
ચાકરી કરવી, પૂજા ખરી કરવી.
ગુર્જર ગિરાની મ્હારે ચાકરી કરવી.

સેવામાં સ્નેહે સર્વસ્વ સમર્પું;
ઉરની ભાવના ચરણોમાં ધરવી,
ગુર્જર ગિરાની મ્હારે ચાકરી કરવી.

સાજ એને હું સજાવું શોભીતા;
રાખું નિરંતર નરવી ને ગરવી,
ગુર્જર ગિરાની મ્હારે ચાકરી કરવી.

રસ ને લાલિત્ય જમાવું અનેરાં,
આકાશ મ્હોરતી ચાંદની ભરવી;
ગુર્જર ગિરાની મ્હારે ચાકરી કરવી.

બુલબુલ બનવું, બનવું કલાપી,
ગુલ્લના ગાણે કુન્જને ભરવી;
ગુર્જર ગિરાની મ્હારે ચાકરી કરવી.

એજ મ્હારું છે જીવનનું ધન;
જીવ જતાંય કદિ ન વિસરવી,
ગુર્જર ગિરાની મ્હારે ચાકરી કરવી.

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

સંગીતના એક હોંશીલા વિદ્યાર્થી તરીકે મેં અનેક ગવૈયાઓ પાસે ગરબાને સંગીત દૃષ્ટિએ સમજવા પ્રયત્ન કર્યો. પણ દરેક પાસેથી મ્હને જુદો જુદો મત મળ્યો. કેટલાક મુસલમાન ગવૈયાઓ 'ગરબા 'ને એક તાલ માને છે. આપણે ખેમટો કે દીપચંદી કહીએ છીએ, કેટલાક કહે છે કે નવરાત્રીના દિવસમાં, માતાની સ્તુતી-સ્ત્રીઓ તાલી પાડતાં, ફરી ફરીને ગાય એને ગરબા કહેવાય, અને કૃષ્ણની સ્તુતી ગાય એને રાસ કહેવાય. આવા આવા અનેક જાતના જુદા જુદા મત ગરબાને અપાય છે પણ થોડાક અભ્યાસ અને અનુભવ ઉપરથી, હું એક વાત ચોક્કસ કરી શક્યો છું કે સંગીતને લાગેવળગે છે ત્યાં સુધી ગરબાની કોઇ સ્થિર વ્યાખ્યા નથી, એટલે ગરબો અમુક જ રાગમાં ગવાય-અમુક જ તાલમાં ગવાય એવું કશું જ નથી.

દાખલા તરીકે, નિષાદ અને ગાંધાર કોમળ લેવાથી ભીમપલાસ થાય છે, કે રીખબ કે ધૈવત કોમળ લેવાથી ભૈરવ થાય છે, એવી રીતે અમુક સ્વર અમુક રીતે લેવાથી, ગરબો થાય છે એવું તો કાંઇ છે જ નહિ! બીજું ગરબા અમુક તાલમાં જ ગવાવા જોઇએ, કે તબલા ઉપર ગરબાના જુદા બોલ વાગે એવું પણ કાંઇ સંગીતનું ચોક્કસ પ્રમાણ નથી.

આવી સ્થિતિમાં મેં જે રીતે ગરબાને સંગીતની દૃષ્ટિએ સમજવા પ્રયત્ન કર્યો છે એનો ઉલ્લેખ કરૂં. 'ગરબા' એ એક પ્રકારનું સમૂહ સંગીત છે. અમુક સ્ત્રીઓનું વૃન્દ, તાળી પાળતાં, તાલ દેતાં, અમુક જાતનો અભિનય કરતાં ફરતાં ફરતાં જે ગીતો ગાય એને ગરબા નામ આપવામાં આવે છે. હવે આવી રીતે ગરબામાં ગવાતા ગીતો કેવા હોવા જોઇએ એને માટે હમણાં હમણાં પ્રશ્ન ઉઠે છે. કેટલાક જુનવાણી વિચારો ધરાવનારા એમ કહે છે કે ગરબામાં-દીપચંદી ખેમટા સિવાય બીજા તાલોની તાળી ના લેવાય. માઢ સારંગ કે કોઇકવાર પીલુ જેવા રાગ જ ગરબામાં સારા લાગે. આ રાગ-તાલ સિવાયનું સંગીત ગરબામાં શોભતું નથી. એને ગરબા કહેવાય નહિ. આવી ખોટી રૂઢિ-પ્રથા આપણે ત્યાં

## લજામણી

હાં રે ! નામ છે લજામણી;<br>
હો ! મારૂં નામ છે લજામણી.<br>
હાં રે ! ના કરો સતામણી;<br>
હો ! મારૂં નામ છે લજામણી.<br>
અંગે સંકોચ મારા અડશો ના મુજને;<br>
હાં રે ! હું હૈયે ફુલામણી;<br>
હો ! મારૂં નામ છે લજામણી.<br>
લીલુડે રંગ શોભું દેખીને દિલ ઠારો;<br>
ભૂલો એ ભ્રમની ભૂલામણી;<br>
હો ! મારૂં નામ છે લજામણી.<br>
નાજુકડી વેલ રેલ સંયમના સ્નેહની;<br>
એથી હું લાગતી સોહામણી;<br>
હો ! મારૂં નામ છે લજામણી.<br>
સુંદરતા-શોખ મારા અંતરને ઓરડે;<br>
રાખો સદા રળિયામણી;<br>
હો ! મારૂં નામ છે લજામણી.<br>
દર્શનમાં દેવ છે સાચા સૌંદર્યના;<br>
આપું સંદેશ હું દયામણી;<br>
હો ! મારૂં નામ છે લજામણી.

શ્રી. મૂળજીભાઈ પી. શાહ

પડી ગઇ છે...હવે જ્યારે સંગીત સાહિત્યના ચેતનિયાં ઘરઘર ફરી પ્રગટ થવા માંડયા છે ત્યારે ગુજરાતે પણ સંગીતમાં કંઇ પ્રગતિ સાધવી જોઇએ. ગરબાની અંદર પણ સંગીતનું તત્ત્વ હવે વધારવું જોઇએ. ભલે આપણે તાનપલ્ટા અને ખ્યાલ ટપ્પાનું ઉચ્ચ શુદ્ધ સંગીત, ગરબા જેવા સમૂહ સંગીતમાં ગાવાનું ના ફાવે એવું ધારીને મુકી દઇએ છતાં શુદ્ધ સંગીતનો બને તેટલો ઉપયોગ તો ગરબામાં હવે થવો જરૂરી છે શુદ્ધ સંગીત ગરબામાં ન ફાવે તો વિનિયુક્ત સંગીતનો ગરબામાં ઉપયોગ થવો જોઇએ. સંગીતને, ગરબા, નાટક, નૃત્ય ઇત્યાદિમાં ઉપયોગમાં લેવામાં આવે-લગાડવામાં આવે ( Apply ) અને ' Applied music ' વિનિયુક્ત સંગીત શુદ્ધ સંગીતથી જુદું નથી પણ શુદ્ધ સંગીતનો એક હળવો પ્રકાર છે.

ભલે આપણે "મા પાવા તે ગઢથી ઉતર્યાં" ગાઇયે, ભલે આપણે "રઘુપતિ રામ" ગાઇયે, ભલે આપણે "મેદી રંગ લાગ્યો રે" ગાઇએ...પણ આપણા ગરબાની મર્યાદા આટલી જ છે, એવું આપણે ના માનીએ; આપણું ગરબા સંગીત, આટલેથી જ અટકી જાય છે, આટલું જ સંગીત પચાવી શકે છે એવું પણ આપણે ના માનીએ. સંગીતનો બની શકે એટલો ઉપયોગ ગરબામાં કરવા માટે, ગુજરાતના સંગીતકારોએ પણ ધ્યાન આપવું જોઇયે. જુના ગરબાના રાગોમાં સંગીતનું પ્રમાણ વધારી, નવા રાગોમાં સંગીતનું પ્રમાણ વધારવું જોઇએ. એટલું જ નહિ પણ તાલની બાબતમાં પણ આગળ વધવું જોઇએ.

બીજી એક અગત્યની વાત રહી જાય છે. કેટલીક ઠેકાણેથી એવી ટીકા થાય છે કે ' ગરબા 'માં ' ફીલ્મીટયુનો ' આવે છે ! આ ટીકા પણ જરૂર ધ્યાન ખેંચે એવી છે. ફીલ્મમાં લેવાતા રાગોનું આંધળું અનુકરણ ઇચ્છવા જોગ નથી. પણ ફીલ્મમાં આવે એટલું બધું ફીલ્મી કહેવું એ પણ એક પ્રકારનો પક્ષપાત કહેવાય. દાખલા તરીકે ફીલ્મમાં કોઇ ઠેકાણે ' કેદાર ' રાગ ગવાતો હોય તો ફીલ્મમાં એ રાગ આવ્યો એથી એને ' કેદાર 'ને બદલે ' ફીલ્મ રાગ ' ' શી રીતે કહેવાય ?

## ઉગતો ભાનુ

ઉગ્યો ઉગ્યો એ દિનકર સોહામણો રે સખી....
તેજનો અંબાર સખી રશ્મીને પૂંજએ.
ગગને વિલાસતો પ્રકાશ તણો કુંજએ.
ઉગ્યો એથી પ્રભાએ પ્રસારતો હે સખી....
ખિલ્યાં કંઇ પદ્મ, સખી પ્રિયતમને જોઇને,
ખોલે નીજ પાંખડી, ભરવા રસ રશ્મીએ.
જ્યોતિની જ્યોતને, જગાવતો
ઉગતો શો તેજ ધરી, સીંચતો હે સખી....

શ્રી જયંતિલાલ મોહનલાલ ઝવેરી

# પ્રભુ વિના

:: ઢાળ : 'ગોકુળિયે લઇ ચાલો રે, ઓધવરાજ અમને' ::

પ્રભુ વિના પળ ના રહેવાય રે:
ઓધવરાજ ! અમથી—
હરિવિણ વ્હાણું ના વાય રે:
ઓધવરાજ ! અમથી—

અક્રૂર. ક્રમેં ક્યાંથી રે આવ્યા ?
લેઇ ગયા નંદકિશોર રે—ઓધવરાજ૦ ૧

મોરપિછનો વ્હાલે મુગટ બનાવ્યો,
એની ઘૂઘરીઓ ઘમઘોર રે—ઓધવરાજ૦ ૨

મથુરાં જાવ તો મુગટ મેં'લતા રે જાજો,
એ રે આધારે દા'ડા જાય રે—ઓધવરાજ૦ ૩

ઢાંક્યાં અંતર ધીકે અમારાં,
કોઇને નવ કહેવાય રે—ઓધવરાજ૦ ૪

જમુનાની તીરે વ્હાલો ધેનુ ચરાવે,
બંસી બજાવે નંદલાલ રે—ઓધવરાજ૦ ૫

વૃંદા તે વનની કુંજ ગલનમાં,
સોળસેં ગોપીમાં મારો સ્યામ રે—ઓધવરાજ૦ ૬

શેરી ભલી પણ સાંકડી રે,
નગર ભલાં પણ દૂર રે—ઓધવરાજ૦ ૭

ગોકુળિયું તો આમડું રે,
પ્રભુ આવતાં શરમાય રે—ઓધવરાજ૦ ૮

કનટકેસરીમાં કેસર ઘોળાવું,
વ્હાલાજીના વાઘા છંટાવું રે—ઓધવરાજ૦ ૯

ભાતભાતનાં પકવાન બનાવું,
વ્હાલાજીને મોકલાવું રે—ઓધવરાજ૦ ૧૦

થોડા થોડા જળમાં માછલડાં રે તલપે
તલપ તલપ જીવ જાય રે—ઓધવરાજ૦ ૧૧

માપો રે તલપે, ગોવાળો રે તલપે,
તલપે છે વન કેરાં ઝાડ રે—ઓધવરાજ૦ ૧૨

નંદજી તલપે, જસોદાજી તલપે,
એ રે મિશે હરિ ! આવો રે—ઓધવરાજ૦ ૧૩

ઘણા દિવસની ગોઠડી રે,
ભૂલ્યા શું સ્યામ શરીર રે ?—ઓધવરાજ૦ ૧૪

વિનત સુણી પ્રભુ ! વે'લેરા આવો;
ગોપીના પ્રાણ આધાર રે !—ઓધવરાજ૦ ૧૫

માધવદાસની વીનતિ રે,
આપો ચરણમાં વાસ રે—ઓધવરાજ૦ ૧૬

શ્રી. બહેન રસિકળા મજમુદાર

# શરદ્ પુનમની રાતે

ઉગ્યો, ઉગ્યો, ગગન ગોખ, ચંદ્રમા,
અમીરસ નિર્મળો ઝરો,
એવા ખીલો, વદન કેરા ઓપ—
વદન જ્યોત ઝળહળે રે—
ઉગ્યો, ઉગ્યો. ૧

ચમકે નિર્મળ નભ વિષે, ચંદા ચારે પાસ,
ધરા-સુંદરી આધરે, ધવલ વસન પરિધાન—
એવા દીપો વિમળ વસનો વડે રે—
એવા ઓપો સૌંદર્ય ચમકાર—
યૌવન કેરા પૂરમાં રે—
ઉગ્યો, ઉગ્યો. ૨

કુંજે કુંજે પ્રગટતાં, પુષ્પ વિવિધ શાં આજ,
વેરે વિમળ બધે વહી, મધુર અનિલ પરાગ—
એવા પ્રસરો તે ઉરના પરાગ રે,
ફાલો એવાં હૈયાં અરે—
ઉગ્યો, ઉગ્યો. ૩

આંબા-ડાળે ગુંજતી, 'કૂ' 'કૂ' કોયલ ગાન;
રસ-સરિતા રેલાવતી, શા, મીઠા ટહુકાર !—
એવા એવા હજો ટહુકાર,
મધુરરવ-કંઠના રે—
ઉગ્યો, ઉગ્યો. ૪

અમૃત ઝરતું ગગનથી, પડે પુષ્પને કુંજ,
માગે ભિક્ષા પ્રેમની, ગણગણતું અલિવૃંદ—
એવાં માગો હૃદય કેરાં દાન—
માગ્યા વિણ ના મળે રે—
ઉગ્યો, ઉગ્યો. ૫

સાગર જળ શાં ઉછળે, નિર્મળ, શ્વેત જણાય,
ઉછળીને પાછાં પડે, તોયે તે ન સમાય—
એવાં ઉછળો રસિક કેરાં ઉર—
હૃદય-રસ રેલતાં રે—
ઉગ્યો, ઉગ્યો. ૬

લક્ષ્મી શી, પ્રકૃતિ હસે, ઉજ્જવળ, અનુપમ હાસ્ય,
હાસ્ય તણા ચમકારમાં, જગ સુંદર સોહાય—
એવાં રે'જો અવિચળ અમ હાસ્ય, (૨)—
કરે ઉરમાં જે પૂર્ણ પ્રકાશઃ
ટગી અંતરના દૂર અંધાર,—
અમર રહો રસ વેલડી !—
ઉગ્યો, ઉગ્યો. ૭

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

# ઘર દીવડાં

卐

ચાંદા સૂરજ ઓલ્યા આભ લે,
આઘે આઘે ઉજાળે અંધાર રે;
વિશ્વને તેજે ભરે રે....!
એ રે મહા જ્યોતિરાજને........,
અમ ઉરના અખંડ પ્રણામ રે,
પુણ્ય ગાન શ્વસે શ્વાસે એ. ૬

ખૂણા, મેડી ને, માળિયાં,
ખંડ, ઓરડા ને, પરસાળ રે,
ઘરનાં બ્રહ્માન્ડ જે,
દીપે સૂરજ વળી ચાંદલા,
તોય ત્યાંહિ સ્થાયી અંધાર રે,
ઘેર ઘેર મધરાત એ.
જ્યોતિ મહા દીપે નવા,
રાત દિ ને પ્રભાતે, મધ્યાહ્ન રે,
વાદળે ઘેરાય જે.
ઘરના એ નાનલા વિશ્વમાં,
મહાજ્યોતિ ઘર દીવડા જ્યોત રે,
વિશ્વને તેજે ભરે જે. ૧૮

ધન્ય ધન્ય દેવ રૂપ દીવડાં!
મહાજ્યોતિથી અધિકાં ઉર રે,
અનુપમ અભિલાષા એ.
અણુ વંદ્ય વિભૂતિઓ ઉભ જો,
ન્હાના ન્હાના ઘર ખૂણાના દીપ રે,
અર્પવા ઉર અર્ઘ્ય હો!* ૨૪

શ્રી. રમણલાલ મ. જોષી

* સ્વ. શ્રી ગોવર્ધનરામભાઇની એક પંક્તિની અસર " શું ખોટાં ઘર દીવડાં...? "

# બ્હેની વિહોણું !

બ્હેનીને હાથે હીંચકો ખાવાની
હતી ઉરે કંઇ હોંશ રે;
કાલી મીઠી વાણી તોતડી બોલી,
બચીઓ ઝીલવાના કોડ રે !
અદીઠ ઉરે અરે વેદના મારે,
કે ખૂંદ્યો ના બ્હેનીનો ખોળલો !

રમાડતી ને ખીજવતી એ,
ખીજવતીને રમાડતી રે;
હેતના સાગર હલકે એવી,
મોંથી બ્હેનીની મ્હારે ખોટ રે !
ભૈયાને કાજે પ્રાણ પાથરનારી,
રે બ્હેની વિનાનો હું એકલો ! ! !

ફોસલાવી કે પટાવીને મને,
ખણી દઇ ચીમટી ગાલે રે–
હોંશે નિશાળે મોકલતી કો,
બ્હેનીના સ્વપ્ન એ સાલે રે !
બ્હેની વિહોણો થતું મને જ્યાં !
ઉછળતો અશ્રુ-સાગર રે ત્યાં.

વાય અહા વાયુ વિષ ભર્યા એ,
ઝાંઝા જગે નિદાઘું રે;
ચમકે વીજળી ઝબનાકારો,
પંથ મ્હારો ઉજાળે રે–
એવા બ્હેનીના બોલ કો પ્યારા રે,
અશ્રુ લુનારી મ્હારે બ્હેની મારે !

બ્હેનની ખોટથી દુઃખી થવું શાને ?
જગ ભર્યું આ બ્હેનીઓ થી રે !
માનવું શાને હું ખટકું શાને ?
બ્હેની વિના જગ સુનું સુનું રે !
જગ સુંદરીઓ બ્હેની મ્હારે એ,
ત્યારે નિઃશ્વાસ શાને નાખવો રે !

श्री. रम्यम्

# નિમંત્રણ

:: ઢાળ—નિર્જન વનવગડે અલી વાદળી ::

ગરવા ગૌરી ગરબે ઘૂમવા–
વ્હેલાં આવજો હો બ્હેન !
સખી-જુથ લાવજો હો બ્હેન !

રૂપલા રાતલડીનાં રૂપ અતિ–
અજવાળજો હો બ્હેન !
રસ રેલાવજો હો બ્હેન !

[ સાખી ]

ગરબા ગોરી જેટલા કોરાવ્યા મેં આજ,
કુમ કુમ માળ કુસુમથી સજાવીઆ પૂર સાજ.

ગોરી ગાવલડીનાં ઘીના દીપ–
પ્રગટાવીઆ હો બ્હેન !
હૃદય પધરાવીઆ હો બ્હેન !

ધારી શિર પર સજની ખંજરી–
કર સોહાવજો હો બ્હેન !
ચરણ ઠેકાવજો હો બ્હેન !

[ સાખી ]

ગરબા લેજો માતના ઘૂમજો ગંભીર ગાન,
તાલ દઇ કર પાયના થાજો રસ તરબોળ.

રસમાં સ્નાન કરીને વિશ્વ–
રસે નવરાવજો હો બ્હેન !
જ્ઞાન પીવરાવજો હો બ્હેન !

કૂડાં ઝેર જગતનાં ગરબા મુખથી–
ટાળજો હો બ્હેન !
અમૃત ઉજમાળજો હો બ્હેન !

શ્રી. ગંગાશંકર લલ્લુરામ પંડ્યા

[ ગુણસુન્દરી

# ઓવારણાં

:: આભલે ટમકે નવલખ તારા ::

બ્હેનીના આંખલડી સમ હીરો,
કે વીરો ઘેર આવશે રે લોલ.
આવશે વીરો મારો શું અધીરો,
કે સંગ શું લાવશે રે લોલ?

"ભાઈ" આવશે તમારા મામા,
કે વાઘા પે'રી લીધા રે લોલ.
મળવા જશે મામાની સામા,
કે જઈને ઘેરી લેશે રે લોલ.

વીરો બહુ વરસે મળવા,
કે આજે આવશે રે લોલ.
રાંધું ચૂરમાના લાડુ જમવા,
કે વીર મારો ભૂખ્યો હશે રે લોલ.

બાર ગાડી આવી ઊભી,
કે ભાઈ મારો આવીઓ રે લોલ.
આ દિન ઊગ્યો ઘર રૂડો;
કે વીરને ભેટીઓ રે લોલ.

વીરા પગલાં પરથી ઊતર્યાં,
કે ભાણીબાને તેડી લીધાં રે લોલ.
બ્હેને આનંદ ઉરે ઓવારણાં,
કે વીરનાં લીધાં મીઠાં રે લોલ.

"છો ખુશીમાં આજ ઓ મારા,
કે આજ બ્હેન અંતર કહું" રે લોલ.
બા, પિતા, ભાઈ બહુ સારા."
કે કહી જગ ઠંડું થયું રે લોલ.

શ્રી. મોહનલાલ સોલંકી

# શરદ તણાં સોણલાં

:: રાગ–ભીમપલાસી, તાલ–દીપ ::

સુની ઉરની સિતાર
સુની ઉરની સિતાર
આવે સરદતણાં સોણલાં સખી!

ટૂટ્યા હૈયાના તાર
ટૂટ્યા હૈયાના તાર
આવે શરદતણાં સોણલાં સખી!

[ સાખી ]

મંજરી બાગે મ્હોરતી, ફૂલ ગૂંથી નવમાળ
શીતળતેજે ચંદ્રિકા, વેરે હાસ રસાળ

જૂના જાગે ઝણકાર
જૂના જાગે ઝણકાર
આવે શરદતણાં સોણલાં સખિ!

[ સાખી ]

નયનોએ નયનો મળી ઝીલી છાની વાત
રંગીલા રસરાસની નથી ભૂલાતી રાત!

એના આછા ધમકાર
એના આછા ધમકાર
આવે શરદતણાં સોણલાં સખિ!

[ સાખી ]

ઘેલી ભૂલી હું સખિ મેં રીઝવ્યા રસરાજ!
સમજે નથી ક્યાં મોંઘી રમતી રાસે આજ!

નથી હૈયે રસધાર
નથી હૈયે રસધાર
આવે શરદતણાં સોણલાં સખિ!

– શ્રી. વિબુધ મ્હેતા

## વર્ષા

[ હું તો ઢાલે રમું ને હરિ સાંભળે રે–એ રાગ ]

વર્ષા આવી ને વારિ લાવતી રે
છીંપવવા ભૂમિની આશ જો
વર્ષા આવી ને વારિ લાવતી રે.

અષાડે યૌવન એનાં ખીલતાં રે
બાંધી છે પ્રીત મેઘ સાથ જો
વર્ષા આવી ને વારિ લાવતી રે.

આભને સાહુડે એ તો સોહતી રે
માંહે દીપે વાદલડીની ભાત જો
વર્ષા આવી ને વારિ લાવતી રે.

ગાજે છે મેઘ ચઢી આભમાં રે
એ તરુણી ઝણુકે વીજ રૂપ જો
વર્ષા આવી ને વારિ લાવતી રે.

ખેલતાં મસ્તી સાથ હોંસમાં રે
પડે ખરતી અમીની ધાર જો
વર્ષા આવી ને વારિ લાવતી રે.

યૌવન-સુધાનાં પૂર ઉમટે રે
હરિત ખીલે છે ભૂમિની રાત જો
વર્ષા આવી ને વારિ લાવતી રે.

જગની એ માત, મેઘો તાત છે રે
પોષે છે અવનિનાં જીવન જો
વર્ષા આવી ને વારિ લાવતી રે.

શ્રી. ઠાકોરલાલ પ્ર. બ્રહ્મભટ્ટ

# નવ

લેખક :

મહિષાસુર સામ્રાજ્યવાદી હતો. સૂર્ય, ઇંદ્ર, અગ્નિ, પવન, ચંદ્ર, યમ, વરુણ વગેરે બધા દેવોનો અધિકાર અને ખાતાં તે પોતે જ ચલાવતો હતો; સ્વર્ગના દેવોને તેણે મૃત્યુલોકની પ્રજા બનાવ્યા હતા. કોઇને પોતાને સ્થાને સલામતી લાગતી ન હતી. દેવો પરમાત્મા પાસે ગયા. પરમાત્માએ સૃષ્ટિની જે વ્યવસ્થા કરી હતી તે મહિષાસુરે કેટલી બગાડી નાખી છે એ બધું કહી સંભળાવ્યું. બધું સાંભળી વિષ્ણુ, બ્રહ્મા, શંકર વગેરે સર્વ દેવોનાં શરીરમાંથી પુણ્યપ્રકોપ ઊછળ્યો અને તેની એક દૈવી શક્તિમૂર્તિ નિર્માણ થઈ. સર્વ દેવોએ આ સર્વદેવમયી શક્તિને પોતપોતાનાં આયુધની શક્તિથી મંડિત કરી અને પછી આ દૈવી શક્તિ અને મહિષાસુરની આસુરી શક્તિ વચ્ચે ભીષણ યુદ્ધ જામ્યું. કેટલાં વરસ સુધી ચાલ્યું તે કોણ કહી શકે? પણ આશ્વિન માસની શુક્લ પ્રતિપ્રદાથી દશમી સુધી એ યુદ્ધ ચાલ્યું એમ મનાય છે અને તે પ્રમાણે દૈવી શક્તિના વિજયનો નવરાત્રિનો ઉત્સવ આપણે ઉજવીએ છીએ.

દૈવી શક્તિ એ પરમા વિદ્યા છે, બ્રહ્મવિદ્યા છે, આત્મતત્ત્વ અને શિવતત્ત્વનું શુદ્ધ સ્વરૂપ છે. આ શક્તિ शठं प्रति शुभंकरी છે, 'अहितेषु साध्वी' છે; વેરી પ્રત્યે પણ તે દયા પ્રગટ કરે છે. દુષ્ટ લોકોનો ખરાબ સ્વભાવ શાંત પાડવો એ જ આ દૈવી શક્તિનું શીલ છે. दुर्वृत्तवृत्तशमनं तव देवि शीलम्।

## ગોરસવાળી

[ ઝીણા ઝરમર વરસો મેહ ]

હું તો ગોરસડાં લાવી મધુર
લીયો કોઇ રસભીનાં
જરા ચાખો ને ભાખો પછી મુલ
મહી બહુ છે મોંઘાં...

ગવરી તે ગાયનાં દોહી દૂધલડાં
ગોરસીમાં ગોરસ જમાવ્યાં રે
લાવ્યાં ગોરસ રૂડાં પરખો કો રસીયા
મૂલવો એ છે અણમૂલ
લીયો કોઈ રસભીનાં...

ગોરસની ગોપી હું ગોકુળીએ રે'તી
વેચું ગોરસડાં નિત્ય રે
કા'નો ઘરાક મારૂં કાયમનું રસીયો
પીતો ગોરસડાં પ્રીત
લીયો કોઇ રસભીનાં...

આવી ચડી હું આજ ભૂલી મારગડો
મળશે ના લેખ ફરી આવો રે
અવસર અમૂલો એળે ગુમાવતાં
પૂઠેથી થાશે પસ્તાવો
લીયો કોઇ રસભીનાં...

હું તો ગોરસડાં લાવી, મધુર
લીયો કોઇ રસભીનાં
જરા ચાખો ને ભાખો પછી મૂલ
મહી બહુ છે મોંઘાં...

પ્રી. ગંગાશંકર લક્ષ્મીરામ પંડ્યા

# ચાંદલીઆને !

:: ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ ::

ચાંદલીઆ ! તું જાને પૂનિત પ્રદેશમાં,
જ્યાં જ્યોતિરૂપ ઝગમગતા જગનાથ જો.
ચાંદલીઆ તું જાને પૂનિત પ્રદેશમાં...( ધ્રુવ )

અંજનને આકાર નથી જ્યાં ચાંદલા !
ત્યાં નવ ઉગે રવિ કે પ્રગટે રાત જો;
જન્મ જરા મૃત્યુ નહિ ત્યાં સંચારતા,
સુખ દુઃખના નહિ પડતા ત્યાં ભેદ જો.
ચાંદલીઆ તું જાને પૂનિત પ્રદેશમાં..

જાવું છે ચંદા ! મ્હારે એ દેશમાં,
પણ પાંખ નહિ હું આવું કયમ તુજ સાથ જો;
કહેજે કે એક બાળક તુજને ઝંખતો,
તુજ રટનમહીં તે નિશદીન અથડાય જો.
ચાંદલીઆ તું જાને પૂનિત પ્રદેશમાં...

કહેજે કે જીત્યો છે એણે કામને,
માયા મત્સર મમતાનો કરી ચૂર જો,
તરછોડી લક્ષ્મી રટતો તુજ નામને,
એણે છોડ્યા છે રમણી દળ સાથ જો
ચાંદલીઆ તું જાને પૂનિત પ્રદેશમાં...

સ્વજન સહોદર છોડી એ દૂર નિસર્યો,
પ્રભુ ! પ્રભુ ! કરીને ઢુંઢતો સર્વ પ્રદેશ જો
કહેજે કે તુજ વિણ પાછો નહિ એ ફરે,
(માટે) કરગ્રહી અને લેજે તુજ સંગાથ જો.
ચાંદલીઆ તું જાને પૂનિત પ્રદેશમાં .

" पथिग्रम् "

# સોણલાં પરી

:: દૂધ મારાં કોઈ સ્પે દયો—એ રાગ ::

સ્વપ્નોના દેશથી આજ્ઞજુ આવી
દિવ્યતાનાં ફુલડાં લાવી
સર્વ નર ને નારી રે
ફુલડાં મારાં કોઈ લ્યો લ્યો...

ઉષા જેવી આભ આંગણુ આવી
તાજા ફુલડાં ચુંટી કાઢી
હરખે લાવી રે
ફુલડાં મારાં કોઇ લ્યો લ્યો...

ચંપો, ગુલાબ, મધુર ચંપેલી
મધુકર ગુંજતો ઉપર એની
શુભ્ર આશે આવી રે
ફુલડાં મારાં કોઇ લ્યો લ્યો...

પ્રસરે ફુલની ફોરમ મધુરી
અંતરની એક વાત અધુરી
સર્વ કે વિસારી રે
ફુલડાં મારાં કોઇ લ્યો લ્યો...

પરમાનન્દ એ કૃષ્ણ હનેપો
સમર્પે નિત્ય એ છલછબિલો
માંગ્ત્યમ ભારી રે
ફુલડાં મારાં કોઈ લ્યો લ્યો...

પ્રેમ પુનીત અંતરપટની
કોઇ સખા કે સહેલી
પ્રેમ હાર પહેરાવજો રે
ફુલડાં મારાં કોઈ લ્યો લ્યો...

મંગળ મુખડે મધુર મલકાતી
આવી હું આંહી હરખાતી
સર્વ નર ને નારી રે
ફુલડાં મારાં કોઈ લ્યો લ્યો...

શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

# *સાથીઆ શા પૂરાય

( રાગ-બિહાગ )

નવરાત્રીને નૌતમ દિને સાથીઆ શા પૂરાય
ગૃહે ગૃહે ગુણ સુન્દરી રાજે,
કલા અનેરી શી ઝળકાવે,
સાથી એ રંગસોનેરી સોહાવે—
સાથીઆ શા પૂરાય.

રમણી રત્નની ખાણુ ગણાયે;
કોમલ કરથી બાલ ઝૂલાવે;
તેજ કરેથી સાથીઆ પૂરે—
સાથી આશા પૂરાય.

卐 卐 卐

# *સાથી આશા પૂરાય

( રાગ-બહાગ )

મંઝાઉ મનમાં હું ભારે સાથી આશા પૂરાય
રિદ્ધી સિદ્ધી રે' સદને રમતી,
બાલુડાં રે' આંગણું ગજવી;
સદ્‌ગુણ શૃંગારો રે' શોભી,
શાથી આશા પૂરાય.

અર્પે પ્રભુ જો અનુપમ શક્તિ,
ધર્મ-કર્મમાં રહે શુભ વૃત્તિ;
પારમાર્થિક જીવન રે' ઝળકી,
સાથી આશા પૂરાય.

સૌ. દીપકબા દેસાઈ

* આઠ સાલે કવી-મુશાહિરા વખતે બનાવેલા તેમા સહેજ સુધારા સાથે

# પનિહારી

મૂકી માથે ઝળકતું બેડલું, પનિહારી હું
સખી ! ચાલું ઠમકતી ચાલે, અજબ હેલધારી હું.

હોંસે હોંસે તે ઘરથી નીસરી, પનિહારી હું
લઈ આવું મીઠલડાં વારિ, અજબ હેલધારી હું.

સરખી સાહેલી સૌ સાથમાં, પનિહારી હું
સહુ ચાલે ઘુંઘટડો તાણી, અજબ હેલધારી હું.

મોંઘી વાતો અમારા સુખદુઃખની, પનિહારી હું
મીઠી ગોઠલડી કંઈ થાય, અજબ હેલધારી હું.

ધીરે ધીરે ગૌરવભરી ચાલતી, પનિહારી હું
આવી પહોંચી સરિતા-તીર, અજબ હેલધારી હું.

હલકે હાથે ઉતારી બેડલું, પનિહારી હું
ભરૂં નિર્મળ-મીઠલડાં વારિ, અજબ હેલધારી હું.

વહેતું સરિત-નીર વેગથી, પનિહારી હું
રમે-ઘૂમે તરંગો અપાર, અજબ હેલધારી હું.

ઉછળી ઉછળી અનેરી હોંસથી, પનિહારી હું
કરે કલરવ-કલ્લોલ અમાપ, અજબ હેલધારી હું.

એવા તરંગ-રંગ ઉરમાં, પનિહારી હું
છૂપા હુલામણા હિંચાય, અજબ હેલધારી હું.

મૂકી માથે છલકતું બેડલું, પનિહારી હું
ફરી ચાલું ઠમકતી ચાલે, અજબ હેલધારી હું.

કોઈ પીઓ ઉમંગે જળ મીઠડાં, પનિહારી હું
પીતાં સંતુષ્ટ હૈયાં થાય કે પાણી લાવી હું.

— શ્રી ચન્દ્રિકા

# વિજયાદશમી

લેખક :
શ્રી. અશોક હર્ષ

'અમને શાંતિપૂર્વક અન્યાય કરવા દો, શાંતિપૂર્વક ગુલામીનો આનંદ લેવા દો અને શાંતિપૂર્વક નિષ્ક્રિયતાનું સુખ લેતાં લેતાં મરવા દો,'—એવા શાંતિપાઠથી હિંદુસ્તાન આપણું નહિ થઈ શકે. હિંદુસ્તાનની વિશાલ ભૂમિમાં આપણું જીવન પોખી દેવાથી અને આપણા ખૂન અને પરસેવાથી એને સીંચતા રહેવાથી જ હિંદુસ્તાન આપણું થશે.—કાલેલકર

ઇટલીના મુસોલિનીએ પોતાના અનુયાયીઓની કસોટી માટે એક જાહેર પ્રસંગ યોજેલો. એમાં સઘળાને ૫ ફીટ ને ૬ ઇંચની ઊંચાઈ ફરજિયાત કૂદવાની હતી. એની માન્યતા છે કે એટલું કૂદી જનાર તેનો સૈનિક સહેલાઇથી ખડી બેયોનેટ ટપી જઇ શકે. એવીજ રીતે તિબેટની સરકારે પોતાના અફસરો ચડયે ઘોડે બાણો ને ગોળીઓ વડે નિશાન તાકી શકે કે નહિ તેની કસોટી કરેલી. આમ જગતનું એકેએક રાષ્ટ્ર પોતાના પૌરૂષને ચકાસી રહ્યું છે, જ્યારે હિંદ તો દિવસો દિવસ યુદ્ધના ખ્યાલ સુદ્ધાંથી પરાઙમુખ યતું આવે છે. બિચારૂં કમનસીબ હિંદ !

આજે જ્યારે આસો સુદ ૧૦ નો દિવસ વિજયાદશમી તરીકે હિંદના ખૂણેખૂણામાં ઉજવાશે ત્યારે તો આ પરિસ્થિતિ ઉલટી વધુ ખિન્નતા પેદા કરે છે. વિજયાદશમીનું સાચું રહસ્ય શું ? બધા તહેવારોમાં થયું છે તેમ આ તહેવારમાં યે એનું માહાત્મ્ય ભૂલી આપણે એને માત્ર સામાન્ય ઉત્સવ બનાવી દીધો છે. 'સીમોલ્લંઘન'ના મહિમા પર એ આખો તહેવાર યોજાયો છે, ને તેનાં મૂળ આર્યોએ ઉત્તરધ્રુવની સીમા ઓળંગી આ ભૂમિને આર્યાવર્ત બનાવી ત્યાં સુધી ઠેઠ જાય છે. આર્યોમાં જ્યાંસુધી ક્ષાત્રતેજ ટકી રહેલું ત્યાં સુધી તો એ એમને એમ અવિચ્છિન્નપણે પળાતો આવેલો .સરસ્વતી-પૂજન પછી આયુધપૂજન કરી સીમોલ્લંઘન કરતા પ્રોત્સાહિત પ્રજાજનોને માટે એ દિવસ વિદ્યાર્જન શૌર્ય, પરાક્રમ, ઉદ્યોગના પ્રારંભનો દિવસ હતો.. ઇ. સ. ૧૬૪૪ના એજ દિવસે શિવાજીએ સીમોલ્લંઘન કરી સિંહગઢ લે રાનેઇ. સ. ૧૬૫૪ના એજ દિવસે રાયગઢ જીતી એમણે હિંદુ સ્વરાજ્યની જાહેરાત કરેલી. વિજયાદશમીએ પ્રસ્થાન કરતું મરાઠા સૈન્ય જેઠ મહિના સુધી પાછું ઘરનું મોં ન જોતું. અને આજે ? આજે તો પાંચ પચાસના ટોળા વચ્ચે એક જ આયુધ વડે ગામની ભાગોળ જોઈ આપણે ઘર ભેગા થઈ જઈએ છીએ ! રાષ્ટ્રની રાજકીય મહત્ત્વાકાંક્ષાનો આ કેવો અધઃપાત ?

એ ગૌરવ કાલના મુકાબલે આજનું જનાનખાનાના ગુલામ જેવું આપણું જીવન જુઓ. મજબૂત બન્યા પછી જ મહાન બનવાના સંકલ્પે જાણે આપણામાંથી રૂખસદ લઇ લીધી છે. એ તાકાત, એ શક્તિ હરી તોજ કશા અન્યાય સામે—પછી તે જીવનને લગતી કોઇ આંમકતા હોય, સિદ્ધાંતનું કોઇ જુઠાણું હોય કે ગમે તે બળ સામે ઝુકી પડવાનું કલંક હોય,—કેડ બાંધવાની આપણામાં હોંશદિલી આવશે, એ સમજી લેવું હજીયે હિતાવહ છે.

ભિન્ન ભિન્ન શક્તિઓના સંઘર્ષ સિવાય જીંદગીનું કશું મૂલ્ય નથી. એ સંઘર્ષ જેટલો ઘોર, તેટલું જીવન વિશેષ ગંભીર ને પરિપૂર્ણ બનશે. ત્યારે જ જીંદગીમાં ઝિન્દાદિલી આવશે. એવી જીંદગીની થોડી ઘડીઓ યે નીરસ જીવનનાં અનેક વર્ષોથી બહેતર ને ગૌરવયુક્ત છે.

આજે નવાં નવાં વિજયપ્રસ્થાનોની વાત તો બાજુએ રહી પણ ખુદ આપણા દેશની જ વસ્તુસ્થિતિ જાણવાની આપણે કેટલી દરકાર કરીએ છીએ ? આપણે કોઈ દિવસ વિચારસરખો કરીએ છીએ કે હિંદની ભૂમિ ઉપર કરોળિયાના જાળાં જેમ શા માટે રેલવે લાઇનો ગૂંથી લેવામાં આવી છે ? આપણું પરિબળ ભલે આક્રમણકારી થતું આપણે બચાવીએ, પણ એથી એ સ્વરક્ષાત્મક પણ ન થવું જોઈએ ? અને એ નજરે પણ આપણે આપણી ભૌગોલિક પરિસ્થિતિનો કશો જ ખ્યાલ નથી ધરાવતા એમ કહીએ તો ચાલે. હિંદની નદીઓ ને હિંદના પર્વતો આપણાં સંરક્ષણમાં કેટલો ફાળો આપી શકે, હિંદની કિનારારેખા માંથી કયો કંઈ આપણો ઉત્કૃષ્ટ બચાવ યોજવાની અગત્ય ધરાવે છે આવી યે બાબતોથી બેદરકાર માનસમાં પછી હિંદમાં શસ્ત્રાસ્ત્રોની શક્યતા કે તેની જન શક્તિ ( man-power)નો ખ્યાલ આવવો એ કલ્પના બહારની જ વસ્તુ છે. આજનું પોલાંડ જુઓ કે ઝેકોસ્લોવાકિયાનું યુદ્ધ જુઓ. આજનું ચીન જુઓ. એમનાં કમનસીબ એ આવતી કાલના હિંદના ભયધરો છે. એક દાયકા પહેલાં એ એ દેશોની આવી દુર્દશાનો કોઈને ખ્યાલ સરખો યે

## વિજયાદશમી આવી

વિજય તણી વરમાળ ગ્રહીને
વિજયાદશમી આવી. ટેક.

કામંદર્પને દાનવ ઘર્યા
રાવણ દુષ્ટ હરાવી
રામચંદ્રજી ઘેર પધારે
સીતા સાથે લાવી
વિજય તણી વરમાળ ગ્રહીને
વિજયાદશમી આવી. ૧

આત્મ સ્વરૂપે રમણ કરંતા
આત્મારામની રાણી
સીતા રામ મજા દેવીને
દુર્મતિ જાયે તાણી
યુદ્ધ તણા આદેશ સુણવતી
વિજયાદશમી આવી. ૨

દીન દુઃખીને એહી લોકો
મરતાં જીવન ગાળે
તેઓને ઉત્સાહિત કરવા
રાજ સવારી આવે
ઉભય કાર્ય પથને સૂચવતી
વિજયાદશમી આવી. ૩

" જીવન રાજ્ય વિષે ઉદ્ભવતી
મુશ્કેલી સૌ ફેડો,
સહી સહી સૌ ભૂલી જાવા
આત્મ સવારી તેડો "
આત્મભાવને એમ જગવતી
વિજયાદશમી આવી. ૪

વીર, સુભટ, સૌ લગામ ખેંચી
અશ્વોને દોડાવે
સૌની પહેલાં પહોંચી જાવા
એક તાન થઇ જાયે
યુદ્ધ તણી તાલીમ આ દેવા
વિજયાદશમી આવી. ૫

" મન, વાણી, કાયા, સિધાળી
શક્તિ સૌ સંગ્રહજો
શૂન્ય જીવનના પ્રકાશ ઝીલવા
સૌથી પહેલાં ધાજો."
ઓચ્છવને સંદેશા દેતી—
યુવાનને સંદેશા દેતી,
વિજયાદશમી આવી. ૬

શાહ ઓચ્છવલાલ જ. સાંઢબાકર

નહિ હોય આ બધી પરિસ્થિતિ, જે વિદ્યાર્થી-જીવનમાં જ રગેરગમાં પચી જવી જોઇએ, એને બદલે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને મહાશાળાઓ શું પણ મોટી મોટી કોલેજના વિદ્યાર્થીઓ યે અંત્યજ જેમ એવી નગ્ન વાસ્તવિક્તાથી દૂર ભાગે છે, એકેએક વિદ્યાર્થી આ દેશનો આજન્મ રક્ષક છે એ વાત જ જ્યાં હવામાં ઉડી ગઇ છે ત્યાં એવા નિર્માલ્ય સંઘમાં વિજયસંકલ્પ (Will to Victory) ક્યાં ખોળવા બેસીએ ?

મહાત્મા ગાંધીજી સુદ્ધાંએ રક્ષણાત્મક પ્રવૃત્તિ તરીકે એ હીલચાલનો આરંભ હિંદમાં પ્રશસ્ય ગણાવ્યો છે, તો આપણે બિહાર સિવાયની સઘળીયે પ્રાંતિક સરકારો પાસે માગીએ કે આપણા શિક્ષણક્રમમાં સૈનિક-તાલીમને એ અગત્ય આપે. એ તાલીમ હાલ આપણામાં જેનો બિલકુલ અભાવ છે એ સંઘજુસ્સો ( Esprit becorps ) જ-ન્માવશે અને અનેક વિષયગામી આદર્શોને સ્થાને સમગ્ર પ્રજા સામે ગૌરવાન્વિત ને ઉન્નતગામી એવું એકાકી ધ્યેય ખડું કરી શકાશે.

---

## ગુણસુંદરી

: ગરબો :

ગૌરવ વધારે ગુણસુંદરી રે લોલ (૨)
સંસારે તિમિર ટાળનાર જો......ગૌરવ.

ગૃહરાજ્યે સુશિલા શણગાર છે રે લોલ;
સ્વામિને સુપથે વાળનાર જો... ...ગૌરવ.

શાન્તિ આનંદ વળી પ્રેમદાયી લોલ;
દીપાવે સંસાર સ્વર્ગ તુલ્ય જો.......ગૌરવ.

વિશ્વ નાટ્યે નાયકા સુશિલ સુંદરી રે લોલ;
પ્રેમ પાઠો પઢાવે ધરી ધીર જો.......ગૌરવ.

સંસારે સુશિલા કલ્પવૃક્ષ છે રે લોલ;
જેનાં પારસમણિ સમ કૃત્યજો.......ગૌરવ.

સંસારે સલુણી હીરા, મણિ રે લોલ;
તારા, સીતા, લક્ષ્મી[૧], ચાંદ[૨], જો.......ગૌરવ.

શ્રી. વિષ્ણુપ્રસાદ પ્રહલાદજી પંડયા

---

૧ લક્ષ્મી—ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ ૨ ચાંદ—ચાંદબીબી.

# શ્યામલડી

[ પાવા તે ગઢથી ઊતર્યાં મહાકાળી રે—એ રાગ ]

ચઢી આકાશે ઝૂલતી એક શ્યામલડી;
—પણ હરખે સોનાં ઉર,
વરસે શ્યામલડી. (વાદળી.)

આવી આંબે ઊડતી એક શ્યામલડી;
—પણ હરખે સોનાં ઉર,
ટહુકે શ્યામલડી. (કોયલ.)

બાંધી મારે આંગણે એક શ્યામલડી;
—પણ હરખે સોનાં ઉર,
દૂઝે શ્યામલડી. (ભેંસ; બકરી; ગાય.)

આવી મનહર મુખડે એક શ્યામલડી;
—પણ હરખે સોનાં ઉર,
લટકે શ્યામલડી. (વાળની લટ.)

દિવાળી આગળ રાતડી એક શ્યામલડી;
—પણ હરખે સોનાં ઉર,
આવે શ્યામલડી. (કાળીચૌદશ.)

નાની નણંદના વીર કર એક શ્યામલડી;
—પણ હરખે સોનાં ઉર,
વાગે શ્યામલડી. (બંસરી.)

વીરની અમૃત વેલડી એક શ્યામલડી;
—પણ હરખે સોનાં ઉર,
જોતાં શ્યામલડી. (ભાભી.)

અમી ભરેલ મુખમંડળે બે શ્યામલડી;
—પણ હરખે સોનાં ઉર,
હીંચે શ્યામલડી. (આંખો.)

શ્રી. જયરામ નથુભાઈ પટેલ

# મ્હારી નાવ ઉતારો પાર

: : રાગ—માઢ :

મ્હારી નાવ ઉતારો પાર
દયાનીધિ નાવ ઉતારો પાર.

મધ દરિએ નાનું નાવ પડ્યું છે,
પાણીની મોટી ઉછાળ;
કાજળ રાતડી આવરે આંખને,
મારગ ભૂલ્યો આ બાળ.
મ્હારી નાવ ઉતારો પાર.

આજુબાજુ મ્હારી ખડકો ઉભા,
ખેંચે મને નોંધાર;
અગમ નિગમની વાટ ન જાણું,
જાવું કયે કિનાર.
મ્હારી નાવ ઉતારો પાર.

એક દયાના સાદે પૂકારે,
બીજો દે પ્રીતનો માર;
ભાન ભૂલ્યો છું અજ્ઞાની હું,
દોરો મને કિરતાર.
મ્હારી નાવ ઉતારો પાર.

મ્હારી નાવ ઉતારો પાર,
દયાનીધિ નાવ ઉતારો પાર.

શ્રી. રજનીકાન્ત ભટ્ટ

# જીવનનાં ગીત ગાવા

હું તો જાઉં છું દૂર દૂર ફરે,
જીવન જ્યાં સ્ફૂરે;
જીવનના ગીત ગાવા.

હું તો જાઉં જાતમ કો'ક કુંજે,
ભ્રમર જ્યાંય ગુંજે,
જીવનના ગીત ગાવા.

હું તો જાઉં છું અણદીઠ ઘાટે,
એકલ ભિન્ન વાટે,
જીવનના ગીત ગાવા.

હું તો જાઉં મંગલ ગીત ગાતી
તારક વૃંદ જાતી;
જીવનના ગીત ગાવા.

હું તો જાઉં જ્યાં ઘંટવ્યોમ વાગે
હૃદય ભૂખ ભાંગે;
જીવનના ગીત ગાવા.

હું તો જાઉં દીપક પ્રજ્વીને
નજર ચુંકવીને;
જીવનના ગીત ગાવા.

શ્રી. મગન દેસાઈ

# નવવધુ

[ ભાભીના ભાવ મને ભીંજવે......એ રાગ ]

ઉતરી ઉષા એ અમ આંગણે રે લોલ,
શા નવલા અનેરા એના રંગ રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
એની પગલીયે લાલ કંકુ ઝરે રે લોલ,
એની વાણીમાં ઝરે અમી નીર રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
રત્ન એ તો દુર દેશનું રે લોલ,
અમ આંગણે પાડે છે ઉજાસ રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
પીયર તજ્યું તજી માવડી રે લોલ,
છોડયો સરખી સહીયર સહવાસ રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
ભાભીના લાડ અળગા કર્યાં રે લોલ,
માંડયો નણદીથી નવો સહચાર રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
મૂલ આંકયા તેના અંકાય ના રે લોલ,
સાધ્યા ત્યાગ સેવાના જેણે મંત્ર જો;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
એને ભાલે ઝણુકે ઝણુક ચાંદલો રે લોલ,
એ તો નણદીના વીરનો સોહાગ રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ
ઝબકે ઝબુક વીજ આભમાં રે લોલ,
ફરતું શરીર એ ત્વરિત રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
એને પગલે વિભુતિ અમ ગૃહની રે લોલ,
રિદ્ધિ સિદ્ધિની મીઠી એ સેર રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
પુષ્પ તું તો અમર વાડીનું રે લોલ;
પ્રસરો મધુર સુવાસ રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
પુણ્ય સરિતા તું તો પ્રેમની રે લોલ;
સાગર સુધીર મારો વીર રે,
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
સ્વર્ગ ઉતાર્યું તે આંગણે રે લોલ;
ટહુકો દેવ સરીખડા બાળ રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
વ્હાલ વીરા મ્હારાનું અખંડ વાધજો રે લોલ,
જ્યમ વધે પુનમનો ચંદ્ર રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.
જુગ જુગ જીવો એ જોડલું રે લોલ,
તપો અમર એનો સંસાર રે;
હસતી ઉષા–ગૃહ સુંદરી રે લોલ.

**શ્રી. હરિપ્રસાદ કા. આચાર્ય**

# ન્હવરાવજો !

સખી ! સ્નેહ વારિ સીંચીને દીલડા ન્હવરાવજો !
આતમના પંથને ઉજાળજો હો બ્હેન !...સ્નેહ વારિ૦
સખી ! આંસુના ધોધ વહી પુણ્યને પખાલજો !
પાપ ભરી ધૂળને મીટાવજો હો બ્હેન !...સ્નેહ વારિ૦
સખી ! પાવકની જ્વાળ થકી શીલને ન્હવરાવજો !
સ્વર્ગીય સ્નેહને ભૂસાવજો હો બ્હેન !...સ્નેહ વારિ૦
સખી ! માનવકુલ દિવ્ય વારિ સીંચી ન્હવરાવજો !
પ્રભુતાની કેડીએ ચ્હડાવજો હો બ્હેન !...સ્નેહ વારિ૦

**હરિશંકર દવે વાલમ**

# નવરાત્રી

લેખક : શ્રી. જયન્તકુમાર ભટ્ટ

પૂર્વે સૈકાઓ પહેલાં ઋષિમુનીઓ, અને મહર્ષી પુરૂષોએ શાસ્ત્રો રચ્યાં, અને દરેક મનુષ્યના કર્માનુસાર જાતી ભેદ પાડી કર્તવ્ય પંથે દોર્યો, દરેકના કાર્યને અનુસરી જેમ ભિન્ન ભિન્ન જાતી બંધાય છે, તેવી જ રીતે શાસ્ત્રકારોએ ચાર યુગો વર્ણવ્યા છે.

આ ચાર યુગમાં "કલીયુગ" એ વર્તમાન યુગ છે. કલીયુગમાં શક્તિ, અને પ્રજાપતિ, એ બે દેવિ શક્તિઓનું પ્રાધાન્ય શાસ્ત્રોએ ઉચ્ચ ગણ્યું છે.

શક્તિ એટલે જગજ્જનની, જગતભરની જનેતા કહેવાય છે. જેને આપણે "મહેતી" ઉપનામથી સંબોધીએ છીએ; હિંદુ તહેવારોમાં 'શક્તિનું' મહાત્મ નવ દિવસનું હોય છે.

આ નવરાત્રીના દિવસોમાં અનેક હિંદુ કુટુમ્બોમાં કુળદેવીની સ્થાપના કરવામાં આવે છે. આ નવે રાત્રીની રાત્રીઓએ હિંદુ જનતા મરણાંએ થાય છે અને તેમાં પણ ખાસ કરીને ગરવી ગુજરાતમાં, નવરાત્રી, એ ગુજરાત ભરની ગુજરાતણો આનંદમય ગીતો અને ગરબાની અલૌકિક ઝંકાર અનેરી જ ઓપાવે છે.

નવરાત્રીના નવ દીવસોમાં કુળદેવીનું યથાવીધી પુજન કરવામાં આવે છે. મહોલ્લે, મહોલ્લે ગવાતા ગરબા, અને રાસ વખતે મધ્યમાં એક છીદ્રીત કુંભ રાખવામાં આવે છે. જે કુંભથી શક્તિની હાજરીનું સુચન થાય છે.

ખાસ કરીને નાગર કોમ, શક્તિની ઉપાસક હોય છે, તેઓ અંબાજીને કુળદેવી માને છે, અને કેટલાય નાગરિકો, નવરાત્રીમાં આરાસુરી અંબાજીના દર્શનાર્થે જાય છે. ત્યાં નાગરોની "ભરાઈ" થાય છે. અને જનસમુદાય મોટા પ્રમાણમાં ભેગો થાય છે.

પંચમહાલમાં પણ નવરાત્રીમાં કાળીકા માતાના દર્શનાર્થે અનેક માણસો જાય છે. અને ત્યાં પણ માણસોનો સમુહ એક મોટા મેળાના પ્રમાણમાં ભરાય છે.

નવરાત્રી એ હિન્દુ જનતાનું મહાન પર્વ છે.

## જગત જનની

નમું માત મ્હારી, મહા શક્તિ રાણી,  
દુર્ગે લોક દુર્ગા, અને માત કાળી.  
રાખે સદા લાજ, તું નીજ બાળુડાંની,  
ત્રીલોકે ત્રિતાપો, હરજે તું જનની.

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

# મીઠડા બોલા નાથ આવોને

મીઠડા બોલા નાથ આવોને
મ્હારા મીઠડા બોલા નાથ રે.

ઓરા આવો તો પ્રભુ એકાન્તે કરીએ
કરૂં મ્હારા દીલડાની વાત રે...મીઠડા.

સમીરે સ્હાંજ પ્રભુ કર્યાં હમે ગ્યાતા
આવી ઉભા પરવાત રે...મીઠડા.

ટોડલે ટોડલે તોરણ બંધાવું,
મંગળ ગવાડું સારી રાત રે...મીઠડા

બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ,
જનમ મરણ ત્હારે હાથ રે
મીઠડા બોલા નાથ આવોને
મ્હારા મીઠડા બોલા નાથ રે.

**શ્રી. મીરાંબાઇ**

# પ્રભુના—પયગંબર

[ ગરબો ]

આવો પ્રભુના બાળક હો, મારા મંદિરિયે;
સ્નેહે વધાવું રે, હો, મારા મંદિરિયે. ૧

પ્રભુના પયગંબર હો, સ્નેહામૃત વરસાવું;
લઇ ઉછરંગે હો, મારા મંદિરિયે. ૩

દિવ્ય મુખ અમૃત ઝરતું, હર્ષ ઉપજાવે;
બની પ્રભુના તાનમાં લીન, મારા મંદિરિયે. ૪

દેવના દીધેલ હો, શતાયુ વર્ષ જીવજો;
પ્રીતિનો કળશ લઇ ને હો, મારા મંદિરિયે. ૪

સંસાર સાગર તરજો હો, નીતિ ઉદેસા લઇને,
પ્રેમે ભવસાગર તરજો હો, મારા મંદિરિયે. ૫

આવો પ્રભુના બાળક હો, મારા મંદિરિયે.

**નારાયણલાલ પુ. સુખડીઆ**

# ગોવાલણ ગોકુળની ?

: : ઢાળ—રીસામણા રમતી'તી : :

હું તો ગોકુળ ગામમાં બેઠી,
મટુકી શીર મેલી;
ગોવાલણ ગોકુળની ?

હું તો મહી વેચવાને ચાલું,
આનંદમાં મ્હાલું;
ગોવાલણ ગોકુળની ?

હું તો ઉઠું પ્રભાતમાં વ્હેલી,
હરખથી ઘેલી;
ગોવાલણ ગોકુળની ?

હું તો મથુરાને માર્ગે જાતી,
ચાલું મદમાતી;
ગોવાલણ ગોકુળની ?

હું તો ઇંઢોણી લઉં સાથે,
મટુકી સોહે માથે;
ગોવાલણ ગોકુળની ?

હું તો ગોરસ વેચવા કાજે,
ઘર ઘર ફરૂં આજે;
ગોવાલણ ગોકુળની ?

**શ્રી. મજલાલ ગૌરીશંકર પંડયા**

# પદ્મિની

ગૌરવવન્તી કોમળ નારી, યૌવન મદથી છલકે
તેજ-ફુવારા ઉઠતા મુખડે સૌન્દર્ય રશ્મિ ઝળકે
પદપંકજ અચળા પર ધરતી
વનિતા ઝૂમઝુમ ચાલી જતી

[ ૨ ]

અગ્રગણ્ય: અક્કલવન્તી એ ભવાટવીમાં ઘમતી
અવકાશ વિનાનાં કાર્ય અનુત્તર: અનુધમી ના બનતી
લાજમ લાઘવતા ધારે
લીલા લાછનહીન ખેલાવે

[ ૩ ]

ઉદ્વાહ-વિધાને મળતાં પ્રિયતમ, પૂલકિત હૈયે ચાહે
પ્રફુલ્લિત પ્રમદા, બનતી રંભા: શયનતિમિર સંહારે;
મુસાહિબ જીવનની સાચી
મૃગાક્ષી: લાવણ્યતા ધારી.

[ ૪ ]

તુષારાદ્રિના તાપસ જે ના વ્યાલ, વ્યાઘ્રથી ડરતા
પદ્મિની-નયને નયનો મળતાં, વિહ્વલતા મન ભરતા
ઉદ્ભવ જંગ ઊરે થાતાં
ઊરજ-તીર વીંધે તાતાં.

[ ૫ ]

એકનિષ્ટ: રળિયાત: તરુણી જાસ્પૂ-નાદને ચાહે
તૃષ્ણા જ્યોતિષ્માન જીવનની: ધરણી એ ધમકાવે
બુભુક્ષિત નેકીની નારી
મુનાસબ વરણાગી વાળી.

શ્રી ચન્દ્રિક

# સોહાગ

જીવન સોહાગ મ્હારૂં લુંટાયું આજ,
મીઠું જીવન મ્હારૂં રોળાયું આજ;
ભાલનું કુંમકુમ ભુંસાયું આજ.

સાખી

ખંડીત આ કર કંકણો, વિખરાતા ઉર ભાવ,
વિલાતું આ યૌવને, શાને કહે કીરતાર!

યૌવન હોરમે મ્હારી હિચ હિચ હેલંતી
ભરેલ પ્રેમના પોયણાંમાં ઝુલતી;
જીવનની સૌરભ આજે વિલાણી.

સાખી

સ્નેહ તણા સરવર વિષે, ન્હાતી નિત્ય પ્રભાત,
ક્રૂર વિધિના શાપથી, ખુટયાં સ્નેહનાં નિર.

ઉરમાં મ્હાલતા આશાનાં ફુલડાં,
ખરતી પાંદડી યો સુનો સંસાર!
જીવનમાં છાયો નિત અંધાર!

સાખી

ઓલવી આતમ જ્યોતને, ભર્યો ઉર અંધાર!
શી રીતે નિજ પંથને, કાપું હે કીરતાર!

ઉર ઉરમાં પ્રેમની જ્યોતિ જગાવતી,
આતમ દીવડાની પાંખો તુટી પડી;
જીવન વિણાના તારો તરડયાં આજે.
સુનો સંસાર પંથ ચડાવો હો! આજે

શ્રી વિષ્ણુપ્રસાદ સોમેશ્વર ભટ્ટ

# દુન્દુભીના નાદે

: : સિંધ કાફી : :

સિંહનાદ કરતો સાબરમતીનો
સન્તાન હગને ધરતો
સુ ખ્ધે પળતો રે
દુન્દુભી ગગડે જ્યાં.

ઝૂઝવા રણમાં ભૂમિના ઉદ્ધારણ
કાજ વીર શસ્ત્રો સજતો,
દેવસમ દીપતો રે
દુન્દુભી ગગડે જ્યાં.

રણની વાટે સન્મુખ મળતી,
ધીમું બગિની હસતી,
કુમકુમ કરતી રે
દુન્દુભી ગગડે જ્યાં.

કુમકુમ ચંદ્રક દીસતો લલાટે,
આવી સમર મધ્યે ઊભો,
સત્યાસ્ત્ર લઇ કુદી રે
દુન્દુભી ગગડે જ્યાં.

ગૌરવશાળી ઘૂમે સમરમાં,
અરિ-ઉર વીરશો હરતો,
ગર્જન કરતો રે
દુન્દુભી ગગડે જ્યાં.

ઝુઝતા રણમાં નિજ ભૂમિ કાજે
વીરનર ઉર નવ ધરતો
જોશે વિચરતો રે
દુન્દુભી ગગડે જ્યાં.

મુક્તિ મળતાં મુક્તિ કાજે
પુનઃ વીર શસ્ત્રો સજતો
કીર્તિ વરતો રે
દુન્દુભી ગગડે જ્યાં.

શ્રી. ત્રિલોક દેસાઇ

# કામણગારું સોણલું

શૈયામાં નિદ્રા જ્યાં લેતી લગાર;
દીઠો મ્હેં સોણુલે હૈયાનો હાર.
ઉઘડી જ્યાં આંખડી-ઝબકી લગાર;
નેણ માંહી નાચતો નન્દકુમાર.-શૈયામાં.

અંતર ઉલ્લાસ ભરીઃ
સોણુલે હું રાસ રમીઃ
સ્મરણોની સૃષ્ટિની કેવી બહાર;
દીઠો મ્હેં સોણુલે હૈયાનો હાર.-શૈયામાં.

વીતતાં વિભાવરીઃ
બની હું બ્હાવરીઃ
ઝંખું છું દેખવાને એના દિદાર;
દીઠો મ્હેં સોણુલે હૈયાનો હાર.-શૈયામાં

શ્રી. અંબુભાઇ ઠાકોર

# આતમતીર-જુવાળ

: રાગ : મારુંજી

[ ઢાળ : હું તો જગમાંહિ સંત વાટ જોતી ]

સખિ ! વહેતું અનંત-નીર વેગે, ચાલ્યું જતું શું પેખે આંખલડી એ ?
દીઠો વધુદીઠો જુવાળ કંઇ !

એ તો વિશ્વ ને દિગંત સર્વ રેલે,
નિત નીરતણે હેલે-
ચઢી, સૃષ્ટિતીર પેલે,
સુ ભા વ ભ ર્યું ગેલે
પાંખડી લઇ, ચેતના-સંજીવની ઉજાસ કંઇ !
સખિ ! દીઠો વધુદીઠો જુવાળ કંઇ !

સાખી

રે ! સખિરી ! એણે કીધાં સુખના શુભ મિનાર,
ને અધીરી કઇ આશને લાગરી સુખ કિનાર;
જે ભવફેરા પાશથી પાગરી જી વ ન – ધા ર,
તે સરી 'તીરપે સુસંગમે, આતમ નીર, ભરનાર

રૂડા વસવાટે દીધાં અભયદાન, નાર-નરને અમૃત કંઇ પાનાર,
આજ બાહ્યાંતર, ઉંડી કેડીઓથી ઉતરનાર, રૂડાં આતમ શાં ?
તીરપે જુવાળ કંઇ !

ઉંડા આતમ શાં ! નીરનો જુવાળ થઇ !
સખિ ! દીઠો વધુદીઠો જુવાળ કંઇ !

શ્રી વિપિન ત્રિવેદી

# ગરબામાં ભંગાણ

લેખક : શ્રી. "પરાશર"

આ વાર્તાનું શીર્ષક વાંચતાં રખે માની લેતા કે અતિવૃષ્ટિના કારણે રેલવે ભંગાણના કારણે આ "ગરબામાં ભંગાણ"ની રચના થઈ હશે. ના, રેલવેનું ભંગાણ તો સંધાઈ ગયું છે. એટલે હવે એને વિસ્મરણની ઊંડી ખાઈમાં ધકેલી મૂકજો. પરંતુ મગન મહેતાને ત્યાં ગવાતા ગરબામાં કંકુએ પાડેલું ભંગાણ તો તમારી સ્મૃતિમાં હમેશ માટે તાજું જ રહી જશે.

[૧]

નવરાત્રિના દિવસો હતા. મારા પડોશી મગન મહેતાને ત્યાં, એમને ત્યાં પુત્ર-જન્મ થાય તો નવરાત્રમાં માતાનો ગરબો કોરાવવાની માનતા રાખેલી. અને માનતાને કારણે જ મગન મહેતાએ આ નવરાત્રના દિવસોમાં અમારા ફળિયાની સન્નારીઓને અને એમના સમાન્તરાલ પૈકીની પરિચિત સ્ત્રીઓને આ ગરબે રમવા આમંત્ર્યાં હતાં.

છેલ્લાં કેટલાક વર્ષો થયાં મગન મહેતાના પડોશીરામ તરીકેના માત્ર આજે જ મેં એમને ત્યાં આવો ઉત્સવ, અરે મહોત્સવ, ઉજવાયો મેં જોયો. પણ એમનો બાળો બાર માસનું વય વટાવી જતાં એમની માતુશ્રીના આગ્રહને વશ થઈ એમણે એમનાં પત્નીનાં અમારા ફળિયામાં માન વધારવાના એક ઉપાય તરીકે પણ, આ ગરબો કોરાવવાનું મુનાસબ ધાર્યું હશે

પાસે બે પૈસા છતાં દરરોજ ઝીણો ઝીણો પ્રકાશ આપનાર 'ફાનસ' વાપરતા અને ઝીણી દીવેટના દીવે એમના ઘરનું રાત્રે કામ કરતા મગન મહેતાએ આ ઉત્સવ નિમિત્તે એમના ઘરની મેડીએ કોડિયાંના દીવાની હાર ગોઠવાવી હતી. દરરોજ નવા નવા આસોપાલવનાં તોરણો બંધાવતા હતા; ગોર મહારાજ રોજ આવી કોરાવેલા ગરબાની પૂજા કરાવી જતા હતા અને મગન મહેતા અને એમનાં પત્ની મહાભક્તિપૂર્વક એ ગરબાના પડાને પગે લાગી, જાણે એ ગરબામાં સ્વરૂપસ્થ થયેલ કોઈ દેવીએ એમને દીકરો આપ્યો હોય તેમ આભાર ઉપકારના ભાર નીચે દબાઈ ગયા હોય તેમ, તેઓ બન્નેનો ચહેરો એ પૂજા-સમયે થઈ રહેતો. અને આ ઉત્સવ પ્રસંગે મગન મહેતાનાં માતા મહાકોરના આનંદ-ઉલ્લાસનો તો કોઈ પાર જ નહોતો; જાણે કોઈ અનુપમ ઉત્સવ એમના આંગણે ઉજ-

## પૂનમની રાત

પૂનમની રાતડી રે લોલ,
સખિ ! જામે અખંડ કલ્લોલ
ઝીલો સૃષ્ટિનો રાસ'કો અબોલ.–પૂનમ૦

: સાખી :

ચંદ્ર ખીલે હૈડું ખીલે, ટપકન્તી અમીધાર;
પ્રાણે પ્રાણ પ્રફુલ્લતા, પ્રસરે પ્રભુ સંસાર.
સખિ ! ઉછળે ને તાલ દે અખંડઃ
સ્નેહ–ભરતીનાં મોજાં પ્રચંડ.–પૂનમ૦

: સાખી :

તારલિયા ચમકે ઝીણું ન્હાતા સાગરનીર;
કુંજ થકી સરતો ધીમો શીતલ સુગંધ સમીરઃ
સખિ ! ઉડીએ પ્રકાશને પ્રદેશ;
ફુટે પાંખો તો ઉડિયે હમેશ–પૂનમ૦

: સાખી :

ઉજ્જ્વળ સારસ જોટલાં, ઝુલતાં ઉર હિન્ડોલ;
એવાં રસઘેલાં સખિ ! રાસ રમન્તા ગોળઃ
સખિ ! એવાં કો જીવન સુવાસ
વિશ્વભરમાં જગાવે ઉલ્લાસ.–પૂનમ૦

શ્રી. મંજુલાલ મજમુદાર

અને કાંઇક રાષ્ટ્રીય રાસો જુવાનીના પગથારે પગ મૂકતી કિશોરીઓ ગાઇ–ગવરાવી રહી હતી. ઝીણા, જાણે કાનને જરાક સ્પર્શ કરી હવા સાથે એકત્વ સાધી જતા રાસ–ગરબાના સૂરો અને હથેળીની તાલ સંભળાતાં વિલીન થતાં હતાં. કદી કદી કોઇ મધુર અને ભાવવાહી કડી કે ટૂક આવતાં સાંભળવા ભેગી મળેલી મેદની તાળીઓના ગડગડાટ ગજાવતી, તે પરથી એ સાંભળવામાં લીન થનારને પોતાની આસપાસ કેટલાં માનવો ભેળાં થયાં છે તેનો સહજ ખ્યાલ આવી જતો.

આમ રાસ–ગરબાની સંગીત અને તાલ સાથેની જમાવટ જામી અને થોડીક વારે પ્રૌઢાઓનો વારો આવ્યો. પોતે વીતાવેલાં વર્ષોથી પ્રૌઢપણાને પામેલી અને ગૃહસંસારમાં પાકટ ગણાતી કેટલીક ગૃહિણીઓએ "મા પાવા તે ગઢથી ઊતર્યાં" તેમ જ એવા જ વર્ષો–પૂર્વેથી ચાલ્યા આવતા ગરબા ગાયા–ગવરાવ્યા.

ઉપવાસ આદરી છેક સંધ્યાટાણે ફલાહાર કરવાનો હતો. પછી ઘરની મેડી પરના દીવાઓ મંડા અને મહોર એકબીજાના સહકારપૂર્વક પ્રકટાવી દેતાં. અને એ દીવા પ્રકટયા જોતાં જ અમારા ફળિયાની નાની–મોટી સૌ નારીઓ મગનલાલ મહેતાના ગરબે ગાવાને નીકળી પડતી; કેમકે એ દીવાનું પ્રાકટ્ય-ગરબાનો વખત દર્શાવતું સમયદર્શન હતું.

[ ૨ ]

. ગરબાનો રંગ જામ્યો હતો આજના જુદા જુદા રાસલેખકોના રાસો અને ગરબા

આમ અગીઆરેક વાગ્યાનો શુમાર થયો હશે. એ અરસામાં, અમારા ફળિયામાંના એક છેડે રહેતી ઠંકુ, શ્રોતાસમૂહમાંથી માર્ગ કરતી છેક ગરબાના ગોળાકારમાં આવી પહોંચી અને ગવાતો ગરબો પૂરો થતાંજ એણે એનો ગ્રામગીતનો ઐતિહાસિક ગરબો ઉપાડયો. પણ એને ઝીલવા કોઇ તૈયાર નહોતું. લગભગ પચાસ જેટલી સન્નારીઓની સંખ્યા હતી, પરંતુ આ ઠંકુએ ગવડાવવા ધારેલો ગરબો એકેયથી ઉપાડી શકાયો નહિ–હતો કે, એ વાણિયા-બ્રાહ્મણ કે પાટીદાર

કોમ સિવાયની સ્ત્રીએ ઉપાડેલા એ ગરબાથી ગાનારીઓ જાણે સુમાઇ જતી જણાઈ. ગરબામાંની હાજર સ્ત્રીઓમાંથી થોડીકે તો એ ગરબો ઉપાડવા પ્રયત્નો કર્યો, ત્યારે ઘણા ભાગની જાણે થાકી ગઇ હોય તેમ ચૂપચાપ ધીમે ધીમે સરકી જઇ બેસવાનું સ્થાન શોધવાના પ્રયત્નમાં લાગતી જણાઇ.

આમ ગરબામાં એકાએક ભંગાણ પડવાથી મગન મહેતા ઘડીભર તો જાણે બઘવાયા જેવા બની ગયા, પરંતુ પાછળથી એ કૂંકને જોઇ તેમનો મિજાજ ઠેકાણે ન રહ્યો. તરતજ તેઓ એકઠા માણસો વચ્ચે જઈને કૂંકનું કાંડું પકડી ઠેઠ એના ઘર સુધી એને મૂકી આવ્યા અને એના ધણીને ઠપકો પણ આપી ગયા કે "હરામખોર! તારી બૈરીએ તો મારે આંગણાના ગરબામાં ભંગ પાડ્યો. જરાક તો લગીર નીચ લોકો શરમ રાખો' આટલા બધા ઉજળા લોકો વચ્ચે તારી બૈરીએ ઉપાડે છેગ આવી અમારી

## છેડે કોણ પ્રણયબંસરી

ઊડી ઊડી આંખલિયાની કુંજે, હો રાજ!
છેડે એ કોણ પ્રણયબંસરી
કોણ તણી એ પ્રણયમંત્ર ગુંજે, હો રાજ!
છેડે એ કોણ પ્રણયબંસરી...

: સાખી :

કોણ અમારી કુંજમાં, રેલે મધુરાં ગીત
મોર કળાયલ નાચતાં, સુણીને પ્રણયસંગીત
કોઇ કહેશો, કુહુ છે કોની વૈખરી? હો રાજ!
છેડે એ કોણ પ્રણયબંસરી...

: સાખી :

અંતરના ઊંડાણમાં ઊતરે એ પડછંદ
ઉર ઉછળે રસ ઝીલતાં, દે દૈવી આનંદ
કોઇ વાગતી મુરલી જતાં સરી? હો રાજ!
છેડે એ કોણ પ્રણયબંસરી...

: સાખી :

ફૂલ ફૂલડે તરુપાંદડે છાઈ રહી વસન્ત
કવિકુલના રસગીતમાં, કો રસભાવ ભરન્ત
હું તો વસન્ત વધામણે નીસરી, હો રાજ!
છેડે એ કોણ પ્રણયબંસરી...

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

વખણના લોકોમાં એ આઇ તે એણે ખોટું કર્યું; જો એ નવાં લૂગડાં પહેરીને ગઇ હોત તો કશુંય નહોતું." કંકુના ધણીએ મૂળ કારણ સમજી લેતાં કંકુના ગુન્હાનો એકરાર કર્યો.

"ના, તેમ ના ચાલે. ક્યાં અમારી વાણિયા બ્રાહ્મણની સ્ત્રીઓ અને ક્યાં તમો ઠાકરડા-ધારાળા ! ! ખબરદાર, કંકુ ! આજે આવી તો આવી, પણ કાલે તો તારૂં મોઢુંજ ન બતાવીશ." મગન મહેતાએ કંકુ સામે મનાઇહુકમ બજાવ્યો.

[ ૩ ]

બીજે દિવસે રાખેલા મુજબ વખતસર ગરબા ગાનારી બહેનોની જમાવટ થઇ ગઇ. વળી પાછી ગરબાની રમઝટ ચાલી, પ્રેક્ષકો–શ્રોતાઓની ઠઠ જામી ગઇ; એક ટાંકણી પણ પડે તો સંભળાય તેવી નીરવતા નાની બાળાઓના ગરબા વખતે પ્રસરી ગઇ. ત્યાં એક પ્રૌઢાની નજર ભેગી થયેલી માનવમેદનીના એક છેડા પર સોડિયું વાળી બેઠેલી કંકુ સામે ગઇ. અને તેનાથી એકદમ બોલાઇ જવાયું:

"અલી બેન ! જો તો ખરી; પેલી કંકુ વળી પાછી આજે આવી છે. અને તે પણ નવો ઠઠારો કરીને !! આજે તો એ જાણે કોરાં કડકડતાં જાણે તાજાં જ તૈયાર લઇ આવી હોય તેવાં કપડાં પહેરીને આવી છે. અને આ ગરબો બંધ થતાં વળી પાછી, ગઇ કાલની માફક ગરબાના કુંડાળામાં ઘૂસી જશે."

"ના, બહેન ! આજે તો એવું નહિ બને, આ મહેતા ગઇ કાલે જ એને સીધુંસટ સંભળાવીને આવ્યા છે કે ખબરદાર, આવી છે તો !" સાંભળનાર ઓએ એની જાણકારી બતાવી

"પણ જરૂર, આજે નવાં નક્કોર કપડાં પહેરીને આવી છે તે ચોક્કસ જોજોને, હમણાં આવી જ પહોંચશે." ત્રીજીએ વાતમાં રસ લેતાં કહ્યું.

"લ્યોને, હું હમણાં જ એનો બંદોબસ્ત કરી આવું; એને વેળાસર એના ઘેર પહોંચતી કરી દેવાની ગોઠવણ કરી આવું." પાસે જ બેઠેલાં મંછાએ ગૌરવ લેતાં કહ્યું.

કંકુના આવ્યાની વાત મંછાએ પુરૂષોના સમૂહમાં બેઠેલા મગન મહેતાને બોલાવીને કહી.

કંકુના આવ્યાના સમાચાર સાંભળી મગન મહેતાનો મિજાજ ઠેકાણે ન રહ્યો. તેમણે કહી નાખ્યું: "રાંડ, આજેય ઝંપી નહિ. કાલે તો આટલું કહ્યું હતું." કહેતા ત્યાંથી કંકુ બેઠી હતી તે તરફ ઝડપી પગલે ચાલ્યા. આમ ઝડપભેર જતાં મગન મહેતાને જોઇ પ્રેક્ષકો–શ્રોતાઓ ઊભા થઇ ગયા અને આજે પાછું ગરબામાં ભંગાણ પડયું. મગન મહેતાએ આજે પણ કંકુનું કાંડું પકડી, ફરીથી આવવા માટે ગેબી માર–ગડદાપાટુ–મારતા એને ઘેર મૂકી આવ્યા. રસ્તે એ રાડો પાડયે જતી હતી. આજે કંકુનો પતિ કાનિયો ઘેર નહોતો ! મગન મહેતાએ મારેલા મૂઢ મારથી તેને તાવ આવ્યો.

[ ૪ ]

સવાર થતાં કાનિયે આવી જોયું તો કંકુ તાવથી તરફડતી હતી. અને લવરી કરતી સંભળાતી હતી: "શેઠ ! મને ના મારશો; હું ગરબામાં નથી આવવાની; હું તો માતાજીનાં દર્શન જ કરવા આવી છું."

કંકુના તાવનું કારણ કાનિયો સમજી ગયો. મગન મહેતા પર એને ખૂબ ગુસ્સો આવ્યો; પરંતુ ગરીબનો ગુસ્સો કદી કારગત નીવડયો જાણ્યો છે !! અને એમ, એનો ક્રોધ આપોઆપ શમી ગયો. ખરેખર, માણસનો ક્રોધ જ્યારે કંઈ સક્રિય રૂપ લઇ શકતો નથી ત્યારે તેને ભગવાન કે દેવ-દેવીઓ

સાંભરે છે. કાનિયાએ અનેક વાર, જ્યારે તે તાવે પટકાતો કે અન્ય માંદગીમાં સપડાતો ત્યારે, તેની માએ માતાની માનેલી માનતાઓ જોઈ-જાણી-અનુભવી હતી. અને એ માનતાના પ્રતાપે જ પોતે સાજો સમો થયો હોય એમ અનુભવેલું તેથી પોતે પણ, આ વખતે, જો કંકુને તાવ મટી જાય તો માતાનો ગરબો કોરાવવાની માનતા લીધી. અને બીજી સવારે, કંકુની પીડા ઓછી થતાં તે બેઠી થઈ, એનો તાવ હળવો થતાં એ ઊઠીને બેઠી થઈ. અને તે જ ક્ષણે કાનિયાએ આઠમના રોજે ગરબો કોરાવવાનો નિર્ણય કર્યો.

[ ૫ ]

આસો સુદી આઠમનો એ દિવસ હતો. આખા ગામમાં પોરે પોરે માતાના હવનના ધુમાડાના ગોટા આકાશ પ્રતિ ઊંચે જતા હતા. અને ગામજનો ગામને, માતા ક્ષેમખેમ રાખે તે માટે માતાને પગે લાગવા-હવનના દર્શને જતા જણાતા હતા!

કાનિયા ને કંકુએ પણ, આજે માતાના ગરબા માટેની સઘળી તૈયારી કરી દીધી હતી; પોતાની નાત-જાતનાં સગાં-વહાલાંને કંકુ નોતરાં દઈ આવી હતી. સાંજે ગરબાને અંતે વહેંચવાની લહાણી માટે પણ કાનિયો બજારેથી વાડકીઓ વહોરી લાવ્યો હતો. અને બન્ને જણાં સાંજ પડવાની વાટ જોઈ રહ્યાં હતાં. મગન મહેતાની મેડીએ રોજ જે દીપાવલિ પ્રકટાતી એમણે જોઈ હતી તેવી જ દીપાવલિ એણે એના નીચા-ઊભા થતાં માથામાં વાગે તેટલા નીચા છાપરા પર ચઢીને દીવાની હાર માટે કોડિયાં ગોઠવી દીધાં હતાં.

## મારે તે ગામડે એક વાર આવજો

[ રાસ ]

મારે તે ગામડે એક વાર આવજો
ગોકુળ છોડીને તમે મથુરા પધારજો
મારા માખણિયાં મીઠાં મીઠાં ચાખજો

સાખી

મીઠાં માખણથી ભરી, મટકી મારી આજ
શ્યામ સલુણા આવજો, માખણ ખાવા કાજ.
સુનાં પડ્યાં છે ધામ, ગોકુળના કાન વિના,
સુનું છે આજ ગામ, આજે ઘનશ્યામ વિના
મારે તે ગામડે૦

અંતરનાં દ્વાર શ્યામ ક્યારે ઉઘાડશો
મીઠી તે બંસરીને ક્યારે વગાડશો
જમુનાને તીરે રાસ, ક્યારે રચાવશો

સાખી

કાલંદીને કાંઠડે રમતા સૌ કોઈ રાસ
વચમાં ઊભા કાનજી, રાધા ગાતી રાસ,
વાગે મૃદંગ ચંગ, જમુનાને કાંઠડે
ઊડે ગુલાલ રંગ, જમુનાને કાંઠડે
મારે તે ગામડે૦

શ્રી. મનુભાઈ આર. રાવ

રાત પડી; ઢોલ, નગારાં અને ડફ વાગ્યાં. ઉત્સાહે, એટલે મોડે પણ. એના જાતિજનો અને આમંત્રિતો, સારાય દિવસના શ્રમથી થાકેલાં એ માનવીઓ -સ્ત્રીઓ અને પુરુષો કંકુ ને કાનિયાને ઘેર આવ્યાં. પુરુષો માટે કાનિયાએ હુક્કાપાણીની

વ્યવસ્થા રાખી હતી, જ્યારે અશક્ત કંકુ આજના ઉત્સવ માટે જાણે સશક્ત થઇ ગઈ હોય તેમ આવતી સ્ત્રીઓનું સ્વાગત કરતી હતી.

બરાબર અગિયાર વાગ્યાં અને કંકુને ત્યાં ગરબાની રમઝટ ચાલી. માત્ર ૧૫-૨૦ સ્ત્રીઓના એ સમુદાયે અમારા ફળિયાને ગજાવી મૂક્યું તે કદી ન ભુલાય તેવું છે-ફળિયાને ગજાવી મૂકવા સાથે એ સ્ત્રીઓના હાથની વાગતી તાળીઓ પણ એ ફળિયાને વધુ ગજાવવામાં સાથ આપતી હતી.

બીજી તરફ મગન મહેતાને ત્યાં ઝીણા નાજુક સ્વરે ગવાતા ગરબામાં પ્રેક્ષકવર્ગ તલ્લીન થઇ ગયો હતો અને ગવરાવનાર બહેનની હલક પર મુગ્ધ થઇ ગયો હતો ત્યાં આ કંકુના આંગણેથી આવતા અવાજથી વળી આજે ભંગાણ પડયું. એ ઝીણો નાજુક ગરબાનો અવાજ-ઘેરો અવાજ આવતા કાનિયાના આંગણે ગવાતા ગરબાના અવાજમાં લીન થઇ જતો હતો-એને કોઇ સાંભળી નહિ શકતાં વળી પાછું ભંગાણ પડયું; કોલાહલ થયો; બેઠેલાં સૌ ઊઠવા લાગ્યાં અને મગન મહેતાના મિજાજની પારાશીશીમાંનો પારો વળી ઊંચે ચઢી ગયો. તરત જ તેઓ કાનિયાને આંગણે ગયા અને જઇને જુએ છે તો મોટે સાદે ગવાતા ગરબા સાંભળતા કમરે કટાર ખોસેલા વીસ-પચીસ જુવાન ઠાકોરોને એમણે જોયા. એમના મિજાજ પર કેમ જાણે બરફ વરસ્યો હોય તેમ મગન મહેતા કાનિયાને ગરબા બંધ કરવા વિનવવા લાગ્યા.

પણ આજે તો કંકુ ને કાનિયો માતાની માનતા મનાવતાં હતાં. તેમણે મગન મહેતાને સાફ સાફ ના સંભળાવી દીધી. અને કંકુના આંગણે ગરબાના ગાજતા સૂરોના પડછંદા હવામાં ગાજી રહ્યા, જ્યારે મગન મહેતાને ત્યાંના ગરબામાં વળી પાછું ભંગાણ પડવાથી સૌ વીખરાઇ ગયાં અને કાનિયાને ત્યાંના ગરબા સવાર સુધી ગવાતા રહ્યા; એણે વાડકીઓની લહાણી વહેંચી અને એનાં આમંત્રિતોને આનંદિત કરી દીધાં.

જોયા તવંગર ને ગરીબના ગરબા ! !

## સાગર અને સરિતા.

સરિતા વહી રહી'તી, સાગરને સ્નેહે મળવા;
રહેતી ન રોકી કોની, વહેતી અનંત વેગે
સહે છે અનેક કષ્ટો, ગિરિ ડુંગરો વટાવે,
વહેતી વસંત ટાણે, સુંદર મધુર સુહાવે.
તીર્થો ગણીને તેને, પૂજતાં સહુ મનુષ્યો,
બનતી સદા સહારો, જીવીત તૃષાતુરોનો.
હેમંતની મૃદુતા, વર્ષા તણા 'ઉછાળા,
નમતું હૃદય સતીને, (જેની) પવિત્ર પ્રેમધારા

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

# આદ્યશક્તિ આરાધના

લેખક :
શ્રી. પુરુષોત્તમ જીવરામ જોષી

[ એક પદ્યસંવાદ ]

ચાર બાલિકાઓ આદ્યશક્તિ અંબિકાની આરાધના અર્થે તપ કરતી બેઠી છે. બાલિકાઓના તપથી અને એમની અનન્ય ભક્તિથી દેવી પ્રસન્ન થઈ પ્રગટ થાય છે.

દેવી:—પ્રિય બાલિકાઓ ! બોલો, મને શા માટે યાદ કરી છે ? તમારી એકનિષ્ઠ ભક્તિથી હું પ્રસન્ન થઇ છું.

બાલિકાઓ આંખો ઉઘાડી, ઉભી થઇ વંદન કરે છે અને દીનવદને કહે છે:—

:: રાગ, કાફી ::

[ પાવાગઢ મુકી મોહનજી, મારગડે મને જાવા દો;
જમતાં આપીશ લાખ દક્ષિણા, મહી મારાં વેચાવા દો:—એ રાહ ]

પહેલી બાલિકા:—

જગમાં જ્યોતિ જગાવા કાજે, આરાધી અંબે તુજને,
માત મધુરી જગત જનેતા, દેવિ ! પધારો આંગણીએ:
પાવનકારી પુણ્ય પ્રતાપી, વત્સલ દૃષ્ટિ અમી ભરી;
દાનેશ્વ દાન, દુષ્ટો સંહારી; ભક્તજનોની વ્હાર કરી.

દેવી:—

બાળક મ્હારાં, આંખો તારા, કરૂં ન હું મુજથી ન્યારાં,
જ્યાં જાઉં ત્યાં સ્મરણ તમારાં, સ્મૃતિ હમેશાં દેનારાં:
ભારત જેવો દેશ મનોહર, ક્યાંય નથી આ અવનીમાં;
ઇશ્વરની અવતારભૂમિ એ, શોભામાં નહીં લેશ મણાં.

બીજી બાલિકા:—

મમતા માડી, અપાર તારી, સુખ શાન્તિ બહુ દેનારી,
પણ સમજુ નહી દશા અમારી, તર્કવિતર્ક કરી હારી:
તારા જેવી રક્ષક માતા ગાથા સુણતાં ધૈર્ય મળે;
પાતા એ મરજાતા શત્રુ, શાતા તન મનમાં ન વળે.

દેવી:—

રક્ષકસથી ભરપૂર ભર્યો છે, સમરસ સહુને દેનારો,
ભારત ભવ્ય પુરાણ પનોતો. આધિ–વ્યાધિને હરનારો:
લીલીછમ હરિયાળી ભૂમિ, લથબથ લોથા પાન્ય ભર્યાં;
[1]મરુભુલોના નંદનવનનાં, લોકો દુઃખી કેમ કર્યાં;

1 મરુભુલોકનું નંદનવન = ભારત.

ત્રીજી બાલિકાઃ—

સતયુગના રાક્ષસ છે વાંચ્યા, કલિયુગના પ્રત્યક્ષ થયા,
જટિલ કુટિલ, સુધરેલ ગણાયે; પરસત્તા, નવ લેશ દયાઃ
હુન્નર ને ઉદ્યોગ કળાનો, ટાઢે કોઠે નાશ કરી,
ધન ધૂતી લોકોનું લીધું, ઉંદર કરડે ફૂંક ભરી.
અર્ધઉઘાડા, અર્ધભૂખ્યાં, તુજ બાળ પરાધીન પાશ પડયાં,
નવયુગના દૈત્યોને ડારી, ઉદ્ધર ! આર્ય અનાથ થયા.

દેવીઃ—

કર્મ ધર્મ સિદ્ધાંત અચળ એ, સુખદુઃખ આવે જાય વળી,
ઉદય અસ્ત છે ચક્રનેમિ જયમ, કુદરત કુતિ ન ટળાય ટળીઃ
સત્ય અહિંસા માર્ગ શ્રેષ્ઠ છે; નમ્ર બનો, દિલ ના દુભાવો
અંતે વિજય તમારો જાણી, શ્રદ્ધાથી પુરુષાર્થ ભજો.

ચોથી બાલિકા —

અમૃતસમ વચનો ઉચ્ચારી, શાંન્ત અમારાં હૃદય કીધાં,
ઉરમાં શંકા એક રહી છે, સંશય ટાળો હે સુખદા !
આપ અહિંસાનાં પૂજારી, વિપરીત વર્તન ભક્ત કરે;
દોષરહિત પશુઓ સંહારી, મદ્ય માંસનો ભોગ ધરેઃ
માતા બાળકને જો હણીએ, દુઃખી જુએ તો હૃદય રુએ,
આમ વિરોધાભાસ જોઈને, દીન અમારું દિલ દવેઃ.

દેવીઃ—

માતા બાળકને સંહારે, હીન કૃત્ય એ કેમ બને,
એ ભકતો અજ્ઞાની જાણો, અર્થ વિના આરાધે મને.
આત્મા પરમાત્માનું પ્રતીક આ ગરબા ગરબાને જાણો,
પરમાત્માના તેજપુંજનાં, કિરણ સહુ મનુજો માનોઃ
વર્ષે એક સમય નહીં પણ, હું સદા સર્વદા સાથ રહું;
'વિજય વરો, આનંદ કરો,' એ અંતરથી આશિષ દઉં.

આશિષ આપી, દેવી અંતર્ધાન થાય છે, બાલિકાઓ એક બીજા સામું જોઈ આનંદ પામે છે. પડદો પડે છે.*

卐

* નવરાત્ર મહોત્સવમાં મહિલા વિદ્યાલયની બાળાઓએ ભજવેલ સંવાદ

# દીલ ઘેલાં કર્યાં:

:: રાગ—પીલુની છાયા ::

'કાનુડા સૂરે સખી કાનુડા સૂરે દીલ ઘેલાં કર્યાં'
વિસારી ભાન સુણી બનતી ગુલતાન—દીલ ઘેલાં૦
સ્વપ્નોનાં સુખ છાંડી જાગી અરનિદમાંથી
ખેંચી શા માટે—દીલ ઘેલાં કર્યાં.
સૂરેના કંઇ સેલ લાગી અજબ ઉર ડોલે
ઉન્માદે—દીલ ઘેલાં કર્યાં.
હાય દોરીએ શ્યામ ચીતડાનો દોર બાંધે
નયનોના દોરે—દીલ ઘેલાં કર્યાં.
ભાળે અખિલ વિશ્વ કેરો ઉલ્લાસ પ્રભ
આનંદ શોરે—દીલ ઘેલાં કર્યાં.
વાણી વિણા સુજાણ પ્રેમે પધારી નિત્ય
મારે મંદિરે—દીલ ઘેલાં કર્યાં.
મીઠો રસાળ કંઠ કોકીલાથી અધિક શ્યામ
સુંદીરે—દીલ ઘેલાં કર્યાં.

સૌ. કપિલાબ્હેન ત્રિવેદી



# પૂજન લે શક્તિ નવપલ્લવી !

પૂજન લે શક્તિ નવપલ્લવી !
વિશ્વવાડી રે અખંડ ખીલવી મા !—પૂજન૦
તારલિયાં લીલાં લાગ્યાં મંદિરીએ ડાંખિએ,
અભિનવ ગૂંથ રાખજે આમ એ સદૈવ માગીએ,
રાખ આમ વાડી લીલી આજવાળી મા !—પૂજન૦
લીલાં લીલાં નગર રહો, લીલાં લીલાં ગામડાં,
લીલાં રહો સર્વ દીન ધનિક ને ગરીબડાં,
જગ ધાન્યે લીલી ભરી રાખવી મા !—પૂજન૦
નવપલ્લવ હાથા અને લેવા નવપલ્લવિત
નિત્ય નવીન પલ્લવ સમ રહેજે ભારત ઉચિત,
કમળસમ કુટુંબ રે મહેકાવી મા !—પૂજન૦
મધુમુખિત પુષ્પ માળ સમ સુસંધાઓ
હાથ હાથ મળી દેવ-દેશને અર્પાઓ,
સહુને સદા હે કૃપાથી સીંચવી મા !—પૂજન૦

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

# કૃષ્ણની કરામત

:: રાગ—રાધિકા રસ જાય ઘેલી ::

મટુકી મહી છલકાય...કાના
કાહે કરી બરજોરી કાન્હા...મટુકી૦

કંકરી મારે, મટુકી ફોડે;
દધી લુટાવે, માખનચોર,
કાહે કરે મસ્તાઇ કાન્હા...મટુકી૦ ૧

વેણું બજાવે, ગોપી આવે;
નાચ નચાવે રાસ રચાવે,
આનંદરસ રેલાવે કાન્હા...મટુકી૦ ૨

ગૌ ચરાવે બંસી બજાવે;
ચીર ચુરાવે કદમપે છુપાવે,
કાહે મોહે સતાવે કાન્હા...મટુકી૦ ૩

ગીતા સુનાવે મોહ છુડાવે;
જ્ઞાન, ધર્મ ભક્તિ સીખલાવે,
આન્તર જ્યોતિ જગાવે કાન્હા...મટુકી૦ ૪

સુદર્શન ચક ચમકાય કાન્હા...મટુકી.

શ્રી. શકુંતલાદેવી કે. દત્ત

# ૐકારનો ગરબો

:: રાગ—ભૈરવીની ધૂન ::

સૃષ્ટિનું સુખ લાગે સારૂં,
તો યે છે ખારૂં ખારૂં,
જપું રે હરિ ૐ, ૐ, ૐ.

સુકર્મ બીજ રોપનારૂં,
અંતરનું એ અજવાળું.
જપું રે હરિ ૐ, ૐ, ૐ.

જીવનની જ્યોત હું ભાળું,
મુક્તિનું ધામ જ સાચું,
જપું રે હરિ ૐ, ૐ, ૐ.

ભક્તનો હાથ તું ઝાલે,
તેનો જન્મ સુધારે,
જપું રે હરિ ૐ, ૐ, ૐ.

દિવ્ય તેજ અનેરૂં ત્હારૂં,
મો ક્ષ મા ર્ગ દેનારૂં,
જપું રે હરિ ૐ, ૐ, ૐ.

સૌ. સવિતાલક્ષ્મી બુચ

## ગીતા–ગૌરવ

ગીતાગંગ વહંત શું મંગલ ભક્તિભાવથી...રે
મુક્ત પ્રભાવથી રે.
કર્મ તણો પાઠ પ્રકટાવી
ભ્રમ-નિરસનનો હવિ પધરાવી,
ચિત્તપ્રસારે સમતાયોગ સુધાવતી...રે
ભેદ મીટાવતી રે.
અંધ જનોની જ્યોતિમાતા
ગોવિંદ ભણી મુક્તિદાતા,
ગૌરવની યશગાથા ગાતી વેદની...રે
રસનિર્વેદની રે.
ઉમાસમ શી તનમન શુચિ કરતી
જપતપ અંતર ભક્તિ ભરતી,
મંગલ વાણી ચિરામિણી સંતમહંતની...રે
* વિદ્યાનંદની રે.

શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ

*(૧) વિદ્+આનંદ=જ્ઞાન આનંદ આપતી. જ્ઞાન અને આનંદસ્વરૂપ પરમાત્માની વાણી.
(૨) ગીતાપ્રચારક સ્વામી શ્રી વિદ્યાનંદના મુખકમલમાંથી ઝરતી વાણીરૂપી ગંગા.

## પ્રશ્ન ઉરભોમે ઊગે

: મ્હારી આકારો ભાવના ઊડતી જો !—એ રાગ :

મ્હારે જીવનસાગર પાર જાવું રે,
પ્રભો ! શે હું તરું એ પન્થ !
પ્રશ્ન ઉર-ભોમે ઊગે.

નભે રમતાં તારલિયા ઊજળા રે,
સુધા-ધારી પે રેડતો અમીડાં
વળી તેજે દીપન્ત અર્ક વ્હાલડો રે,
નહિ કોઇ ઉત્તર દે હાય !
પ્રશ્ન ઉર-ભોમે ઊગે. ૧

કેશ વીખંતો વાદળના ઘેઘ હાં રે !
ગાન ગાતી સરિત મધુર-મીઠાં,
ઊડે કલકલિયો ગાતાં પંખિડાં રે,
કોણ દેશે ઉત્તર આજે !
પ્રશ્ન ઉર-ભોમે ઊગે. ૨

સાખી

આશા દંડ સરીખડો, તું છે દીનદયાળ;
શાને સર્જન કાજ હું, પ્રભુ સર્જનહાર !

દીન સુખના વસંત ને રોતાં રે,
દુઃખે કાળે સમીપ નહિ કો દિ,
આપ્ત બંધુ, મિત્રો અને સ્નેહીઓ રે,
મ્હને દેશે ઉત્તર શું આજ !
પ્રશ્ન ઉર-ભોમે ઊગે ૩

શ્રી. ઉચિત બુચ

# મંજરી મ્હોરી જી હો !

મંજરી મ્હોરી જી હો ! હાં રે સખી ! મંજરી...
અંતર ઉજવાળતી ઉષાને આંગણે, મંજરી...
આતમ કોકિલ તણાં મીઠાં કંઠારવે, મંજરી...
લ્હેરી સમીર કેરાં આછાં આંદોલને, મંજરી...
કોમલ કરાંગુલિના કુણા એ સ્પર્શને, મંજરી...
આશાની ચુંદડી નવલી ઓઢન્તી હું તો, મંજરી...
જીવનઉદ્યાન સર્વ વ્યાપી વસંત જો, મંજરી...
એનાં મસરે પમરાટ અગઅંત જો, મંજરી...

× × ×

માયા ને મોહના મેળાપ સહુ મંજરી, મંજરી વિહલી જી હો હાં રે
મ્હારી આંખડીના અંજન તે અશ્રુ જી હો, મંજરી વિહલી જી હો હાં રે
જીવનના વ્હેણમાં માનવના ઘાટ પે, મંજરી વિહલી જી હો હાં રે
ઓલી ચુંદડીના રંગ સહુ ઝાંખા જી હો, મંજરી વિહલી જી હો હાં રે

શ્રી 'મધુકર'

卐 卐 卐

# મદભર ચંદ્રિકા

:: રાગ-કાફી, તાલ-હીંચ ::

[ લય-રંગ રસ ઋતુ અલબેલડી ]

રંગભર રજની રળિયામણી, મદભર ખીલી રસીલી જોને ચંદ્રિકા
ઓઢે ચીર અવની શ્વેત શાં, ખીલી રસીલી જોને ચંદ્રિકા. રંગ૦
થનગન થનગન નાચે ચાંદલો;
અનિલ લ્હેર રેલે રસ રંગમાં;
લલિત રમ્ય કુંજમાં ને સરવરના નીરમાં, કુમુદિની ઉલ્લાસમાં,
ખીલી રસીલી જોને ચંદ્રિકા. રંગ૦

સાખી

ચંદ્ર કુમુદની બેલડી સર ઉર ખેલે રાસ;
રસિયાં ને ઉર ઘેલડી, નીરખી અવનવી આશ
જોને બાવરી શી દીસે ચકોર શશી છુપ્યો નભમાં
સરે કાળી કાળી વાદળી ગગન, તેજમાળા વિલસી રહે.
રમે રાસે સુંદરીઓ સોહાય, ગીત મધુર આલાપતાં,
મૃદુ સુર સુણીને ધાય, રસિક રસ ઝીલી રહે;
રંગભર રજની રળીઆમણી, મદભર ખીલી રસીલી જોને ચંદ્રિકા.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

# નવરાત્રિ

લેખક :
શ્રી. જશભાઈ કા. પટેલ
બી. એ. (ઑનર્સ)

થોડે થોડે અંતરે પ્રસંગાનુસાર આપણા પૂર્વજોએ પર્વોની ગૂંથણી કરીને આપણા જીવનમાં રસનું સાતત્ય જાળવી રાખ્યું છે. નવરાત્રિ પણ એવું એક પર્વ છે. ત્યારે માતાની પૂજાના ઓઠા હેઠળ ગુજરાતણોનો રસપિપાસુ તથા નર્તનશીલ આત્મા છતો થાય છે. ત્યારે શીળી શરદની ચાંદનીમાં ન્હાતાં ન્હાતાં રાસે રમતી સુંદરીઓનો રસાનંદ ગુજરાતીઓ ધરાઈ ધરાઈને પીએ છે.

રાસ-ગરબા એ ગુજરાતની એક વિશિષ્ટતા છે. સ્વ. ટાગોરે આપણા રાસ-ગરબા ઉપર પ્રશંસાનાં પુષ્પો વેર્યાં છે એ જાણીતી વાત છે. રાસેશ્વર કૃષ્ણે દ્વારકામાં પગ મૂક્યો ત્યારથી રાસ-ગરબા એ આપણી મૂડી બની એવી દંતકથામાં ઊતરવાનું માંડી વાળીએ. તોપણ ગરબાનું સાહિત્ય ગુજરાતમાં ઘણા જૂના કાળથી લખાતું એની સાક્ષી આપણું સાહિત્ય પૂરે છે.

જાણીતો છે. આ સ્થિતિ બહુ વખત સુધી ચાલી શકે નહિ. સમય જતાં ગરબામાં ઐતિહાસિક તથા સામાજિક વિષયોને સ્થાન મળતું ગયું, અને 'ન્હાના ન્હાના રાસ'માં કવિશ્રી ન્હાનાલાલે ગરબા, ગરબી, રાસાદિને સ્થાન આપી, એ સર્વને 'રાસ' શબ્દથી ઓળખાવીને ગરબા, ગરબી, રાસ, રાસડા વગેરે વચ્ચેનો ભેદ પણ વિસરાવી દીધો છે. આજકાલ આપણા ગુજરાતમાં રાસસાહિત્ય વિપુલ પ્રમાણમાં ખેડાય છે.

માંડવડીની આસપાસ તાળીઓ લેતીદેતી ઘૂમતી જૂનવાણી ગુજરાતણો, દાંડિયાથી રાસ રમતી સુઘરેશી સુંદરીઓ, કે વાદ્ય સાથે રાસડો ખેલતા કાઠીઓ એક યા બીજી રીતે રસાનંદ માણે છે ને આપે છે. રાસ-ગરબે રમતી સુંદરીઓના દેહડિ-ડોલનું લાલિત્ય મનોહારી હોય છે. રાસ-ગરબે રમતાં રસ-સમાધિ સાથે મળતી અંગકસરત વીસરવી ઘટે નહિ.

# જ્યોતિપૂજન

૧

સુભગ વિમલ વરસી રહ્યાં તત્સવિતાનાં ભર્ગ,
વિલસાવે વર વિશ્વને સીંચવી નિખિલ નિસર્ગ.
પ્રણયજ્યોતિ લલિત કો ઉરે લસંત;
પ્રણવજ્યોતિ યોગીનયનમાં હસંત.
રસબસ કવિવરદિલે રસજ્યોતિ રમ્ય રાજતી;
જ્ઞાનજ્યોતિ વિશદ વિબુધજનહૃદય વિરાજતી.
ભક્તિજ્યોતિ સંતઅંતરે સુહાયઃ
ધન્ય જ્યોતિપૂજન આજ આદરાય.

૨

નવલ ધવલ રસચંદ્રિકા, તારલિયા ચમકાર;
વ્યોમ વીંધીને અવતરે દામિનીના દમકાર.
પુણ્યજ્યોતિ યજ્ઞયજ્ઞમાં પૂજાય;
અનલજ્યોતિ સદનસદન સંઘરાય.
દિવ્ય જ્યોતિ સ્વર્ગ ભરી અમર અલંકારતી;
તૃતીય શિવનયન વળી કામકાય બાળતી.
પ્રાણજ્યોતિ સત્વસત્વમાં સ્ફુરાયઃ
ધન્ય જ્યોતિપૂજન આજ આચરાય.

૩

ઉરઅંધારા આવરી ઊડતી શ્યામલ રાત;
કુમકુમ પગલે પ્રગટતું પુણ્ય પનોતું પ્રભાત.
અસત્ છેદી આજ સત્પંથે પળાય,
મૃત્યુ છેદી આજ અમૃતે વળાય.
મંગલમય જ્યોતિ એજ જનજીવન ઉજાળતી;
પુણ્ય સિંચી જગતતણાં પાપ સૌ પ્રજાળતી.
આત્મજ્યોતિ પરમ આત્મમાં સમાયઃ
ધન્ય જ્યોતિપૂજન આજ પૂર્ણ થાય

પ્રો. ચતુરભાઇ શંકરભાઇ પટેલ

# આશાનાં જાદુ

[ પાલવડો મારો મેલો મોહનજી—એ લય ]

ઉષાના રંગ રેલી, છાંટણિયાં છાંટતી,
  આશા-અંકુર ચમકાવતી જગે;
નવલાં રસબિંદુનાં દેવી પ્રલોભને,
  અંતરિયે છાંટ નવી પૂરતી રગે.

દુઃખભર્યા હિંડે દૂધસમી ધીરડી,
  સુખની સાથી સમી આશા દીસે;
રોગીની વેદનાયે ઊમટાવે છોળ,
  જ્યમ વારિ સરિત-ને ઉદધિ-તીરે.

બીજ કેરો ચંદ્ર જ્યમ વાધે છે વ્યોમમાં,
  આશા સિંચન નવાં સિંચતી ખરે;
રજનીના અંતમાં પ્રકટે પ્રભાત જ્યમ,
  શૂન્ય-મૃત-ભાવમાં ચેતન ધરે.

ઘોર મેઘાં કેરી કાળી નિશામાં,
  આશાના બોલ કેરા ઝબકે નૂરે;
જીવનની વેલડી પોષાતી આશથી,
  આશાનાં જાદુ જગે અમૃત પૂરે.

. શ્રી. ઉમિયાશંકર ઠાકર

# હૈયાને આંગણે

જીવનનો રાસ આજ રમીએ સાહેલડી,
  બીજા ના રાસ રહ્યા રમવા હવે.
ઉરને આવાસ આજ જઈએ સાહેલડી,
  બીજા આવાસ નથી સરવા હવે.

સ્નેહતણા સાજ આજ સજીએ સાહેલડી,
  બીજા ના સાજ રહ્યા સજવા હવે.
હૈયાના દેવ આજ પૂજીએ સાહેલડી,
  પથ્થરના દેવ નથી પૂજવા હવે.

ઉરના પ્રકાશ આજ ઝીલીએ સાહેલડી,
  ચાંદાનાં તેજ નથી ઝીલવાં હવે.
હૈયાનાં ગીત આજ સુણીએ સાહેલડી,
  વસનાનાં ગીત નથી સુણવાં હવે.

ઉરને મેદાન આજ રમીએ સાહેલડી,
  ધરતીને ચોક નથી રમવાં હવે.
જીવનને આંગણે ખીલ્યાં સાહેલડી,
  હૈયાને આંગણે ખીલવા હવે.

શ્રી. ' ચપેરા '

# માતાજીની આરતી

જય દેવી જય દેવી જય અંબે મૈયા, જય અંબે મૈયા.
નવરાત્રિના દિન આનંદે આવ્યા........ જય અંબે.

પ્રથમે શૈલસુતા હિમાલયપુરી મા હિમાલયપુરી
ભક્તિ ભાવે પૂજું આજે નવચંડી........ જય અંબે.

દ્વિતીયે બ્રહ્માણી માત તું કહાવે તું કહાવે,
ભાવિક ભકતો ત્હારા દર્શન આવે........ જય અંબે.

તૃતીયે ચંદ્ર ઘંટા ઉજ્જ્વળ કાંતિવાળા મા ઉજ્જ્વળ કાંતિવાળા,
અપંગનાં તેં દુઃખો નાખ્યાં છે ટાળી........ જય અંબે.

ચોથે ચતુરા કુસ્માન્ડી જગત ઉદરમાં રાખ્યું, મા જગત ઉદરમાં રાખ્યું,
પૂજન કરતા પ્રેમે મા લલિતનું દુઃખ કાપ્યું........ જય અંબે.

પાંચમે સ્કંધ માતા કાર્તિકસ્વામીની માતા મા કાર્તિકસ્વામીની માતા,
સોળ સજ્યા શણગાર તેં આભૂષણ રાતા........ જય અંબે.

ષષ્ઠે કાત્યાયનિ દેવી માતા તું કાત્યાયનિ દેવી,
હિમાલયમાં જન્મ્યાં શિવ-બ્રહ્માએ સેવી........ જય અંબે.

સપ્તમે કાળરાત્રિ રૂપ લીધું મા કાળરાત્રિ રૂપ લીધું,
મહિષાસુર મારવાને મામે મદ પીધું........ જય અંબે.

અષ્ટમે ગૌર દેહધારી મા ગૌર દેહધારી,
હવન કરી પંચામૃતે, પાએ નમું માડી........ જય અંબે.

નવમે દુર્ગા નવનિધિ આપો, મા નવનિધિ આપો
દાસી તારી કેરાં સંકટ દુઃખ કાપો........ જય અંબે

નમી નમીને માત પાયે પુત્રી તુજ લાગે, મા પાયે પુત્રી તુજ લાગે;
સંસારસાગરથી તરવા તુજ ભકિત માગે........ જય અંબે

અલ્પવિધિનું પૂજન માન્ય તું કરજે, મા માન્ય તું કરજે
આફત વેળાએ આવી આફત વેળાએ આવી, સહાય તું થાજે.... જય અંબે.

સૌ. લલિત શ્રીકાન્ત

# વિદાય ગરબો

રાતભર ગરબે ઘુમીને ઘેર જતી ગુજરાતણ શ્રોતાજન પાસે ઊઠતી વિદાય લે છે એ ભાવનાનો આ ગરબો છે. ભૂતકાળના લોકગીત સમા આવા ગરબા આપણી પાસે બહુએ પડયા છે. પ્રત્યેક સાહિત્ય અને સંગીત પ્રત્યેક યુગના યુગદર્શન બની રહે છે. એ સાધારણ નિયમને અનુસરી ગાંધીયુગનું પ્રતીક પણ આપણા સંગીત અને સાહિત્યમાં ઉતાર્યું છે. આ ગરબામાં પણ નવપગલા માંડતા નવયુગની ઝંખના ગુજરાતણને કંઠે રમે છે.—લેખક

:: આ પાવા તે ગઢથી ઉતર્યાં—એ રાહ ::

ઘેલી ગુજરાતણ રામ રામ કરતી
ગરબે રમીને ઘેર જાય છે.
પુષ્પના પરાગ સમા ભાવ એક બીજાના
અંતરમાં રમી રમી જાય છે.

કવિ કેરી કવિતાને બોલમાં રમાડતી
સાહિત્યે સંગીત સમાય છે.
ગુર્જરીની કુંજના કોયલ ટહુકારથી
ભારતીનું હૈયું ફુલાય છે.

ફુલ નહી ને ફુલ કેરી પાંખડી
આંખડીયે આંસુ ઉભરાય છે.
સ્વતંત્ર ભારતના સોણલા સેવતી
ઘેરતી આંખડી ઘેરાય છે.

શ્રી. અવિનાશ વ્યાસ

# શારીરિક સ્વાસ્થ્ય

## ૨. ગર્ભવતી બહેનો માટે સાવચેતીની સૂચનાઓ (ચાલુ)

[ સપ્ટેમ્બર અંકના પાન ૭૮ થી ચાલુ ]

### લોહી વિકાર

સગર્ભાવસ્થામાં લોહી વિકાર એ પણ એક અડચણ રૂપ તથા નુકશાન કરતા છે. ગરમી અથવા લોહી વિકાર ઘણા પ્રકારના હોય છે તેથી તેમાં પણ ડૉકટરની સલાહની જરૂર હોય છે કારણ કે ઘણી બહેનોની હકીકત પરથી માલુમ પડે છે કે " ઘણા ઘણા ઠંડકના ઉપાયો કર્યા પણ ગરમી મટતી નથી " પણ એમ આશરા પરથી ઉપચાર નહીં કરતાં યોગ્ય રીતે તપાસ કરાવાવીને દવા કરવામાં આવશે તો જ તે મટશે નહીંતર નકામી ઠંડકની દવાઓ પીવાથી શરીર કથળી જશે.

વારંવાર કસુવાવડો થવી એનાં કારણોમાં લોહી વિકાર પણ એક કારણ છે માટે એવી જાતનાં દર્દી બહેનોએ શાસ્ત્રીય પદ્ધતિથી લોહીની તપાસ કરાવાવીને પછી જે સલાહ મળે તેમ કરવું.

કસુવાવડ થાય તેનાં પણ ત્રણ પ્રકાર હોય છે માટે એ બાબત પણ બહેનોએ જાણવાની ખાસ જરૂર છે. કારણ કે હકીકત કહેવામાં પણ ચોક્કસ મુદ્દાઓ સમજવા જોઇએ કે જેથી ડૉકટરને દવા આપવામાં સુગમતા પડે તેમ જ દર્દીને અનેક સવાલો કરવા પડે તેનો વખત બચી જાય છે માટે ટૂંકામાં પણ ચોક્કસ હકીકત કહેવી એ જ્ઞાનની પણ ઘણી જરૂર છે માટે કસુવાવડના ત્રણ પ્રકાર નીચે આપ્યા છે તે બહેનોએ ધ્યાનમાં રાખવા જોઇએ.

૧ એક મહીનાથી ત્રણ મહીના સુધીમાં કસુવાવડ થાય તેને ઇંગ્રેજીમાં **એબોર્શન** કહે છે.

૨ ત્રણ મહીનાથી ૭ મહીના સુધીમાં કસુવાવડ થાય તેને ઇંગ્રેજીમાં **મીસકેરેજ** કહે છે.

૩ ૭ મહીનાથી નવ મહીના સુધીમાં કસુવાવડ થાય તેને ઇંગ્રેજીમાં **પ્રિમેચર બર્થ** કહે છે.

હવે આ ત્રણ પ્રકારમાંથી કયા પ્રકારની કસુવાવડ થાય છે તે હકીકત ડૉકટરને સ્પષ્ટ પણે કહેવી કે જેથી તેઓ તમને યોગ્ય સલાહ તથા દવા આપશે.

ઘણી બહેનોને હજી ઇન્જેકશન માટે ઘણો ભય હોય છે. તેમાં પણ જેમને વારંવાર કસુવાવડો થતી હોય તેમને ઘણી બીક હોય છે કે કદાચ ઇન્જેકશન લેવાથી કસુવાવડ થઇ જશે પણ તેમ નથી. આપણે આગળ જણાવ્યું છે તે પ્રમાણે અમુક જાતના લોહી-વિકાર ઇન્જેકશનથી સુધરી જાય છે કે જે અસંખ્ય ઠંડકના ઉપાયો કર્યાથી સુધરતો નથી. માટે ડૉકટર જો ઇન્જેકશનની સલાહ આપે તો તેથી બીવાનું બીલકુલ કારણ નથી કારણ કે ઇન્જેકશનથી સુધરેલા કેસો આપણા વડોદરા જેવા આગળ પડતા શહેરમાં ઘણા

સારા પ્રમાણમાં મળી આવશે. માટે ટૂંકામાં બહેનોને એટલું જ કહેવાનું કે ચામડીના ઉપરના ભાગમાં કે શરીરની અંદરથી તમને ગરમીનો કાંઇ પણ ઉપદ્રવ જેવું લાગે તો તે હકીકત ડૉક્ટરને જણાવવી આમ કર્યાથી તમને પોતાને ફાયદો થશે; એટલું જ નહીં પણ તમારાં ભવિષ્યનાં બાળકને પણ તમે બચાવી લેશો.

આપણા દેશમાં ઘણાં બાળકો આંધળાં જન્મે છે અગર જન્મ્યા પછી હમ્મેશને માટે આંખ આવ્યાં કરે છે, મોઢું આવ્યાં કરે છે તથા ત્વચા ગરમી કાયમને માટે રહે છે આ બધું લોહીવિકારનું પરિણામ છે તેમ જ લોહીવિકારવાળાં માતાપિતાનાં બાળકો ખોડ-ખાંપણવાળાં અને કેટલીકવાર બેડોળ પણ જન્મે છે.

## એનિમીઆ ( લોહીનું ઓછાપણું )

સગર્ભાવસ્થામાં લોહીવિકારના જેટલો જ ફેલાવો એનિમીઆનો પણ જણાય છે હવે તે શા કારણથી થાય છે તથા તેને માટે શું કરવું એ વિષય ડૉક્ટરોનો છે એટલે આપણે તેમાં બહુ ઉંડાં ઉતરીશું નહીં પણ આપણી પહેલી ફરજ એ છે કે આપણાં સ્વાસ્થ્યને માટે ઘણી જ કાળજીપૂર્વક રહેવું અને મહીનામાં એક વખત પણ કોઇ લેડી ડૉક્ટર પાસે તબીએતની તપાસ કરાવવી અને બીજી ફરજ એ છે કે આપણા ખોરાક માટે આપણે પુષ્કળ કાળજી રાખવી કારણ કે ખોરાકનાં તત્વોનું જ લોહી બને છે માટે જો પુરતાં તત્વોવાળો ખોરાક લેવામાં આવશે તો આવી અડચણો આવશે નહી.

આપણાં સુભાગ્યે હવે ખોરાકનો પ્રશ્ન ખૂબ જ ચર્ચાય છે. અને ડૉક્ટરો પણ વારંવાર આગ્રહ પૂર્વક જણાવે છે કે આપણે ખોરાક વિષેના જ્ઞાનમાં ઘણાં જ પાછળ છીએ અને એ અજ્ઞાનતાને લીધે જ આપણે અનેક દર્દોથી પીડાઇએ છીએ.

આપણને વારવાર લેખો દ્વારા સમજુતી આપવામાં આવે છે તે પ્રમાણે હાથની ઘંટીથી દળેલો લોટ ઘણો જ પુષ્ટિકારક હોય છે કારણ કે ઘઉંનું જે સૌથી ઉપલું લાલ પડ હોય છે તે આપણા શરીરને માટે ઘણું ઉપયોગી છે તેમજ લોહીને વધારનારું છે પણ લોટને સંચે દળાવ્યાથી સંચાના ઘસારા અને ગરમીથી તેનાં પૌષ્ટિક તત્વોનો નાશ થઇ જાય છે એટલે આપણને બરોબર પોષણ મળતું નથી ચોખાની બાબતમાં પણ એમ જ હોય છે એટલે કદાચ દવાઓના જોરે પણ ભુખ વધારે લાગે તો પણ આવો નિર્માલ્ય ખોરાક ખાવાને લીધે અશક્તી અને ફિક્કાશ કાયમને માટે રહે છે એટલે માતા પોતે જ અશક્ત અને ફિક્કી હોય તો પછી ગર્ભમાં રહેલું બાળક બિચારૂં ક્યાંથી લોહી મેળવી શકે ?

મહેનતુ વર્ગમાં જોઇશું તો આપણા પ્રમાણમાં તેઓમાં એનિમીયાના કેસો ઓછા માલમ પડે છે કારણ કે એ લોકોનો ખોરાક તદ્દન સાદો હોય છે તેમજ વખત તથા સાધન સામગ્રીના અભાવે કાચાં ખાઇ શકાય એવાં જ શાકભાજી વધારે પ્રમાણમાં ખાય છે તેમજ મહેનત અને ખુલ્લી હવામાં ફરવાથી શરીર કસાયલું હોય છે એટલે એમને અણજાણપણામાં પણ બધાં તત્ત્વો મળી છે. અને તેથી જન્મ વખતે એ લોકોનાં બાળકો વધારે તંદુરસ્ત હોય છે પણ પછીથી અજ્ઞાનતાને કારણે બાળકો મોટાં થતાં બગડી જાય છે. પ્રસુતીનો વખત પણ એટલી સરળતાથી પતી જાય છે કે કાંઇપણ દોડાદોડ અને ગંડબડાટ થવાનો વખત આવતો નથી.

લોહીના વધારાને માટે આપણા ખોરાકમાં

ખજુર ઘણું સારું છે એટલે સગર્ભા બહેને તેનો ઉપયોગ કરતાં રહેવું જો પાચનશકતી સારી હોય તે ખજુર સાફ કરીને તેમાં થોડું ગરમ કરીને ઘી નાખવું અને રાત્રે સુતી વખતે બે ત્રણ પીસી ખજુર ખાઇને સુવું. ખજુરમાં પેટ સાફ કરવાનો પણ ગુણ એટલે વારંવાર જુલાબ લેવાની પણ જરૂર પડશે નહીં, જે બહેનોને ઘી પાચન ન થતું હોય તેમણે દુધ ગરમ કરીને તેમાં થોડીવાર ખજુર પલાળી રાખીને ખાવું. ખારેક પણ લોહીને વધારનારી છે તેને પણ ખાંડીને દુધમાં નાખીને માફકસર લેવાથી લોહી તથા શકતી બન્ને વધશે. સુરણ પણ ખોરાક સાથે અવારનવાર લીધાથી લોહીને મદદ કરે છે.

જેવી રીતે પીશાબમાં બગાડ હોવાથી શરીરે સોજા જેવું લાગે છે તેવી રીતે એનિમીયાથી પણ શરીર પુલેલા જેવું લાગે છે માટે એવું કાંઇપણ લાગે તો ડૅાકટરની સલાહ લેવી.

આ બધું બહેનોએ જાણવું જરૂરનું છે પણ તેથી કોઇ પણ રીતે વ્હેમી બનીને ગભરાવું નહીં કારણ કે સવેળા ઉપાય કર્યાથી આ બધી અડચણો દૂર થઇ જાય છે.

**કેલ્શયમ** ( હાડકાં મજબુત કરનારું તત્વ )

સગર્ભા વસ્થામાં આ તત્વ પણ ઘણું જ જરૂરનું છે કારણ કે જો ગર્ભમાંથી જ બાળક મજબુત હાડકાંનું હશે તો જન્મ્યા પછી તેને ઉછેરવું બહુ અઘરું પડશે નહીં. એ તત્વ પણ આપણને ખોરાકમાંથીજ મળે છે દાખલા તરીકે કાચાં શાકભાજી જેવાં કે કાકડી, કેળાં પપૈયા વી. માં વધારે હોય છે તેથી તે વધારે પ્રમાણમાં ખાવાં અને તે છતાં જો પુરતા પ્રમાણમાં તમને એ તત્વ નહીં મળતું હોય તો ડૅાકટર તમને તેની બનાવટની કોઇ દવા લેવાની સલાહ આપશે

બીજી સામાન્ય તમીએત સાચવવાને માટે પણ કુદરતે આપણને બધુંજ આપ્યું છે પણ આપણે તેનો બરાબર રીતે ઉપયોગ કરતાં શીખ્યાં નથી એટલે દવા પરજ આધાર રાખવાની ટેવ પડી ગઇ છે. દાખલા તરીકે ભાદરવો તથા આસો એ મહીના તાવની રૂતુ ગણાય છે પણ ચોમાસું બેસતાં જ કુદરતે કારેલાં, કંટોલાં, મેથીની ભાજી વી. ઉત્પન્ન કર્યાં છે એટલે વારાફરતી એનો ઉપયોગ ચાલુ રાખવાથી તાવનો સંભવ ઓછો થાય છે. તેમજ શીયાળામાં વધારે ભુખ લાગવાને મદદ કરે તેવાં મૂળા-મોગરી, લીંબુ ટામેટાં વી. ઉત્પન્ન કર્યાં છે તેમજ ઉનાળામાં તાંદળજાની ભાજી ઘણી મળે છે અને ડૅાકટરો ભાજીને સર્વોત્તમ ગણે છે એમાં ઘણી જાતના ક્ષારો વી. આવેલું છે એટલે વારંવાર ભાજી ખાવાથી માણસ નિરોગી રહે છે માટે આપણે આપણા ઘરમાં જેમ બાર મહીનાની ફસલ ભરી રાખીએ છીએ તે પ્રમાણે આપણા શરીરમાં પણ રૂતુ રૂતુનાં શાકભાજી તથા ફળ કંદમૂળ વી. બધાં તત્વો મેળવી રાખીશું તો આપણને ડૅાકટરની બીલકુલ જરૂરજ નહીં પડે.

ઉપર જણાવેલું બધું આપણે ખાઇએ છીએ તો ખરાં જ પણ લક્ષ્યપૂર્વક તથા વ્યવસ્થિત રીતે તૈયાર કરીને સમજીને ખાવાથી ઘણો ફેર પડી જાય છે.

સો. શાન્તા મહેતા

માંથી જ જોઈતી હકીકત મેળવી આપવી એવી ગોઠવણ કરવાનો હતો."

વૈદ્યરાજ પૂરું કરે એ પહેલાં તો હીરા ચાલી ગઈ હતી.

"વૈદ્યરાજ, તમને એમ નથી થતું કે છોકરી શરમાશે ?"

"બહેન, તમને લાગે છે કે એ શરમાય છે ?"

"તો ?"

"એને શરમાવાનું કારણ મારે મોંએથી એના વરની વાત આવી એ નથી ? તમારી હાજરી છે."

"એ તો એ ! એને શરમાવવી શા માટે જોઈએ ?"

"એ જેટલી શરમાય એટલી જ મારામાં વિશ્વાસવાળી થાય !"

"લ્યો. આ ત્રિવેણીબહેન આવ્યાં" ચંપાએ કહ્યું.

"બહુ વાર થઈને ચંપાબહેન ! હું બહુ પ્રયત્ન કરું છું પણ વાર લાગી જાય છે. બા, હું કહી ગઈ હતી ! બધાંને જમવા ન બેસાડી દીધાં ?"

"મેં ન બેસવા દીધાં, ત્રિવેણી પણ આજે તેં એટલી વાર લગાડી છે કે તારે એની શિક્ષા ખમવી પડશે."

"ચાલો ખમીશ. પણ જમ્યા પછી હોં ! મને બહુ ભૂખ લાગી છે."

"વાહ રે ! તું જબરી નીકળી ! અમને તો નહિ જ લાગી હોય ! પણ પેલાંને તો બોલાવો કોઈક ! શું કરે છે એ ?" વૈદ્યરાજે કહ્યું. અને સૌ રસોડા તરફ ચાલતાં થયાં.

"યશો-એ યશો !" ત્રિવેણીએ બૂમ મારી.

અને જવાબ વાળ્યા વગર જ મેડી ઉપરથી એઓ દોડતાં નીચે આવ્યાં. અને બધાં ભેગાં બળી ગયાં.

"શું કરતાં હતાં તમે તે !" વૈદ્યરાજે પૂછ્યું.

"વાંચતાં હતાં, કેમ ?" યશોમતિએ જવાબ દીધો.

"શેનો અધ્યાય હતો ? લઢિલગ્નનો, સ્નેહલગ્નનો કે છળલગ્નનો ?"

"વૈદ્યરાજ !" અચલબાએ એને વારવા પડકાર્યાં.

"બહેન, મેં એ ધાર્યું જ હતું ! પણ મારો જવાબ તો અપાઈ ગયો છે. જો એઓ શરમાશે તો મારા ઉપર વિશ્વાસ મૂકશે !" વૈદ્યરાજે પાટલે પહોંચતાં કહ્યું.

"વૈદ્યરાજ, તમે પણ આ તો હદ કરો છો ! અમારે ત્યાં સુધારકોમાં પણ ગોરોંઓને આમ બોલતાં અમે સાંભળ્યા નથી !"

"એટલે તો તમે સુધારકો પાછળથી નહિ ધાર્યું બોલો છો !"

"અને તમે ?"

"હું તો હદને પણ વટાવી ગયેલો માણસ છું. એટલે કે સુધારકોથી પણ પર છું. અમે લોકો-જેને તમે સ્થિતિ ચૂસ્ત કહો છો-એ અનેક સુધારાઓ પચાવી ગયા છીએ. જ્યારે તમને એટલી બધી હોંશ છે કે એ વાત પચતી જ નથી !"

સૌ જમી ઉઠયા પછી ત્રિવેણીએ પૂછ્યું: "તમે એ તો ન કહ્યું, વૈદ્યરાજ ! મારે શી શિક્ષા ખમવાની છે ?"

"આપણે ગયે વરસ ચોકળામાં બેઠાં બેઠાં વાતો કરતાં એ પછી તો કેટલાંએ દાડ તડકા પડી ગયાઃ તેં છેવટ શું નક્કી કર્યું."

"શાનું ?"

"પરણવાનું-બીજું શાનું ?"

"આ તે કાંઈ શિક્ષા છે ?"

"પોતે પોતાને મોંએ પરણવાની વાત કરવી-વડિલો આગળ-એ શિક્ષા નહિ તો બીજું શું ?"

"ભલે, પણ એ તો મેં કહી દીધું છે. એમાં મેં ફેરફાર નથી કર્યો."

"શું કારણ સમજાવીશને !"

કામ કરવામાં તો હું જંપ ખાઇ બેસીશ નહિ. પણ હું આડી વાતે ચડી ગઇ. તમે તો મારે ન પરણવા સંબંધનાં કારણો માગો છો. કારણો આપું ? પરણવાનો મારો વિચાર નથી; કારણ કે હું બીજા એવા કામમાં ગુંથાવા માગું છું કે એમાં એ અડચણકર્તા થાય એવું છે. એમ છતાં જ્યારે મને એમ લાગશે કે હવે મને હરકત નથી ત્યારે હું પરણીશ. બસ ! હવે સંતોષ થયો ? "

" ત્રિવેણીબ્હેન ! પરણ્યાથી તમારા કામ માં કદાચ ઉત્સાહ વધશે અને કામ બેવડું થશે. એમ તમને લાગતું નથી ? "

" એ કદાચ ન જોઇએ; તમે ખાત્રી-પૂર્વક કહો છો ? "

ચંપાએ જવાબ ન દીધો.

" ત્રિવેણીબહેન, મને એક તરંગ આવ્યો છે. તમે આટલી વાતો કરી એમાં ક્યાંય કેળવણી તો આવી જ નહિ; " મુકુન્દે, બાજીને પાછા પડી જતાં દેખી, એક બાજી કાઢી.

" મુકુન્દભાઈ, પ્રત્યક્ષ સ્થિતિ જોતાં આપણે ત્યાં પહેલામાં પહેલું તો અનાજનું કરવાનું છે. થોડો ચાર ચાર વરસનાં બાળક-થી કાંઈ પણ કામ લેવાય તો પેટ ભરવા સારૂ એ પણ કરવા તૈયાર છે. એમાં કેળવણીને મુખ્ય પ્રશ્ન તરીકે કેમ લેવી ? એકારની આપણી દુનિયામાં અત્યારે તો કેળવણી એ પેટા પ્રશ્ન છે ! એ હાથ ધરાય તો સારૂં. રાત્રે પુરૂષોને અને દિવસે સ્ત્રીઓને સગવડતા હોય તો શીખવાય; પણ એઓ જ માત્ર શીખી શકે કે જેઓને ઘરની કમાણીમાં વધારો કરવાનો પ્રશ્ન ન હોય. "

" તું ભણી એટલે કેળવણીને તો હવે પેટા પ્રશ્ન જ ગણીશ તો ! " વૈદરાજે ચાદીને ટાણો માર્યો.

ત્રિવેણી એકદમ હસી પડી.

" વૈદરાજ, મારે હાથે ઘા કરાવવો છે કે ? નથી કરતી જાવ. "

" તારા મોંમાંથી ફૂલ ઝરે એ મારે જોવાં હતાં ! "

" ભલે તમને નિરાશા થાય; હું નથી બોલવાની ? "

" તો તારી મરજી ! "

સૌ મૂંગાં થઇ ગયાં.

" ચંપાબહેન, ત્યારે ત્રિવેણીનો પ્રશ્ન પતી ગયો. હવે યશોમતિનો પ્રશ્ન હાથ ઉપર લઇએ તો. " થોડીવારે વૈદરાજે પાછી વાત ઉપાડી.

મુકુન્દ ચાલવા માંડયો.

મુકુન્દભાઇ, બે જ મિનિટ, યશોમતિ એમ ઉંધું ઘાલી જા માં ! બોલો. તમારી બંનેની શું ઇચ્છા છે ? "

બંને ચાલતાં જ થઇ ગયાં.

" કાંઇ નહિં, મોંએ ન કહે તોઃ વેશ-વાળ, લગ્ન વિગેરે ત્રીજા ધણી મારફત ચર્ચવાના પ્રશ્નો છે-એ પ્રણાલિકામાં ન માનતાં એઓ હજુ નથી થયાં લાગતાં. "

હીરા પાણી લઇ આવી, અને એ વાત બંધ રહી.

સાંજે યશોમતિએ વૈદરાજને પૂછયુંઃ " વૈદરાજ, અમારા ઘરમાં એક શાળા ખોલી હોય તો ! "

" શેની ? "

" ત્રિવેણીના કામમાં મદદ કરવા સારૂ."

" તો બહુ મજાનું એ તો ! કેવી રીતે ગોઠવણી કરશું ? "

" જમીને બાર વાગેથી સાંજના ૭ સુધીમાં ત્રિવેણી જેને-જુદે જુદે વેર શીખવતી હોય એઓ બની શકે તો શાળાએ આવેઃ અને સાથે છોકરાં આવે એને સારૂ રમત ગમતનું વગેરે કાંઇક રાખીએ. અને પુરૂષ વર્ગમાંથી કોઇક તૈયાર થાય તો રાત્રિશાળા પણ ચાલે. "



સૌ. લીલાવતી પટેલ

## નાના બાળકનો બાબા સુટ

**સ્વેટરમાં જોઈતી ચીજો**—આ સ્વેટરમાં બે રંગનું ઊન જોઈએ તો આપણે ભુરા રંગનું સ્વેટર અને અંદર સફેદ ડીઝાઈન કરીશું. ચાર ઔંસ ભુરા રંગનું ઊન, ૧ ઔંસ સફેદ ઊન, ૧૦ અને બાર નંબરના સોયા, પોણો વાર ચડ્ડીમાં નાખવા રબરની પટી, અને બે પ્રેસ બટન.

માપ—આઠ ટાંકા એટલે એક ઇચ પહોળાઇ અને ૧૦ લાઇન એટલે એક ઇંચ ઉંચાઇ.

**સ્વેટરનો પાછળનો ભાગ**—૧૨ નંબરના સોયા ઉપર ભુરા ઊનથી ૭૮ ટાંકા લેવા. અને એક ટાંકો સાદો અને એક ટાંકો ઉંધો ૨ ઇચનો પટો બનાવવો. હવે દસ નંબરના સોયા ઉપર નીચે પ્રમાણે ગુંથવું ૧લી લાઇન સાદી. ૨જી લાઇન-ઉંધી. ૩જી લાઇન-સફેદ ઊન જોડી સાદી લાઇન ગુંથવી. સફેદ ઊન તોડી ફરી ભુરૂં ઊન જોડી એક લાઈન ઉંધી, એક સાદી અને એક ઉંધી, એમ ત્રણ લાઇન ગુંથવી. ૭ મી લાઈન-સફેદ ઊન જોડવું. ૩ ભુરા સાદા, * ૨ સફેદ, ૩ ભુરા, * આ પ્રમાણે લાઇન પુરી કરવી. હવે ભુરા ઊનથી એક લાઇન સાદી, એક ઉંધી અને એક સાદી એમ ત્રણ લાઇનો ગુંથવી. ૧૧ મી લાઈન-૬ ભુરા સાદા, * ૧ સફેદ, ૪ ભુરા * ૭ ટાંકા રહે ત્યાં સુધી આ પ્રમાણે ગુંથવું. છેલ્લા ૧ સફેદ અને ૬ ભુરા. ભુરા ઊનથી એક લાઇન ઉંધી, એક સાદી અને એક ઉંધી એમ ત્રણ લાઇનો ગુંથવી. ૧૫ મી લાઈન-સફેદ ઊનથી સાદી લાઇન ગુંથવી. હવે ૪ થી લાઇનથી ૧૫ મી લાઇન સુધી ફરીથી ગુંથવું. પહેલી લાઇન-૨ ભુરા, * ૧ સફેદ, ૧ ભુરો * એમ છેવટ સુધી ગુંથવું. સફેદ ઊન તોડી નાંખી ભુરા ઊનથી એક લાઇન સાદી અને એક લાઇન ઉંધી એમ શરૂઆતથી ૮ ઇચ કામ થાય ત્યાં સુધી ગુંથવું. છેલ્લી લાઇન ઉંધી આવવી જોઇએ.

**બૉયનો ઘાટ**—૭૦ ટાંકા સોયા ઉપર રહે ત્યાં સુધી દરેક લાઇનની બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. હવે શરૂઆતથી ૧૧ ઇચ કામ થાઈ ત્યાં સુધી ટાંકા ઘટાડયા વગર ગુંથવું. છેલ્લી લાઇન ઉંધી આવવી જોઇએ. ૧ લી લાઇન-સાદી, ૨ જી લાઇન-૧૮ ઉંધા, ૩૪ સાદા, ૧૮ ઉંધા. આ બે લાઇનો ફરી બે વખત ગુંથવી. ત્યાર પછી બધા ટાંકા બંધ કરવા.

**સ્વેટરનો આગળનો ભાગ**—આગળનો ભાગ પાછળના ભાગની બાંય સુધી એટલે ૮ ઇચ પાછળના પ્રમાણે જ ગુંથવું. છેલ્લી લાઈન ઉંધી આવવી જોઇએ.

**બૉયનો અને ગળાનો ઘાટ**—૧ લ

[ ગુજુસુનથી

લાઇન–બે ટાંકા ભેગા સાદા ગુંથવા, ૨૧ સાદા, અને પછી ફરી જવું. (બાકીના ટાંકા ત્રીજા સોયા ઉપર ઉતારી લેવા). ૨ જી લાઇન–૩ ટાંકા બીજી પટી માટે લેવા. ૩ સાદા, અને પછી આખી લાઇન ઉંધી ગુંથવી. ૩ જી લાઇન–બે ટાંકા ભેગા ગુંથવા. આખી લાઇન સાદી. ૪ થી લાઇન–૩ સાદા. છેલ્લી લાઇન સાદી આવવી જોઇએ. ૧ લી લાઇન–૧૮ ઉંધા, ૩૩ સાદા. ૨ જી લાઇન–સાદી. આ બે લાઇનો ફરી એક વખત ગુંથવી, પછી ૧ લી લાઇન એક વખત ગુંથવી.

ગળાનો ઘાટ—૧ લી લાઇન–૩૦ ટાંકા બંધ કરવા, ૨૦ સાદા ગુંથવા. ૨ જી લાઇન–૧૮ ઉંધા, ૩ સાદા. ૩ જી લાઇન–સાદી.



આખી લાઇન ઉંધી. છેલ્લી બે લાઇનો ફરી બે વખત ગુંથવી. (૨૨ ટાંકા). આ પ્રમાણે ટાંકા ઘટાડ્યા વગર કામ શરૂઆતથી ૧૧½ ઇંચ ગુંથાય ત્યાં સુધી ૩ ટાંકાની પટી રાખી ગુંથી જવું. (પટીમાં બધા ટાંકા સાદા જ લેવાના). બધા ટાંકા બંધ કરવા. હવે બીજી બાજુ અંદરની ધારે ઊન જોડવું અને નીચે પ્રમાણે ગુંથવું:—

૧ લી લાઇન–સાદી. છેલ્લા બે ટાંકા ભેગા ગુંથવા. ૨ જી લાઇન–૩ ટાંકા રહે ત્યાં સુધી ઉંધી લાઇન ગુંથવી. ૩ ટાંકા સાદા ગુંથવા. આ બે લાઇનો ફરી ત્રણ વખત ગુંથવી. હવે ટાંકા ઘટાડ્યા વગર બાંયના ધારથી બે ઇંચ ગુંથાય ત્યાં સુધી ગુંથવું. છેલ્લી બે લાઇનો શરૂઆતથી ૧૧½ ઇંચ થાય ત્યાં સુધી ગુંથવી. ત્યાર પછી બધા ટાંકા બંધ કરી દેવા.

બાંયો—(બંને સરખી) બાંયના કફથી શરૂ કરવી. જુરા ઊનથી ૧૨ નંબરના સોયા ઉપર ૮૮ ટાંકા લેવા. ૧ સાદો અને ૧ ઉંધો એમ ત્રણ ઇંચનો પટો કરવો. હવે ૧૦ નંબરના ઉપર ગુંથવું. ૧ લી લાઇન–સાદી. બીજી લાઇન–ઉંધી. આ બે લાઇનો ફરી એક વખત

ગુંથવી. ૫ મી લાઇન-સફેદ ઊન જોડી સાદી લાઇન ગુંથવી અને પછી ભુરા ઊનથી ૧ લાઇન ઉંધી, ૧ સાદી, ૧ ઉંધી એમ ત્રણ લાઇનો ગુંથવી. ૯ મી લાઈન-* ૧ સફેદ, ૧ ભુરો, એમ છેવટ સુધી લાઇન ગુંથવી. સફેદ ઊન તોડી નાંખવું. ૧૦ મી લાઇન-ભુરા ઊનથી સાદી. ભુરા ઊનથી ગુંથવું. હવે સોયા ઉપર ૫૬ ટાંકા થાય ત્યાં સુધી શરૂઆતમાં દરેક પાંચમી લાઇને અને પછીથી છઠ્ઠી લાઇને બંને બાજુ એકેક ટાંકો વધારવો. છેલ્લો ટાંકો વધાર્યા પછી એક લાઇન ગુંથવી. હવે ૪૮ ટાંકા સોયા ઉપર રહે ત્યાં સુધી દરેક લાઇને બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. ત્યારપછી બધાં ટાંકા બંધ કરવા.

હવે પહેલાં બંને ખભા જોડી બંને બાંયો જોડી દેવી. સ્વેટરની બંને બાજુ જોડી દેવી અને પટી ઉપર બે પ્રેસ બટન ચોડાડવાં. સફેદ ઉન લઇ અંકોડીથી ગળાની ચારે બાજુ સાંકળી ગુંથવાં.

**ચડ્ડીઃ**—ડાબા પગની ઉપરની બાજુથી શરૂ કરવું. ૧૦ નબરના સોયા ઉપર ભુરા ઊનથી ૭૪ ટાંકા લેવા. ૧ ટાંકો સાદો અને ૧ ઉંધો એમ ત્રણ લાઇનો ગુંથવી. ૧ લી લાઇન-૧ સાદો, * ૧ આંટો, બે ટાંકા ભેગા ગુંથવા. * છેલ્લો એક ટાંકો સાદો. ફરીથી ૧ સાદો, ૧ ઉંધો એમ પટો ગુંથવો. શરૂઆતથી કામ ૧½ ઇંચ થાય ત્યાં સુધી ગુંથવું. હવે નીચે પ્રમાણે ગુંથવું.

૧ લી લાઇનઃ—૮ ઉંધા, પાછું ફરી સાદી લાઇન ગુંથવી. ૩ જી લાઇન-૧૬ ઉંધા, પાછું ફરી લાઇન સાદી ગુંથવી. ૫ મી લાઇન-૨૪ ઉંધા, પાછું ફરી લાઇન સાદી ગુંથવી. ૭ મી લાઇન-૩૨ ઉંધા, પાછું ફરી લાઈન સાદી ગુંથવી. ૯ મી લાઇન-૪૦ ઉંધા, પાછું ફરી લાઇન સાદી ગુંથવી. ૧૧ મી લાઇન-૪૮ ઉંધા, પાછું ફરી લાઇન સાદી ગુંથવી. ૧૩ મી લાઇન-૫૬ ઉંધા, પાછું ફરી લાઇન સાદી ગુંથવી. ૧૪ મી લાઇન-ઉંધી. હવે એક લાઇન સાદી અને એક ઉંધી એમ ગુંથવું. દરેક પાંચમી લાઇને બંને બાજુ એકેક ટાંકો વધારવો. પછી દરેક ૬ ઠ્ઠી લાઇને ટાંકા વધારવા. ૯૪ ટાંકા સોયા ઉપર થાય ત્યાં સુધી. છેલ્લો ટાંકો વધાર્યા પછી એક લાઇન ગુંથવી. આ લાઇને બંને બાજુ એકેક ટાંકો ઘટાડવાનો અને પછી એકેક લાઇનને આંતરે બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. સોયા ઉપર ૮૬ ટાંકા રહે ત્યાં સુધી. હવે ૧૨ નંબરના સોયા ઉપર ૧ ટાંકો સાદો અને ૧ ઉંધો એમ પાંચ લાઇનો ગુંથવી. ત્યારપછી ટાંકા બંધ કરવા.

**જમણો પગ**—ડાબા પગની માફકજ ગુંથવું. ડાબા ભાગમાં ઉપરનો ઘાટ ઉંધી લાઇનથી કરેલો તેને બદલે આ ભાગમાં સાદી બાજુથી કરવો.

ચડ્ડીનો આગળનો અને પાછળનો ભાગ જોડી દેવો. નીચેનો પગનો ભાગ પણ જોડી દેવો. અને ઉપરની બાજુ કાણામાં રબરની પટી નાંખવી.

નોંધ—દરેક લાઇનમાં * નિશાની છે ત્યાંથી ફરી ગુંથવું. એટલે * * આવી બે નિશાનીઓની વચ્ચેનું ગુંથવું.

---

## આવતો અંક દીપોત્સવી અંક તરીકે પ્રગટ થશે.

**સૌ પોતાની કૃતિ તા. ૫ મી પહેલાં મળે એવી રીતે મોકલી આપવા વિનંતી છે.**



## [ ૧ ] સિવિલ મૅરેજ

આંતરજ્ઞાતીય કે આન્તરકોમી લગ્નો, તેમજ વિધવાનાં પુનર્લગ્નો જ્યારે જ્યારે થાય છે ત્યારે છાપામાં તેને 'સિવિલ મૅરેજ' તરીકે ઓળખાવવામાં આવે છે. આ ઉપરાન્ત એક પત્નીની હયાતીમાં કોઇ પુરૂષ જ્યારે લગ્ન કરે છે ત્યારે પણ તેને કેટલેક ઠેકાણે 'સિવિલ મૅરેજ' કર્યું એવું જાહેર કરવામાં આવે છે. થોડા વખત અગાઉ મુંબઇમાં બે ત્રણ હિન્દુ બાળાઓએ મુસ્લીમ ધર્મ અંગીકાર કરી કોઇ મુસ્લીમો સાથે લગ્ન કરવાની ઇચ્છા જાહેર કરી હતી તેને માટે પણ છાપાંમાં 'સિવિલ મૅરેજ' શબ્દ વાપરવામાં આવ્યો હતો આ બધાં કોઇ રીતે સિવિલ મૅરેજ કહી શકાય તેમ નથી, સિવિલ મૅરેજના કાયદામાં રહેલી શરતોના અજ્ઞાનથી જ એવાં લગ્નોને સિવિલ મૅરેજ તરીકે ગણાવવામાં આવે છે. આ બાબતની સ્પષ્ટતા કરવા માટે સિવિલ મૅરેજ માટેની અગત્યની શરતો અમે અત્રે જણાવીએ છીએ.

૧ સિવિલ મૅરેજ કરનાર સ્ત્રી પુરૂષ બન્ને અપરિણીત હોવાં જોઇએ. ( વિધવા અગર વિધુર હોય તો આડે. )

૨ બન્નેની ઉમ્મર એકવીસ વર્ષથી ઓછી ન હોવી જોઇએ.

૩ એકવીસ વર્ષથી ઓછી ઉમ્મરના વર કે વધૂના લગ્ન માટે તેમના વાલીની લેખી સંમતિ હોવી જોઇએ.

૪ સિવિલ મૅરેજ કરનાર નજીકના સગપણનાં ( કાયદા મુજબ જે પેઢીના સગપણમાં લગ્નનો પ્રતિબન્ધ છે તેવાં ) ન હોવાં જોઇએ ( કાકાની છોકરી, માસીની છોકરી, ઓરમાન બાઇબેન વગેરે ન હોવાં જોઇએ. )

૫ બન્ને હિન્દુ જ હોવાં જોઇએ.

આંતરકોમીય હિન્દુ-મુસલમાન, પારસી-હિન્દુ, ખ્રિસ્તિ-હિન્દુ વગેરે ) લગ્ન માટે સને ૧૮૭૨ નો કાયદો લાગુ પડે છે અને તેમાં પરણનાર વરવધૂએ પોતે હિન્દુસ્તાનના કોઇપણ પ્રચલિત ધર્મનાં નથી, ( હિન્દુ, મુસલમાન, પારસી ખ્રિસ્તિ કે બૌદ્ધ ) એવી પ્રતિજ્ઞા કરવી પડે છે ઉપર જે ચાર શરતો જણાવી તે હિન્દુ વરવધૂ માટે છે અને તેમને ધર્મ સંબંધીની પ્રતિજ્ઞા કરવાની હોતી નથી. એ કાયદો સને ૧૯૨૩ નો સિવિલ મૅરેજનો સુધારેલો કાયદો કહેવાય છે.

૬ જે હિન્દુ વરવધૂ 'સિવિલ મૅરેજ'ના કાયદા મુજબ લગ્ન કરવા ઇચ્છતાં હોય તે જુદી જુદી જ્ઞાતિનાં હોવાની જરૂર નથી. એક જ જ્ઞાતિ કે એક જ પેટા જ્ઞાતિનાં વરવધૂ પણ, જો તેમની ઇચ્છા હોય તો, સિવિલ મૅરેજ કરી શકે છે.

૭ સિવિલ મૅરેજના કાયદા મુજબ લગ્ન કરનારને અનુલોમ પ્રતિલોમ ( કન્યાની કે વરની ઉંચી નીચી જ્ઞાતિ )નો બાધ નડતો નથી.

હિન્દુ વિધિ મુજબ લગ્ન કરનારાં વરવધૂ કાતો એક જ જ્ઞાતિનાં હોવાં જોઇએ, અગર તો તેમનું અનુલોમ લગ્ન હોવું જોઇએ, એટલે કે વરની જ્ઞાતિ કન્યાની જ્ઞાતિ કરતાં ઉંચી હોવી જોઇએ. કન્યાની જ્ઞાતિ ઉંચી હોય અને વરની નીચી હોય ત્યારે એ પ્રતિલોમ લગ્ન ગણાય અને એવું લગ્ન હિન્દુ વિધિ મુજબ કરેલું હોય તો ગેરકાયદે ગણાય. એવાં લગ્નો સિવિલ મૅરેજના કાયદા મુજબ જ થવાં જોઇએ.

આ ઉપરથી જણાશે કે મુંબાઇમાં જે હિન્દુ બાળાઓએ હિન્દુ ધર્મ તજી મુસ્લીમ ધર્મનો સ્વીકાર કરવાનું જાહેર કર્યું છે. તેમાં ધર્માન્તર

કરીને મુસ્લીમ સાથે લગ્ન કરી શકસે, પણ તે 'સિવિલ મૅરેજ' નહિ કહેવાય; કારણ કે **તે બન્ને બાળાઓ એકવીસ વર્ષથી ઓછી ઉંમરની છે.**

વળી સુરતમાં એક બ્રહ્મક્ષત્રિય વકીલે વીસનગરા નાગર જ્ઞાતિની બાળા સાથે લગ્ન કર્યાની વાત જાહેર થઇ છે તે વકીલને એક પત્ની હયાત હોવાથી તે સિવિલ મૅરેજ તો ન જ કરી શકે, **પરન્તુ હિન્દુ વિધિ મુજબ કરેલું તેમનું લગ્ન પણ ગેરકાયદે છે,** કારણ કે પરણનાર બાળા નાગર કોમની હોવાથી તે વર કરતાં ઊંચી જ્ઞાતિની છે એટલે **એ પ્રતિલોભ લગ્ન છે** અને હિન્દુ વિધિ મુજબ પ્રતિલોમ લગ્ન ગેરકાયદે ગણાય. એ બન્નેએ 'આર્યલગ્ન'ના કાયદા મુજબ જો લગ્ન કર્યું હોય તો તે ગેરકાયદે ન ગણાય કારણ કે આર્યસમાજે જે 'આર્યલગ્ન'નો કાયદો પસાર કરાવ્યો છે, તેમાં પત્ની હયાત હોય તો ફરી લગ્ન ન થઇ શકે એવો પ્રતિબન્ધ રાખવામાં આવ્યો નથી.

[ જ્યોતિર્ધરમાંથી ]

---

## ૨] જ્યારે સંસ્કારી મનાતાં માનવો

ગુજરાતીઓને જગતે નમાલા કહ્યા એટલે ગુજરાતીઓએ નમાલા બનીને ગરબા ગાવા-ગરબામાં આનંદ માનવો, નૃત્યો કરવા, નૃત્યમાં ઝગરની લ્હાણુ શોધવી, અને શરદોત્સવ-રસોત્સવ અને બીજા ઉત્સવોમાં એ જ ગરબા—એ જ નૃત્યો અને એવાં જ બીજા કાર્યક્રમ વગેરેના જલસા કરી સુવાનો અને પાકેલાં મગજમાં સડો ઘાલી આનંદ લેવો શરૂ કર્યો. આવાં મનોરંજન ગુજરાતીઓને હવે ગમવાં ન જોઇએ. હવે કૃષ્ણ ગરબાનો રણકાર અને નૂપુરનો ઝણકાર કાનને કઠોર લાગે છે. હવે પ્રેમની કવિતાઓ કાનને પથ્થર જેવી અથડાય છે. હવે કોયલનાં ટહૂકામાં નથી રહ્યું રસાસ્વાદન કે નથી પ્રેમપ્રોત્સાહન. જ્યા શિક્ષકો શિષ્યાઓ સાથે, જ્યાં પત્નીવાળો પતિ પરપત્ની સાથે છૂપો આનંદ આરંભે—અને પરણી બેવફીની પગથીએ પાડે—જ્યારે એક પત્નીને બેવફા થએલા મરદ ઉપર ભણેલી-સંસ્કારી દેખાતી અને સંસ્કૃતિનો દાવો કરતી યુવતીઓ ફીદા થઇ જાય—અને ગુજરાતમાં દહાડો ઊગે અને એક આવું કંઇ બને ત્યારે એ ગરબા, એ નૃત્યો, એ નાંગણો, એ રસોત્સવો, શરદોત્સવો અને વિનાશક કવિતાઓ અને લેખો-વિનાશક સ્વતંત્રતાએ—આ બધા ઉપર ગુજરાતીઓએ અંકુશ મૂકી, ગુજરાતને બચાવી લેવું જોઇએ ગુજરાતીએ એ મર્દ રહી-મર્દાઇ કેળવી અભય પ્રાપ્ત કરવું રહ્યું. પંજાબી, રજપૂતાની, બંગાળી, શીખ, મહારાષ્ટ્રી, ઉત્તર હિંદુસ્તાની—એ બધાના હરોળમાં મારી શક્તિ છે. હું તેમને પહોંચી વળું એમ છું', એવી ભાવના ઉત્પન્ન કરવી રહી. અને એ ભાવના ઉત્પન્ન કરવાનો કાર્યક્રમ ઉપાડવો રહ્યો. હિંદ-જગતની સેવાનો કાર્યક્રમ ઉપાડવો રહ્યો-અને આ શુભ કાર્ય આપણે ગાંધીપર્વમાં ઉપાડીએ એ જ ઠીક પડશે.

### આ પર્વ પર શું કરીએ ?

ત્યારે આ વર્ષના ગાંધીપર્વમાં આપણે રસિક કાર્યક્રમ બાજુ પર રાખી, જેમાં સેવા વધારી શકાય, સંગઠન સાધી શકાય અને મર્દાઇ મેળવીને જાળવી શકાય એવો કાર્યક્રમ ઉપાડી લઇએ એજ ઇષ્ટ છે.

[ પ્રજામંડળ પત્રિકામાંથી ]



# સ્ત્રી જગત

સૌ. શારદાબહેન મહેતા : વડોદરામાં બરોડા રેડક્રોસ બ્યુરોના આશ્રય નીચે સૌ. શારદાબહેન ગઢવાએ " નવસમાજ અને સ્ત્રીઓ " એ વિષય ઉપર વ્યાખ્યાન કર્યું હતું.

સૌ. શાન્તાબહેન અમીન બી. એ. ના આચાર્યપદે વડોદરાની સ્ત્રી અધ્યાપન પાઠશાળાનો ઉત્સવ ઉજવાયો હતો.

ડૉ. મીસ મંજુલાબાઈ જાધવને ઇંદોર સ્ટેટ તરફથી " મુમતાજની બહાદુર " નામનો માન ભર્યો ખીતાબ આપવામાં આવ્યો છે. તેઓ વડોદરાના વતની હોઇ હાલ ઇંદોરમાં ડૉક્ટર તરીકે કામ કરે છે.

ઠક્કર મહિલા મંડળ : અખિલ હિંદ મહીલા મંડળની વડોદરા શાખાના ઉપક્રમના આશ્રય નીચે ' મેલેરીયા ' ઉપર મી. નરવાણેએ ભાષણ કર્યું હતું. ઘણી બહેનો સાંભળવા એકઠી થઈ હતી. એજ શરેયાના આશ્રય નીચે ડૉ. અખિલ મહેતાએ " બાળ ઉછેર " ઉપર વ્યાખ્યાન આપ્યું.

અમેરીકામાં સ્ત્રીઓએ તથા હિંદુસ્તાની બાળકોએ એકઠા મળી વાસણ માટે પ્રાર્થના કરી હતી.

અંગ્રેજ મહિલા શ્રીમતી મ્યુરીએલ લીસ્ટર : તે લંડનના જાણીતાં શાંતિ પ્રચારક છે. તેઓ વ્યાખ્યાન માટે હિંદ, ચીન, જાપાન વિ. સ્થળોએ આવનાર હતાં પણ તેમને ચીનમાં ફરવાની મનાઈ થઈ છે. ગાંધીજી ગોળમેજી પરિષદના પ્રમુખ થયા હતા ત્યારે આ બેનને ત્યાં મેમાન તરીકે રહ્યા હતા.

મહારાણીશ્રી રૂપાળીકુંવરબાના પ્રમુખપણા નીચે પોરબંદરની કન્યાશાળાઓનો પારિતોષક સમારંભ ઉજવાયો હતો.

આર્ય સ્ત્રીસમાજ : માટુંગાના સરૈયા તરફથી દર ગુરુ અને શનીવારે બેનો માટે મફત હિન્દી અને શીવણનો ક્લાસ ચાલે છે. થોડા સમયમાં અંગ્રેજીનો ક્લાસ પણ ખોલવાના છે.

ઉર્મિલા બહેન પટેલ : રાષ્ટ્રીય સ્ત્રી સહાયક મંડળના મંત્રી જણાવે છે કે આ મંડળના આશ્રય નીચે સમાજથી તરછોડાયેલી ખાનદાન બેનોના હાથે તૈયાર કરેલો માલ આ મંડળ તરફથી ચલાવવામાં આવતી મિલીટરી સ્ટોરમાં વેચાશે. આના વેચાણનું કામ બહેનો જ કરે છે. તેમને સહાય આપવા વિનંતી કરે છે.

કરવાનો છે, આને માટે બસો અગ્રગણ્ય સભ્યોની સમિતિ નિમાઇ છે.

**આર્યકન્યા મહાવિદ્યાલયના** બારમા વાર્ષિક મહોત્સવના નિમિત્તે વક્તૃત્વ કળાની હરિફાઇ થશે.

**શ્રીમતિ માલતી મહેતાનું** બરોડા સ્ટુડન્ટ્સ બ્રધરહુડના આશ્રય નીચે " મરાઠી અને ગુજરાતી સાહિત્ય "નો પરિચય એ વિષય ઉપર ભાષણ હતું.

**શ્રી પુષ્પાબેન મહેતાના** હાથે કલોલમાં ખાદી પ્રદર્શનનું ઉદ્‌ઘાટન થયું હતું અને સ્ત્રીઓની જાહેર સભા થઇ હતી.

**સૌ. જ્યોત્સ્ના મહેતા** બી. એ ઇંદોર ઈ. સ. ૧૯૨૪ થી બે વર્ષ સુધી આપણા ગુણસુન્દરી માસિકના તંત્રી હતાં. તેઓ હાલમા ઇંદોર મુકામે રહે છે. તેમની સામાજીક સેવાઓની કદર કરીને ઇંદોર રાજ્યમાં સરકારી રાજ્ય તરફથી તેઓને " રાય રતન "નો ઇલ્કાબ આપવામાં આવ્યો છે. ઇંદોર રાજ્યમાં સરકારી નોકરી કરનાર સીવાયના સ્ત્રીને ઇલ્કાબ મળ્યાનો આ પ્રથમ જ દાખલો છે.

સૌ. બેન જ્યોત્સના મહેતા શેઠ વિદ્યાગૌરી નીલકંઠના પુત્રી થાય છે. તેઓ અનેક દીશાઓમાં કામ કરે છે. તેમાની કેટલીક નીચે પ્રમાણે છે. અખિલ હિંદ મહિલા પરીષદની ઇંદોર શાખાની સેક્રેટરી તરીકે કેટલોક વખત કામ કર્યું છે, હરિજન સેવક સંઘમાં એમની સેવા અપાર છે. મહિલા શિક્ષણ સેવા સંઘ નામની પ્રૌઢ સ્ત્રીઓની શાળાના પ્રમુખ છે, રેડક્રોસ સોસાયટીની સ્થાનીક શાખા તરફથી બાલ સંગોપન ગૃહની દેખરેખ રાખે છે. આ સિવાય પ્રૌઢ શીક્ષણ અને અનેક સામાજીક પ્રવૃત્તિઓમાં ભાગ લે છે.

**સૌ. શાંતાબેન પરીખ** ( પેટલાદવાળાં )ને હસ્તે વરોદરામાં રાષ્ટ્રીય સ્ત્રીસમાજ તરફથી પ્રદર્શન ખુલ્લુ મુકવામાં આવ્યુ હતું. આ સરયૂબાના દેસાઇ આ સમાજના પ્રમુખ છે.

**શ્રી લીલાવંતી મુનશીએ** વરોદરામાં રાષ્ટ્રિય સપ્તાહમાં સુંદર ભાષણ આપ્યું હતું.

**શ્રી જ્યોત્સનાબેન શુકલ** : રાષ્ટ્રીય સ્ત્રી સમાજના આશરા નીચે વરોદરાની બ્હેનો સમક્ષ ભાષણ કર્યું હતું.

**શ્રી કુસુમબેન મુનશીએ** વરોદરામાં રાષ્ટ્રીય સપ્તાહ દરમિયાન ખાડિયા પોળમાં 'સ્વદેશી અને સ્વરાજ્ય' ઉપર ભાષણ આપ્યું હતું.

**જામનગરનાં ના. મહારાણી** : ના. જામ સાહેબે યુદ્ધ–ભૂમિ ઉપર સીધાવતી વખતે રાજ્યની લગામો તેમના સહધર્મચારિણી ના. મહારાણીને સોપી, એ ઘટના અનેક દ્રષ્ટિએ અભિનંદનીય છે.

ના. જામ સાહેબ અભિનંદનના અધિકારી છે, કારણ કે તેઓએ પોતાનો ફીલસ્રો છોડયો અને મહારાણીને પોતાના આસને સ્થાપી નારીત્વનું બહુમાન કર્યું".

ના. મહારાણી સાહેબા ખાસ અભિનંદનની અધિકારી છે, કારણ કે તેઓએ ના. જામ સાહેબના સહચરી તરીકે રાજકાજકુશળતા, વિદ્વતા, ધૈર્ય અને શ્રમશક્તિના ગુણ એવા પ્રમાણમા દાખવ્યાં કે જેથી ના જામ સાહેબને થયું કે તેમની ગેરહાજરીમાં ના. મહારાણી જ રાજ્યવહીવટ સંભાળવાને સૌથી વધારે લાયક છે. ના. મહારાણીએ મેળવેલી સિદ્ધિમાં અમે નારીત્વનો વિજય-વર્ષીએ છીએ. એટલે કે ના. મહારાણીએ તેમની જાતિને ઉજ્જવળ બનાવી છે.

ના. મહારાણીએ રાજ્ય–લગામો હાથમાં લીધા પછી, આજ સુધીના જે અહેવાલો અમને મળ્યા છે, તે ઉપરથી એમ દેખાય છે કે ના. મહારાણી અચ્છી કાબેલીઅતથી સૂત્ર-સંચાલન કરી રહ્યાં છે. ના. જામ સાહેબ પાછા ફરશે, ત્યારે તેઓ પોતાનો હિસાબ રજુ કરી પ્રથમ વર્ગનું પ્રમાણપત્ર મેળવી શકશે. [ નવસૌરાષ્ટ્ર ]

# નોંધ



**નવરાત્રી :**

ગુજરાતણો દર વર્ષે ગરબા ગાઇ નવરાત્રીના નવે દીવસો અથવા તેથીએ વધારે ગણીએ તો પુનેમ સુધીના પંદરે દીવસો આનંદથી ઉજવે છે. આપણે જે ગરબા ગાઇએ છે તે પ્રસંગને અનુકુળ હોવા જોઇએ. ભક્તિ પ્રદર્શિત કરવા માતાના ગરબા ગાઇએ છીએ. કુદરતનું વર્ણન કરનારા ગરબાઓ પણ ટગલાબંધ હોય છે. સામાજીક સડો દુર કરવા માટેના ગરબા પણ અનેક ગવાય છે આ બધા ગરબાઓ ઉપરાંત આ જમાનામાં તો રાષ્ટ્રભાવના ખીલવતા ગરબાએ મોટા પ્રમાણમાં હોવા જોઇએ. અત્યારે આપણે ગુલામીમાંથી મુક્ત થવાનું છે. આપણો દેશ પરાધીન છે તેને સ્વતંત્ર કરવાનો છે. તે ગરબા ગાઇ આનંદો ક્યાંથી નથી બનવાનું. તેને માટે પ્રચારકામ ખુબ કરવું જોઇએ.

છતાં એ આપણી પરાપૂર્વનો આનંદોત્સવ ઉજવવો હોય તો તેની ગાવાની પદ્ધતિ બદલાવી જોઇએ. રાગ, ઢાળ, ઝમક વિ. શૌર્ય પ્રેરે એવાં જોઇએ, દેશ ગરીબ છે તેને સાદાઇની જરૂર છે. સંગઠનની જરૂર છે તો તેવા ગરબાઓ રચાવા જોઇએ. દલપતરામ કવીએ "દેશમાં સંપ કરો" નો ગરબો રચ્યો હતો તેવી જાતના બોધદાયક, દેશની સ્થીતિ રજુ કરતા ગરબા ગાવા જોઇએ. ગરબાદ્વારા લોકોને પોળે પોળે દેશની માહિતી આપવાની જરૂર છે.

વ્યાયામની દૃષ્ટિએ પણ ગરબા જરૂરી છે. કાઠીઆવાડના કેટલા ભાગોમાં તો પુરૂષો પણ ગરબે ફરે છે. ગરબે ફર્યાથી આનંદ મળે છે તેની સાથે કસરત પણ મળે છે. પહેલાંના વખતમાં વર્ષમાં બે ત્રણથી વધારે વખત ગરબા ગોઠવતા હતા. જેવા કે આસોના નવરાત્ર, ચૈત્રીનવરાત્ર, આષાઢી નવરાત્ર. તે ઉપરાંત લગ્નપ્રસંગોમાં અને ઉપવીતના પ્રસંગોમાં ઘણે ખરે ઠેકાણે જાગ વાવવાનો અથવા તો માતાજી સ્થાપવાનો રીવાજ હોય છે આ પ્રસંગોમાં માતા વિદાય વખતે પણ ફરજીઆત ગરબા ગાવાના હોય છે. એટલે જાણે અજાણે કસરત મળતી હતી.

માતા મહાદેવ ઉપરાંત અત્યારે રાષ્ટ્રભાવના ઉત્તેજીત કરવા માટે જો ગરબા ગવાય તો આપણો નવરાત્રી મહોત્સવનો શ્રમ લીધેલો ફળીભૂત થએલો ગણાય.

*

**રેંટીઆ બારસ :**

રેંટીઆ બારસ એટલે ગાંધી જયંતી. ગાંધી જયંતી તો મહેલ્લે મહેલ્લે સારી રીતે ઉજવાય છે. ગાંધી કુટીર, સમુહ કાંતણ, સ્વદેશી પ્રદર્શન, સારા વ્યાખ્યાતાઓના વ્યાખ્યાનો વિ. કાર્યક્રમથી અઠવાડીયું ભરપૂર હોય છે. ખરેખર આ યોજના ઘણી સુંદર છે. આને લીધે વર્ષમાં આઠ દિવસ તો નક્કી જ સ્વરાજ્યનો શબ્દ ઠોકરોથી માંડીને ઘરડાંના કાન સુધી પડે છે. ખાદી વેચાણ પણ સારા પ્રમાણમાં થાય છે.

આપણો દેશ અને દેશના ભણેલાઓ ભુખે ટળવળે છે; આપણી ખેતી કુદરતી કોપને લીધે અથવા તો સાધનોના અભાવને લીધે નષ્ટ પામતી

જાય છે. આપણાં ગૃહઉદ્યોગોમાં રસકસ નથી. જ્યાં પરદેશી માલ આટલા મોટા પ્રમાણમાં વપરાય ત્યાં રસકસ હોય પણ ક્યાંથી ? ગરીબોના ઘરમાં ખાવાને પુરતું અનાજ પણ નથી. તેવે વખતે આપણે શું કરવું જોઇએ ! આપણે રેંટીઆબારસના કાર્યક્રમો યોજ્યાં તેથી શું વળ્યું આપણે બધાંએ જ સ્વદેશી વસ્તુઓ વાપરવી જોઇએ. ખાદી પહેરવી જ જોઇએ. ગામડાંઓનો ઉદ્ધાર કરવો જોઇએ. ખેતીવાડી ખીલવવી જોઇએ. ગામડાંમાંથી લોકોને ત્યાં જ રોજી આપાવી શહેરમાં આવતા અટકાવવા જોઇએ. અને તેટલો યંત્રવાદનો નાશ કરવો જોઇએ - અને હાથની બનાવટને જ ઉત્તેજન આપવું જોઇએ. . જો દરેકે દરેક માણસ પોતાના મનથી આટલું જ કરવા નિશ્ચય કરશે તો થોડે વર્ષે, પણ આપણે સુખી અને સ્વતંત્ર થઇશું.

માત્ર સપ્તાહ દરમિઆન કાર્યક્રમ કરીને બેસી રહ્યાથી કશું જ વળવાનું નથી.

---

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૧ : અંક ૧૦ પુસ્તક ૧૧ ઓક્ટોબર : ૧૯૪૧

## બાલજીવન

ઘર ઘર આંગણું સોહાય એવાં બાલજીવન હો !
બાગે ફૂલડાં ફોરાય એવાં બાલજીવન હો !
આભે તારલા ટમકાય એવાં બાલજીવન હો !
અંતર દીવડાં દેખાય એવાં બાલજીવન હો !

કાલાં બોલડાં બોલાય એવાં બાલજીવન હો !
દાદા દાદી ઘેલાં થાય એવાં બાલજીવન હો !
નાચે કૂદે ગીતો ગાય એવાં બાલજીવન હો !
કોયલ ટહુકી થાકી જાય એવાં બાલજીવન હો !

દોડી બાલમંદિર જાય એવાં બાલજીવન હો !
હોંસે હોંસે ખૂબ ભણાય એવાં બાલજીવન હો !
જમતાં કેવાં મુખ મલકાય એવાં બાલજીવન હો !
રસિયાં દેવદર્શન થાય એવાં બાલજીવન હો !

શ્રી. મગનલાલ દલીચંદ દેસાઇ

# ફૂલવાડીએ

વીરાને કાજ હું આવી ફૂલવાડીએ;
ચુંટવા રે ! કાંઇ સુંદર ફૂલ:
વીરાના નેહથી હું આવી ફૂલવાડીએ,
ગુંથવા રે ! ફૂલહારમાં ફૂલ: વીરાને૦

રાખે મુજ પર હેત વીરો નાનકડો,
વીરનાં રે ! પ્રભુ કષ્ટ વિદાર:
બોલંતો મીઠડું ને ગાતો રૂડાં ગીતડાં,
ખોલતો રે ! હૈયે હેતનાં દ્વાર. વીરાને૦

બાલુડા વીરથી સોહે ઘર–આંગણું,
વીરલો રે ! કેવો ગુણનો ભંડાર:
વીરપસલીએ આપી આશીર્વાદ,
વીરને રે ! પહેરાવું ફૂલહાર: વીરાને૦

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

卐

# ઉજાણી

વરસ્યો વરસાદ ને પીરસ્યો પરસાદ,
લીલાછમ ડુંગરા ને હરિયાળું ઘાસ;

કુંજો સોહામણી ને નદીઓ રળિયામણી,
જાય તૂલ પાકો જો ભારે લળી લળી !

વૃક્ષે વૃક્ષે કૂદશું ને આંબલિયે હીંચશું,
ડુંગરમાં નાચશું ને મોજ કરી રાચશું;

લીલાં લીલાં ખેતરો ને લીલીછમ વાડી,
એસી કરીશું આનંદે ઉજાણી.

શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

# મોતની માગણી

એક હતો કઠિયારો. જંગલમાં જઇ લાકડાં વીણી લાવતો, અને એની ભારી શહેરમાં જઇ વેચી આવતો. એમાંથી જે કાંઇ મળે એની ઉપર એનું ગુજરાન ચાલતું હતું.

એક દહાડો જંગલમાંથી કઠિયારાએ એ રીતે ભારો બાંધ્યો અને શહેર બાજુ વેચવા જવા નીકળી પડયો. ઉનાળાના દહાડા હતા અને સખત તાપ પડતો હતો. ઉની ઉની લૂ વાતી હતી. કઠિયારો ચાલતાં ચાલતાં થાકી ગયો, અને જંગલમાં જ એક બાજુ લાકડાનો ભારો નાખી થોડીવાર થાક ખાવા થોભ્યો. તરસે કંઠ સૂકાતો હતો, પણ જંગલમાં શું ખાવાનું હોય ? શહેરમાં જાય, લાકડાની ભારી વેચે, અને પૈસા આવે ત્યારે અનાજ લાવીને રોટલો શેકે ને !

કઠિયારાના મનમાં જાતજાતના વિચારો આવવા લાગ્યા. એ બડબડવા લાગ્યો: ' મારો તે કાંઇ અવતાર છે ! હે પરમાત્મા . માણસજાતમાં જન્મ આપ્યો ત્યારે આવો દરિદ્ર સ્થિતિમાં શું કામ રાખ્યો ? આ ઉંમરે તો હવે લાકડાંની ભારી પણ ઊંચકાતી નથી. નહિ ખાવાનું સુખ, નહિ પીવાનું સુખ, કાળી મજૂરી છતાં પેટપુર અનાજનાં પણ સાંસાં પડે, અને ઉંમર ઘરડી થવા આવી એટલે હવે તો દેહની શક્તિ પણ ઘટતી ચાલી. હવે તો આ ત્રાસ સહન નથી થતો એના કરતાં તો મોત ભલું. હે યમરાજ ! તમે ક્યાં સંતાયા છો ? આ ગરીબની અરજ સાંભળો અને મને આ દુઃખમાંથી છોડાવો. હવે તો તમારા શરણે લો એજ મારી અરજ છે. '

કઠિયારો આવી રીતે બોલતો હતો તે વેળા આકાશમાંથી યમરાજ પસાર થતા હતા તેમણે એ સાંભળ્યું. તે તરત જ નીચે ઊતર્યા અને કઠિયારા સમક્ષ પ્રકટ થયા.

કઠિયારો એમનું ભયંકર સ્વરૂપ જોઇ ગભરાઇ ઊઠયો અને પૂછયું: ' હે દયાળુ દેવ ! આપ કોણ છો ? અને અહીં કયા શુભ ઉદ્દેશથી આપની પધરામણી થઇ છે ? '

' મારૂં નામ યમરાજ છે. હું મૃત્યુનો દેવ છું. તેં હમણાં મારૂં સ્મરણ કર્યું એટલે હું અહીં આવીને તારી પાસે હાજર થયો છું. હવે કહે; તારી શી ઇચ્છા છે ? '

સાક્ષાત યમરાજને સામે ઊભેલા જોઇ કઠિયારાની અકળામણનો પાર ન રહ્યો. મોતની વાત કરવી સહેલી છે પણ મોતને જ્યારે ભેટવાની ખરેખરી વેળા આવે છે ત્યારે ભલભલા હિંમત હારી બેસે છે કઠિયારાને પેટપૂર ખાવાનું મળતું ન હતું,

ઘરડો ખખ થઇ ગયો હતો ? અને દુઃખી બની જીવન ગુજારતો હતો એ બધી વાત ખરી, અને મોતની એણે માગણી કરી એ વાત પણ ખરી; પણ મોતને સામે જ ઊભેલું જોતાં એ મરવાની વાત જ ભૂલી ગયો. યમરાજાને કોઇ પણ રીતે પાછા કાઢવાના ઉદ્દેશથી એ બોલ્યોઃ 'હે દયાળુ દેવ ! આ મારો લાકડાંનો ભારો અહીં જંગલમાં કોઇ મારા માથે ચડાવનાર નથી. આ કારણથી મેં આપનું સ્મરણ કર્યું હતું. મારા ઉપર દયા કરી આટલો ભારો ચડાવતા જશો તો મોટી મહેરબાની થશે. મારે બીજું કશું જ કામ નથી !'

માણસ જાતની નબળાઇની યમરાજાને તો ખબર જ હતી. ભારો ચડાવી હસતા હસતા એ અંતર્ધાન થઇ ગયા.

રમણલાલ નાનાલાલ શાહ



# કેટલો ફરક ?

(૧)

તેની આંખમાં અશ્રુધારા વહેતી હતી. કોઇએ પૂછયુ " શું થયું ? "

તેણે રડતાં રડતાં કહ્યું " મારૂં નવું ફરાક ફાટી ગયું. થીગડું મારીશ તો કેટલું ખરાબ લાગશે ! "

(૨)

દશ વરસ પસાર થઇ ગયાં.

તેની આંખમાંથી અશ્રુધારા વહેતી હતી. કોઈએ પૂછયું " શું થયું ? "

તેણે રડતાં રડતાં કહ્યું " હું દાઝી ગઇ. સાડી બળી ગઈ તેનું કાંઇ નહિ પણ મારા હાથ પરના ડાઘ હવે જન્મભર નહિ જાય !"

(૩)

બીજાં દશ વરસ પસાર થઈ ગયા.

તેની આંખમાંથી અશ્રુધારા વહેતી હતી. કોઈએ પૂછયું " શું થયું ? "

તેણે રડતાં રડતાં કહ્યું " મારો બાબુ........" તેનાથી આગળ બોલાયું નહિ. જેમ તેમ બોલી–" મારે કપડાં નથી જોઇતાં, દાગીના નથી જોઇતા, કાંઇ પણ જોઇતું નથી. માત્ર મારો આ લાડકો બાબુ જોઇએ છે. પ્રભૂ, મારી જીંદગી ટુંકી કર, પણ મારા આ બાબુને ઘણી લાંબી જીંદગી આપ ! "

ડૉ. મોહનલાલ જ. પાઠક

# નકલી વાંદરાં

એક રાજા હતો. એને એક વિચિત્ર શોખ હતો. એની પાસે પુષ્કળ વાંદરા પાળેલા હતા. એ વાંદરાઓને એણે જાત જાતની નકલ કરતાં શીખવાડી હતી. કોઈક વાંદરાને પ્રધાનનો પોશાક પહેરાવતો, તો કોઇને ફોજદારનો, કોઇને ન્યાયાધીશનો, તો કોઇને રાજપુરોહિતનો, કોઇને કપ્તાનનો તો કોઇને ખાનગી કારભારીનો.

આવી રીતે પોતાના અમલદારો અને નોકરોના જેવા જ આબાદ પોશાક એ વાંદરાઓને પહેરાવતો, અને જ્યારે દરબાર ભરાય ત્યારે બધાને દરબારમાં બોલાવતો. બધા વાંદરા શીખવાડ્યા પ્રમાણે ગંભીરતાથી બેસી જતા, અને જે અમલદારોનો પોશાક પોતે પહેર્યો હોય તે અમલદારની આબાદ નકલ કરી બતાવતા.

દરબારમાં આવતા બીજા બધા લોકોને તો આ નકલી વાંદરાઓના તમાસાથી ખુબ ભારે મજા પડતી હતી, પણ જે અમલદારોની આ રીતે નકલ કરવામાં આવતી હતી તેમને ખુબ માઠું લાગતું હતું. વાંદરા આ રીતે એમનો પોશાક પહેરી એમની નકલ કરે તે એમને શી રીતે ગમે ?

આખરે એક દિવસ પ્રધાને એક યુક્તિ કરી. ઘેરથી પોતાના ખેસમાં મગફળી ભરી લાવ્યો. રાજાએ નકલી વાંદરાઓનો દરબાર ગોઠવ્યો કે તરત એણે પેલી મગફળી છુટે હાથે, એમની વચ્ચે વેરી.

બસ; થઇ રહ્યું. વાંદરા પોતાના પોશાકની અને નકલ કરવાની શીખેલી કળાની બધી વાત વીસરી ગયાં. પેલી મગફળી વીણી બધાં મોંમા મૂકવા મંડી ગયાં. વાંદરાંની કીકીઆરીઓ અને ધમાચકડીથી દરબારમાં ભારે ઘોંઘાટ અને ગડબડ મચી ગઇ.

પ્રધાન હાથ જોડીને બોલ્યો: 'નામદાર, આપે હવે જોયું હશે કે ગમે એટલા ઉપાયો કરો પણ પ્રાણી પોતાનો જાતિ સ્વભાવ તજી શકતું જ નથી આપે જ્યાં સાધારણ પ્રજાજનને પેસવાની મનાઇ ત્યાં એમને દરબારમાં બોલાવ્યાં, મોંઘા મૂલનાં વસ્ત્રો પહેરાવ્યાં, કોઇને ન અપાય એટલું માન આપ્યું, પણ જ્યાં સુધી મગફળીની વાત આવી કે આ વાંદરાં એમની જાત ઉપર ગયા વગર ન જ રહ્યાં. આખરે જાત ઉપર ભાત પડ્યા વગર ન રહે તે ન જ રહે.'

રાજા પ્રધાનનું કહેલું સમજ્યો, અને તે દિવસથી એણે વાંદરાના આવા નકલી તમાસા દરબારમાં કરવાના બંધ કરી દીધા.

રમણલાલ નાનાલાલ શાહ

# મોટાંની મશ્કરી

અમારા ફળિયાની એક નાનકડી ઓરડીમાં હીરાબાપા રહેતા હતા. હીરાબાપાને કોઇ સગું સંબંધી ન હતું; તેઓ એકલાજ હતા. અમે ફળિયાના લગભગ દશ બાર બાળકો હમેશ રાત્રે જમીને હીરાબાપા પાસે એમની ઓરડીમાં બેસીએ. અને હીરાબાપા રોજ નવી નવી વાર્તાઓ કહે એવી મઝાની વાર્તાઓ કહે કે અમને ખૂબ આનંદ આવે.

કોક દિ તેઓ ચોરની વાર્તા કહે. તે દિ તો અમને આખી રાત ચોરનાં સ્વપ્નાં આવે. બીજે દિવસે અમે અમારાં સ્વપ્નાની વાત હીરાબાપાને કહીએ એટલે તેઓ હસી પડે; અને કહે: ' છોકરાઓ ! તમે તો બહુજ બીકણ ! અમે તો તમારા જેવડા હતા ત્યારે જંગલમાં રખડતા હતા.'

પછી અમે પૂછીએ: ' ત્યારે બાપા ! તમે કોઇથી પણ ડરો નહિ ? '

બાપા કહે: ' ના રે ના. બીક કે'ની ! '

' ત્યારે તમારા ઘરમાં ચોર આવે તો ? '

બાપા કહે: ' અરે, આપણા ઘરમાં ચોર આવીને શું લઇ જાય તેમ છે ? મને મારી નાખે તો ભલે ! '

અમે કહીએ: ' અરરર....બાપા ! એવું બોલો માં ! અમને તો કોઇ મારી નાંખવાનું કહે તો અમે તો ખૂબ ડરીએ. ' અમારી વાત સાંભળી બાપા હસી પડે; અને કહે: ' ભાઇ ! તમારે તો હજુ જીવવું બાકી છે. અમારી તો જીંદગી પુરી થઇ. હવે તો મરીએ તો છૂટીએ ! '

પછી તો ઘણીવાર અમે બાપાને મોઢેથી સાંભળ્યું કે, હવે તો મરીએ તો છુટીએ ! વારંવાર એ સાંભળવાથી અમારા સાથીદાર પ્રતાપને પારખુ લેવાનું મન થયું ને તેણે એક યુકિત બતાવી. અમને બધાંને ઠીક ગમી.

તે દહાડે રાત્રે વાળુ કરીને અમે બધાં મિત્રો હીરા બાપાને ઘેર જઇ બેઠાં. બાપા પણ અમારી વાટ જોતા હતા. અમે બધાં એમની આસપાસ કુંડાળુ વળી બેઠાં. એટલે તેઓએ વાર્તાની શરૂઆત કરી: ' જુઓ, છોકરાઓ ! છપ્પનની સાલમાં ' છપ્પનિયો દુકાળ ' પડયો હતો. દુકાળ પણ એવો પડયો કે માણસો એકબીજાને ખાઇ જાય....'

પ્રતાપે વચમાં જ પૂછયું: ' ત્યારે બાપા ! તમે કેવડા હતા ? '

બાપા કહે : ' હું ત્યારે ત્રીશ વર્ષનો હતો. પછી..."

' સરપ ! સરપ ! બાપા ! અહીં સરપ છે ! ' નક્કી કર્યા મુજબ મગન એકદમ બેઠો થઈ ગયો. બધા છોકરા બેઠા થઇ ગયા. કોઈનું ધ્યાન ન પડે તેમ પ્રતાપે તો ફાનસ પણ ઠારી નાખ્યું. અંધારૂં થઇ ગયું. સર્પની બૂમ સાંભળીને બાપા તો ખૂબ ડરી ગયા. અને અમને ધક્કા મારતા તેઓ સૌની પહેલાં ફળિયામાં દોડી ગયા. અમારી યુક્તિ બરાબર સફળ થઇ.

અમે ફળિયામાં જઇ બાપાને વાત કરી કે, ત્યાં તો સર્પ કે એવું કંઇ નથી. મગન ખોટું બોલતો હતો, પહેલાં તો બાપાએ અમારી વાત માની નહિ. પણ પછી તેઓની ખાત્રી થઇ. અને અમો ની ઓરડીમાં પાછા આવ્યા. અને ફાનસ કર્યું.

મગન કહે : ' બાપા ! તમે તો કહેતા હતા કે ' હવે તો મરીએ તો છુટીએ ! ' તો પછી સર્પથી કેમ ડરી ગયા ? તમે કહેતા હતા કે મને કોઇની બીક નથી તો પછી કેમ નાશી ગયા ? '

બાપા કહે : ' અરે મૂર્ખ ! તું તો મૂર્ખજ રહ્યો ! જરા વિચાર તો કર ! મોટાંની મશ્કરી કોઇ દિ' ન કરાય, સમજ્યો ? આવું તોફાન કરતાં કયાંથી શીખ્યો ?'

હીરાબાપાએ અમને ઠપકો આપ્યો. પણ મોતની બીક નહતી તો પછી તેઓ કેમ ડરી ગયા ? તેનો ખુલાસો તો તેઓએ કર્યોજ નહિ.

દેવાયત સોની

# બે મિત્રો

એક હતો બગલો અને એક હતો કાગડો. એ બંને વચ્ચે ગાઢ ભાઇબંધી હતી બગલો હરરોજ નદીએ જતો અને માછલા પકડી ખાતો, તથા કાગડાને પણ આપતો. આ પ્રમાણે તેઓ સુખેથી દિવસો ગુજારતા હતા

એક વખત કાગડાને વિચાર આવ્યો કે બગલો હરરોજ નદીએ જઇ માછલાં પકડે છે, મારે પણ તેમ કેમ ન કરવું જોઇએ ? એમ નિશ્ચય કરી તે નદીએ ગયો અને છાછરા પાણીમાં ઉભો રહ્યો.

થોડીવાર પછી તેના પગ નજીક એક માછલું આવ્યું. કાગડાએ તેને પકડવા ઝડપથી પોતાની ચાંચ પાણીમાં ઘાલી. પણ ભોગજોગે માછલું ત્યાંથી ખસી ગયું અને કાગડાભાઇની ચાંચ કાદવમાં ખુંપી રહી. કાગડો આથી ખૂબ ગભરાયો અને પાંખો ફફડાવવા લાગ્યો.' એના પગ તરવર તરવર થવા લાગ્યા

દૂર ઝાડપર બગલો બેઠો હતો. તેણે આ બધો બનાવ દીઠો. અને કાગડાને બચાવવા સારૂ ઉડતો ઉડતો ત્યાં આવી પહોંચ્યો. તેણે ઘણી મહેનત કરી કાગડાની ચાંચ કાદવમાંથી કાઢી. જો બગલો ન આવ્યો હોત તો કાગડાભાઇ મરી ગયા હોત. એ પછી માછલાં પકડવાનો વિચાર કાગડાભાઇએ આજ સુધી કર્યો નથી.

અલ્લારખા યાકુબભાઇ મંદલી



## બાળા

વિશ્વ વિશે વીકસીત વનવેલી
(હું) કુસુમ કળી અણુખોલી.
નૌકા જીવન સાગર જળની
(છું) તારક તરણા તરણી.
દિવ્ય અનેરા ઓજસ હ્રદયે
(હું) જગ જીવન ભરનારી.
કાવ્ય મધુર કુમાસ હ્રદયની
(છું) જયોત જગતની ન્યારી.

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૬-૯-૪૧

આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

દીપોત્સવી અંક

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.
તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર, વડોદરા.
પુ. ૩૭ મું ] નવેમ્બર : ૧૯૪૧ [ અંક ૩ જો

## અનુક્રમણિકા

વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ એક રૂપિયો.



# દીપોત્સવી અને નવા વર્ષનાં અભિનંદન

અન્તર મમ વિકસિત કરો અન્તરતર હે,
નિર્મલ કરો, ઉજ્જ્વલ કરો, સુંદર કરો હે.
જાગૃત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો હે,
મંગલ કરો, નિરલસ નિઃસંશય કરો હે.



દીપોત્સવી અંક



પુસ્તક ૩૭મું | નવેમ્બર : ૧૯૪૧ | અંક ૩ જો

# દિવાળી મુબારક

: રાગ માઢ—તાલ દાદરો : :

આવો, આવો જગતનાં બંધુડાં,
આવો, ભેટીએ આપણ સર્વ !
આવો, ઊઘડ્યાં છે જ્યોતિનાં બારણાં,
આજે સૌની દિવાળીનું પર્વ !—

હિંદુ, મુસલમિન, પારસી હો કે હો જે કોઈ તે જાત
નેકીનો નેક વિજય ઊજવવા, આવો સર્વ સંઘાત !
આજે સૌની દિવાળીનું પર્વ ૧

કાળીચૌદશની રાતડી ફીટી ઊગ્યો સોનાનો સૂર્ય
કડવાં તે ગોઝારાં ભૂલી જાજે સૌ, ચાખો મંગળ માધુર્ય !
આજે સૌની દિવાળીનું પર્વ. ૨

અંધારી રાતની આંધી ગઈ ને આવ્યાં ઊજળાં તેજ
આંખ ભરે ઝબકાર ત્યાં તો રોજની રોશની એજ !
આજે સૌની દિવાળીનું પર્વ. ૩

ઘોર અંધારી રાતે દિવાળી ઊજવે તારા રોજ.
અંતર દેવરુ સદા ઝળકાવી ભરજો આનંદના હોજ !
આજે સૌની દિવાળીનું પર્વ ! ૪

નેકની છે જ દિવાળી નિરંતર, બદની દી-બાળી સદાય
ધર્મતણો જયા પાપતણો ક્ષય એ જ દિવાળી ગાય !
—આજે સૌની દિવાળીનું પર્વ ! ૫

શ્રી. અરદેશર ફરામજી ખબરદાર

# સબરસ લ્યો

: : રાસ : :

સબરસ લ્યો ! કોઈ સબરસ લ્યો !
મંગલ પ્રભાતે કોઈ સબરસ લ્યો !
સબરસ લ્યો !૦

જૂનું એ વર્ષ ગયું,
નૂતન પરોઢ થયું,
પ્રભુ પ્રેરિત તમે લ્હાણુ નવીન લ્યો !
મંગળ પ્રભાતે કોઈ સબરસ લ્યો !
સબરસ લ્યો !૦

વેર એ ભૂલાવે
આનંદથી ઝુલાવે,
ઐક્ય તણું એંધાણ આજ લ્યો !
મંગળ પ્રભાતે કોઈ સબરસ લ્યો !
સબરસ લ્યો !૦

પ્રભુતા એ પ્રેરે,
નવીન પ્રેમ રેડે,
અમૃત રસનું એક બિન્દુ તમે લ્યો !
મંગલ પ્રભાતે કોઈ સબરસ લ્યો !
સબરસ લ્યો !૦

શાન્તિ એ પ્રસરાવે,
કષ્ટ સૌ વિસરાવે
આજની અનુપમ લ્હાણુ કોઈ લ્યો !
મંગલ પ્રભાતે કોઈ સબરસ લ્યો !
સબરસ લ્યો !૦

શ્રી. શરદચંદ્ર.

卐

卐 卐

# દીવડા શેના બળે રે

શેના આ ઝગમગ દી...વડાં મખી
શેનાં આ ઝાક ઝમાળ રે,
દીવડા શેનાં બળે રે ?—

શેરીએ શેરીએ સોનલ તેજ કે
ઢાળેલ જાણે જણાય રે,
દીવડા શેના બળે રે ?—
ફોરે સુગંધ પુષ્પ, ફોરે સુગંધ ધૂપ
દેવળમાં રોશનાઇ થાય રે,
દીવડા શેના બળે રે ?—

ઓપે છે આંગણાં કુમકુમ સાથિયે
તોરણ અશોકનાં હિલાય રે,
દીવડા શેના બળે રે ?—
મોંઘુ માનવકુળ આજે છે ઘેલડું
દીવા મૂકી ના ધરાય રે,
દીવડા શેના બળે રે ?—

જોતાં જોતાં બધે જોયું નગરમાં
કારણ કાંઇ ના કળાય રે,
દીવડા શેના બળે રે ?—
ઓપે જ્વલંત એક દિપકની જ્યોતથી
પ્રગટી કો દેવી મ્હાર કાય રે,
દીવડા શેના બળે રે ?—

મૃત્યુનાં કારમા કાળાં ઉલેચવા
આવી એ પૂરવા પ્રકાશ રે,
દીવડા શેના બળે રે ?—
લાખ લાખ દીવડે અંગો મઢેલાં
દિવાળી દેવી કહેવાય રે,
દીવડા શેના બળે રે ?—



શ્રી. ગંગાશંકર લક્ષ્મીરામ પંડ્યા

# દિવાળીને કે'જો

❀

આજ ના આવે
આજ ના આવે
આજ ના આવે રે,
દિવાળીને એટલું કે'જો-આજ ના આવે રે,

જંગમાં જ્યારે રગત ટપકે,
કાળ તણી જવ જ્વાળ છે પ્રગટે,
તોપના મારાથી ધરતી ધડકે,
ત્યારે ન આવે રે.

આઝાદીના દીપ હોલાએ,
કોરા માનવબાળ કપાએ,
પાપીઓનાં જ્યાં પેટ ભરાએ,
ત્યારે ન આવે રે.

શાંતિવિણ આ જગ રૂંધાએ,
'શાંતિ શાંતિ' બૂમ ઝંખાએ,
માનવ ત્રાહી ત્રાહી પુકારે,
ત્યારે ન આવે રે.

અલબેલાં કૈં શરીર સળગે,
ના સળગ્યાં-જીવતાં અંધારે,
ધૂમગોટામય ચોદિશ ભાસે,
ત્યારે ન આવે રે.

આજ ના આવે
આજ ના આવે
આજ ના આવે રે,
દિવાળીને એટલું કે'જો-આજ ના આવે રે.

શ્રી. ભાનુશંકર પુ. પંડ્યા

# અંતરની આરસી

કોઇ મ્હારી તોડશો ના અંતરની આરસી;
તૂટ્યા પછી જોડશો ના અંતરની આરસી.

ચાહની શી ઉજળી,
મઢી ખેલે વીજળી,
દૂરથકી ફોડશો ના અંતરની આરસી,
તૂટયા પછી જોડશો ના અંતરની આરસી.

બાલપણુ ભરેલ છે,
વ્હાલને વરેલ છે,
જેમ તેમ ખોડશો ના અંતરની આરસી;
તૂટ્યાં પછી જોડશો ના અંતરની આરસી

ઉગતી ઉષા સમી,
ઉરમાં ઉછળે અમી,
ક્રોધિથી આવખોડશો ના અંતરની આરસી;
તૂટયા પછી જોડશો ના અંતરની આરસી.

નિર્મળ ને નેહ ભરી,
મોતીડાંની મંજરી,
વીણાના ગુંજાર ભર્યાં રૂપેરી તારં શી;
કોઇ મ્હારી ફોડશો ના અંતરની આરસી.

શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

❦

# નવદંપતીને

: : 'શાર્દૂલવિક્રીડિત' : .

આવો પ્રેમલ હર્ષદા જગતમાં, પામો ગુણી સંતતિ,
સાધો ઉજ્જવલ આત્મયોગ જગમાં, બંને મળી પ્રેમથી;
સેવી આત્મ અદ્વૈત પરસ્પર અને, સૌ સાથમાં સાંકળી,
સેવી શ્રી પરબ્રહ્મ સાર્થક કરો, આ જિંદગાની મળી.

શ્રી. જયરામ નથુભાઇ પટેલ

# ઘેર ઘેર દિપે દિપાવલી

[ 'મેરૂ મુકે છે વરસાદ'—એ રાગ ]

અંધારી આસોની રાત, ઘેર ઘેર દિપે દિપાવલી
દિપકની જ્યોતી પ્રકાશ, ઘેર ઘેર દિપે દિપાવલી

હૈયા ને ઉમંગ ભરી, અજવાળ્યાં આંગણાં,
કુમ કુમના સાથિયા પુરાય, ઘેર ઘેર દિપે દિપાવલી

સરખી સાહેલી મળી, સાથિયા દોરે વળી,
સોનેરી છાંટણાં છંટાય, ઘેર ઘેર દિપે દિપાવલી

પૂજન કરીને માત શારદા રિઝાવતાં,
લક્ષ લાભ હે તું સદાય, ઘેર ઘેર દિપે દિપાવલી.

ધ્વનિ ફટાકડાનાં ફટ ફટ ફુટતાં,
બાળક બપોરિયે હરખાય, ઘેર ઘેર દિપે દિપાવલી

ઉરનાં અંધાર ગયા, જીવન જાગૃત થયા,
સપરમે સણરસ સંભળાય, ઘેર ઘેર દિપે દિપાવલી

સ્વાગત સ્નેહી જનોનાં ઝાઝેરાં ઝીલવા,
વર્ષાભિનંદન દેવાય, ઘેર ઘેર દિપે દિપાવલી.

સૌ. ઈન્દુબહેન યાજ્ઞિક

# મંગલ-દિપાવલી

સખી, આવ્યા દિવાળીના દિવસો રે લોલ,
મ્હારા ઉરે આનંદ નવ માય જો...આવ્યા૦
ઉષા અનેરી ઉગતી રે લોલ, ત્યાં સોનેરી સાથીયા પુરાય જો....આવ્યા૦
મુગ્ધા વેરે છે સુખહાસ્યથી રે લોલ, ઓઢયાં અનુપમ ચિર જો....આવ્યા૦
ઉજ્વલ દેખાતાં મ્હારાં આંગણાં રે લોલ, ત્યાં તો બાલબાળ કરે કલ્લોલ જો....આવ્યા૦
સખી, પ્રગટે દિવા મ્હારે આંગણે રે લોલ, એવા પ્રગટે દિવા મ્હારે ઉર જો....આવ્યા૦
ફુટે ત્યાં બહુ ફટાકડા રે લોલ, ખુશી બાલ ઘણું હરખાય જો....આવ્યા૦
રૂડી દિવાળી દિપોત્સવી રે લોલ, પ્રગટયા એ દિપ ધામ જો....આવ્યા૦

શ્રી. જયંતિલાલ ગોકળદાસ ઝવેરી

# ગૃહિણી

મંગળ મુખઃ મનોહર મુરતીઃ અંતર સ્વચ્છ ધરાવે
પ્રેમળ વર્તનઃ શાન્ત જીવન ને અમીદષ્ટિ વરસાવે
ગૃહિણી જીવનપન્થ ઉજાળે
સઘળે ધન્ય ધન્ય કહાવે. ૧

પત્ની બનતી, લગ્ન પછીથીઃ કાર્યદિશા બદલાયે
સ્વામી સંગે બને સેવિકા, હોંસ ચિત્ત ના માયે
તદ્રુપ પતિ મહીં બનતી
કુંકુમચન્દ્ર લલાટે ધરતી. ૨

કાર્ય પ્રતિપળ ઉત્તમ ધરતીઃ અનુપમ ધ્યેય સુહાવે
સાચું શ્રેય જીવનમાં શું તે સમજીને સમજાવે
સ્વામી સંગ સદા રાચે ૩
હૃદયે દેવ ગણી સ્થાપે

સ્નેહભર્યું વર્તન સૌ સાથેઃ સહનશક્તિ એ ધારે
ગળે માન-અપમાન કદી પણ સમદષ્ટિ ના ત્યાગે
શાન્તિ સદા વસે મનમાં
અમુલખ સ્વાસ્થ્ય વસે તનમાં ૪

શ્રેષ્ઠ વિચારો પવિત્રતાનાઃ અવગુણ શોધી ટાળે
વિલસે અમંગળ-અનૃત મનમાં, સ્હેજે તેય નિવારે
લોચન સૌમ્ય અને શાતા
મુખથી શબ્દ સુકોમળ ઝરતા. ૫

કલેશ-કુસંપે લક્ષ ધરે નાઃ મૃદુતા ધરતી નારી
કઠોરતા, કડવાશે, ક્રોધે, ધૈર્ય ધરે સન્નારી
શિયળ સાચવતી ત્યારે
જગમાં પતિવ્રતા પંકાયે. ૬

બન્ધુ-જનક સમ પરપુરુષને પતિવ્રતા મન ગણતી
બાળ પોતાનાં-અન્ય સરીખાં, ભેદ હૃદે ના ભરતી
નિર્મળ ગૃહાંગણું રાખે
સઘળી મલિનતા નાસે. ૭

સ્ત્રી. 'ચન્દ્રિકા'

# દીન દેશની ——— દિવાળી

લેખક : શ્રી. રણજીતરાય સાકરલાલ ઠાકોર

## [ એક સંવાદ ]

**: પ્રસંગ પરિચય :**

દિવાળીના તહેવારો, બેસતા વર્ષનો દિવસ, 'પ્રમોદ' વાટિકામાં રાત્રિના સાડા આઠના સુમારે ચાર મિત્રો-સહેજ વિદ્વાન લેખાતો દેવાનંદ ભટ્ટ, સાદો અને સીધો રહેનારો એકલારામ, એકલારામનો પરોણો ઉત્તમલાલ અને આ વડોદરા શહેર-નિવાસી એક વેપારીનો પુત્ર છબીલદાસ—વાર્તાવિનોદ કરી રહ્યા છે.

**એકલારામ :** કેમ ભાઈ છબીલદાસ ! આજે તો નૂતન-વર્ષાભિનંદન પત્રો ઘણા આવ્યા હશે, ખરને !

**છબીલદાસ :** અરે ! પત્રોનો તો જાણે ઢગ જ વળ્યો કહેવાય. બિચારા ટપાલીને આ દિવસોમાં ભારે કામગિરી !

**દેવાનંદ :** પરંતુ મને તો આ ખર્ચ નકામો જ લાગે છે.

**છબીલદાસ :** કેમ નકામો વળી ? દિવાળીના દિવસોમાં સગા, સ્નેહી, કે સંબંધીઓ તરફ નવા વર્ષે પરસ્પર શુભ લાગણીઓની આપ લે આ પત્રોદ્વારા થાય છે અને તે વર્ષમાં એક જ વાર; તેમ જ દિવાળીના તહેવારોમાં મિઠાઈ દારૂખાનું વહેંચવા કરવાના ખર્ચમાં આ અભિનંદનપત્રોનો ખર્ચ સમાઈ જાય એવો જુજ હોય છે.

**એકલારામ :** વર્ષમાં દિવાળી એકવાર આવે છે પરંતુ હિંદુભાઈને તો રોજ તહેવાર ને રોજ તેની ઉજવણી.

**છબીલદાસ :** ભલા એ કેવી રીતે ? તહેવારના દિવસો કંઈ હંમેશાં ઓછા હોય છે ?

**એકલારામ :** હોળી, જન્માષ્ટમી, પૂનમ, અમાસ, શ્રાદ્ધ, તીથિ-વગેરે વગેરે વાર તહેવારો હંમેશા નહિ તો ક્રમે ક્રમે વર્ષમાં કેટલીએ વાર આવે અને તે ઉજવ્યા વગર ન ચાલે. તેમ શુભ અશુભ પ્રસંગોમાં પણ ખર્ચ કરવાનો હોય એટલે જો કે દિવાળી એકવાર આવે છે પણ વર્ષમાં આવા વાર તહેવારોને લીધે હંમેશા આપણે ખર્ચાળ જીવન જીવીએ છીએ.

**છબીલદાસ :** એવો ભાઈ, જેની પાસે પૈસો ટકો હોય તે કેમ ન વાપરે ? શ્રીમંતોને એમનું ખર્ચાળ જીવન માન, શોભા ને મોટાઈને માટે જરૂરી છે.

**એકલારામ :** ખર્ચાળ જીવન ભલે શોભા મોટાઈનું સૂચક મનાય. ગરીબને એ ન પાલવે.

**દેવાનંદ :** અને શાણા તથા સમજુને પણ ન પાલવે. ખર્ચાળ જીવન, શોભા મોટાઈ, માન સન્માન, વાહ વાહ વગેરે તો આ જગતના સરતા જતા વ્યવહારનાં પ્રમુખ લક્ષણો છે તથા શીલ, સંયમ, સાદાઈ, સંતોષ, સેવા ભાવ, યોગ્ય કરકસર વગેરે સદ્‌ગુણોનાં તથા માનવ જીવનનાં સાચા અમૂલ્ય તત્વોનાં તે ભક્ષક છે.

**છબીલદાસ :** પણ દિવાળીમાં થોડો ખર્ચ તો સૌએ કરે એમાં ખર્ચાળ જીવનનાં અપલક્ષણો જણાયાં ?

**ઉત્તમલાલ :** અને શું ખ્રિસ્તી પારસી, મુસલમાન અને બીજી કોમનાં લોકો ક્રિસ્ટમસ,

## દિવાળી

અગરા મચકા દા'રે અલી ! : :

દિવાળી આજ દીપે દીવે હો બ્હેન
દીપી ગુંપી ઘર સાફ થયા.

આજ ભારતી ખંડના માનવ હો બ્હેન
દેખી દિવાળી અંજાઇ ગયા.

ચારે ખૂંણે દેવ પ્રગટયા હો બ્હેન
દુખોના દીલ ડાગ દૂર થયા ?

શુ સહુંને ઉભર ઉમંગ હો બ્હેન
પિડિત પીડાતા છૂટા થયા ?

કુંકુમ પગલે લક્ષ્મી હો બ્હેન
કાઠ થઇ કયા ઘેર ઊભ્યા.

હવેલી કે કયા મજલે હો બ્હેન
દીપ-ન કાં એ ઝૂંપડે જન્યા.

જગરો એ દીપ શું રડતા હો બ્હેન
આનંદ ઘેર ઘેર જોતા મળ્યા

જગતા એ દલિતોના દીલડા હો બ્હેન
"ભલે ઉજવાય, અમ હાડ ગાળ્યા"

શ્રી. મોહનલાલ સોલંકી

પતેતી, ઈદ વગેરે તેમના પોતપોતાના મુખ્ય તહેવારો નથી ઉજવતા ?

**એકલારામ** : આપણે આપણું સભાળીએ, બીજાનો દાખલો, સારી વસ્તુમાં લેવો ઘટે. દિવાળીની ઉજવણી, દારૂખાનું ફોડવા પુરતી તો હિંદુ શિવાય બીજી કોમો પણ કરે છે. આ તહેવારોમાં આપણે બધાજ દેશી વિદેશી મીલોનાં સુંદર અને મોંઘાં વસ્ત્રો પહેરીએ એટલે પૈસો પન્દરા જાય; સુંદર સ્વાદિષ્ટ મિષ્ટાન્નો જમીએ જમાડીએ અને નડ્યું તો-દવાના ડોઝ ગટગટાવીએ એટલે પૈસાના ધસાગ સાથે આરોગ્યનો પણ ધસારો થાય; દારૂખાનું ફોડવા ફોડાવવા પાછળ ગજા પ્રમાણે ખર્ચ કરીએ અને ઓછી વત્તી ભજા પ્રમાણે ( ! ) શારીરિક ઇજા અકસ્માતના પ્રસંગે વહોરીએ એટલે **દારૂ ઉપર દેવતા અને 'પૈસાનું પાણી, જો દિલે દઝાય તો તબીયતની ધૂળધાણી,** એવી અવદશા પ્રાપ્ત થાય, બાળકોનાં રમકડાં લેવાં પડે અને ગોઠેગંઠોને નાટક, ટક્સૈ, સરકસ, સિનેમા અને હોટેલ-રેસ્ટોરાંની મોજ માણવી જ પડે; તદુપરાંત ચ્યા-પાન- બીડીનો તો રાબેતા મુજબનો તો ખર્ચ નિશદિન ખરો જ.

**ઉત્તમલાલ** : બીડી કરતાંયે સિગરેટ પિનારા હવે વધી પડયા છે તે કહેવાનું ભુલ્યા, એકલારામ !

**દેવાનંદ** : અને આ બધામાં અભિ- નંદન-પત્રોનો તમે કહો છો તેમ જુજ ખર્ચનો વધારો ! મી. છબીલદાસ ! આના જુજ ખર્ચોની બાબતો જુજ કયાં છે ! હિંદુસ્તાનમાંથી કોણ જાણે કેટલોએ પૈસો કેટલીએ બાબતો પાછળ ખર્ચાઇ વિદેશ વહ્યો જાય છે.

**છબીલદાસ** : કૃપા કરી જરા સમજાવશો કે એવી તે કઇ કઇ બાબતોમાં ખર્ચાઇ કેટલો પૈસો પરદેશ સિધાવે છે !

**દેવાનંદ** : સાંભળવાની ધીરજ હોય તો લો સાંભળો, આંકડા બરાબર યાદ નથી, છતાં વાંચેલું યાદ છે તે પ્રમાણે કહી શકાય કે કાગળ, પેન્સીલ, સ્ટીલ, સૂડી, તાળાં કાન્ટ વગેરે લેખન સામગ્રી અને ઇતર કટલરી વસ્તુઓ પાછળ નવ્વુસોથી ચારસો લાખ,

થાય તો હૂંડી વળગાડી, અમુક વ્યક્તિનું વજન પડયું, આવ્યા તેને ના કેમ કહેવાય કે ઇતર ઉત્સવના ઇતર ખર્ચની માફક આ પણ એક ઉત્સવનો આવા પ્રકારનો દેખાદેખી કરવાનો જાણે ખર્ચ એમ અને એવાં વિવિધ કારણો તેને માટે જવાબદાર ગણાય. પરંતુ મોટરોમાં મહાલતા, ગરીબ મજુરોની મજુરી ઉપર તાગડધિન્ના કરતા તે તેમનું લોહી ચુસતા તથા રેસ સટ્ટા વિગેરેમાં લખલૂટ ખર્ચ કરતા મીલ માલીકોની મીલોના કાપડના થોકેથોક ઉપડયા જ જાય! લાખો ને કરોડોની સંખ્યામાં ભૂખમરો અને ટાઢ તડકો વેઠતા, પૂરા વસ્ત્રવિહોણાં ઝુંપડાવાસી ગરીબો અને ખેડૂતો અને સૈકાઓથી છુંદાતા, ગંદા વાસોમાં સબડતા અને અને જેવા તેવા એઠા જુઠા કે ખરાબ ધાન્ય પામતા અછૂતો જે દેશના હિંદુ સમાજમાં પડયા હોય, જે દેશમાં હિંદીઓ વિદેશી રહેણી કરણી, રંગ ઢંગ અને ફેશન વિલાસોમાં મસ્ત બની રાચતા હોય અને દેશનું જાણે અજાણે અહિત વિચારતાં અને કરતાં કેવળ બેફિકરું જીવન જીવતા હોય, દેવદર્શન, દેવસ્તુતિ, દેવપૂજા વગેરેના સુસંસ્કારમય આદર્શ જીવન જીવવાનો પરમ હેતુ વિસરીને કે તેને ન સમજવાની વૃત્તિ રાખીને દેવમંદિરોમાં દેવના નામના દર્શન કરતા ફરે કે કથા આખ્યાનો સાંભળ્યા કરે અને આમ હમેશ દેવને છેતરી દંભી જીવન ગાળે તે દેશની અધોગતિ કેવી અને કેટલી કલ્પવી ? આ શિવાય, બીજા કેટલાએ અહિંદીઓ પોતાનો માર્ગ અને પોતાની ફરજ ભૂલી એક યા બીજી-દેશને કોઇ પણ રીતે અથવા તાત્વિક દૃષ્ટિએ ખાસ લાભદાયક નહિ એવી-પ્રવૃત્તિમાં પોતાને પરોવી રાખે છે. દેશની રીતિ નીતિ અને સંસ્કારને પોષક એવી કળાઓ હુન્નરો પાછળ નહિ પણ તેની પણ વિરૂદ્ધ વિદેશી રહેણીકરણી અને ઉચ્છૃંખલ અને ઉડાઉ વિલાસી જીવનને પ્રેરક તથા પોષક ધંધા રોજગારો પાછળ તન મન વેડફાયે જાય છે. હિંદ બહારના દેશોમાં મહારાજાઓ, ધન, ધરતી, ધાન્ય અને તેલના કારણે અગ્નિ ગોળાના વર્ષાદ વર્ષાવીને અને તોતિંગ તોપોના તોપમારાથી લઢીને અગણિત જાનમાલને પાયમાલ કરી રહ્યા છે ત્યારે હિંદમાં ધર્મના ઓઠા તળે કોમી ટંટા લડાઇઓ ઉપસ્થિત કરી જાણી જોઈને કોમો પરસ્પરનાં જાન માલની ખુવારી વહોરી લે છે. કોમી કુસંપ-ઓછા પડતા હોય તેમ રાજકીય બાબતોમાં મતભેદો નજરે પડે છે. અરરર ! દેશના દુર્ભાગ્યે, આમ, દુઃખ દારિદ્ર, બેકારી, ભૂખમરો, કુસંપ, દુર્દૈવ વગેરે ઘટવાને બદલે દિન પ્રતિદિન વધ્યા જ જાય આ શું **દિવાળી આંગણે કે દેવાળું બારણે** ? અને આપણા નૂતન વર્ષાભિનંદન પત્રોમાં તો કેવી કેવી શુભાશિષો, શુભવાંછનાઓ સર્વ કોઇ અન્યોન્યને હાલવે છે ! હા, હા, **સૌ શુભાશિષ સૌ દે લે જૂઠી જૂઠી.**

**ઉત્તમલાલ** : હાં, હાં, બસ કરો ભાઈશ્રી દેવાનંદ ! તમે આ મોટા ભાષણમાં શું બાફયું કે શુભાશિષ સૌ દે લે જૂઠી જૂઠી આમ બોલીને તમે પોતાને ડાહ્યા અને બીજા બધાને જૂઠા જ ઠરાવો છો ? છે કંઇ તેનું ભાન ?

**દેવાનંદ** : ત્યારે શું બધા દેવોની શુભાશિષો ફળે છે? કયાંથી ફળે ? જે એમતા વર્ષના દિવસે એવી શુભાશિષો અને શુભ વાંછનાઓ એકમેક તરફ ઠેલાય છે, તેજ દિવસે નૂતન વર્ષના આરંભાતા દિવસે જ કેટલાક લોકો જુગાર ખેલે છે. નીચ ગણાતી જાતના લોકો તો અધોગતિની દશામાં હોય અને સંસ્કારી જીવનથી વંચિત હોય એટલે તેઓ દારૂ તાડી પી મસ્તાન બને જ અને નર્કાવાસ સેવે જ;

પરંતુ પાશ્ચાત્ય કેળવણી પામેલા અને પાશ્ચાત્ય રૂપ-રંગ-ઢંગ અને રીતરિવાજમાં અંધ બનેલા ઉચ્ચ ગણાતા લોકો પણ આ દશાનાં ભોગ થઈ પડે છે. રોજના જુગારી આ દિવસે વળી અત્યંત જુગાર ખેલે છે, દારૂ પાણી લે છે અને અનીતિનાં અખાડાઓ પણ જમાવે છે, શું મંદિરોમાં કે સમાજમાં ફરનારા ફક્કડો દિવાળી જેવા પવિત્ર દિવસો પોતાના કુવિચારોને કુકર્મોમાં ફેરવવા પૂરતા જ સમજે છે; અને હરહંમેશ અને હરપળે અપશબ્દોચ્ચારથી જેમનાં મુખ સદા ગંધાતાં રહે છે તેવાં લોકો આ પવિત્ર દિવસોમાં પોતાની કુટેવો તો જારી જ રાખે છે.

એકલારામ : એટલે આમ પ્રથમ પત્રથી એ જ, વર્ષના પ્રથમ દિવસે જ સર્વ શુભાશિષો અને શુભવાંછનાઓનું નિકંદન થઈ જાય છે ત્યારે ' નવું બેસતું વર્ષ તમને સર્વ રીતે સુખદાયી નીવડો ' વગેરે શુભ-વાંછનાથી તે વળી આખું વર્ષ સુખદાયી નીવડતું હશે ?

ઉત્તમલાલ : બસ કરો ભાઈ ! નાસ્તિકતાની એ હદ વળી, એ તો દિવાળીના પવિત્ર તહેવારોમાં શુભવાંછના બનાવવાની સામાજીક રૂઢિ કિંવા વ્યવહાર રીત છે. એ રીતની છેક અવગણના કરવી ન ઘટે.

છબીલદાસ : મનુષ્ય માત્ર સંજોગોને આધીન હોય છે. પવિત્ર દિવસોમાં પવિત્ર વાંછના દર્શાવાય કે અપવિત્ર ? દેવાનંદભાઈના કહેવા પ્રમાણે આપણે બધા અપ-વિત્ર છીએ એટલે આ પવિત્ર દિવસોમાં પવિત્ર વાંછના દર્શાવવી એ જરૂરી થઈ પડે છે. રૂઢિ પાળવામાં આવો કંઈક હેતુ હોવો જોઈએ.

દેવાનંદ : પણ પવિત્ર દિવસો કેવી રીતે ! માત્ર પવિત્ર વાંછનાઓનાં પ્રદર્શનથી કે પવિત્ર જીવનની કસોટી થાય તે રીતે ? ઉપર ઉપરના બાહ્ય દેખાવો, ગૃહાંગણના સાથિયા-રંગોળી, અંગે સુંદર વસ્ત્રોના પરિધાન, મંદિરે દર્શનની દોડાદોડ, ઘેરે ઘેર દિપમાળ અને વિદ્યુત દિવાઓના રોશની, સગા સ્નેહી સંબંધીઓના અરસપરસના મિલન અને મિષ્ટાનના જમણ કે ચા-કોફી નાસ્તા વગેરેથી નહિ, પરંતુ સદ્ગુણી અને આદર્શમય જીવન કેવું અને કેટલું જીવી શક્યા તેની કસોટીથી દિવાળીના દિવસો પવિત્ર ગણવા જોઇએ. આપણે બધા નૂતન વર્ષાભિનંદનની શુભવાંછનાથી માંડીને મોટા મોટા ભાષણો કે થોથાદળ કે ધાર્મિક કથા વ્યાખ્યાનોમાં ગીતા રામાયણ મહાભારત વગેરેના આધ્યાત્મિક જ્ઞાનના પ્રસંગોના વિવેચનદ્વારા બહુ બહુ મોટી વાતો બોલીએ છીએ, સાંભળીએ છીએ, લખીએ છીએ અને વાંચીએ છીએ. પણ તેમાંનું જરીએ જીવનમાં ઉતારતા નથી. જ્યાંનું ત્યાં ખંખે-રીને જ અસત્ય વ્યવહારમાં આપણે પોતાને ભૂલી જઈએ છીએ. આપણે તે રિવાજ નાપસંદ છે એમ તો હું નથી કહેતો પણ રિવાજ ને રિવાજ જેટલું જ મહત્વ આપી આપણે તેનું પોષણ કરી રહ્યા છીએ એ બહુ ખુંચે છે જુઓને, આપણાં જીવન કેટલાં સ્વાર્થી છે ! આપણું જ અકલ્યાણ કરવામાં આપણે કેવા મોહવશ બની ભોગ વિલાસમાં ડુબી જઈએ છીએ ! પરસ્પર વેર-ઝેર અને દ્વેષ રાખવામાં ભાન ભૂલી, નાની મોટી વાતોમાં કે બાબતોમાં એકમેક વચ્ચે કેવા દમ મચાવીએ છીએ. આપણામાં ડાહ્યા માણસો જાણવા છતાંએ ભૂલો કરે છે અથવા થતા ખોટા વ્યવહારો પ્રત્યે આંખમિચામણાં કરે છે !

એકલારામ : અને એજ તો શુભાશિષોનું નિકંદન, તોયે આખલડી કાં ઉઘડે ?

**છબીલદાસ :** બસ, બસ, હવે મારે જવું છે.

**ઉત્તમલાલ :** કેમ કંટાળ્યા ?

**છબીલદાસ :** તમારી આ લાંબી લાંબી ચર્ચાઓ અને વિષયાંતરમાં કંટાળો ન આવે તો શું રસ આવે ? સાંજ પડે બગીચામાં આવ્યા તે તાજગી અને આનંદ મેળવવાં કે આ ટાહ્યલાંઓ સાંભળી મગજ હેરાન કરવાં ?

**એકલારામ :** એમ, તો તમને આ બધાં ટાહ્યલાંજ લાગ્યાં ? આડીઅવળી વાતો, ગપ્પાં કે ઠઠ્ઠા ટીખળી–જેમાં જાણવાનું નરતાં આચાર વિચારને ઘુગાડવાનું વિશેષ હોય–એ તમને ગમે.

**દેવાનંદ :** પરસ્પર ચર્ચાઓમાં વિષયાંતર થાય પણ જાણવાનું એ મળેજ ને ? જ્ઞાનના પ્રદર્શનમાં ટાહ્યલાને અવકાશ હોય પણ આપણી વાતો તો સાવ સરળ અને નિર્દોષ હતી.

**છબીલદાસ :** ઠીક, પણ હવે મારે ઉતાવળે જવુંજ જોઇએ. જોયુ આ ઘડિઆળ ?

**ઉત્તમલાલ :** હા બાઈ, એ તો ઘણું સરસ જણાય છે. કેવું સુંદર સોનાનું ઘડિઆળ ?

**છબીલદાસ :** છટ્‌છટ્ એ મજાક ના જોઇએ. જોયું કેટલા વાગ્યા તે ? સાડાઆઠ થશે.

**એકલારામ :** તો ઉતાવળ શી છે ? થોડા વખત પછી આપણે બધાએ ઉઠીશુંજ.

**છબીલદાસ :** ના, ના, મારે નાટક જોવા જવું છે. માર્ઈકસ છે અને ફર્સ્ટક્લાસ રીઝર્વડ કરાવ્યો છે. હજુ જમવાનું છે. ચ્યો ઠીક, સાહેબજી.

[ છબીલદાસ અહેથી વિદાય લે છે. શોખીના મેદાનમાં હવાઇઓ છોડી રહ્યા છે; વાર્તાલાપમાં થએલી મિત્ર-મંડળીને તેમાંની ઉડતી હવાઇઓ દેખાય છે અને પાસે જ ફટાકડાના ફટફટ અવાજ અને હમણાં જ છાપરે બાબરી એટલે ચ્હેરે ફુરરર ફુસ ઉડતી કોઠીનો સાદ સંભળાય છે. ]

**એકલારામ :** કેવો સરસ તો એમનો પહેરવેશ ! છબીલદાસ સિધાવ્યા નાટક જોવાને. જાય, કોને નાવું છે કે નિચોવવું છે !

**દેવાનંદ :** આ નાટક કંપનીઓ પણ ઠીક તહેવારોનો મોકો સાચવી લે છે; અને આપણા લોકો પણ કેવા ઘેલા થઇ તેમની કમાણી પર સાવરણી ફેરવવા દોડે છે ! વળી આ જુઓ, બાળબચ્ચાં ઘરના આંગણે દારૂખાનું ફોડી દિવાળી ઉજવે ત્યારે શોખીનો–નાના કીલા હોય ને એમ-ઘરની બહાર દારૂખાનું ફોડી મોજ માણે છે. ખર્ચી, ખુબ-ખર્ચી, કારણ દીવાળી ટાંકણું છે. ભલેને દેશ દેવાળું ફૂંકે ! **દિવાળી આવે અને દી' વાળી જાય અને સાથે સાથે દેશ પણ ધન ધાન્ય, માન મોસો, શક્તિ સમૃદ્ધિ, જ્ઞાન વિદ્યા, કળા હુન્નર, નીતિ સદ્‌ગુણ, શીલ સંયમ વગેરે બાબતોમાં પીછેહઠ કરતો જ જાય, દેવાળીઓ થતો જ જાય.**

**એકલારામ :** દિવાળી આંગણે કે દેવાળુ બારણે ?

**ઉત્તમલાલ :** દેવાળુ બારણે છતાં દીવાળી આંગણે. ચાલો ઉઠવું છે કે અહિં જ રાતવાસો કરવાનો છે ?

[ ત્રણે મિત્રો ઉઠે છે અને હર્ષદાસ્ત્ર વિષયને પૂછતા પૂછતા પોતપોતાના ઘરનો રસ્તો માપે છે. ]

# રાસ-ખેલન

પૂનમની રાત્રી ને ટમકે છે તારલા,
રાસ રૂડો ખેલવા આવજો જી રે !
સરખે સરખી સહિયર સંગે,
સહુએ તેડી લાવજો જી રે !

૨

ઘુમરી ઘૂમવા ને તાળીઓ પૂરવા,
ચેતન, લાવો પગ–હાથમાં જી રે !
પગલે પગલે ઝાંઝર ઝબકે,
રાસઃ રમો સહુ સાથમાં જી રે !

૩

મોતીશા ચોકખા ચોકમાં સહુએ—
રમજો–ઘૂમજો સંગે જી રે !
જગના તાપ સહુ ભૂલવા કાજે,
ગરબા ગાવ, ઉમંગે જી રે !

૩

હૈયોને વહાલી ગુર્જરીની કુંજને,
ગજવી મૂકો રાસથી જી રે !
રાસના તેજથી ઝળકંતી ગુર્જરી,
સહિયર ખેલો ઉલ્લાસથી જી રે !

૫

પૂનમની ચાંદનીને ટમકે છે તારલા,
હૈયામાં હર્ષ ઝુલાવજો જી રે !
રસની રસીલીઓ ઉરને આંગણીએ,
આનંદ અદકો લાવજો જી રે !

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા

# બાલ-નાવિક

ઊભો છે બાલ-નાવિક એ નાનકડી નૌકા લઈ
અભિલાષા ધરી જાવા સામે સાગરને તરી.

ઘુઘની રહ્યો છે સાગર અનેરો,
ને વાયુ વાતા આ વિશ્વકેરા;
તોફાની દુનિયા, તોફાનો દરિયો,
ઉડતાં બધાને તોફાન છાંટા.

નિહાળતો સ્મિત નેત્રોથી બાલક બાલક ભાવથી
છૂટી હોડી ગઈ મધ્યે કલ્પના ઉલ્લાસથી.

સાગરની મધ્યે મોતી ધરીશું,
મહા જલચરોની સામે લઢીશું;
સાહસ કરીશું તેમાં મરીશું,
નાવિક આશા દરિયો તરશું.

ધરે નિર્દોષ ભાવોથી ભાવના સહુ બળાએ,
તરંગોને મહાકાંક્ષા જીગરમાંહી ઉદ્ભવે.

એ ખડક છે તો દૂર્થી જ જોવું,
પાસે જઈ ના સૂકાન ખોવું;
ખારો છે દરિયો લેવું સુધાજળ,
બળતા અડના બુઝાય મહાનલ.

તરંગો ને તરંગોમાં છુપાયાં સાગર મહીં
ભર દરિયે જઈ નૌકા મનોકાંક્ષા વહી ગઈ.

ઘુંચાય નાવિક ઘુંચાય નૌકા,
ને ક્ષાર ઉછળે ચારે તરફ ત્યાં;
ખડકો અડગ છે વીત્યા છે સૈકા,
જાણે છતાંય બે બધાં ત્યાં.

નાવડી જીંદગાનીની, નાવિક નાનો આત્મા.
પામવા ઈચ્છના પામર, શ્રદ્ધા વીણ પરમાત્મા.

શ્રી જશવંત દલાલ

# લીલૂ કે લજ્જૂ ?

લેખક :
શ્રી. રામમોહનરાય જસવંતરાય

"પણ રમુભાઈ, ત્હારા આગ્રહથી તો એને વિલાયત મોકલી, એ તું કેમ ભૂલી જાય છે ! લીલૂના મામાજીને એને પરદેશ ભણાવવાનો ખ્યાલ ક્યાં હતો ! સાચું કહું તો એ તો સાવ વિરુદ્ધ હતા. પણ તમારો વિવાહ ઘણા વખતથી થયેલો–ને તને વિલાયતમાં ભણેલીની સાથે પરણવાની ઘેલછા; એટલે બધાંયે એમને સમજાવ્યા, ત્યારે લીલૂને એમણે મોકલી. ને હવે, ભણી ગણીને–વખણાઇને એ છોકરી લગ્ન કરવા લાયક થઈ પાછી આવી, ત્યારે તું પાછો 'હા–ના' કરે છે ! એ તે સારૂં દેખાય ! કાંઇક તો સમજણ રાખ; છેક એવા ફગડ્ઢવેડા શું કરે છે ?"

"હું પણ સમજણની જ વાત કરૂં છું, માજી," રમણે કહ્યું: "હું જાણું છું કે લીલાને શા રીતે વિલાયત મોકલી ! જરાય ત્યાં બિચારીને સ્વતંત્રતા નહિં, કે જેથી ત્યાંના ખુલ્લા વાતાવરણમાં એ છૂટથી ફરી હરી શકે; કુંવરી અને એજન્ટનાં મંડળ, એમના ચોકી પ્હેરામાંથી ખસી શકે ત્યારે ને ?

"અને પરીક્ષામાં પ્હેલા વર્ગમાં પાસ થઈ, મેડલ મેળવ્યો, તેમાં વળ્યું શું ! એ દેશની સાચી કેળવણી તો ત્યાંનાં લોકના આચાર વિચાર વર્તનમાં ઉતરાય, ત્યારે જ મળી કહેવાય; એ તમે ક્યાં જાણો છો ! "

"ખરૂં ભાઈ, એ બધું હું ક્યાંથી જાણું ? મને એટલી તો ખબર છે કે એવી બાળક છોકરીને પરદેશ એકલી ના મોકલાય; તેથી એ મામાજીએ કુંવરીઓ તથા મડમ સાહેબને એની ભલામણ કરી હતી. પણ તેમાં ખોટું શું થયું ?

"તે જો ભાઇ, તું આવવાનો હતો એટલે તમારા નવા જમાનાના ખ્યાલ પ્રમાણે તમે મળી હળી શકો અને તમને એકબીજાનો સ્વભાવ સમજાય, તેથી તો મેં લીલૂને અહીં બોલાવી છે; આજકાલમાં આવવી જોઇએ.

"ઓત્ તમારીની ! માજી, તમે બહુ ભોળાં ગણાવો છો; પણ બડાં ખટપટિયાં છો ! પણ મેં તો એની પરીક્ષા ક્યારનીયે કરી દીધી છે; જાણવાનું કાંઇ બાકી રહ્યું નથી ! તમારા આગ્રહથી, હું દેશમાં પાછો આવ્યો, ત્યારે દિવાન સાહેબને બંગલે ગયો હતો. તે ભૂલી જાઓ છો ? ત્રણેક કલાક બેઠો હોઇશ, એટલામાં મેં બે વાર લીલાવતીને જોઇ; એક વખત ચા–નાસ્તાની રિકાબી લઇને આવેલી અને બીજી વખત પાનસોપારીની તાસક. એમના રજવાડાના રિવાજ મુજબ એણે ઘૂમટો તો નહોતો તાણ્યો; પણ કપાળ ઉપર બેએક આંગળ ઝૂલતું માથે ઓઢ્યું હતું. અને આંખો જમીન પર ! મને તો બહુ વિચિત્ર લાગ્યું. વિલાયત જઇને ભણી આવેલ છોકરીના તે એવા ઢંગ હોય ! "

"હશે, ભાઈ, જેવી છે તેવી એ છે. આપણી નાતમાં એના જેવી બીજી કોઇ છોકરી નથી; રૂપાળી, ભણેલી અને ડાહી. ને હવે તો–એ તમારી વહુ થવાની, તે કાંઇ મિથ્યા થવાનું છે ? પૂરી કેળવાઇ ન લાગતી

હોય તો તું એને શીખવજે. તારા પોતાનામાં ક્યાં બુદ્ધિ ઓછી છે ? "

"પણ માજી, આપણી નાતમાં સારી છોકરી નહિ હોય, તો બીજી ગમે તે નાતમાંથી લેવા હવે ક્યાં હરકત છે ? ' રમણે હસીને ટકોર કરી.

"જોજે ભાઈ, એવી ગાંડાઈ ના કહાડતો." ડોશીમા બોલી ઉઠયાં: "વળી, પરનાતની છોકરી સારી જ હશે, એની શી ખાત્રી ? લીલૂના જેવી સુશીલ ને તારા લાયકની છોકરી મળતી હોય, તે વખતે આવો વિચાર કરવો, એ પણ ડાહ્યો કાગડો વિષ્ટા ઉપર બેસે !' એના જેવું જ થાય. અને આટલાં બધાં વરસ પછી, એ છોકરી જાય ક્યાં ? તું જાણે છેસ્તો જે વિવાહ તો તમારો-તમારાં બન્નેનાં માબાપે કરેલો, . તે તો બિચારાં આજ સ્વર્ગમાં છે. એટલે એ છોકરીને માબાપ તો નથી; પણ એના મામાજી દિવાન એટલે એમનો હાથ પહોંચતો છે, નહિ તો વિલાયત ભણાવવા જેટલું ખરચ પણ શી રીતે થાય ? માટે જોજે ભાઈ, એવી મૂર્ખાઈની વાત હોઠ બહારે ના કહાડતો ' આપણે કેવાં દેખાઈએ, એ તો વિચાર કર ?"

"પણ માજી, વિલાયતમાં ભણેલી છોકરી જો ત્યાં બરોબર કેળવાઈ હશે, તો એનાં માબાપે કરી રાખેલ જૂનો વિવાહ એ પણ ક્યાંથી પસંદ કરતી હશે ?–જોઈશું !"

## ૨

મકાનની પાછળના કોમ્પાઉન્ડમાં ટેનિસ બેટથી રમણલાલ બોલ ઉછાળતો એકલો એકલો રમતો હતો. ત્રણેક દિવસથી એના મામા, જે એક ગામડામાં સાધારણ સ્થિતિના જમીનદાર હતા, તેમને ત્યાં તે આવ્યો હતો. ઉછાળતે ઉછાળતે, બોલ જોડેના બગીચામાં જઈ પડયો, તે પાછો મેળવવાને વચ્ચે આવેલી નાનકડી દિવાલ ઉપર ચડીને તે ક્યાં પડયો તે જોવા લાગ્યો. આમ તેમ નજર ફેરવ્યા પછી, આખરે થોડે દૂર આરામ-ખુરશીમાં બેસીને કાંઇક પુસ્તક વાંચતી, એક યુવતીના પગ આગળ પડેલો તે દેખાયો.

આ દશ્ય જોઈને તે જરા ગુંચાયો તો ખરો; પણ પછી હિંમતથી તેણે કહ્યું: "બહેન, એક તસ્દી આપું !"

પેલી યુવતી ચમકી ઉઠી, અવાજ ક્યાંથી આવ્યો તે જોવા લાગી તો દિવાલ પર બેઠેલા રમણ તરફ એની નજર ગઈ. એણે જરા સ્મિત કર્યું.

"કાંઈ મને કહ્યું ?" તેણે મધુરા સ્વરે રમણને પૂછ્યું

આ યુવતીનો ચહેરો સુન્દર કે મોહક માનવો, તે વિષે જુદી જુદી દષ્ટિને મતભેદ થાય; તથાપિ તેમાં સરલ રમ્યતા હતી તે વિષે તો શક જ ન હતો. એનું મૃદુ સ્મિત તથા તેજલ, મનોહર આંખો એને જરૂર આકર્ષક બનાવતાં હતાં.

રમણને એ યુવતીના અનુપમ દર્શને મુગ્ધ કરી દીધો, વિચારમાં નાખી દીધો હતો. "આવી સુરૂપવતી બાલા આ ગામડામાં ક્યાંથી ?-એ કોણ હશે ?-એ પ્રશ્નોના સંકલ્પ વિકલ્પમાં એનું હૃદય ગુંચાઈ ગયું હતું. એ તો પેલી યુવતીની તરફ જોઈ જ રહ્યો હતો.

ઉત્તર નહિ મળ્યાથી પેલી બાળાએ ફરીથી પ્રશ્ન કર્યો: "કાંઇ મને કહ્યું ?"

"હા બહેન," જાગ્રત થઈને રમણે જવાબ દીધો: "મારો બોલ તમારા પગ આગળ પડયો છે તે આપશો ?"

તે યુવતીએ બોલ તરફ દષ્ટિ કરી તે હાથમાં લઈ રમણ તરફ નાખ્યો. એણે સહેલાઈથી ઝીલી લીધો. છતાં તે જ્યાંનો ત્યાં બેસી જ રહ્યો. પેલી બાલાએ એના

પાછાં જવાની સહેજ રાહ જોયા પછી પોતાનું વાચન ફરીથી શરૂ કરવાનું કર્યું.

" પરીક્ષાને માટે વાંચો છો ?" રમણે જરા રમુજ કે ટકોર કરતો હોય એમ પ્રશ્ન કર્યો.

" કેમ ' પરીક્ષા માટે '–સિવાય ના જ વંચાય ? " તે યુવતીએ મન્દ સ્મિત કરતાં જવાબ આપ્યો.

" આવાં સુન્દર ફૂલઝાડ, અને આવું મનોહર સવાર !–પરીક્ષા માટે જે કમનસીબને વાંચવાની ફરજ ન પડી હોય, તે સિવાય આવો સોનેરી સમય કોણ બગાડે ?–પણ તમને વાંધો ન હોય તો હું ઊતરીને ત્યાં આવું. તમારે ઉંચું જોઇને બોલવું પડે છે !"

" અહીં ઊતરશો તો નીચેની વેલ દબાશે; પણ બગીચાના ઝાંપાથી અંદર આવી શકાય છે." તે યુવતીએ કહ્યું.

ઝાંપા સુધી રમણ પહોંચ્યો, ત્યાં તો એ બાલાએ જઇ બારણું ઉઘાડ્યું. પાસે એક જૂની વાવ હતી, તેના ઓટલા ઉપર રમણે બેસવાનો વિચાર કર્યો અને પૂછ્યું: " તમારે માટે ખુરશી હું લઇ આવું ?"

" ના. ના. એની જરૂર નથી. " હું તો કોઇ કોઇ વાર આરામ માટે અહીં આવી બેસું છું. આ બાજુએ બહુ શાન્તિ છે." બંને જણ ઓટલા ઉપર બેઠાં.

૩

વાતમાં સમજાયું કે એ બાલાનું નામ સજ્જનવતી હતું; પણ બધાં એને સજ્જૂ કહેતાં. ગરીબ પિતાની તે પુત્રી હતી અને માબાપ બાલ્યકાળમાં મરણ પામેલ હોવાથી મોસાળમાં પોતે ઉછરી હતી. એનો વિદ્યાભ્યાસ સાધારણ કરતાં વધારે હોય, એમ જણાતું નહોતું. એણે " ગુજરાતી પુસ્તકો ઠીક વાંચ્યાં હતાં; અને કાંઇક અંગ્રેજી: એ સિવાય બીજું વિશેષ નહિ !"

પરન્તુ રમણને એની સાદી સમજણ, ડોળનો તદ્દન અભાવ અને સરસ મીઠાશ–તથા તે ઉપરાંત એનું સાધારણ જ્ઞાન છતાં પુષ્કળ માહિતી, એ ગુણોએ ધીમે ધીમે ધીમે એની સુરૂપતાના જેટલો, બલ્કે તેથી પણ અધિક આકર્ષ્યો હતો. તેઓ સામાન્ય રીતે દરરોજ મળતાં અને સવારના એકાદ બે કલાક આ વાવ ઉપર ગાળતાં, થોડા જ દિવસમાં રમણ જાણે એ એમના મિલનના કલાકો માટે જ જીવતો હોય, એમ એને મળવા તલસવા લાગ્યો. સંસારવ્યવહારની બાબતોમાં પણ સજ્જૂના અભિપ્રાય એને બહુ વિચાર યોગ્ય લાગવા માંડ્યા હતા.

વિવિધ સામાન્ય વિષયો ઉપરથી તેઓ વાતો તરફ પણ કુદરતી રીતે વળવા લાગ્યાં હતાં; અને રમણ, જો કે સજ્જૂનું હૃદય

## હું દિવાળી

હું દીવાળી દિલ રેલાવું,
મ્હારે પગલે ફૂલ;
વર્ષે વર્ષે આવું હર્ષે,
એમાં કરૂં નહિ ભૂલ.

હું દીવાળી દિલ રેલાવું,
લાવું દીપકમાળ;
લાવું કુંકુમ, અબીલ લાવું,
લાવું લાલ ગુલાલ.

હું દીવાળી દિલ રેલાવું,
નવીન લાવું સર્વ;
દુઃખ વિસરાવું એવું મ્હારૂં,
પરમ પનોતું પર્વ.

શ્રી. સુમતા મંગળજી શાસ્ત્રી

પોતાના તરફ ખેંચાયું છે કે નહિં તે વિશે શંકાશીલ હતો; છતાં પોતે તો એને–આટલા ટૂંક સમયમાં પણ–ખરા જિગરથી ચાહતો થયો હતો. વળી, તે તરુણી પોતાની જ્ઞાતિની જ હતી, એમ જાણીને એને ઘણી ખુશ થઈ હતી; જો કે સંબંધીઓ અને વડીલો, પોતાનો ચાલુ વિવાહ તોડવામાં સંમત તો નહિ થાય, એમ તેને ભય હતો,–છતાં લજ્જાની પ્રીતિ પોતાના તરફ છે એમ સમજાય તો, એમનો વિરોધ પણ સહી લેવા તે તૈયાર હતો.

"એક વાત પૂછું, લજ્જાબહેન" વિશેષ પરિચય થયા પછી એણે પ્રશ્ન કર્યો: લગ્નનો તમારો આદર્શ શો છે ?"

સાંભળીને તે બાલા હસી: "રમણભાઈ તમે તો એ ઘણો અઘરો સવાલ કર્યો, પરીક્ષાના પ્રશ્નપત્ર કરતાં પણ મુશ્કેલ; અને મારા જેવી ગરીબ; અજ્ઞાન છોકરીને માટે તો ઘણો જ કઠિન ! તમને પેલી કહેવત યાદ હશે: 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય।' મને તો વડીલ મોકલે ત્યાં જવાનું ! એવી બિચારીને માટે લગ્નના આદર્શ ખાસ શા હોય ? "

"એમ વાત ના ઉડાવો," તે બોલ્યો: "તમારામાં પુખ્ત વિચારની શક્તિ છે, એ હું જોઈ શકયો છું. આપણી અત્યારની ચર્ચામાં ગરીબી કે તવંગરીનો - સવાલ જ નથી. પણ તમારી પોતાની ઇચ્છા કે આશા-ની અને હૃદયની પસંદગી હોય તેની અહીં વાત છે. તમારે જવાબ ન દેવો હોય તો હું તમને કાંઈ દબાણ કરી શકું તેમ નથી પણ હું ચાહું છું કે લગ્ન સમ્બન્ધ બાબતે તમારા ખ્યાલ શા છે તે હું જાણી શકું."

લજ્જાએ સ્મિત કર્યું; એ જ્યારે હસતી ત્યારે એના ગાલમાં ખાડા પડતા અને ખાડામાંથી બહુ મધુર ઝળકાટ નીકળતો, જે એની મુખાકૃતિની સામાન્ય સુંદરતામાં ઓર વધારો કરતો. એવે વખતે જ તે સાધારણ રીતે મોહક લાગતી. "હું મારા વિચાર કહું, તે પહેલાં તમારા આવા સવાલનું કારણ હું જાણી શકું ?" તેણે પૂછયું.

"હા, જરૂર." રમણે કહ્યું: જુઓ, સાંભળો ત્યારે મારી નાનકડી જીવનકથા. મારાં માબાપે એમનાં મરણ પહેલાં મારો વિવાહ એક બાલિકાની સાથે કરેલો. સાથે સાથે કહી દઉં કે મારા દાદાજી જબરા વ્યાપારી હતા, તેમની પુષ્કળ મિલ્કત અને દોલત મને વારસામાં મળેલી છે, એટલે દુનિયાની દૃષ્ટિએ હું સુખી ગણાઉં. વળી દેશવિદેશની ઊંચી કેળવણીનો લાભ પણ મેં લીધો છે. જે કન્યાની સાથે મારો વિવાહ થયો છે, તે પણ માબાપ વિનાની છે; પણ એના મામાજી એક સ્ટેટમાં દિવાન હોઈ, એનેય એમણે ( કાંઈક મારા આગ્રહથી એમ કહેવામાં આવે છે ) વિલાયત ભણવા મોકલી હતી, તે સારી રીતે પસાર થઈને પાછી આવી છે. ખાસ દોષ તો એનામાં હોય એમ સાંભળ્યું નથી. પરંતુ વિલાયતનું નીતિ-મર્યાદાનું ધોરણ આપણા કરતાં જૂદું છે; એટલે એણે પણ ત્યાં કોઈને પ્રીતિપાત્ર બનાવેલ હોય–કોઈની સાથે સ્નેહમાં એ પણ પડી હોય તો હું નવાઈ ન પામું ! ઘણા જાપતામાં એને ભણાવવામાં આવી હતી, એવો દેખાવ થાય છે; પણ કોલેજ, સોસા-યટીઓ વગેરેમાં જવા એને બંધન હોય નહિ, એટલે એવે સ્થળે યુવાન સ્ત્રી ધારે તેને મળી શકે. હું પ્રથમ વિલાયત ભણાવવાની ખૂબ તરફેણમાં હતો; પણ ત્યાંની સામાજિક જીંદગીના અનુભવ પછી મને એ દેશમાં કેળવાયલી બાલા–જેનો પાછલો ઇતિહાસ હું કાંઈ જાણતો નથી તેની–સાથે લગ્ન કરવા મારી બિલકુલ ઇચ્છા થતી નથી. અને આ ઉપરાંત–લગ્નનો વિષય અંગત પસંદગીનો

છે; આપણાપોતે એમાં માથું મારવાનો હક નથી, તેમ તેની જરૂર પણ નથી. તમે શું માનો છો ? "

" તમારી બંને દલીલો ઝટ મારે ગળે ઉતરે એમ નથી." લજ્જૂ બોલી: " રમણ ભાઈ, તમારી વિવાહિત બાલા વિલાયત અભ્યાસ કરવા ગઈ, જે માટે તમારા કહેવા મુજબ તમે પણ જવાબદાર તો છોજ, અને ત્યાંની સમાજમાં તમને એટલે તમારા હિંદુ હૃદયને કાંઈક વાંધા પડતું લાગ્યું તેથી એ છોકરી પણ એવીજ થઈને આવી હશે, એમ વિનાકારણ માની લેવું વાજબી છે ?–એ દેશોની સાંપ્રત સામાજિક વસ્તુસ્થિતિ ઉપર જો તમને અણગમો આવ્યો હોય, તો એ બાલા જેવી હિન્દુ સ્ત્રીને પણ કેમ ન આવ્યો હોય, એ વિચારવા જેવું છે.

" બીજું–આપણાંમાં છોકરાંનાં લગ્ન માબાપ ગોઠવતાં આવ્યાં છે તેથી એમની એ ડખલ છે, એમ માનવું એ અન્યાય છે. આપણો–અથવા કોઈપણ સંસાર–એ રીતે ચાલતો નથી. બિનઅનુભવી તરુણ તરુણી અથવા યુવક યુવતીના કોઈપણ નિર્ણય કરતાં વડીલોની કરેલી પસંદગીમાં, અનેક દૃષ્ટિ વપરાયલી હોવાથી, તે ઓછી આવકારદાયક તો નથી. સ્ત્રીપુરુષ પોતે જ–પરસ્પર જ્યાં પસંદગી કરે છે, ત્યાંનાં લગ્નોમાં ખાસ સ્વર્ગસુખ ઉતરી આવ્યાનું જાણવામાં નથી. વિલાયત-યૂરોપનાં સ્નેહલગ્નો પણ વારંવાર ' કહેવાતાં સ્નેહલગ્નો જ ' હોય છે ! એ તો તમે એ દેશોમાં જઈ આવ્યા છો, એટલે જાણતા હશો. ઘણીવાર એ ' સ્નેહલગ્નો ' થોડાજ સમયમાં સ્નેહ ઉડી જઈને 'વ્યવહાર-લગ્નો 'ના કરતાં પણ અધિક નિષ્ફળ નીવડે છે, એ ભૂલવાનું નથી.

અને–તમે કહો છો કે એ છોકરીમાં ખાસ દૂષણ હોય, એવું તમે જાણતા નથી. તો એનામાં દૂષણો છે એમ જ શા માટે માનવું ? વળી, એક વાત તરફ તમારું ધ્યાન ખેંચું ?–ઘણીવાર, કહેવાતાં સ્નેહલગ્નોમાં, સ્ત્રી તરફ પુરુષના દિલના ખેંચાણનું મુખ્ય કારણ એની ખૂબસુરતી અથવા બોલવા ચાલવાની ખૂબી હોય છે ! હવે, લગ્ન પછી સ્ત્રીને કાંઈ રૂપ-સુન્દરી બનીને બેસી રહેવાનું નથી, અને એમ પણ બને કે ગૃહસંસારનો નિભાવ, જે એનું પોતાનું કાર્યક્ષેત્ર છે, તેમાં એની વાક્ચાતુરીના પ્રસંગો પણ ઓછા હોય ! એટલે કોઈ પણ યુવતીની ગૃહિણી તરીકેની સાચી પરીક્ષા તો લગ્ન પછીજ થાય.

" આ સિવાય, એક પ્રશ્ન પૂછું ?–માઠું ન લગાડતા. તમારી વિવાહિત બાલા, તમારી નજરે પૂર્ણ ગુણશાળી કે રૂપવંતી ન હોય, છતાં એવું કોઈ સંપૂર્ણ મનુષ્ય મને બતાવશો કે જેનામાં એ સઘળું હોય ? તમે શ્રીમતી છો એટલે કદાચ છોકરીઓનાં વડીલો તમારી વિશેષ ખુશામત કરતાં હોય તથાપિ તમે પણ સર્વગુણસંપન્ન પોતાની જાતને ધારો છો ? હું તો એમ માનું કે લગ્નમાં બે વ્યક્તિ જોડાય છે તેમણે પરસ્પરના ગુણદોષ સહી લેવા જોઈએ, એક બીજાને અનુગુણ થવાને પ્રયાસ કરવો જોઈએ; એમ કરે તોજ લગ્નની સફળતા થાય. "

" માફ કરજો, મને આવા લાંબા ભાષણ માટે; પણ તમારી દલીલો મારા હૃદય કે મગજમાં ઉતરી શકી નથી. "

" ત્યારે, તમે સ્નેહ અને હૃદયની એકતામાં માનતાંજ નથી ? " રમણે પૂછ્યું. " હું એટલું તો સ્વીકારું છું કે બધે સંસારમાં તે અપવાદરૂપ હશે; પરંતુ સ્નેહલગ્નો જ સંસારમાં સુખી થવાનો એક નિશ્ચિત માર્ગ છે અને દરેક મનુષ્યનો ધર્મ છે કે એણે તે મેળવવા, બની શકતો સઘળો પ્રયત્ન કરવો. "

" લગ્નમાં એકબીજા ઉપર સ્નેહ હોય તોજ સ્ત્રી અને પુરૂષ સુખી થાય, એ ખરું છે. " લજ્જાએ હસીને કહ્યું. " પણ ધારો કે સામાન્ય રીતે થાય છે તેમ યુવક-યુવતીનું લગ્ન વ્યવહારદૃષ્ટિએ થયું, હવે જો તેઓ પરસ્પરના ગુણદોષ નિભાવી લેવા મહેનત કરે અને પોતપોતાનો સ્વાર્થ જુદો ન માનતાં હોય તો ધીમે ધીમે એકબીજા તરફનો તેમનો ભાવ વૃધ્ધા સિવાય ન રહે અને અંતરનો સાચો ભાવ એ સ્નેહ નહિ તો બીજું શું ?

" વિલાયતમાં અને આપણે ત્યાં પણ જેની સ્નેહલગ્નો તરીકે પુષ્કળ જાહેરાત આપવામાં આવે છે, તેમાંનાં ઘણાં થયા પછી ટૂંક વખતમાં, 'બિન-સ્નેહ' કેમ બની જાય છે ? તે પણ વિચારવું જોઈએ. હું તો એમ માનું છું કે જે 'સ્નેહ'રૂપે વર્ણવાય છે, તે વાસ્તવિક રીતે 'મોહ' હોય છે ! આવો મોહ લાંબો વખત ટકી શકે નહિ અને પરિણામ પરસ્પર બેદરકારી, અભાવ તથા તિરસ્કારમાં આવે છે !

" માટે 'સ્નેહ' આદર્શ તરીકે સારો છે; પણ વ્યવહારમાં તે માર્ગ દેખીતો સુગમ છતાં બહુ કઠિન છે. આપણા દેશમાં લગ્ન પછી પતિપત્નીમાં સ્નેહ નથી થતો, એમ નહિ ' પડ્યું પાનું નિભાવી લેવાની વૃત્તિ ' અને પછી સંસારી હિતોની એકતા, એ સઘનું પરિણામ એવા પ્રકારના સ્નેહમાં આવે છે, જે પરસ્પરની જરૂરિયાત ઉપર અને એકબીજાંના વધતા જતા ભાર ઉપર રચાયલો હોય છે. એટલે તે વધારે સ્થાયી બની, જિંદગીનું ભૂષણ બને છે.

' આપણા દેશમાં કે વિલાયતમાં જો લગ્નને સફળ બનાવવું હોય તો-પરસ્પરની સમવડો એકબીજાએ જોવી પડે અને સામસામી લાગણી ન દુઃખાય, એમ વર્તવું પડે આ ઉપરાંત ગૃહ સ્ત્રીનું ક્ષેત્ર છે અને કમાણી પુરુષનું છેઃ તે બંનેને અંગે સ્વાર્થની અભિન્નતા પણ જરૂર હોવી જોઇએ. આમ ન બને ત્યાં વિલાયતમાં કે હિંદુસ્થાનમાં કહેવાતું સ્નેહલગ્ન હોય કે વડીલોએ ગોઠવેલું ' વ્યવહાર ' લગ્ન ગમે તે હોય પણ તે નિષ્ફળજ થવાનું ! "

" પણ લજ્જાબહેન, લગ્ન માટે કોઈ દરેક રીતે સુયોગ્ય વ્યક્તિ મળતી હોય, રમણે પૂછ્યું: " તોપણ તેણે ' પોતાને આપાપે પસંદ કરેલા કૂવામાં બૂડી મરવાનું ! '" તમે પસંદ કરો ? તમે મને લાગે

---

## મ્હારા ઉરના ઉદ્ગાર બનો !

મ્હારી પલકોમાં વસી જાઓ !
કણકણમાં હું ન્યાળું તમને
ક્ષણક્ષણમાં હું ભાળું તમને
મ્હારા હૃદયા પ્રિયતમ !
મ્હારા વિખરી અલકોમાં વસી જાઓ !
મ્હારી પલકોમાં વસી જાઓ !

*

પ્રિયતમ ! મુજને અપનાવી લો !
હું મ્હારી કટુ-ભાષા ભૂલું
હું મ્હારી પરિભાષા ભૂલું:
નાચું ડગપલકો પર રૂમઝુમ-
મુજને સ્વર્ગીય સપનું કરી લો !
પ્રિયતમ ! મુજને અપનાવી લો !

*

મ્હારા ઉરના ઉદ્ગાર બનો !
ગુંજી રહો મુજ તાને તાને,
મ્હારા અન્તરના અરમાને,
મ્હારી જર્જર વીણાના પ્રિય !
તૂટ્યા પણ ઝંકૃત તાર બનો !
મ્હારા ઉરના ઉદ્ગાર બનો !

શ્રી. રમણીક કિશનલાલ મહેતા

---

બતેલી સલાહ આપી તે ખાતે હું ઘણો આભારી છું. પરંતુ મારા પરિચયમાં એક બાળા એવી આવી છે, જેની સાથે લગ્ન કરું તો જરૂર સુખી થાઉં, એમ હું માનું છું. આમ છતાં મામાએ કરેલો વિવાદ એમણે કર્યો છે, માટે જ આશુ રાખું ?

" તમે કરેલી મારી સંપત્તિ તથા અંગત ગુણદોષની ટીકાનું ખરાપણું હું સ્વીકારૂં છું; તથાપિ પૈસો વારસામાં મળ્યો તે માટે હું જવાબદાર નથી અને મારી પોતાની ઘણી ખામીઓ પણ મારી નજર બહાર નથી. છતાં એક બાળા જેની સાથે હું લગ્ન કરવા અંતઃકરણથી તલસી રહ્યો છું, અને જેની સાથેનું મારૂં લગ્ન ' સાચું સ્નેહલગ્ન ' જ બને, તે આર્થિક દૃષ્ટિએ ગરીબ છે, છતાં તેને હું એટલી તો સર્વસંપન્ન માનું છું કે એના નિત્યસહવાસમાં મારા દ્રવ્યનો હું સદુપયોગ કરી શકીશ અને મારી અનેક ત્રુટિઓ પણ જરૂર ઓછી થશે, એમ મને પૂર્ણ શ્રદ્ધા છે. આવી પત્ની મળતી હોય, તો પણ સામી વ્યક્તિને થોડીક અગવડ પડે. અથવા વડીલોમાં કચવાટ થાય. એટલા જ ખાતર મારૂં ભાવિ ન સુધારૂં; એમ સલાહ તો તમે નહિ આપો. એ મને ખાત્રી છે. "

" પણ રમણભાઇ, તમારી ·વિવાહિત કન્યામાં પણ, તે તમને અનુકૂળ થાય એવાં રૂપગુણ નથી, એમ તમે શા સારૂ માની લ્યો છો ? તમે જ કહો છો કે એનો તમને કાંઇ પરિચય તો થયો જ નથી. એના નિકટ પ્રસંગમાં તમે આવી તો જુઓ. તેમ કર્યા સિવાય તમારૂં વર્તન, મારા જેવી સાધારણ જ્ઞાનવાળી છોકરીને તો કેવળ ગેર-રીતનું લાગે ? અને એક બીજું પણ કહી લઉં ? જે બાલા ઉપર તમે ફિદા થઈ ગયા છો, તેની સાથે પણ ઉપલક મૈત્રિ સિવાય તમે વિશેષ સંબંધમાં શું આવ્યા હશો ? એના ગૃહમાં, કુટુમ્બમાં, મંડળોમાં, જે જૂદા જૂદા પ્રકારનું વર્તન સંસાર માગે છે, તેમાંનું તમે કેટલું જોઇ શક્યા હશો ? સર્વે સદ્ગુણ કોઇ એકાદ બીમાં હોય, એમ તો શી રીતે માનવું ? વળી આપણી દુનિયામાં યુવક-યુવતીઓને બહુ મળવા હળવાનું શક્ય નથી, એટલે આ દેશમાં તો અમુક વ્યક્તિના સાચા ગુણદોષ સમજવા, એ કોઇને પણ માટે તેના નિકટ પરિચયમાં લાંબા સમય સુધી આવ્યા સિવાય મુશ્કેલ જ છે. પરન્તુ હું તો યુરોપનાં સંવનનમાં પણ તેમ બનવું ઓછું સંભવિત છે, એમ વાંચું છું. એવા

## ઝાંઝરિયું

:: ગીત ::

સખી, બાંધ્યું કંઘે ઝાંઝરિયું
મેં પૂર્યાં ગીત અનુપ રે:
રૂમઝુમ ઝુમઝુમ ઝાંઝરિયું.
સખી, યૌવન ધડકે ઉરમાં
થનગન નાચે પાય રે !
રૂમઝુમ ઝુમઝુમ ઝાંઝરિયું.
સખી, હૈયે વ્હેતી ભાવના
નૂપુરના ઝણકારે રે
રૂમઝુમ ઝુમઝુમ ઝાંઝરિયું.
સખી, તનમન સહુ સાથમાં
શમણાં નાચે નેન રે !
રૂમઝુમ ઝુમઝુમ ઝાંઝરિયું.
સખી, બાંધવા મનનાં મોરલાં
છૂટી લટની વેણ રે !
રૂમઝુમ ઝુમઝુમ ઝાંઝરિયું.
સખી, એને ને મારે રૂસણાં
તૂટયાં નૂપુર વેણ રે
રૂમઝુમ ઝુમઝુમ ઝાંઝરિયું.

શ્રી. જયંત દેસાઇ

મળવા હળવાના જૂજ પ્રસંગોમાં બંને (તરુણ અને તરુણી) Society manners (બાહ્ય દેખાવની મનોહરતા) જાળવે; પણ 'ભીતરકી ભગવાન જાણે!' આવી દશા સામાન્ય હોય છે. એટલા માટે મારી સૂચના છે કે તમે એ તમારી વિવાહિત બાલાનો પરિચય અને અનુભવ જેટલો મળે તે લીધા પછી જ તમારે વિવાહ રદ કરવો હોય તો કરો. દરેક વ્યક્તિને પોતાનું ભાવિ રચવાનો હક છે તેમજ ધર્મ પણ છે. તે મારે કબૂલ છે. પણ......

" સાંભળો ત્યારે " લજ્જૂએ જરા શરમથી ગાલ ઉપર લાલ શેરડા પડયા, છતાં પોતાનું વકતવ્ય ચાલુ રાખ્યું:

" સાંભળો ત્યારે, વળી મારા જેવી ગરીબ છોકરીની પણ નજીવી આત્મકથા. હું પારકે ઘેર ઉછરી છું. મારો વિવાહ મારાં માબાપે, એક દેખીતું સારૂં ઠેકાણું જોઇ, મારા બાલ્યકાળમાંથી કરી રાખ્યો છે. પરંતુ મોટી થયા પછી, વ્યક્તિ-સ્વાતંત્ર્યનાં લખાણો વાચ્યા પચાવ્યા પછી મને પણ તમારા જેવી જ ધૂન લાગેલી. હું પણ લગ્ન જેવા ગંભીર વિષયમાં અંગત પસંદગીની સ્વતંત્રતામાં માનતી થઈ હતી.

" પરંતુ એવામાં- મને મારા વિવાહિત યુવાનનો પ્રસંગ મળ્યો અને અમારો પરિચય વધ્યો. હું એમના વિરુદ્ધ પુષ્કળ વાતો સાંભળતી હતી; એમને થોડો અભિમાની અને મિજાજી, અતન્ત્ર અને ધૂની માનતા હતા. સહવાસ થતાં, ઘણું એમાંનું ખોટું જણાયું; અને એમનો સ્વભાવ તથા હૃદયના સાચા ગુણ પણ કાંઇક મને સમજાયા. અને તે ઉપરથી મને લાગ્યું કે મારૂં એમની સાથે લગ્ન થાય તો હું દુઃખી થાઉં, એવો સંભવ ઓછો છે.

" મારા આ અનુભવ ઉપરથી તમને જો હું સહેજ પણ સલાહ આપી શકું તો તે એ છે કે તમે પણ તમારી વિવાહિત બાલાની સાથે નિકટ પરિચય મેળવી જુઓ; કદાચ એની ખામીઓ તમને જણાય, તો પણ તે અસહ્ય છે કે સુધરી શકે એવી છે, એ પણ વિચારી જુઓઃ અને અન્તે તો તમને યોગ્ય લાગે તેમ જ તમે કરશો. તથાપિ મારી આટલી સલાહની અજમાયશ તો કરી જુવો. "

" શું તમારો વિવાહ થયેલો છે?–અને વિવાહિત યુવાનની સાથે લગ્ન કરવાનો પણ તમારો નિશ્ચય છે?" આશ્ચર્ય પામીને, રમણ ચોંકી ગયો હોય એમ બોલી ઉઠયો. એનો ચહેરો એટલામાં તો અત્યંત ઝાંખો થઈ ગયો–અને જાણે તે નિરાશ અને ગમગીનીનાં ઉંડાણમાં ઢળી ગયો હોય એમ દેખાતું હતું.

" ત્યારે તો આ મારી બધી વાત અફળ જ હતી! હું તમને લજ્જુબહેન, કાંઇ ઘણા મહત્ત્વનો સવાલ પૂછવાના વિચારમાં હતો, સાં તો તમે મારા હૃદયની અનેક આશાઓ ઉપર વજ્રપાત કર્યો! "

" એવો શો પ્રશ્ન હતો રમણભાઇ!" લજ્જુએ ચિન્તાશીલ ચહેરે પૂછ્યું. " મેં એવું શું કહ્યું કે તમારા હૃદયને તમે કહો છો તેમ આઘાત થયો? અને તો લાગે છે કે તમને માઠું લાગે એવું કાંઇ બોલી તો નથી! "

રમણે જવાબ ન આપ્યો અને ગાઢ નિઃશ્વાસ મૂકયો. એનું મગજ અત્યારે કોઇ અકલ્પ્ય વિચારોના વમળમાં ઘૂમી રહ્યું હોય એમ દીસતુ હતું. થોડી વાર કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય તે જેમનો તેમ, બેસી જ રહ્યો. અન્તે તે ઉઠીને ઉભો થયો.

" લજ્જુબહેન, હું આજ સાંજે જવાનો છું. આટલા દિવસ તમારી અમૂલ્ય સંગતિનો લાભ અને મને જે અપૂર્વ શાન્તિ અને

આનન્દ મળ્યો તે માટે તમારો મોટો ઉપકાર મારા ઉપર છે, તે હું શી રીતે દર્શાવું ! તથાપિ તમારા તરફની મારી સન્માનવૃત્તિના એક દર્શન તરીકે તમે સૂચવેલો મલાજ પણ હું અજમાવી જોઈશ. આપણી આ વાવના કાંઠા ઉપરની મૈત્રી અને વાતો તો હું જીવીશ ત્યાં સુધી ભૂલવાનો નથી. પણ હવે આપણે પાછાં આવી રીતે ક્યારે મળવાનાં ! અને મળીશું કે નહિ તે પણ પ્રભુ જાણે !"

" જો પ્રભુની ઇચ્છા હશે તો આપણે પાછાં વહેલાંજ કેમ નહિ મળીએ ?" લજ્જુએ જરા હસીને કહ્યું; " તમે મને મળવા ધારશો તો આપણે અચૂક મળી શકીશું. "

શબ્દો તો મીઠા હતા; કારણ કે બોલનારની વાણીમાં મધુરતા હતી, પણ રમણને લજ્જૂના હાસ્યમાં કાંઈક લાગણીહીનતા દેખાઈ ! તેના પોતાના હૃદયમાં અત્યારે જે નિરાશા અને ગમગીની હતી. તેવું કાંઈ એ બાલામાં હોય એમ ન દેખાયું. આ ઉપરથી એને વહેમ તો પડ્યો કે એનો પોતાના તરફનો ભાવ હશે, તોય તે મધ્યમ જ પ્રકારનો હશે. છતાં-તેથી એના તરફનાં પોતાનાં દિલનાં તીવ્ર ખેંચાણમાં જરા પણ ફેર ન પડ્યો, અને બહુ ખોટું પણ ન લાગ્યું. નમસ્કાર કરીને બંને છૂટાં પડ્યાં;-રમણને તો એમ જ ભાસ્યું કે હમ્મેશને માટે !

## ૪

રમણ કાંઈક ખિન્ન હૃદયે લજ્જૂના વિચારમાં જ મેડીના છજામાં ફરતો હતો. પોતાના દાદીને ત્યાં એ પાછો આવ્યો હતો; પણ એને બિલકુલ ચેન પડતું ન હતું. લીલા પણ ત્યાં ન હતી. એને ચાલ્યો ગયેલો જાણીને તે પણ એકાદ દિવસ રહી પાછી ગયેલી, એટલે અહીં તે એકલો જ હતો.

" માજી ! માજી ઉપર આવ્યાં છે ?- અહીં તો નથી ! " દાદરા ઉપરથી એક અવાજ આવ્યો. સ્વર જાણીતો લાગ્યો. રમણે અંદર ડોકિયું કર્યું; એક યુવતીને જોઈ તે મેડીમાં આવ્યો.

" લજ્જૂબહેન ! તમે અહીં ક્યાંથી ? " તે આનન્દ અને આશ્ચર્યથી ચકિત થઈ બોલી ઉઠ્યો.

એ બાલા લજ્જાવતી હતી, પણ ગામડાંની લજ્જૂથી તે કાંઈ જુદી જ દેખાતી હતી: એનાં વસ્ત્ર ફેશનદાર, ધાટીલાં, સુશોભન હતાં. એના માથાના વાળની સેંથી વાંકી અને કપાળ ઉપર તેની લટો સહેજ ઝૂલતી હતી, શરીર ઉપર કિંમતી અલંકાર હતા. ગ્રામ્ય સાદા પોશાકમાં જોયેલ લજ્જૂ અત્યારે વળી ઘણી વધારે સુન્દર, મનોહર દીસતી હતી.

તે યુવતી જરા હસી: " લજ્જૂ નહિ; પણ લીલૂ! " તેણે જવાબ દીધો.

" શું કહો છો ?" રમણે પુનઃ પ્રશ્ન કર્યો.

એ તરુણીએ ફરીથી કહ્યું: " હા, હું લજ્જૂ નહિ, પણ લીલૂ ! "

" શું તમે જ લીલાવતી ? " રમણ હર્ષ અને અચંબામાં ગરકાવ થઈને બોલી ઉઠ્યો. જો કે આથી તે સ્તબ્ધ જેવો થઈ ગયો તો હતો; તથાપિ એના હૃદયનો ઉલ્લાસ અત્યારે ઉભરાતો હતો, એનાં નયનો સ્નેહપૂર્ણ દૃષ્ટિએ એ બાલાને નીરખી જ રહ્યાં હતાં.

" હા જી, હું જ લીલૂ! હું તમને મળવાને વડીલોની ઇચ્છા-અને મારી અંતરવૃત્તિને અનુસરીને તમારો વિશેષ પરિચય મેળવવાને, તમારા હૃદયભાવ જાણવાને અહીં આવી ત્યારે માજીની આંખમાં મેં આંસુ જોયાં ! એમણે ઘણી દિલગીરી સાથે બનેલી હકીકત કહી સંભળાવી; અને તમારા વિવાહ સંબંધી વિચાર પણ કાંઈક વર્ણવ્યા. બીચારાં બહુ નિરાશ થઈ ગયેલાં જણાયાં.

" મને પણ લાગ્યું તો ખરું કે એ પછી આપણા વિવાહનો ભંગ અને તમારો ત્યાગ, એ જ મારે માટે સ્વમાનનો રસ્તો હતો. અને તમને જેમ અનેક કન્યાઓનાં માગાં આવ્યાં હશે, તેમ થોડાંક મારે ખાતેય આવ્યા વિના રહ્યાં નહોતાં,–સારા ગણાતા ઠેકાણેથી પણ ! એટલે ભવિષ્યની જિંદગીનું શું થશે, એવી ચિન્તા ઓછી હતી. વળી મામાજીની કૃપાથી હું વિલાયતથી પણ કેળવણીની સારી લાયકાત લાવેલ હતી; એટલે સારો નિર્વાહ થાય એટલું વેતન તો હું મેળવી શકું એમ માનતી હતી.

" છતાં–તમને એક ચાન્સ મારે આપવો; અને તમને એક વખત તો મારે બને તો મળી જોવું, એમ સલાહભરેલું લાગ્યું. વળી મારા મામાજી–જેમના અનેક મારા ઉપકારોનો બદલો હું આ જિંદગીમાં તો કદિ આપી શકું તેમ છું જ નહિ તેમની અને મામી, જેમને હું મારાં મા જેવાં ગણું છું, તેમની બંનેની તીવ્ર ઇચ્છા આ વિવાહ ચાલુ રાખવાની હતી મને પણ–મેં તમને કહ્યું હતું તેમ–વ્યક્તિસ્વાતંત્ર્યનો પવન નહિ લાગેલો એમ નહિ; પરંતુ વડીલો તરફનો મારો પૂજ્યભાવ ઊંડો હતો. એટલે તમે જે ગામ ગયેલા, ત્યાં જવાની–રહેવાની મને પણ અનુકૂળતા હતી. ભાવિની પ્રેરણાથી આપણે ત્યાં મળ્યાં. પછીનો ઇતિહાસ તો તમે જાણો છો.

" હવે આપણે જુદાં થવાને કારણ નથી; વડીલોની ઇચ્છા હોય કે નહિ ! હવે પછીની વાત બધી તમારા હાથમાં છે, મારે તમને બતાવવું હતું કે વિલાયતની કેળવણી પામનાર છોકરી ત્યાંની સંસ્કૃતિના સારા અંશ સ્વીકારી શકે છે; અને મર્યાદામાં ત્યાં રહે કે સ્વાધીનતામાં ત્યાંના સંસારમાં પણ, તે ઊંચી કેળવણી મેળવીને પોતાનું વ્યક્તિસ્વાતંત્ર્ય જાળવી શકે છે.

અને પછી તો–તમારા અંતરના વિચાર વળી જુદા જ જણાયા !–પણ તેમાંય મને કાંઇ શ્રમ પડે તેમ નહોતું. જે હિન્દુ બાલાએ આર્ય સંસ્કૃતિનું ધાવણ પીધું છે, તે થોડાંક વર્ષ વિદેશીઓમાં રહે તેથી કાંઈ એનામાં આસમાન જમીનનો ફેર થાય જ નહિ ! એટલે હું તો જેવી અહીં હતી–તેવી જ ત્યાં પણ હતી અને પછી એની એ જ છું. પણ, હવે, તમારી વૃત્તિ હશે તો આપણે છૂટાં પડવામાં મારો વાંધો નહિ નડે. "

" હવે જૂદાં થવાનું !–હવે છૂટાં પડવાનું ! ..મારું મગજ ગમે તેટલું ઉશ્કેરાયલું હશે પણ મને કંઇ ગાંડો ધેલો ધારો છો ?" રમણ બોલી ઉઠયો: " તમે લીલાવતી હો કે લજ્જાવતી, જે હો તે હો: પણ મોં આગળ અમૃત કોળિયો આવ્યો તે હું કદાચ જતો કરું ?...હવે તમે મારાં અને હું તમારો !–પણ લીલાવતી, તમને નથી લાગતું કે આ બનાવમાં તમે ઘણો જ ક્રૂર ભાગ ભજવ્યો છે, મને રાતોની રાતો નિરાશાની, અશાન્તિની ઉદ્વેગની આંધી આપી છે ! તમે જાણતાં હતાં કે હું તમને મારા જિગરથી ચહાતો, છતાં કેવી નિષ્ઠુરતાથી તમે મારાથી જૂદાં થયાં હતાં. "

" પણ કદાચ વિલાયતમાં મેં કોઇ પ્રેમતિપાત્ર કરેલ હશે અથવા હું કોઇને સ્નેહ કરીને આવી હોઇશ તો તેનું શું ?" લીલુએ સ્મિત કરતાં પૂછ્યું.

" આપણે થઈ ગયેલી આગલી વાતો પ્રભુને ખાતર ન સંભાળતાં ! તમે વિલાયતમાં ચહાય તે કર્યું હોય, છતાં હવે તો તમે મારાં જ છો—અને તમે પણ મને ચહાઓ તો છો, એ આપણી વાતોમાં તમે કબૂલ પણ કરેલું છે. એટલે હવે આપણી વચ્ચે કોઇ પ્રતિબન્ધ નથી અને તમે મારાં જ છો."

લીલૂને તેણે છાતી સરસી ચાંપી. " હવે તો તમે મારા હૃદયનાં, જીવનનાં સ્નેહરાણી જ છો. "

" અરે, આ શું કરે છે, રમુભાઈ, કંઈક શરમ તો રાખ ! " માજીનો સ્વર પાછળથી, દાદરા ઉપરથી આવ્યો. અને હસતાં હસતાં છૂટાં પડ્યાં. " અલ્યા ભાઈ, લીલૂની સાથેના વિવાદની વિરહ થઈ, અહીંથી નાસી ગયો હતો તે ડીપો–અને અત્યારે ઉઘાડે છોગ એનો હાથ પકડીને ઊભો રહ્યો છે, તે રમુભાઈ કિયો ?–લીલુ ! તેં કાંઈ જાદુ તો નથી કર્યું ને ?

લીલૂ હસી રમણ બોલી ઉઠ્યો: " લીલૂ તો નિર્દોષ છે, માજી, કાંઈ કર્યું હશે તો કદાચ લજ્જૂએ ! "

" લજ્જૂ વળી કોણ ? " માતાજીએ પૂછ્યું: " તમારાં આ નવા જમાનાનાં કૌતક ચેતકમાં મને કાંઈ સમજણ પડતી નથી. મારી ભલી ભોળી લીલૂ મને કહેશે. કહે બેન, રમુભાઈમાં આટલો બધો ફેરફાર શાથી થઈ ગયો ? શું જ મને કહે; રમુ તો કબૂલ નહિ કરે. એ મૂળનો આડો છે ! "

લીલાવતી જરા હસી, " માજી, ચાનો વખત નથી થયો ? " તેણે પૂછ્યું: " ચા પીને નિરાંતે પછી વાત કરીશું તો ઠીક પડશે, ખરું કની ? "

" હા. બેન, એ પણ ખરું. ચાલો તમે બંને, હું તમને બોલાવવા જ આવી હતી. " માજીએ સીડી ઉતરવા માંડી.

લીલાવતી ઊભી રહી. રમણે કહ્યું: " ચાલો, હવે આપણે જઈશું ને ? "

સાંભળવા છતાં, એ ઊભી જ રહી. એણે પૂછ્યું: " એક વાત મારે જાણવી છે. તમે કહો છો કે તમે મને ચાહો છો; પણ તે કોને ? બે આંગળ લૂગડું માથા ઉપર ગૂઢ્યું રાખીને તમને ચાપાન આપી ગયેલ, વિલાયત ભણવાઈને આવેલી લીલૂને–કે તમારી સાથે છૂટથી મળતી હળતી હસીલી લીકતી, થોડું ભણેલી મામડિયણ લજ્જૂને ? "

" બંનેને, " રમણે ઉત્તર આપ્યો.



## હિટલર અને દિવાળી

દિવાળી આવી ઉભી હિટલર સમીપે સ્વાગતે ગૂંચવાય;
ચેતાવ્યા મ્હેલ, માળા, ગૃહ, કુટિર બધા કોઠિયાં ઠામ, હોડી
તોપો, ગોળા બંધુક્યા ફુલકણી બદલે, ખોપરી ફેંક તોડી
ટેટાને સ્થાન–ને આ રુધિર કુમકુમે સાથીઆ શા પુરાય.*

શ્રી. રજનીકાન્ત ભટ્ટ

* સાથીઆ શા પુરાય એ પંક્તિ સુન્દરમના પ્રમુખપણા નીચે ભરાયલા ' કવિ મુશાયરા ' માટે આપેલી તે ઉપરથી ઉપરનું કાવ્ય બનાવેલું અને મુશાયરામાં વંચાયું.

# મીઠડાં તે કયમ કડવાં ?

મીઠડાં તે કયમ કડવાં થાય, હૃદયને બોળતાં રે લોલ,
દીઠડાં અમૃત વિષ પલટાય, જગતને ઝાળતાં રે લોલ;
સ્નેહલ ભાવ ઊંડા વિસરાય, જિગર કઠણાયેલાં રે લોલ,
દેહલ રંગ ફુડા ઉડી જાય, જીવન જ્યોતિહીણાં રે લોલ:

મધુરા હર્ષ વિષાદ અગાધ વિશે બહુ ડૂબતા રે લોલ,
અધૂરાં વર્ણ્યુ પ્રેમ અમાપ તણાં ઘણું લૂભતાં રે લોલ;
સોહ્યાં સુન્દર ને સુરમાળ, ઉગમતાં અંતરો રે લોલ,
જોયાં નિષ્ફળ સહુ સુખફાળ, રહ્યાં દાઝયાં ઉરો રે લોલ.

ઉલ્લાસે ઉછળી રહ્યાં યૌવન પૂર સુવાસ,
મન ને આત્મન્ ડોલિયાં જિન્દગીને રસરાસ:
"મ્હોર્યાં" સંસારે મધુ, હૈયાં તેજલ આશ,
જીવન શોભન ·ઝીલવું;–બન્યાં ક્રૂર આભાસ !

આવ્યાં દુનિયાંને દરબાર અમે આશાભર્યાં રે લોલ,
લાવ્યાં દિલડાંનાં ફૂલહાર, પ્રીતમ કાજે ધર્યાં રે લોલ;
રચિયાં મૈત્રિનાં શુભ ધામ, ગૃહાંગણ શાં ગજ્યાં રે લોલ,
સજિયાં નર ને નારી તમામ, ક્રીડાંગણમાં રમ્યાં રે લોલ:

જૂનાં બન્ધનના અંકોડ, અભય અમ, તૂટિયા રે લોલ;
સદા દિલ ઉડવા કેરા કોડ, જીવનરસ લૂંટિયા રે લોલ;
વહ્યાં એ મનહર ઉરવિહાર, ઘડીભર રંગમાં રે લોલ,
રહ્યાં ફળ ઇન્દ્રવર્ણશાં ખાર, વિષમ સુખ ભંગમાં રે લોલ.

જાણ્યું જગ શું સ્વર્ગ ? આ સુધાઝર્યો સંસાર ?
માણ્યું સ્વપ્ન; વચ્ચોજ ત્યાં ગાઢો રે અન્ધકાર !
કાળી રીઠ ઘન વાદળી, કાળેરી કાળી રાત;
કાળી ભાવિ પદાવલી, કાળી દિલની વાત !

મિત્ર–ગુરુ–સાથી બન્યાં નર જાત, ઘણાં સંગે સર્યાં રે લોલ;
ઊંડી અમ કુમળાં હૃદયે ભાત સ્નેહની સંઘર્યાં રે લોલ,
જીવિત પંછી કલુષિત–કે સંસાર ? અમે અણજાણતાં રે લોલ,
હાય ! પછી ?–ક્લેશકર્દના ભાર રહી અંગે જાણતાં રે લોલ:

કહો કોઇ, મીઠડી કયમ અમ ગીત બની કડવી દહે રે લોલ,
લહો કોઈ કેવી તે આ રીત ? ગંગા અવળી–વહે રે લોલ;
કર્યે શું, કડવાં મીઠડાં થાય, હૃદયને ઠારતાં રે લોલ,
રડવાં હસવાંમાં પલટાય, જગત સુખ ધારતાં રે લોલ.

શ્રી. રામમોહનરાય જશવંતરાય

# વિકાસની વેદના

લેખિકા :
ધનબાળા ક. દેસાઈ

અનેક પળે ને ક્ષણે માનવોનાં મનની અંદર વિચારો આવે છેઃ શું જીવન તે માત્ર દુઃખ માટે જ છે કે સુખ માટે જ!

રૂદન અને હાસ્ય એ બેનું મિશ્રણ એટલે જીવન. કોઇ પણ મનુષ્ય એવો નહિ હોય કે જે રડયો નહિ હોય અને જીંદગીમાં હસ્યો નહિ હોય !

કેટલાક માને છે કે મનુષ્ય પોતે જ આ સુખ અને દુઃખ પોતાની મેળે ઊભાં કરે છે. પરંતુ તે અર્ધસત્ય છે. કારણ કે ઘણા મહાન પુરૂષો માને છે કે દુઃખ એજ જીવનને ઘડે છે; અને સમજણપૂર્વકનું બનાવે છે તેના પ્રત્યક્ષ પુરાવા તે પ્રભુના પોતાના જ ભક્તો છે. તુકારામ, નરસિંહ મહેતા મીરાં વગેરે. તેમનાં જીવનો દુઃખથી જ ભરેલાં છે. માટે જ તેઓ પ્રભુની ભક્તિ સારી રીતે કરી શક્યા છે.

આપણા પ્રખ્યાત કવિ ખબરદારે ગાયું છે કે

> દુઃખડાં દેજો પ્રભુ
> બહુ થોડે બ્રહ્માંડ ડોલી જાય
> એવાં અમ ભાગ્ય
> દુઃખડાં...

સુખ કરતાં દુઃખ તે જીવનનાં ઘડતરમાં મહત્વનો ભાગ ભજવે છે. માટે જ જીવનના વિકાસમાં ઉંડે ઉંડે વેદના હોય છે. તે વેદના મોટા ભાગનાં માનવી સમજી શકે છે. પરંતુ તેનો સામનો યોગ્ય પળે ને યોગ્ય સમયે કરી શકવા માટે શક્તિશાળી નથી થઇ શકતા એટલે દુઃખની ફરિયાદ કરે છે. આપણે હિન્દુઓ તો પૂર્વજન્મમાં માનીએ છીએ; અને પ્રારબ્ધનાં દુઃખ લખાવી લાવ્યા છીએ ને કર્મોનું ફળ ભોગવવું પડે છે. જ્યારે એ દુઃખ સહન કરવાનું જ છે તો એની સામેનો બબડાટ નકામો નથી શું ! કુદરત તરફ નજર કરોઃ ધરતીમાતા પોતાની છાતી ઉપર અનેક હળના ઘા ઝીલે છે; અને સૂર્યનો પ્રખર તાપ સહન કરે છે. કદીએ તેને ફરિયાદ કરી છે ! દુઃખમાં માનવીનો વિકાસ છે એવું સમજીએ તે પહેલા દુઃખનું પરિણામ શું ! દુઃખ શેમાંથી ઉદ્‌ભવે છે ! સુખ પહેલું કે દુઃખ ! આ પ્રશ્ન આપણા માનસને મૂંઝવે છે. પણ " જ્યાં નહિ વેદના ત્યાં ફળ કયું !" બાળકના જન્મનું જ દૃષ્ટાન્ત. માતા અનેક જાતની વેદના સહન કરીને એક બાળકરૂપી પુષ્પનું સર્જન કરે છે. કુદરતમાં પણ તેમ જ છે. ધરતીમાતા એ હળના ઘા ઝીલી ઝીલીને સુંદર ધાન્ય ઉત્પન્ન કરે છે. આ ઉપરથી એ જ સાબીત થાય છે કે દુઃખમાંથી સુખનો ઉદ્‌ભવ થા છે.

માનસશાસ્ત્રીઓ કહે છે કે જીવનમાં સુખ છે જ નહિ. But removal of pain is called happiness. " જ્યારે ઘણા એમ પણ કહે છે કે

> " આનંદો ભાઇ આનંદો
> જીવન એક મહોત્સવ છે. "

જીવન એ માત્ર મહોત્સવ તો નથી જ. લગનના મંડપો કંઈ હંમેશાં બંધાતા નથી. હંમેશાં બંધાતા મંડપો એ સુખ પણ આપતા નથી. સુખના પ્રસંગો ક્ષણિક જ અનુભવાય છે. એ સ્વપ્નવત્ છે માટે જ સુખની કિંમત છે. સ્થાયી રહેતા સુખને આપણે સુખ માનતા જ નથી; તેના કારણોમાં મુખ્યત્વે આપણો અસંતોષ ને સાથે

સાથે આપણી મહત્ત્વાકાંક્ષાઓ. જીવનમાં મહત્ત્વાકાંક્ષાઓનો અંત જ નથી. એ જ આશાઓ જીવનમાં હાસ્ય ને રુદન પ્રગટાવે છે. એટલે જીવન એ માત્ર આનંદ છે એમ તો ન જ કહી શકાય. એ જ પૂર્ણ વિકસિત કમળો સૂર્ય નમતાં બીડાઈ જાય છે. એ શશી પોતાની રાત્રીરૂપી રાણીને વિદાય આપતાં મોતી સમાં આંસુ સારે છે. આ બધું શું બતાવે છે ! એ જ ને કે સર્વત્ર ને સર્વ કાળે સુખ છે જ નહિ; ત્યારે શું સર્વત્ર દુઃખ જ છે !

શેકસપીઅરે કહ્યું છે કે દુનિયાનાં લોકો કેવા મૂર્ખ છે; કેમ જાણે ભગવાને તેમને ઓછું દુઃખ આપ્યું ના હોય તે પાછુ પોતાનું કલ્પિત દુઃખ ઉત્પન્ન કરે છે સાચી રીતે એ બેમાંથી એક પણ કલ્પિત નથી. જેમ માનવીને દેવ ઘડે છે તેમ જ આ કન્દ્રોએ પણ તેમને ઘડયા છે. જીવનની શરૂઆત-જન્મ તે દુઃખમાં અને અંત પણ તેમાં જ.

અલબત્ત તે દુઃખ ક્ષણિક છે. જેમ પછી મનુષ્ય પોતાના વિકાસ તરફ ધપે છે. અને સુખ તથા દુઃખનો અનુભવ કરી આ વિશ્વરૂપી રંગમંચ ઉપર તેનો ભાગ ભજવી મૃત્યુને આમંત્રે છે, પણ એટલું તો છે જ કે સાત્વિક મનુષ્ય જેને જ્ઞાન, ચારિત્ર, અને જીવનમાં ઉતાર્યો છે તેને મૃત્યુ દુઃખ દેતું નથી. કારણ મૃત્યુ એ શું છે તે તે બરાબર સમજે છે, " મૃત્યુ મરી ગયું " એટલે કે આત્મા નવાં વસ્ત્રો ધારણ કરીને ફરીથી તે રંગમંચ ઉપર તેનો બાકીનો ભાગ ભજવવા આવે છે. આમ જ્ઞાનથી મનુષ્ય આધ્યાત્મિક સુખ મેળવી શકે છે. પણ આવું આધ્યાત્મિક સુખ મેળવનાર કોઈક વિરલા છે. પણ તેનો અર્થ એ નથી કે તે વિરલાઓએ દુઃખનો અનુભવ જ નથી કર્યો. એ વીરતા દુઃખમાંથી જ ઉદ્ભવી છે. એ જ વીરતામે સિદ્ધાર્થ " બુદ્ધ " થયા. એટલે દુઃખમાંથી તેમણે સુખ ઉત્પન્ન કર્યું છે; માટે જ તે સુખ ચીરસ્થાયી પણ હોઈ શકે. તેમાં પ્રેમ અને ફરજ એ બન્નેનો સંતોષ છે. પ્રેમ સંકુચિત નહિ પણ ઉદાર અર્થમાં ને ફરજ પણ તે માત્ર આ જગતની નહિ પરંતુ આ જગતની પેલે પારની આમ આવા જ્ઞાની પુરુષો જીવનને મહોત્સવ બનાવે છે.

જીવનમાં હાસ્ય અને રુદન હોત નહિ તો જીવન નીરસ અને પ્રેરણા વિનાનું બનત તેની કિંમત પણ અંકાત નહિ. સુખ અને દુઃખરૂપી બે પાંખો વડે જીવ પોતાનો વિકાસ સાધે છે. દુઃખ એ જીવનનાં મર્મોને ભેદીને પેલેપાર લઈ જાય છે. ને તેનાં રહસ્યો ઉકેલે છે. અશ્રુથી જીવનનો મેલ દૂર થઈ જાય છે. જીવન તે રણ જેવું નથી, પણ બગીચા જેવું છે માટે જ તેમાં હર્ષ અને શોક બન્ને હોય છે. જ્યાં વેદના નથી ત્યાં ફળ નથી; ને ફળ નથી ત્યાં આનંદ નથી. આમ જીવ અને જગતનો વિકાસ જોતા આપણને લાગશે કે યુગે યુગે સંક્રાતિકાળો આવે છે ને તે પછી તે સંસ્કૃતિઓ વધારે સુદૃઢ અને ચિરસ્થાયી બને છે. આ સંક્રાન્તિકાળ તે ખરેખર દુઃખકર જ હોય છે. કુદરત કદીએ દુઃખની ફરિયાદ કરતી નથી. તે તો તેનો ક્રમ ચલાવે રાખે છે. તે જ પ્રમાણે મનુષ્યોએ પોતાનો વિકાસ કરવાનો છે.

દુઃખ એ જગતનું ચિરસ્થાયી દેવું છે કુદરત માગે તેટલું આપવું તેમાં જ મનુષ્યની મોટાઈ છે; ને સાચી વીરતા છે. જેવી રીતે તેજ અને અંધારરૂપી સાંકળથી વિશ્વનું સૌન્દર્ય ખીલી રહે છે તેજ પ્રમાણે હાસ્ય ને રુદનરૂપી સાંકળોથી મનુષ્ય તે જીવનનું સૌન્દર્ય ઘૂંટવાનું છે. દુઃખના ગર્જન વિના સર્જન નથી. વિજનાં રુદન અને

# સમજુબા

લેખક : શ્રી બાળકૃષ્ણ જોષી

કોમર્શ્યલ આર્ટ્સના અભ્યાસ માટે કૉલેજમાં દાખલ થતાં ભાયખળામાં આવેલી માણેકશા મેનશનની ચાલીમાં હું ખોલી રાખી રહેતો હતો. સામેના બંગલામાં ચિનુભાઈ ઠાકોર કરીને એક વૃદ્ધ ગૃહસ્થ રહેતા હતા. જી. આઈ. પી. રેલ્વેના એજંટની આફ્રિકામાં શરૂઆતથી નોકરીએ ચઢીને ધીમે ધીમે ચઢતી પાયરીની જગ્યા મેળવતાં મેળવતાં તે વૃદ્ધાવસ્થામાં નિવૃત્ત થઈ અત્યારે અહીં કાયમને માટે રહેતા હતા! તેમની પત્ની સમજુબા બંગલામાંથી સાંજે દર્શન કરવા બહાર નીકળતાં હોય, ને હું તેજ વખતે ઘેર આવી પહોંચ્યો હોઉં-એવું દરરોજ બનતું. મુંબાઈ જેવા વિરાટ નગરમાં આપમેળે કોઈની ઓળખાણ કરવી એ ચાલુ જમાનાની રીત મુજબ ગ્રામ્ય ગણાતું હશે-પરંતુ આ સમજુબાને મારે પ્રથમ પરિચય થયો તે પ્રસંગ જરા ગમ્મત જ છે!

સાંજના સાતેક વાગે હું ઘરમાં હતો ત્યાં અચાનક બારણું ખખડ્યું જાણી મેં હાથમાં બ્રશ સહિત, તે ખોલ્યું તો સમજુબા! "હા-ભ. બાપ, હું તો મંદિરેથી હમણાં આવી ને ઘરમાં તો કાંઈ દીવા થતા નથી—એ ઇલેક્ટ્રીકની તે ઓછી કડાકૂટ છે?—તમને કાંઈ આવડતું હોય તો જુઓને ભાઈ—

હું તેમની પાછળ પાછળ ગયો. મેઈન સ્વીચ ત્રણ ચાર વાર ઉંચો નીચો કર્યો ને તે સાથે જ બધા ખંડોમાં ઝળઝળાટ દીવા થઈ ગયા. મને પણ પહેલા જ પ્રયત્ને યશ મળવાથી આનંદ થયો—ને મારે ચિંતામાંથી મુક્ત થયાનો આનંદ સમજુબાના મોં પર પણ તરવર્યો.

આ જ વખતે અમારા પરિચય સંબંધી પ્રશ્નોત્તર થયા.

તેમણે મને મમતાપૂર્વક બેસાડ્યો. મંદિરેથી આણેલો પ્રસાદ થોડોક આપ્યો અને મને કહ્યા કહાવ્યા વિના એક કપ કૉફીનો બહુ કુનેહથી બનાવી લાવી ચાંદીની વાટકીમાં બે કેસરી પેંડા વગેરે સરંજામ લાવી મારી સામે મૂકતાં ઉભાં ઉભાં જ તેમણે વાણીપ્રવાહ વહેવડાવવા માંડ્યોઃ

"મારો સુરેશ આજ બી. એ. પાસ થયાનો તાર આવ્યો છે—તેના પેંડા. એ અમદાવાદની કૉલેજમાં ભણે છે. એના બાપા તો એને વારે ઘડીએ કહે છે કે અહીં સરસ બંગલો રહેવાનો છે—ઘરને આંગણે—ને મુંબાઈમાં કાંઈ ઓછી કૉલેજો છે? પણ એણે તો હઠ જ લીધી કે બસ અમદાવાદ જ ભણવું છે-ત્યાં એના દોસ્તદારો છે કહે છે!—હાં તે તમારૂં નામ શું ભાઈ? બોલાવીએ પણ શી રીતે રડ્યું?—તે તમારે નાના ભાઈ બેન છે કે?"

મેં હસીને ઉત્તર આપ્યો, "નાના ભાઈ બેન મારે નથી. હું જ સૌથી નાનો છું. મારે ત્રણ બહેનો ને બે ભાઈઓ છે—

"ભલે છે મા, ભાગ્યશાળી કહેવાઓ, પણ તમારૂં નામ?"

"મને ગજુ કરીને બોલાવજોને માજી!"

"એંહ, આવડા મોટા તમે થયા-મારા સુરેશથી બહુ બહુ તો છ આઠ મહિને નાના હશો. કેમ નહિ? હાં-તે હું શું કહેતી હતી?—

"જુઓ ગજુભાઈ, સુરેશના મનને એમ કે અમદાવાદની કૉલેજ સારી છે-તો મેં કાંઈ ફિકર નહિ, છો ને ત્યાં ભણે!



# ગુણસુન્દરી

દીપોત્સવી અંક

નવેમ્બર '૪૧

આસોપાલવની
અલબેલી ડાળીએ
તોરણનાં પાંદડાં
ચૂંટી;
એને લેઇ લેઇને
નાની શી સહિયર
ફૂલો વીણી વીણી
લાવતી.
આવી દિવાળી
દીપતી.

હવે આ બંગલામાં રહેવા આવ્યે અમને ત્રણ વરસ થયાં-ત્રીજી લગનસરા આવી-ને સુરેશ પણ હવે બી. એ. માં પાસ થયો, હવે બહુ બહુ તો વરસ વરીઝ ભણશે-પછી પરણાવીશું-ને ઘેર વહુઆઈ આવશે જ ને!"

૨

તે પછી તો સમજુબાને ત્યાં મારે વારંવાર જવા આવવાનું થવા માંડયું. નાનપણમાં પીએરની કેટલી ગરીબ સ્થિતિ, પછી પરણ્યા બાદ એમના પતિ ચિનુભાઈની નોકરીનું બરાબર ઠેકાણું પડતા સુધી કેવી મુશ્કેલીમાં દિવસ કાઢવા પડયા, ને પછી કેવું નસીબનું પાંદડું ખુલ્યું, બંને મોટી છોકરીઓ એક સુરત, એક વડોદરા અને પેટલાદ પરણીને સારે ઘેર કેવી ઠેકાણે પડી ગઈ, એકનો એક દીકરો સુરેશ તેનું પ્રથમ જન્મિયત નામ રાખેલું તે બદલીને સુરેશ રાખવા માટે સુરતવાળી બેન કેવી એના બાપા સાથે લડેલી, સુરેશને સારી કન્યા મળે તે માટે કેટલા પ્રયત્નો કર્યા, યાત્રાએ જતાં ચિનુભાઈની રેલ્વે ખાતામાં નોકરી હોવાથી સેકંડકલાસની પાસ કેવી ઝપાટાબંધ મળેલી, ને અત્યાર સુધીમાં ચાર ધામ કેવાં લહેરથી કરી આવ્યાં એવી એવી અનેક વાતો સમજુબા એવી ઉલટાવી ઉલટાવીને કાઢતાં વખત ક્યાં પસાર થઈ જતો તેની ખબર રહેતી નહિ; ને એમની વાતોમાં કેવો કોઈ રસ પડતો કે તેમની પાસેથી ઉઠવાનું મન જ ન થાય! છેવટે તેમની વાત મૂળ મુદ્દા પર આવતી, "જુઓને ગજુભાઈ, મને તો કોઈએ મુરબ્બિ લખતાં વાંચતાં ન શીખવ્યું તેની મને બહુ અગવડ પડે છે! હવે સુરેશની વહુ આવશે એટલે હું તો એને કહીશ " મારી પહેલી શરત એ કે તું તારે ફાવે તેવી ફેશનનાં સાડી પોલકાં પહેર, મોંએ પાઉડર ચોપડ કે વાળના અંબોડા ગૂંથ-તેનું મારે કાંઈ કહેવું નથી, પણ મને રોજ સીલેટ પેન લઈને લખતાં શીખવ-હવે નિશાળે જવાના દિવસ તો ગયા. મારે મારા ઘરની નિશાળ શી ખોટી! વહુ માસ્તર ને સાસુ વિદ્યાર્થી." ને પછી હંમેશના ખુશ સ્વરે તે હસતાં ને મને હસાવતાં!

ત્યારે ચિનુભાઈનો નમૂનો આથી તદ્દન ઊલટો જ હતો. તેમને ઝાઝું બોલવું નહિ કે કચાંય જવું નહિ. માત્ર એક જ વાર મારી સાથે બોલેલા અને તે એ જ કે, "છોકરાંને ભણવા સંબંધી, નોકરી ધંધા સંબંધી પરણવા સંબંધી મેં કહેવાનું જ મૂકી દીધું છે. તમે જાણો ને તમારું કામ જાણે-તમને જેમ ફાવે તેમ કરો. પછી અમને દોષ દેશો તે નહિ ચાલે."

ત્યારે એ જ બાબતમાં સમજુબાનો મત એવો હતો કે " સુરેશ હવે કાંઈ નાનો છે એ જે કરશે તે એના લાભનું જ કરશે ને એમ. એ. થયા પછી પરણીશ એમ કહે છે તો ભલે!-પછી આપણે શી ચિંતા છે!"

આ પરસ્પર વિરોધી મત સાંભળી આશ્ચર્યમાં ગરક થઈ જતો! ઉંચા ઘાટનો રસ્તો એક જ હોય છે પણ ઉપર ચડનારને તે અઘરો લાગે છે જ્યારે ઉતરનાર તે મોજથી ઉતરી જાય છે!

૩

ઉનાળાની રજાઓ પડી. મારા મામા વખતે દાંતા સ્ટેટમાં દીવાન હતા, અને તેમના અત્યાગ્રહને વશ થઈ આ વખતની વેકેશન મેં ત્યાં ગાળવાનું નક્કી કર્યું હતું!

આથી નીકળવાની આગલી રાત્રે હું સમજુબાને મળવા ગયો ને મારે અંબાજી તરફ જવાની વાત સાંભળતાં તે બોલ્યાં "વાહરે વાહ, જુઓ ત્યારે, અંબાજીથી મા-

વાસ્તે કંકુનો પડો માતાજીને ધરાવી લેતા આવજો—ને આ એક કાગળમાં થોડાંક મગજનાં ચકતાં ને હલવો છે તે મારા સુરેશને બહુ ભાવે છે—તે એટલું અમદાવાદ એક રાત ઉતરી આપી દેશો ? ને ખબર લેતા આવજો. એ રજાઓમાં તો અહીં આવતો જ નથી. એને તો કાશ્મીર જવાનું બહુ મન હશે—ને—'કાંઇક યાદ આવતાં સમજુબા ઉઠ્યાં ને ગાંઠડો મારી આગળ મૂકી કમ્મરે ખોસેલી ...માંથી કંકુના પૈસા મારા હાથમાં મૂકવા માંડ્યા.

મેં કહ્યું: "નહિ નહિ, સમજુબા ! આવું શું કરો છો ? પોતાના માણસને આવા જૂજ કામ માટે પૈસા આપવાના હોય ? એ તો હું જરૂર લેતો આવીશ. ને અમદાવાદમાં મારા બનેવી પોસ્ટ માસ્તર છે ને ત્યાં બેનને મળવા હું જવાનો જ છું એટલે સુરેશભાઈને લગડા પણ પહોંચાડી દઈશ "

અને બીજે દિવસે અમદાવાદ પહોંચતા જ થેલીમાં હાથડો મૂકી હું ગુજરાત કોલેજની બોર્ડિંગના ચોગાનમાં પાગલની માફક આંટા મારવા લાગ્યો ! તે વખતે સાંજના છ વાગી ગયા હતા; ને રજાઓ હોવાથી બધું સૂમસામ લાગતું હતું. પૂછતાં પૂછતાં આખરે હું દાદર ચડી ચોક્કસ નંબરવાળી ખોલી આગળ જઇ ઉભો રહ્યો. તેના બારણા પર સુરેશ સી. ઠાકોર નામનું સુંદર પાટીઉં લટકતું હતું, પણ બારણે તાળું !

એવામાં બે કોલેજીઅનો ધોતિયાંના છેડા ખભે નાખી પાછળથી આવ્યા અને તેમાંના એક જણે મને પૂછ્યું: "કોને સુરસિંગજી ઠાકોરને મળવું છે? —લાઠી દરબાર "

પણ મારા જેવા અજાણ્યા માણસ આગળ એકદમ મશ્કરી કરવાના શબ્દો બોલાઇ જવાથી તેણે તત્કાળ છબ કરી. પરંતુ બીજા છોકરાએ સમયસૂચકતા વાપરી કહ્યું: "મિસ્ટર ઠાકોર, તમને અત્યારે કાંકરિયા રોડ પર સર્જન ડો. ધીરેન્દ્ર દેસાઇને બંગલે નક્કી મળશે."

## માડીનો સંદેશ

માને ના સુખડાં નેઃ
તારે આનંદની લહેર રે,
દીકરી ! સુખડાં શાં !

ભારત માથે અંધારીયા નેઃ
તારે ત્યાં ઝગઝગાટ રે,
દીકરી ! મોહડાં શાં !

માના હાથે એ બેડીયું નેઃ
તારે હાથે કંકણ નંગ રે,
દીકરી ! મોહડાં શાં !

માના વા'લાને નહી ચીંથરૂ નેઃ
તારે ત્યાં ભંડાર રે,
દીકરી ! મોહડાં શાં !

માના છૈયાંને નહી ભોજનીયાં નેઃ
તારે ઉદ્યાન શોખ રે
દીકરી ! મોહડાં શાં !

માડી સડે છે ગર્તમાં નેઃ
તારે નહી તે ખ્યાલ રે,
દીકરી ! મોહડાં શાં !

ભારતનું ભાગ્ય તારા હાથમાં નેઃ
તારે નહી તેના મુલ રે,
દીકરી ! મોહડાં શાં !

મા નહી આવે ઢંઢોળવા નેઃ
નહીં લંબાવે હાથ રે,
દીકરી ! નિંદમાં શાં !

શ્રી. પુષ્કર ચંદરવાકર

હું ગૂંચવાયો, ને જોતાં તેણે આમ જ ચલાવ્યું: "તમને તપાસ કરવા જવાનો વખત ન હોય, ને કાંઈ સંદેશો કહેવાનો હોય તો કહો, તે રાત્રે આવશે ત્યારે પહોંચાડીશું."

મારે પણ રાતની ટ્રેન પકડવાની ઉતાવળ હોવાથી મેં તે દાબડો તેને આપ્યો અને આભાર માની નીચે ઉતર્યો. પરંતુ મારા મગજમાં વિચારોની એકસરખી દોડાદોડ શરૂ થઈ. "આ ડૉ. ધીરેન્દ્ર દેસાઈ કોણ હશે વળી ? સુરેશના કાંઈ સગા થતા હશે ? એના મિત્રોએ તે સંબંધી કાંઈ ખુલાસો ન કર્યો. ને તેની કોઈ વાત સમજુબાએ પણ કરી નથી. આખરે વાત સંપૂર્ણ ખબર ન હોવાથી તે આખોય વિષય મારે પડતોજ મૂકવો પડ્યો।

卐 卐

## કલ્કિ–હાક

[ રાગ : હાં રે શિવ ભોળા, સદાશિવ ભોળા ]

હાં રે હાક વાગી, અજબ હાક વાગી;
હાં રે શબ્દમાળા ગગન જઈ ગાજી.
અજબ હાક વાગી !

હાં રે એ તો ચૌદે ભુવનમાં ગાજી,
હાં રે મોટા દેવોને શલ્ય સમી લાગી;
અજબ હાક વાગી !

હાં રે એના નાદે તે શેષનાગ ડોલ્યા,
હાં રે મહામુનિઓએ ધ્યાનભંગ જોયા;
અજબ હાક વાગી !

હાં રે દિશા, કાળ, આકાશ સ્તબ્ધ ઉભાં,
હાં રે સર્વ સૃષ્ટિ વિનાશ ચંત્ર ઉભાં;
અજબ હાક વાગી !

હાં રે માય માંરેલી આજ સમેટાતી,
હાં રે રાજ કલ્કિની હાક જગત ગાજી;
અજબ હાક વાગી !

શ્રી. મનુ. દવે

卐 卐

૪

રસ્તા પર આવેલી એક ભવ્ય ઘરાની હોટેલમાં હું ચહા પીવા બેઠો, વેકેશનને લીધે હંમેશ મુજબ કોલેજિયન યુવક યુવતીઓની અહીં પણ ઝાઝી ભીડ નહોતી. બિલ ચૂકવતાં હું કાઉન્ટર પાસે ઉભો હતો એટલામાં એંગેજ્ડ પાટીઆવાળી એક રૂમનું બંધ બારણું ખુલ્યું, ને એક યુવતી પ્રથમ સસ્મિત બહાર નીકળી; તેની પાછળ એક પ્રભાવશાળી ઊંચી કાઠિનો યુવક પણ તેટલી જ ત્વરાથી હસતા વદને બહાર આવ્યો; યુવતી ત્વરાથી પગથીઆં ઉતરી રસ્તા પર જઈ ઉભી રહી.

અને પેલો યુવક કાઉન્ટર પાસે ક્ષણવાર થોભ્યો અને તેના બોલેલા શબ્દો મને સ્પષ્ટ સંભળાયા: "અચ્છા, જહાંગીર ! ખાતાવાર લીખ લો."

"અચ્છા સા'બ" પૈસા લેનાર ઘરાની અદબથી બોલ્યો, પણ તે યુવકની પીઠ ફરતાં જ મશ્કરીમાં હસતાં તે બબડ્યો, ટેબલના ખાનામાંથી એક નોટબુક કાઢી અને પેન્સિલ વડે લખતાં પાછો તેનો બબડાટ શરૂ થયો......કમાલ છે, આ બાબત લોકના પોરીઆઓ ને પોરીઓ દુકાનમાં આવીને શું શું ખાઈ જાય છે ને શું શું પીએ છ ! તમારા બાવાજીને ને માયજીને આય બધું ખબર છે ને" તેણે મારા તરફ જોતાં કહ્યું, "જોવતે સાહેબ, વાંચીને વાંચ્યું હોય તો, કાંઈ ફિકર

હિ." નામ વાંચતાંજ હું સ્તબ્ધ થઇ ગયો. તે સુરેશનુંજ નામ હતું; અને ચકિત થયેલો જોઇ તેણે ખસીઆણા પડી જઇ કહ્યું: "કેમ ગભરામન છુટી ? એવન લોક તમારી ઓળખાનના લાગે છે કે સું ? તેમ હોય તો માફ કરજો બાવા."

પરંતુ તેની સાથે ઝાઝી લમણાઝીક ન કરતાં હું સુરેશને મળવાના ઇરાદાથી ઝટપટ ચાલવા લાગ્યો; પણ પાછું થોડેક છેટે જતાં એક વિવેકી વિચાર મનમાં આવ્યો: "ભલા આદમી, તું તેને કદિ ઓળખતો નથી, ને વળી તેની સાથે તેની પ્રિયતમા-છે. એવે વખતે તું અજાણ્યો ઓળખાણ કાઢવા જાય તે કાંઇ ઠીક કહેવાય ? "

બસ ખલાસ ! હું મૂગો મૂગો મારા મુકામ પરજ સીધો આવી ગયો.

બીજે દિવસે હું મામાજીની મહેમાનગીરી ભોગવવા હાતામા હાજર થઇ ગયો; અને મામા-મામીની હુંફાળી ગોદમાં દોઢ મહિનો ક્યા ઝોકમાં પસાર થઈ ગયો તે જણાયું પણ નહિ !

એ દિવસ પછી મારે મુંબાઈ આવવા નીકળવાનું હતું તેથી સાંજના પહોરે હું એક દુકાનમાંથી સમજુબા માટે કંકુનો પડો લેવા ગયો હતો તેવામાં અનાયાસે એક અજબ સમાચાર જાણવામાં આવ્યા.

કંકુનો પડો બાંધવા માટે દુકાનદાર છાપાંના કાગળ ફાડતો હતો તેમાંથી એક ફોટો મારી નજરે પડ્યો. "જરા જોવા દેશો કે ?" મેં અધીરાઇથી પુછ્યું; ને મોટા પેટવાળો દુકાનદાર શેઠ ખડખડ હસી પડતાં ફોટા નીચેની નોંધ મરોડમાં પણ અચકાતાં વાંચવા લાગ્યો:

"અભિનંદનીય લગ્ન ' અમદાવાદના નામાંકિત ડૉ. ધીરેન્દ્ર હેમાભાઇની પુત્રી કુમારી ઉર્મિલાનાં લગ્ન રજિસ્ટર પદ્ધતિથી શ્રી સુરેશચંદ્ર ઠાકોર સાથે થયાં. વધૂ શ્રીગૌડ બ્રાહ્મણ છે, જ્યારે શ્રી. ઠાકોર નાગર ગૃહસ્થ છે. વર પક્ષ તરફથી શ્રી. ઠાકોરનાં ઘરડ માતુશ્રીજ એકલાં હાજર હતાં !"

આશ્ચર્ય, ગભરાટ અને ઉદ્વેગ ઇત્યાદિ છટાથી ઉભરાઇ જતા મારા ચહેરા તરફ તે વચમાં વચમાં જોતો હતો; આખરે એકદમ ચંભીને તે બોલ્યો: અને તે પણ પેલા ઇરાની હોટેલવાળાની અદાથી જ. "કેમ ચમક્યા સાહેબ, આ લોકો તમારા ઓળખીતા છે કે શું ? માફ કરજો" એટલું કહી તેણે તે ફોટાવાળો કાગળ મારા હાથમાં આપ્યો.

ફોટો સુરેશનો જ હતો; યુવતી પણ તેના અસલી ઠાઠમાઠમાં જ હતી; બલ્કે મારું મન તો એમ કહેતું કે તે દિવસે સાંજે હોટેલેથી જઇને તુર્ત જ તેણે ફોટો લેવડાવેલો હોવો જોઇએ."

બીજે દિવસે હું મોટરમાં બેસી અંબાજીના દર્શને ગયો. કંકુનો પડો પૂજારીને ધરાવવા આપ્યો અને તેમણે માતાજી આગળ ધરી પાછો આપતાં મેં ખીસામાં મૂક્યો. પરંતુ આ બધી ક્રિયા મેં યાંત્રિક પૂતળાની માફક જ કરી, કેમકે મારું ચિત્ત સુરેશના લગ્નની ભાંજગડમાં જ ઘૂંચવાયું હતું !

વિચાર કરતાં કરતાં કોકડું કંઇક ઉકલવા લાગ્યું. અને મુંબાઇ પહોંચી એક વાર સમજુબાના બંગલાનો ઓટલો ચડ્યો કે બધો ભેદ ખુલ્લો પડી ગયો ! ધીમે ધીમે હું બારણા આગળ ગયો તો બાજુની ખંડનો પડદો ખસેડી સુરેશ જ મારી સામે આવી ઊભો !

મને તેના પર ભારે ચીડ ચડી હતી. સમજુબા પાસે એટલાં આશાવાદી હતાં છતા

તેમની એકંદર રહેણીકરણી જોતાં તે આવી જાતના લગ્નમાં પૂરેપુરાં સંમત હોય એ વાત શક્ય જ નહોતી !

હું મનમાં બબડયોઃ "ભલા માણસ, આવું કરીને તેં શો ફાયદો કાઢ્યો ? ઘરડાં માબાપનાં હૃદયને નાહક બાળી મૂક્યાં —"

સુરેશે મને ત્યાં જ એક ખુરશી પર બેસાડયો અને કહેવા લાગ્યોઃ "તમારું નામ મિત્રુભાઈ ને ? મારા બાપા ગુજરી ગયા તેની તો તમને ખબર નહિ જ હોય ! આજ એક મહિનો થઈ ગયો !—"

મને મનમાં બહુ ક્ષોભ થયો, પણ મેં ધીમે ઉત્સુકતાથી કાન માંડયા, તેણે આગળ વાત ચલાવી 'એમને હાર્ટફેઇલ થઈ ગયું. મારું મેરેજ થયું–અમદાવાદથી અમે અહીં આવ્યા તે બીજે જ દિવસે રાત્રે એકાએક—" તેનો કંઠ પણ ગળગળો થયો.

મારાથી પણ ઘણી વાર સુધી કાંઈ બોલાયું નહિ. વિચારોથી માથું ભૂમ બની ગયું. અજાણતાં મારો હાથ કોટના ખીસામાં પડ્યો. કંકુનો પડો હાથ લાગ્યો. મેં મારી આંગળીઓ જોઈ. રદી કાગળ ફાટી જવાથી આંગળીએ લાગેલું કંકુ જોયું ! ઓહ ! તે કેટલું ભયંકર દેખાતું હતું !

સમજુબાએ મંગાવેલું કંકુ–અંબાજીની સૌભાગ્ય પ્રસાદી હું કેટલી હોંશથી લાવ્યો હતો ! પણ હવે તેમને તે શા કામનું ? હવે એમને મળવું કેવી રીતે ? કેવી રીતે વાત કરવાની શરૂઆત કરવી–હું કોઈક નાના બાલકની માફક પૂરો ગૂંચવાઈ ગયો !

તત્કાળ સુરેશ મને સમજુબા પાસે લઈ ગયો. તે વખતે તે દેવમંદિરમાં બેઠાં હતાં. કેટલું પવિત્ર વાતાવરણ ! એક શેતરંજી પર બેઠાં તે ફૂલ દીવેટો વણતાં હતાં. પાસે જ એક સ્વરૂપસુંદરી યુવતી મંદ સ્વરે કંઈક વાંચી સંભળાવતી હતી !

અમને જોતાં જ તેણે ચોપડી બંધ કરી. તે સુરેશની નવોઢા પત્ની ઉર્મિલા હતી. તેનો તેજ પોશાક, પણ કેટલો વિનય અને કેટલી સમયોચિત ગંભીરતા !

સમજુબાએ મને નીચે બેસાડ્યો અને શાંતિથી કહેવા લાગ્યાં: "થાવે તેમ તોયે મનુભાઈ, અમે તો પાકું પાન, તે ગમે ત્યારે ખરી જ પડવાનાં, પણ બધાં જૂનાં પાન ખરી પડવા છતાં ઝાડ કાંઈ મરે નહિ. તેને પાછાં નવાં પાન ફૂટે જ ને ?" એમ કહી સુરેશ અને ઉર્મિલા તરફ તેમણે પોતાની સ્નેહભરી નજર ફેરવી, ને પછી કાંઈક યાદ આવતાં બોલી ઉઠયાંઃ "અરે હાં, પણ મનુભાઈ, તમે મારા માટે અંબાજીનું કંકુ લાવ્યા કે નહિ ? ને પાછું કહેવાનું તો ભૂલી જ ગઈ હો–આ મારી ઘરની લક્ષ્મીને જોઈ ? બેટા ઉર્મિલા, જો આ તારા દીઅર થાય હો. તારે માટે એ ઠેઠ અંબાજીથી સૌભાગ્યકંકુ લાવ્યા છે તેનો ચાંલ્લો કરો. કરે ? એ તો તેમણે બરાબર જ કર્યું–કેમ નહિ મનુભાઈ ?"

મેં ડોકું ધૂણાવ્યું. ને મનમાં બબડયો, "ભલી આશાવાદી ડોશી—"

સમજુબા તારા જેવી માતાઓની કૂખે જન્મ લેવા સાક્ષાત્ દેવતાઓ પણ લલચાય તો નવાઈ નહિ !



# વેદકાળની સ્ત્રી

પ્રયોજક : કેસરી લિ. દેશાઈ

આધુનિક યુગમાં જ્યારે ઠેરઠેર સ્ત્રી અને પુરુષના સમાન હકની વાતો ચાલી રહી છે ત્યારે હિંદુ કાયદો હિંદુ સ્ત્રીને કેટલી બંધનમાં રાખે છે તે પ્રત્યે આપણું ધ્યાન ખેંચાય છે. હિંદુ કાયદાની દૃષ્ટિએ હિંદુ સ્ત્રીની સ્થિતિ કેટલી બધી શોચનીય છે એ તો આપણને આપણી સમક્ષ થતા બનાવો જ દર્શાવે છે. ઘણુંખરું આપણે વર્તમાનપત્રોમાં એવા બનાવો વાંચીએ છીએ જેમાં કોઈ પુરુષે હયાત પત્ની છતાં બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું હોય અગર તો કોઈ સ્ત્રીએ પોતાના પતિની બેદરકારી અને અસહ્ય વર્તણુંકથી કંટાળી આપઘાત કર્યો હોય. ગુજરાતમાં છેલ્લા કેટલાક સમયથી હયાત પત્ની હોવા છતાં એક ઉપર બીજી કરવાનો પ્રયાસ શિક્ષિત યુવકો પણ આદરે છે. યુનિવર્સિટીની ઉચ્ચ કેળવણી લેનાર વ્યક્તિ આવું કૃત્ય કરે ત્યારે ખરેખર આપણને ખેદ થાય છે. આવા બનાવો થી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે હિંદુ કાયદો સ્ત્રીઓના વ્યાજબી હકોનું-તેમના અંગત તેમજ આર્થિક હકોનું-યોગ્ય સંરક્ષણ કરતો નથી. જો કે છેલ્લાં કેટલાંક વર્ષોથી હિંદુ કાયદાને સ્ત્રીઓના વ્યાજબી હકના હિત માટે સુધારવાના અગર તો તેમને માટે નવા કાયદાઓ ઘડવાના પ્રયાસો થયા છે. ૧૯૨૯ નો Hindu-women inheritence Act તેમજ ૧૯૩૭-૩૮ નો Hindu-women-right to proysorty Act એ બન્ને કાયદાઓ હિંદુ સ્ત્રીઓને વારસા માટે થોડા હકો આપે છે; પરંતુ હજુ ડૉ. દેશમુખનો 'લગ્નવિચ્છેદનો ખરડો' અને શ્રીમતી લીલાવતી મુન્શીનો 'બહુપત્નીત્વ નિષેધ'નો ખરડો જે હજુ ખરડા સ્વરૂપે જ રહ્યા છે તે જ્યારે કાયદાનું સ્વરૂપ પકડશે ત્યારે હિંદુ સ્ત્રીના કેટલાક વ્યાજબી હકોનું કાંઈક અંશે સંરક્ષણ થશે.

આપણે ત્યાં અત્યારે જે હિંદુ કાયદો પ્રચારમાં છે તે કાંઈ કોઈ એક વ્યક્તિએ બનાવેલો અગર એકજ સમયે લખાયેલો નથી. એની હયાતી વૈદિક કાળ સાથેની કહેવામાં આવે છે. છતાં જુદી જુદી પરિસ્થિતિઓમાં અને જુદા જુદા સમયોમાં તે બદલાતો ગયો છે. જૂની નવી વિચારસરણીએ પણ તેના પર અસર કરી છે. એના પરિણામે કેટલીક બાબતો જતી કરવી પડી છે તેમ જ કેટલાંક નવીન તત્ત્વો લેવાં પડ્યાં છે. તેથી "કાળ-વિસ્તારના જુદા જુદા ભાગમાંથી બહાર પડેલો આજનો કાયદો એ કોઈ પહાડમાંથી પડતા નિર્મળ ઝરણા પ્રમાણે ચોખો જ કાયમનો છે ?" ટુંકામાં કહીએ તો હિંદુધર્મશાસ્ત્રમાં તેનાં તત્ત્વોમાં અને તફસીલમાં એકસરખો ફેરફાર થતો ગયો છે, અને તેથી સ્ત્રીઓના આર્થિક તેમ જ અંગત હકોમાં ચડતી પડતી કક્ષાઓ આવી છે. આવી રીતે જે જે સમયમાં સ્ત્રીઓના હકોમાં પરિવર્તનો થયાં છે તેને આપણે જુદા જુદા યુગમાં વહેંચી શકીએ છીએ. આવા યુગોમાં વેદનો યુગ પહેલો છે. ત્યારપછી અનુક્રમે સૂત્રયુગ, સ્મૃતિયુગ, ટીકાકારોનો સમય, અંધકાર યુગ અને છેલ્લે આવે છે બ્રિટિશ યુગ' હવે વેદના યુગમાં એટલે કે હિંદુધર્મશાસ્ત્રની શરૂઆતમાં હિંદુ સ્ત્રીની સ્થિતિ કેવી હતી તે આપણે વિસ્તારથી તપાસીએ.

વેદનો યુગ એટલે લગભગ ૪૦૦૦ વર્ષ પહેલાંનો સમય. તે સમયમાં સ્ત્રીઓને પુરુષો જેવા જ દરેક બાબતમાં એકસરખા હક હતા. સ્ત્રીઓની કૌટુંબિક અને આર્થિક સ્વતંત્રતાની બાબતમાં સરસ અવસ્થા વેદકાળની

સમાજરચનામાંથી મળી આવે છે. સ્ત્રી અને પુરુષ બન્ને મિલ્કતમાં મહમાલીક હતા. સ્ત્રીઓને સ્વતંત્ર મિલ્કત પ્રાપ્ત કરવાનો હક હતો લગ્ન વખતે જ તેને પતિ તરફથી સ્વતંત્ર મિલ્કત પ્રાપ્ત કરવાની ખાત્રી મળતી હતી. લગ્ન વખતે કન્યાનો પિતા વરને ચેતવણી આપતો કે " धर्मे च अर्थे च कामे च भवान् नातिचरेदिमां " ' મારી પુત્રીને સત્કાર્ય કરતા, સંપત્તિ મેળવતા શુભ કાર્ય કરતાં રોકતી નહિ. " વર જવાબ વાળતો કે " नातिचरामि ( રોકીશ નહિ " સ્ત્રી પિતૃપક્ષે પણ કુમારિકા રહી મિલ્કતમાં ભાગ માગી શકતી હતી. પતિની મિલ્કતમાંથી પત્નીને એકસરખો ભાગ મળતો હતો તેમ પિતાની મિલ્કતમાંથી પણ છોકરીને છોકરાના જેટલો જ હિસ્સો આપવામાં આવતો હતો. જો મિલ્કત બીજા કોઇને આપવાની હોય અથવા કાઇ ધર્મકાર્યમાં વાપરવાની હોય તો પતિને પત્નીની સંમતિ લેવી પડતી હતી.

લગ્નસંબંધોમાં પણ આ યુગમાં સ્ત્રીઓ સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતી હતી. સ્ત્રી કુમારિકા રહી વિદ્યાભ્યાસ કરી શકતી તેમજ પરણ્યા પછી પણ વેદાભ્યાસ કરી શકતી સામાન્ય રીતે બધીજ પરિણિત સ્ત્રીઓ વેદાભ્યાસી હતી પતિપત્નિ અવિભક્ત આત્મા છે એવી માન્યતા પ્રચલિત હતી. સતી થવાનો રિવાજ ન હતો વિધવાને પુનર્લગ્નની પણ છૂટ હતી પરંતુ તે માટે કેટલીક ખાસ વિધિઓની અગત્ય હતી વિધવાઓ ' અજપયોદન ' યજ્ઞ કરી પુનર્લગ્ન કરી શકતી. નિઃસંતાન સ્ત્રીઓ દત્તક લઇ શકતી હતી, અને તે માટે ખાસ બંધનો ન હતાં. વળી પુત્રીઓને પણ લઇ શકાતી હતી. દશરથ રાજાની પુત્રી શાન્તાને ઋષિ લોમપાદે દત્તક લીધી હતી, એ દૃષ્ટાંત આ મન્તવ્યને સમર્થન આપે છે. આ યુગમાં સ્ત્રીઓનો દરેક કાર્યમાં મહત્ત્વનો ભાગ હતો. પત્ની શબ્દની વ્યાખ્યાજ આપણને સ્ત્રીના સમાન હકનું ભાન કરાવે છે. પત્ની એટલે दम्पत्योस्समाधिकारात्- ( પતિ સાથે સમાન હક ધરાવે તે ) આ યુગમાં હિંદુઓ જેવી રીતે સ્ત્રીઓને સત્કારતા હતા અને સન્માન આપતા હતા તેવી રીતે જગતની કોઇ પણ પૌરાણિક પ્રજા સ્ત્રીઓને સન્માનતી નહિ અને હિંદુ સ્ત્રીઓ પણ તે સન્માનને યોગ્ય હતી. તેઓ સામાન્ય રીતે વિદુષિ હતી. આ હિંદુ સંસ્કૃતિનો વિજય કાળ હતો આ એવો કાળ હતો જ્યારે સ્ત્રી અને પુરુષ એકબીજાના ખભે ખભા મીલાવી ઉચ્ચ આદર્શપ્રાપ્તિ માટે જીવનપંથમાં કુચ કરતા હતા પરંતુ એક વસ્તુની સ્પષ્ટતા કરી લઇએ અને તે એ કે સ્ત્રી અને પુરુષના હક સમાન હતા પરંતુ એક સરખા ન હતા અને તેથીજ સ્ત્રી અને પુરુષ એકબીજાના હકો માટે ખોટી હરીફાઇ નહોતા કરતા મહાન વિચારક રસ્કીને એક ઠેકાણે કહ્યું છે

" The rights of men and women must be equal, but equality not in the sense of identity. "

તે પ્રમાણે વેદયુગમાં સ્ત્રી પુરુષના હક equal હતા અને Idontiolo નહિ ટુંકમાં આ યુગ સ્ત્રીઓ માટે બલ્કે આખા હિંદુ સમાજ માટે સુવર્ણયુગ હતો આધુનિક સમયમાં સમાજશાસ્ત્રીઓ જો આ યુગને ધ્યાનમાં રાખી નવી સમાજરચનાની તૈયારીઓ કરશે તોજ પુરાતન આર્યસંસ્કાર અને સંસ્કૃતિ ફરીથી દેખા દેશે અને હાલમાં હિંદુ સમાજની જે દુર્દશા માલુમ પડે છે તે દૂર થશે વેદકાળના આ ભવ્ય યુગ પછી સૂત્રયુગ આવે છે તે સમયની સ્ત્રીઓની સ્થિતિ આગળ ઉપર જોઇશું [ ચાલુ ]

---

ઉર્મિલાએ વિનયથી અને પ્રણામ કર્યાં અને મેં આપેલો કંકુનો પડો છોડી અત્યંત નઘ્રાથી તેણે કપાળે ચાંદલો કર્યો

પછી સમજુમા બોલ્યા "હા વાચ બેટા ઉર્મિલા, પાંડુરાજા મરણ પામ્યા—ને સખીઓ શોક કરવા લાગી, માદ્રી સતી થયા પણ કુંતાજી જીવતા રહ્યા, પાછળ આટના પરાક્રમી છોકરા નાના હોય તે શી રીતે પ્રાણત્યાગ

---

# આપઘાત — કે — અકસ્માત

લેખક : વકીલ માણેકલાલ જેઠાલાલ દવે

પ્રેમીનું નામ હતું રમેશકુમાર અને પ્રેમના પાત્રનું નામ હતું રમાગૌરી. રમેશને શહેરના મામલતદારની જગોએ નીમાયાને હજુ અઠવાડિયુંએ થયું નહોતું. તેણે પાડોશીઓ સાથે પૂરતો પરિચય પણ કેળવ્યો નહોતો. એવામાં એક સવારે તેને પોતાની સામેના મકાનમાં સાથિયા પૂરતી અને મીઠું ગુંજન કરતી રમાની રમ્ય–મૂર્તિ જોઈ અને તેના તરફ તેને પ્રથમ દૃષ્ટિએ આકર્ષણ થયું.

રમેશનું અસંતોષી પરિણિત જીવન આકર્ષણનું કદાચ એક કારણ હોઈ શકે; પરંતુ રમાનું અનુપમ સૌંદર્ય, સ્મિતભર્યું વદન, મોહક ચક્ષુ અને મીઠો સૂર આકર્ષણનાં મુખ્ય કારણો ગણાવી શકાય. રમેશનો સૌંદર્ય–શોધક આત્મા પોતાની કલ્પનાસુંદરીને આટલી સંનિધિમાં દેખી ઘેલો બની ગયો. જ્યારે તેણે જાણ્યું કે રમા વિધવા છે અને તેના જેઠ દેવેન્દ્રના ભેગી રહે છે; ત્યારે તેની હૃદયની બધી જ સહાનુભૂતિ રમા તરફ પ્રેરાઈ. તેનું મગજ રમાના વિચારોમાં ચગડોળે ચડ્યું. તેને 'જે કુદરતે આવા અલૌકિક સૌંદર્યને સર્જી તે વેડફી નાખવાની મેલછા કરી હતી તેના તરફ- જે સમાજે આવી અણમૂલ સૌંદર્યપ્રતિમાને, વૈધવ્યની દીવાલ પાછળ દાટી દેવાની ધૃષ્ટતા કરી હતી તેના તરફ અને જે કુટુંબે આવા પૂજવા લાયક સુંદર દેહને ઘરકામના અનહદ બોજાથી કદરૂપો બનાવવાનું મહાપાપ કર્યું હતું તેના તરફ પોતાનો બળાપો કાઢ્યો.

રમેશ હમેશાં રમાની પ્રતીક્ષા કરતો બહારના છજામાં દાતણ કરવા બેસતો; કારણ કે હવેથી રમાને સાથિયા પૂરતી જોવાનું કાર્ય તેની દિનચર્યા બની ગયું હતું: ઘરમાંથી ગૃહિણીના "ચા" ઠંડી પડી જવાના અનેક ધમપછાડા સંભળાતા હોવા છતાં આ કાર્યમાંથી કદી પણ રમેશનું મન પાછું હઠ્યું નહોતું. ત્યાર બાદ નદીકાંઠેથી પિત્તળના ચકચકિત બેડાને પોતાના સુંદર હસ્તોથી માથા ઉપર વ્યવસ્થિત ગોઠવી, મલકતા મુખે અને મંદમંદ ચાલે ચાલી આવતી રમાને નિહાળવાની તક ભાગ્યે જ તે ચુકતો. દરરોજ એકબે વાર તારામૈત્રિ જામતી અને રમેશનું હૃદય ઉત્સાહથી ઉભરાઈ જતું, તે ઉલ્લાસથી શ્લોક ગાતો, કાવ્ય ગુંજતો, સીટી વગાડતો અને એવું કંઈક કરતો; ત્યારે ગૃહિણી અજાયબીથી આ ઉન્માદી પતિ તરફ જોઈ જ રહેતી.

પહેલાં હકની લીધે કે પછી દેવેન્દ્રનું જમીનજાગીરનું કામ મામલતદાર સાહેબ પાસે હતું તેના લીધે, દેવેન્દ્રે રમેશને જમવાનું આમંત્રણ આપ્યું હતું. રસોડાની બધી ગોઠવણ રમાએ જ કરી હતી; ફક્ત દૂર બેઠાં બેઠાં હંમેશની માફક કરેલા કામની ટીકા અને ઠુકરો દેવેન્દ્રનાં ગૃહિણી કરતાં હતાં. રમેશને રમાનો પરિચય સાધવાનો આ પહેલો જ પ્રસંગ હતો. તેને જમતી વખતે કલ્પના થતી કે થાળની બધી વાનગીઓ એકદમ ખૂટી પડે અને રમા વારંવાર આગ્રહપૂર્વક પીરસવા આવ્યા જ કરે !! રમાનો ભાવભર્યો આગ્રહ હોય કે દરેક વાનગી અસાધારણ સ્વાદીષ્ટ બની હોય, ગમે તે કારણ હોય, પણ રમેશ આજના જેટલું કોઈ દિવસ જમી શક્યો નહોતો. તેના હૃદયમાં તીવ્ર ભાવના ઉદ્‌ભવતી કે "રમા આવી રીતે દરરોજ જમાડે તો !"

## વિરહી વસંતિકા

વાધા વસન્તના ધરે છે વસુન્ધરા,
ખીલે વનશ્રી અપારઃ
વસન્તના મોંઘેરા વિલાસ ! ટેક.

ખીલી વનવાડીઓ, નિકુંજ કુંજ સુન્દરા,
મ્હોરે છવાયા સહકારઃ
વસન્તના૦

ઊંડે ઊંડે આમ્રકુંજે સુણાતા,
કોયલડીના ટહુકારઃ
વસન્તના૦

વાતી વસન્તની એ વેણુ રસાળી,
રેલે સંગીત રસધારઃ
વસન્તના૦

વિરહે ઝૂરે કો વસન્તની વસંતિકા,
વસતો વિદેશે ભરથારઃ
વસન્તના૦

વસન્તવેશ મનને મનાવવા,
ઉરમાં' પણ ક્યાંથી ઉલ્હાસ ?
વસન્તના૦

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

શહેરના કોઇક ડૉક્ટરની સલાહથી રમેશને દરરોજ સવારે મગજને આરામ આપવા માટે નદીકાંઠે ફરવા જવું પડ્યું ! દરરોજ રમેશ નદીકાંઠે લટાર મારી કાંઠા નજદીક આવેલા નાના ઉપવનમાં રમાની પ્રતીક્ષા કરતો ખેમતો હતો. રમાની ચકોર આંખો રમેશને પકડી પાડતી. શરમથી આજુબાજુ જોવાના એકબીજાના પ્રયત્ન હોવા છતાં બન્નેની ચાર આંખો ભેગી મળતી, રમેશનું મુખ મલકાતું અને બોલું બોલું થતી તેની જીભ કંઇ બોલી શકતી નહિ, એટલામાં તો રમા દૂર ચાલી જતી,

વસંતની એક ગુલાબી સવારે આ સ્થાને જ બંનેનો મેળાપ થયો. રમેશના કંઠમાંથી મહામુશીબતે થડકતો સ્વર નીકળ્યો "રમા ! અને જ્યારે રમાએ રમેશના સામું જોયું; ત્યારે શરમાળ રમેશે આગળ શું બોલવું તે નહિ સુઝવાથી ઉપવનમાં આવવા રમાને હાથથી ઇશારત કરી. 'રમેશ રમાને આસોપાલવની ઘટામાં ખેંચી ગયો અને એક ઝાડના ઓથા નીચે બંને બેસી ગયાં. રમેશે જે શબ્દો પ્રેમીઓ જ વાપરી જાણે છે તે શબ્દોમાં રમાની પ્રેમયાચના" કરી. રમાના પુલકિત મુખ ઉપર ગંભીરતા છવાઇ. તે બોલીઃ "રમેશ, હું વિધવા છું. મારા પ્રેમને સમાજ પાપ ગણે છે. તેનાથી દૂર રહેવામાં આપણી સલામતી છે. આપણો સબંધ સમાજ નહિ સાંખી શકે."

"રમા, મારો ઉત્કટ પ્રેમ તું નહિ સમજી શકે તો કોણ સમજશે ? તારા માટે મને મારા જીવનની પરવા નથી તો પછી સમાજનો શો ભય ? અને અમે સત્તાધારી સમાજથી પર છીએ, તારા સામી આંગળી કરનારને હું જેલ ભેગો કરીશ અને તારી ટીકા કરનારની હું જીભ બંધ કરાવીશ. પ્રિયા, તારે ગભરાવાનું હવે શું કારણ હોઇ શકે ?" રમેશના કુશળતા ભર્યા સંવનનથી રમાના હૃદયમાં અનેક ગડમથલો જાગી હોવાથી તે કંઇ બોલી શકી નહિ. એટલામાં જ રમેશે ધીરેથી રમાને વધુ નિકટ ખેંચી તેના રક્તવર્ણા ગાલો ઉપર ચુંબનોની ઝડી વરસાવી દીધી.' રમા યત્નથી રમેશના બાહુપાશમાંથી છૂટી અને ગભરાયેલી હરિણીની માફક આજુબાજુ જોતી જતી રહી.. રમેશને હવે સૃષ્ટિમાં સ્વર્ગ દેખાયું.

મવારના આવાજ એક પ્રસંગે રમાને આગ્રહથી નદી ધારેથી ઉપવનમાં ખેંચી લાવ્યો હતો, મનોરમા સમી રમાનો સહવાસ,

સવારની આલ્હાદક પવનલહેરો અને પુષ્પોની મીઠી સુવાસ રમેશના રસાત્માને હીંચોળે ચઢાવતાં હતાં. આસોપાલવની ઘટામાં લતા-મંડપ નીચે આ પ્રેમી યુગલ બેઠું હતું. રમાનો એક હસ્ત રમેશના ગળામાં લટકતો હતો અને તેનું હૃદય રમેશની છાતી સરખું ધડકતું હતું. પ્રેમીઓ પ્રેમની મધુરી વાતોમાં મસ્ત હતાં. એવામાં રમાના સરવા કાને પગલાંના અવાજનો સંચાર થયો. રમા રમેશના ખોળામાંથી ઝબકીને ઊભી થઇ અને રમેશ કંઇપણ પૂછી શકે તે પહેલાં ઉપવનના ઝાંપે તે દોડી ગઇ.

રમાને દેખી ઝાંપા નજદીક ઊભેલાં આમફોઇ ગંગા ડોસીએ પૂછ્યું: "કેમ અલી, કહિ બેઠું મૂકી અહીં ફૂલ વીણવા આવી છે કે શું ?"

રમા કંઇ બોલી શકી નહિ; ફક્ત તેનું માથું હકારમાં હાલી ગયું.

"આજકાલની છોકરી અમારા અનુભવીની આંખમાંયે ધૂળ નાખે છે. હશે, કરશે તે ભરશે." આમ બબડતા બબડતા ડોસી પાછાં નદીકાંઠે ગયાં.

ગામમાં ગમે તેવાને બદનામ કરવામાં નિપુણ ગણાતાં આમફોઇ ગંગા ડોસીને દેખી રમા હતાશ બની. તે ગભરાટથી ઝટપટ પાણી ભરીને ઉતાવળા પગલે ઘેર પાછી ફરી.

"જોયું ને નર્મદા !" ગંગા-ગોમતી કાવેરીનો પુણ્યોચ્ચાર કરી કેડ જેટલા પાણીમાં ડૂબકી મારતાં મારતાં અચાનક યાદ આવવાથી તેમના જ જેવી બીજી ખોડકીને ઉદ્દેશી ગંગા ડોસી બોલ્યાં: "પેલી રમાના બે માસથી ચેનચાળા જોયા ? હવે તો માઝા મૂકી છે; નદીકાંઠે ખુલ્લેખુલ્લું પારકા પુરુષ સાથે——મને તો આગળ બોલતાં યે શરમ આવે છે. હશે, મારે

પૂજારણ

પૂજારણ રે ! કુમકુમ થાળ ભરી,
પૂજન-અર્ચન કાજે—
જાતી હોંસ ભરી—પૂજારણ૦

દેવમંદિરે નિત નિત જાતી,
ગજરા ગુંથી રે !
પુષ્પે છાબ ભરી—પૂજારણ૦

ભાલે કરંતી નાની શી ટીલડી,
અંબોડે વેણી સોહે રે !
સાણુ જાય સરી—પૂજારણ૦

રૂમઝુમ રણકે નેપૂર પગમાં,
ધીમાં ડગલાં ભરતી રે !
કેવી ખંત ધરી ?—પૂજારણ૦

ઉર સરવર આશાજળ છલકે,
મુખથી ધીમું હસતી રે !
દુઃખડાં દૂર કરી—પૂજારણ૦

ભક્તિભાવ પ્રગટતી હૈયે,
બી કર જોડી નમતી રે !
પ્રભુમાં પ્રેમ ધરી—પૂજારણ૦

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા

પારકી શી પંચાત ? વાજતું ગાજતું માંડવે આવે સૌ જાણશે ! પણ નર્મદા ! બિચારા દેવેન્દ્રની વહુના કાને વાત તો નાખજે. હું યે સાંજના તે બાજુથી નીકળીશ" નદીઘાટે નર્મદા અને બીજાં બૈરાં સરવા કાને ગંગા ડોસીની વાત સાંભળી રહ્યાં હતાં.

જ્યારે ગંગા ડોસીએ દેવેન્દ્રની ગૃહિણીને પોતાની મીઠું મરચું ભભરાવવાની લાક્ષણિક આખી વાતનો આબેહૂબ ચિતાર આપ્યો અને નર્મદાએ ગંભીરતાથી પુષ્ટિ આપી, ત્યારે એ ગૃહિણીએ રમાને જે બેફાટ ગાળો દીધી હતી તે તો અમારાથી લખી શકાય-

તેમ નથી. ફક્ત એટલું જ લખવું બસ થશે કે અસહ્ય અપમાનથી તરફડતી રમા ઘરના એક ખૂણે ડુસકે ડુસકે રડતી હતી. રાત્રે જ્યારે દેવેન્દ્રે આ કુળકલંકની કથા સાંભળી, ત્યારે રમાના ખુલાસાની કંઈપણ અપેક્ષા રાખ્યા સિવાય, મકાનના પાછલા ખંડમાં તેણે પોતાનાં ઘરવાળાંની મદદથી જે ચાબખા અને ગડદા પાટુનો પ્રહાર રમા ઉપર કર્યો હતો તેની સાક્ષી મકાનની મૂગી દીવાલો સિવાય કોઇ જ નથી.

અસહ્ય માર અને ત્રાસથી રમા બેભાન બની ગઇ. કલાકો બાદ જ્યારે તે ભાનમાં આવી ત્યારે તેનું ભગ્ન હૃદય છાતીફાટ રડતું હતું. દુઃખમાં તેને આશ્વાસન આપનાર કે પીઠે હાથ ફેરવનાર કોઇ જ નહોતું. કુટુંબીઓ તેના તરફ ઘૃણાથી જોતાં; બહારની દુનિયા તેને માટે સદંતર બંધ થઇ હતી. ઘરના એકાદ ખૂણે અનિશ્ચિત મુદત માટે તે કેદી-જીવન જીવતી હતી.

હંમેશના નિયમ પ્રમાણે, સાથિયા પૂરવા આવતી રમાની પ્રતીક્ષા કરીને રમેશ થાકી ગયો; છતાં બે દિવસથી તેણે રમાને ઘરની બહાર દેખી નહોતી. ઉત્સુકતાથી નદીના ઘાટ ઉપર રાહ જોયા છતાં બે દિવસથી તેને રમાનાં દર્શન થયાં નહોતાં. આથી રમેશનું હૃદય આકુળવ્યાકુળ થતું હતું; પણ રમાના સમાચાર કોને અને કેવી રીતે પૂછવા તે તેનાથી સમજી શકાતું નહિ

ત્રીજે દિવસે રમેશ ઉદ્વેગથી રમાનું ચિંતન કરતો બેઠો હતો. એવામાં એકાએક દેવેન્દ્રે દિવાનખાનામાં પ્રવેશ કર્યો અને રમેશના પગ આગળ ફસડી પડ્યો. તે બોલ્યો, "સાહેબ મારા આબરૂદાર ઘરની આબરૂ આપના હાથમાં છે રમા નદીના ધરામાં ડૂબી ગઇ છે."

"રમા ડૂબી ગઇ?" આટલું બોલતાં રમેશના ગળામાં ડૂમો ભરાયો તેણે મોઢું બીજી તરફ ફેરવ્યું અને તેની આંખમાંથી બે મોટાં આંસુ સરી પડ્યાં.

ઘણી તપાસને અંતે આજે સવારે નદીના ધરામાંથી રમાની લાશ મળી આવી. અમારાં આબરૂદારનાં બૈરાંની લાસ ચુંથાય તો ન્યાતજાતમાં અમારી ચૌદ આની બોલાય આપનો સંબંધ સારો એટલે આપના કાને જરા વાત નાખી." દેવેન્દ્રે ધીરેથી રમેશને કહ્યું.

રમેશથી કંઈ જવાબ આપી શકાયો નહિ. તેનું મગજ ચક્કર ચક્કર ફરવા માંડ્યું. તે નિશ્ચેતન પડી રહ્યો. એટલામાં જ પોલીસ પોલીસ-ઇન્સ્પેકટરની યાદી લઇને સિપાઇ આવ્યો. યાદીમાં લાશના પંચક્યાસનો પ્રબંધ તાત્કાલિક કરવાનું જણાવેલ હતું; તેથી ન છૂટકે સેકંડ કલાસ મેજીસ્ટ્રેટ અને મામલતદારના નાતાથી રમેશને પંચક્યાસ કરવા જવું પડ્યું.

માર્ગમાં આવેલ હંમેશનો પરિચિત નદીકાંઠો, આસોપાલવનાં વૃક્ષોની ઘટાઓ, અને ઉપવનનો લતામંડપ રમેશને બિહામણાં લાગ્યાં. ભાંગેલ પગે અને હતાશ હૃદયે તે ધરા પાસે આવ્યો. અહીં તેણે શું જોયું? સમાજનાં અસહ્ય અપમાન અને ત્રાસ પોતાના વિશાળ હૃદયમાં છુપાવી આરસપહાણની દિવ્ય મૂર્તિ સમો શાંત અને નિશ્ચેતન રમાનો દેહ ભૂમિ ઉપર પડ્યો હતો. હજુ પણ તેના મુખ ઉપર હંમેશના મીઠા સ્મિતની રેખાઓ ઉપસી આવતી હતી. આ દસ્યથી રમેશની આંખે અંધારાં આવ્યાં. તે પાસેની ખુરશીમાં ફસડી પડ્યો. તેનો અંતરાત્મા ગણગણ્યો, "આ બનાવ આપઘાતનો નથી પણ ખૂનનો છે; અને ખૂન માટે હું, દેવેન્દ્ર અને સમસ્ત સમાજ જવાબદાર છીએ."

બીજી બાજુ દેવેન્દ્ર અને તેના માણસો પંચો સાથે ગુમપુસ કરી રહ્યા હતા.

પોલીસની બાતમીથી અને કેટલાક ઇશા-

રાથી રમેશ બધો મામલો પામી શક્યો. તે ખુરશીમાં ટટ્ટાર થયો. તેની મુખમુદ્રા કડક બની. તેને નિરાધાર વિધવા ઉપર ત્રાસ વર્તાવનાર દેવેન્દ્ર ઉપર કેસ કરવા અને મારફાડનાં ચિહ્નોનો પંચક્યાસ કરવા શિરસ્તેદારને ફરમાવ્યું.

શિરસ્તેદાર જમાનાનો ખાધેલ હતો. નવીન અમલદારો પાસેથી કામ કેમ લેવું તે સારી રીતે જાણતો હતો. તેણે આંખેથી ચશ્મા કાઢી, ઝીણી આંખ કરી સાહેબના કાનમાં ધીરેથી કહ્યું: "આ મામલા પાછળ આપનું નામ મવાય છે. લોકો અમે તેવા ખોટા આક્ષેપો કરે છે. દેવેન્દ્ર ખટપટિયો અને લાગવગવાળો છે અને બધા પંચો તેના વજ્ઞના છે; માટે ઊંડા ઉતર્યા સિવાય લાસ સોંપી દેવામાં સલામતી છે." આ સાંભળીને રમેશ વ્યાકુળતાથી ખુરશીમાં પછડાયો. આબરૂ અને નોકરીની સલામતીના અનેક પ્રશ્નોમાં તેનું મન ડૂબી ગયું.

"જેટલો વિલંબ તેટલી હાંસી છે; માટે આપ નામદારનો હુકમ હોય તો પંચક્યાસ કરી નાખીએ." શિરસ્તેદારે બીજી સોગટી મારી. રમેશ મૌન રહ્યો અને શિરસ્તેદારે પંચોની રજુઆતે હંમેશની હોંશિયારી પ્રમાણે પંચક્યાસ લખી નાખ્યો. કમભાગી રમા અકસ્માત રીતે પગ લપસવાથી ધરામાં લપસી પડીને ડૂબી ગઇ હતી, તેવો પંચક્યાસ શિરસ્તેદારે દમામથી પંચોને વાંચી સંભળાવ્યો. પંચોએ પંચક્યાસ ઉપર ઝટપટ સહીઓ કરી દીધી અને છેવટે એકબાજુ શિરસ્તેદારથી અને બીજી બાજુ દેવેન્દ્રથી ઘેરાયેલા મામલતદારને પણ હતાશ હૃદયે રૂજ્ઞની મહી કરવી પડી. સાહેબની અસ્વસ્થતા સમજનાર શિરસ્તેદારે વિના વિલંબે રમેશને ઘોડાગાડીમાં ઘેર વિદાય કર્યો અને બાકીની વિધિ પતાવી રમાની લાસ ડાઘુઓને સોંપી દીધી. ગાડીમાં બેસતાં જ મહામુશીબતે સાચવી રાખેલી રમેશની સ્વસ્થતા સરી પડી. તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. જ્યારે ગાડી ઘેર પહોંચી ત્યારે રમેશ અર્ધબેભાન અવસ્થામાં હતો.

× × ×

પથારીમાં રમેશ તાવથી તરફડતો હતો. એક બાજુ દેવેન્દ્રના મકાનમાંથી તેમની ગૃહિણીનો રમાના મૃત્યુ પાછળનો કરુણ વિલાપ સંભળાતો હતો. બીજી બાજુ કપાળ ઉપર કોલનવૉટરનાં પોતાં મૂકતાં મૂકતાં રમેશને તેની ગૃહિણી મલકતામુખે શિખામણ આપતી હતી. "પારકા દુઃખે તમે કાં દૂબાવ છો ? પરાયાના અવસાનથી તમને આટલો શો આઘાત ?"

બિચારો રમેશ વ્યાકુળતાથી પથારીમાં આમતેમ તરફડતો હતો.

---

## રાસફૂલડાં

ઃઃ રાગ—સોના બેડું રૂપલા ઇંઢાણી ઃઃ

ચાલો સહિયર ગૂર્જર કુંજે પુષ્પો વીણવા જઇએ,
ર્‍હેકે મીઠાં વિધવિધ પુષ્પો ચૂંટી કળી કળી લઇએ—ચાલો૦

મીઠા મધુરા કલ્પનાજળથી પરિમલ ખાતર નાખી,
પગલે પગલે પોષ્યાં એને આતમકિરણુ આપી—ચાલો૦

સુરભિભર એ મૃદુ ફૂલડાં વીણજો ધીમા હાથે,
કરમાએ ના સાચવી વીણજો ભરજો ઉરના છાબે—ચાલો૦

ગૂંથી માળા વિધવિધરંગી ભાવ અનેરા આણી,
ધરજો દેવી શારદ મા ને ઉંડા ઉરની લ્હાણી—ચાલો૦

ચિમનલાલ મિસ્ત્રી

# તમન્ના

આજને આરે જગ સીમાડે,
ઘૂમવું સાગર પાળે,
ઘૂમવું સાગર પાળે.

વીચિ હૈયામાં ઉઠે ત્યારે,
કોણ આવી એને ખાળે,
કોણ આવી એને ખાળે.

માઝા તો મારે જેવી ઝંઝાની,
જેવા વા ને વંટોળ,
જેવા વા ને વંટોળ.

ભલેને તાંડવ ગર્જન ખેલે,
સાગર લઇ હિલ્લોળ,
સાગર લઇ હિલ્લોળ.

વિજ કડાકે વર્ષા ધારે,
માઝા ભલે વિસારે,
માઝા ભલે વિસારે

તોય ઝુઝી હું એકલ હાથે,
નાથીશ એકજ તાને,
નાથીશ એકજ તાને.

'અંતક' જ્યારે આવશે દ્વારે,
ખેલીશ ખેલો હું હારે,
ખેલીશ ખેલો હું હારે.

યુગયુગોની ભેરૂ બંધીનાં,
આંકીશ મૂલો હું ત્યારે,
આંકીશ મૂલો હું ત્યારે.

જઇ નીલાંબરે પૂછ્યું જ્યારે,
આવું હું તમ દ્વારે,
આવું હું તમ દ્વારે.

વ્યોમમાં તારક ચમક ધરીને,
અર્પ્યાં તેજની ધારે,
અર્પ્યાં તેજની ધારે.

માનવી શાને ભવાટવિમાં,
ભટકી તું અટવાય,
ભટકી તું અટવાય.

નથી અખંડિત ધારા ધારા ત્હારી,
વિશ્વ વિશાળે ન ગણના તારી,
શાને રહો પોકારી ?
એક દિ' આવશે તારી વારી.

શ્રી. જયંત પંડયા

# આપણાં સાહિત્યમાં સ્ત્રીઓનો ફાળો

લેખિકા : શ્રી ઇંદુમતી ગુપ્તે

જ્યારે સ્ત્રીઓની નિંદા જ કરવામાં આવતી હતી એ યુગમાં થોડી સ્ત્રીઓએ સાહિત્યમાં એમનો ફાળો આપ્યો. નવલરામ કહે છે કે, 'ગોરી ફૂલ ગુલાબનું સૂકે, કે કરમાય કે કોહે વણકાળજી પણ જાતિ સુગંધ નવ જાય' ખરેખર ! જ્યારે સ્ત્રીઓ ઉપર અનેક જાતના સિતમો વરસતા હતા ત્યારે દિવાળીબાઇ વગેરે સ્ત્રીઓએ એમની જાતિ-સુગંધથી એ યુગને સુવાસિત કર્યો.

દરેક જાતની સગવડ મેળવી શકતા પુરુષોની સાહિત્યસેવા સાથે સરખાવતાં જેમને ભણાવવામાં પણ નહોતી આવતી એટલું જ નહિ પરંતુ ધર્મથી પણ અજાણ રાખવામાં આવતી હતી એવી સ્ત્રીઓની આટલી સાહિત્યસેવા પણ આપણને એમની શક્તિની ઝાંખી કરાવે છે. આથી સ્ત્રી સાહિત્ય રચવાની શક્તિ ધરાવે છે એમ તો આપણે ખાત્રીથી કહી શકીશું. સ્ત્રીએ સાહિત્યની સેવા બે પ્રકારે કરી છે (૧) સાહિત્ય રચીને (૨) અને સાહિત્ય સાચવીને. કેટલાક લેખકોનાં નામ પણ જાણવામાં નથી એવાં લગ્નગીતો સ્ત્રીઓને કંઠસ્થ હોવાથી જ આપણે મેળવી શક્યા છીએ.

મીરાં ગુજરાત બહારની મીરાંએ પ્રભુસેવા કરતાં સાહિત્ય સેવા કરીઃ એ સર્વશ્રેષ્ઠ સ્ત્રીકવિનું સ્થાન શોભાવે છે. એનું કવિત્વ ઉચ્ચ પ્રકારનું છે. નાસ્તિક હૃદયમાં પણ એનાં પદો ભક્તિના સૂર જગાવે છે. હૃદયમાંથી પ્રસરેલાં મનોભાવનાં ઝરણાં જેવાં એનાં ભજન છે. એની ભાષા હિંદી મિશ્રિત મધુર ગુજરાતી છે. એની પ્રભુ પ્રત્યેની પ્રીતિ ગાઢ અને દર્દવાળી છે ને ભાષા જોરસા ભરી છે, એટલે એનાં ભજનો આપણા હૈયાને હચમચાવે છે. કોઇએ આશરો ન આપ્યો ત્યારે 'અબ તો મેરે રામનામ દૂસરા ન કોઇ' એ ભજન ગાયું. એમાં પ્રભુ જ સ્વજન છે એવો ધ્વનિ છે. ભક્તની બેદરકારી પણ એનામાં હતી 'અબ તો બાત ફેલ ગઇ જાને સબ કોઇ' મીરાંને તો સંસાર 'કુડો' લાગ્યો હતો; એને તો પ્રભુની લેહ લાગી હતી. એની કવિતામાં વૈરાગ્યનો ભાસ થાય છે. કવિતામાં રસ ને તેજી છે, રસ સરળ વહે છે, વિચાર સાદા છે. એમાં 'ચાંદા સૂરજનું તેજ તજીને આગિયા સંઘાતે પ્રીત જોડ મા' એવા ટુચકા પણ છે. તેની વાણી કરેલી, કોમળ, મધુર, રસિક અને સુંદર છે, તેની કવિતા સુઘડ છે. એનાં પદોમાં આર્જવ ને આકર્ષણ છે. એણે રાગરાગણીનાં પદો રચ્યાં છે તે બધાં રસિક છે તથા તેની કાવ્યશક્તિના સંગીન શક્તિના નમૂના છે. એનું સંગીતજ્ઞાન ઉંચા પ્રકારનું હતું. મીરાં તો ભક્તિમાં મસ્ત બની હતી, એ સંસારના બંધનથી મુક્ત થઇ હતી, એટલે સાધુઓ સાથે ભળી જ્ઞાન અને ધર્મની ચર્ચા કરી જ્ઞાન મેળવતી. એવી સગવડ બીજી ગુજરાતી સ્ત્રી કવિને મળી શકે એમ નહોતું એટલે મીરાંનું સ્થાન સ્ત્રીકવિઓમાં અજોડ રહ્યું છે. મીરાંએ 'નરસિંહજીકા માયરા' 'ગીત ગોવિંદની ટીકા' 'સોરઠા' 'પદ' અને 'રામ ગોવિંદ'ના ચાર ગ્રંથો લખ્યા છે.

બાળલગ્ન, વૈધવ્ય, સતી થવાનો રિવાજ વગેરે સ્ત્રીના જીવનને કલેશમય બનાવતા હતાં, સ્ત્રીની નિંદા કરવામાં જ બધા રાચતા

હતા, ત્યારે દિવાળીબાઇ, રાધાબાઇ; ગૌરિબાઇ, કૃષ્ણાબાઇ, પુરીબાઇ વગેરે સ્ત્રીઓએ સાહિત્યની દષ્ટિએ અલ્પ પરંતુ એમની સ્થિતિની કલ્પના કરતાં મહાન ફાળો આપી સ્ત્રી સાહિત્ય ન જ રચી શકે એ આરોપમાંથી સ્ત્રીને એ અંધારયુગમાં પણ ઉગારી. ફક્ત પુરૂષોના જ જમાનામાં ખૂણે ખાંચરે દબાયેલી, ડરાયેલી, સ્ત્રીઓ પણ ધર્મસાહિત્યમાં રસ લેતી.

દોઢસો વર્ષ પૂર્વે 'જનીબાઇ'ના તખલ્લુસથી એક સ્ત્રીકવિએ કાવ્યો લખ્યાં છે. એમની કવિતાનાં ત્રણ પુસ્તકો પ્રાપ્ત થયાં છે. એમનાં કેટલાંક ભજનો જાણીતાં છે. એમણે હિંદીમાં અને ગુજરાતીમાં કવિતા રચી છે, હિંદીમાં કવિતા કરનાર એ પ્રથમ ગુજરાતી સ્ત્રીકવિ છે. એ ઉચ્ચ સ્થાન શોભાવે એવાં છે.

દિવાળીબાઇએ રામજીવનના જ પ્રસંગો સાદી ભાષા ને સાદી કડીમાં વર્ણવ્યા છે. સામાજિક દૃષ્ટિએ એમના વિચારો અને વાણી ભૂતકાળ સમજવા માટે અમૂલ્ય છે. રામજીવનના ચાર પ્રસંગોમાં અરાઢમી સદીના ગુજરાતના સામાજિક જીવનના અને વિચારના પ્રત્યક્ષ ઓળા છે. એમના કાવ્યનો આસ્વાદ સામાન્ય માનવી પણ લઇ શકે એમ સાદા શબ્દોદ્વારા એમના કાવ્યનો અર્થ સરળ અને સહેલાઇથી સમજાય એમ છે. 'કાંઇ તોરણ બાંધ્યાં છે તાનમાં, કાંઈ ચંદરવા અતિ મનમાં રે, છે આનંદ આજ.' આથી વધારે સીધું સાદું મંડપનું વર્ણન કર્યું હોઇ શકે? જીવનની સત્ય હકીકતો એમણે વર્ણવી છે. એમના કાવ્યમાં સાહિત્યનાં અચલ તત્ત્વો છે સામાજિક રીતરિવાજનાં એમાં સરસ વર્ણન છે રાજમહેલની રહેણી કરણી પ્રજાના જીવનને અનુકૂળ છે તેનામાં નિરીક્ષણ શક્તિ છે, બાળલીલા બધા કાળમાં સરખી છે. 'ઘડીમાં હસતા, રમતા રામ, ફરિયાદીઓ કરે જી રે, ઘડીમાં રડતા કોળોકોળ, હાથથી ઝાઝા કરે જી રે.' આવતી વૃદ્ધાવસ્થાનાં દર્શન બધાને મૂંઝવે છે: 'જોઇ પળિયું તે ભડકયા રાયજી' એવાં વર્ણનોમાં ચિરંજીવ તત્ત્વ છે. એની કવિતામાં એક ઉચ્ચ કલ્પના રામ નિદ્રામાંથી વહેલા ન જાગે માટે ચંદ્રને કરાતી વિનંતિમાં છે:

'હું તો ચાંદાને કહું ધીમો ચાલે,
એ છે દેવ કયમ સામું બાળે રે;
બાઇ દિન ન ઉગે.
ચાંદા દેવ તારા સુખ માટે,
અમને દુઃખી કરશે સાહે રે; બાઇ૦
જુઓ ચાંદો મારું ના માને,
દિવાળી દુઃખી કર્યો ભગવાન રે' બાઇ૦

એ જમાનામાં બ્રાહ્મણ ને શૂદ્ર, સ્ત્રી ને પુરૂષમાં જમીન આસમાનનો ભેદ મનાતો હતો.

'ઉચનીચ વિધવા સધવાય,
રામજીને એક છે રે;
એ તો જુએ છે સારી રીત,
રામજીને એક છે રે.'

અંધકારમાંથી નીકળેલા તણખા જેવી તેની ગરબીઓ અને ભજનો છે. પરલક્ષી અને વર્ણનાત્મક પદ્ય તેની જીહ્વાએ વસ્યું છે. માનવતા અને નીતિને ચોપડે તેનું સ્થાન ઉંચું છે. અંધાધુંધીના સમયે તજાએલી, કચડાએલી વિધવા એ મૂંગી સ્ત્રીઓની વાચા છે, તેમનું પ્રતીક છે.

એની કવિતા કેવળ સ્પષ્ટ, મધુર, સાદી અને લોકસ્વભાવના વર્ણનથી ભરેલી છે. એની કવિતામાં એકસરખો અને ગંભીર વત્સલરસ રસજ્ઞને પ્રતીત થશે. એ રસને લીધે એમાં ચમત્કાર છે એવું વાંચનારને લાગે છે. એમની કવિતાની ભાષા શુદ્ધ અને ઘરગથુ છે. ગરબીઓ જલદી યાદ રહી જાય એવી છે. રામનો વનવાસ વર્ણવવો ન પડે માટે એ લખે છે,

'મારી જાનકી વહાલી બાઇ;
તેના દુઃખમાં દિવાળી સમાઇ રે બાઇ.
દિન ન ઉગે, એ દુઃખ ભાવડા જાણે બાઈ
દિવાળી રાંડી દશાઇ રે બાઈ.

**ગૌરીબાઇ** અખા સાથે સરખાવી શકાય એવી વેદાન્તી સ્ત્રીકવિ છે, વેદાન્ત જેવા ગહન વિષયને સામાન્ય માનવી સમજી શકે એવી સહેલી સાદી ને સરળ ભાષામાં પોતાના વિચારો સહેલાઇથી દર્શાવી શકનાર ગૌરીબાઇ માટે આપણને માન ઉપજે છે. સ્ત્રીએ ધર્મ-શાસ્ત્રનો અભ્યાસ કરવો જ નહિ, એણે તો સંસારમાં જ પડયા રહેવું, એવા સ્વાર્થીમત બાંધી સ્ત્રીને જ્ઞાનથી દૂર રાખી એટલે એની પ્રગતિ અટકી.

**રાધાબાઇ**ની ભાષા ગુજરાતી, હિંદી અને મરાઠીનું મિશ્રણ છે. એમની કવિતા દિવાળીબાઇની કવિતાને પડખે નાખી દે એવી છે. એમની કવિતાના વિષયો કૃષ્ણબાળલીલા, કૃષ્ણવિવાહ, કંસવધ, મીરાંમાહાત્મ્ય અને ગરબીઓ વગેરે છે. એમના ગરબા નવરાત્રિમાં ગવાય છે. એમણે કંઈક નવીન કલ્પના સાથે કૃષ્ણલીલાની ગરબીઓ લખી છે. એમનાં પદ સારાં છે. એકંદરે એમની કવિતા રસિક અને લોકપ્રિય છે. એમણે મુસાફરી કરી હતી એટલે એમની ગરબીઓમાં વર્ણનછટા પણ ઇતિહાસ જેવી છે.

અર્વાચીન સ્ત્રીઓમાંથી જેમને સાધારણ કે સારો કેળવણીનો લાભ મળ્યો છે એવી કેટલીક સ્ત્રીઓએ સાહિત્યસેવા કરી છે.

**વિજયાલક્ષ્મી ત્રિવેદી** કવિ હતાં, એમણે પ્રાથમિક કેળવણી જ લીધી હતી, એમનું સાહિત્ય ગુજરાતી પત્રો દ્વારા પ્રસિદ્ધ થયું છે. એમને અંગ્રેજી ને સંસ્કૃત અવતરણો આપવાનો શોખ હતો. પહેલા વર્ષમાં એમણે ઘણાં કાવ્યો લખ્યાં પરંતુ એનો એમણે નાશ કર્યો. એ ગદ્ય અને પદ્ય બેઓ 'સુંદરી સુબોધ' અને 'કપોળમિત્ર'માં લખતાં. 'વસંત,' 'બુદ્ધિપ્રકાશ' અને 'સાહિત્ય' જેવાં પહેલી પંક્તિનાં માસિકોમાં તેમની કવિતાની કદર થઇ છે. આ ઉપરાંત એમના અપ્રસિદ્ધ લેખોનો એક મોટો સમૂહ છે ભાવનગરના સ્ત્રી મંડળમાં એ પહેલા પ્રકારનાં વક્તા હતાં. એમના લેખોમાં કૃત્રિમતા નથી, હૃદયની ઊર્મિઓનો આવિર્ભાવ છે. એમના સદ્‌વર્તનની છાયારૂપ એમના લેખો હતા, એટલે અસરકારક બનતા.

**જયમનગૌરી પાઠકજી**નું લક્ષ સાહિત્ય-સેવન તરફ વિશેષ છે, એમને ગુજરાતી અને હિંદી ભાષાપર અસાધારણ પ્રેમ છે. એ સામાન્ય રીતે કવિતા જ લખે છે. એમનો 'તેજછાયા' નામનો કાવ્યસંગ્રહ ઘણો લોકપ્રિય થયો છે. એમણે કાવ્યો અને નિબંધોની હરિફાઈમાં અનેક વાર પહેલું ઇનામ મેળવ્યું છે. વિલક્ષણ શીઘ્ર કાવ્યરચનામાં પણ એમને અર્ધું ઇનામ મળ્યું હતું. વક્તા તરીકે તે જાણીતાં છે. જુદી જુદી સાહિત્ય સભાઓ પ્રસંગપાત એમની પાસે વ્યાખ્યાનો કરાવે છે. એમણે વિવિધ સંસ્કૃત છંદોનો સફળ ઉપયોગ કર્યો છે અને સ્ત્રીઓ તો જોડકણાં જ જોડી શકે એ આક્ષેપમાંથી સ્ત્રીઓને પોતાની શક્તિથી બચાવી છે.

**વિનોદિની નીલકંઠ એમ. એ.** એ જ્ઞાતિસંસ્થામાં માનતાં નથી અને ચાલુ પ્રણાલિકાનાં પ્રખર ઉચ્છેદક છે. એમના છૂટક નિબંધસંગ્રહ 'રસદ્વાર'માં થાય છે. 'પ્રસ્થાન'માં એમણે અમેરિકન અનુભવનો પ્રસંગ વર્ણવ્યો છે.

**મિસ મેરી સેમ્યુઅલ સોલંકીએ** બાળકો માટે 'બટુક વાર્તાઓ' 'કેટલીક જૂની વાર્તાઓ' વગેરે પુસ્તકો રચ્યાં છે; અને તે સઘળાં આકર્ષક નીવડયાં છે. 'શાળાપત્ર' 'સૌરાષ્ટ્રપત્ર' વગેરેમાં પ્રાથમિક કેળવણી અને તેમાં ખાસ કરીને બાળશિક્ષણ ઉપર તેઓ લેખો લખે છે.

**તારાબેન મોડક બી. એ.** 'શિક્ષણ પત્રિકા'નાં સહતંત્રી છે. એમણે નવું બાલ-

સાહિત્ય સર્જવમાં સારો હિસ્સો આપ્યો છે. એમણે પંદર ઉપરાંત બાલોપયોગી ચોપડીઓ લખી છે.

**લેડી વિદ્યાગૌરી નીલકંઠ બી. એ.** એ 'જ્ઞાનસુધા'માં લેખો લખતા રમેશદત્તની વાર્તા 'Duke of the palms'નો 'સુધાકામિની' નામથી અનુવાદ કર્યો છે. વડોદરાના મહારાણીના અંગ્રેજી પુસ્તક 'Position of women in India'નો 'હિંદુસ્તાનમાં સ્ત્રીઓનું સામાજિક સ્થાન' એ નામથી તરજુમો કર્યો છે. એમના છૂટક લેખોનો 'હાસ્ય મંદિર'માં સમાવેશ કરવામાં આવેલો છે. એમની સાહિત્ય પ્રત્યેની અભિરુચિ અને જ્ઞાનને લીધે એમને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઑનરરી સેક્રેટરી તરીકે કમિટી તરફથી પસંદ કરવામાં આવ્યાં હતા.

**વિમળાગૌરી સેતલવાડ** છૂટક લેખો લખ્યા છે. 'અંકલ ટોમ્સ કેબિન' નામના જગપ્રસિદ્ધ પુસ્તકનો 'ગુલામગીરીનો ગજબ' એ નામથી અનુવાદ કર્યો છે, અને સ્કોટની પ્રસિદ્ધ કૃતિ 'આઇવાનહો'ના બંને ભાગનો અનુવાદ કર્યો છે. એમના ગ્રંથોમાં સુસંસ્કાર અને જ્ઞાનની છાપ પડી છે. એમણે કેટલીક વાર્તાઓ લખી છે 'બાળવિજ્ઞાન ભા ૧ લો' 'બચુકડો ઉંદર', એમણે લખ્યાં છે

**શારદાબહેન મહેતા બી. એ.** એમના આત્મવૃત્તાન્તમાં એમણે અંગ્રેજી કેળવણી લેનાર સ્ત્રીવર્ગ તરફના તે સમયના સમાજના તિરસ્કારનું વર્ણન રોષ દર્શાવ્યા વિના સુરુચિ રીતે કર્યું છે. તે સાથે સ્ત્રીકેળવણી વિષે લોકભાવના અને વિચારમાં કેવું પરિવર્તન થવા પામ્યું છે તેનો તેમાંથી સારો ચિતાર મળે છે. એમની લેખનપ્રવૃત્તિ યશસ્વી નીવડી છે (૧) પુરાણોની બાલબોધક વાર્તાઓ અને બાળકોનું ગૃહશિક્ષણ, એ પુસ્તક એમણે લખ્યું છે. 'સુધાહાસિની' અને 'હિંદુસ્તાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન' એ બે પુસ્તકો લેડી વિદ્યાબહેન સાથે એમણે લખ્યાં છે. 'મીસ ફ્લોરા નાઇટિંગેલ'નું ચરિત્ર એમણે લખ્યું છે.

**દીપકબા દેસાઇની** બુદ્ધિશક્તિ અને જ્ઞાન ઉંચા પ્રકારનાં છે. એ સ્ત્રીકવિ તરીકે જાણીતાં છે. માસિકોમાં એમનાં કાવ્યો અવારનવાર પ્રકટ થાય છે. મરાઠી નાટક 'વિદ્યાહરણ' ઉપરથી 'સંજીવની' નામનું નાટક પણ ગુજરાતીમાં ઉતારેલું છે. એમણે 'ખંડકાવ્યો', 'સ્તવન મંજરી', 'સંજીવની', 'રાસબત્રીસી', વગેરે પુસ્તકો લખ્યાં છે.

**લક્ષ્મીબહેન ડોસાણી** 'સમાજ જીવન'નાં તંત્રી હતાં. સ્ત્રીજીવન વિષેનું એમનું લખાણ સ્પષ્ટ અને સ્વાભાવિક હોવાની સાથે તીવ્ર દર્દ અને દિલસોજીવાળું રહેતું, જેની સોંસરી અસર થાયછે. એમણે સ્ત્રીસંસારની ચર્ચા કરતાં એ સામાજિક ખાતિર પાછળ સમગ્ર જીવન સમર્પ્યું હતું. એમણે 'લોહાણા રત્નમાળા' અને 'મહિમાઓની મહાકથાઓ' નામનાં બે પુસ્તકો લખ્યા છે.

**લીલાવતી મુનશી** સંસ્કારી કુટુંબમાં ઉછરેલાં છે. એમને ગુજરાતી અને અંગ્રેજી સાહિત્ય સાથે સારો પરિચય છે. એ સંસ્કારી અને સુશિક્ષિત વિદુષી સ્ત્રીઓના જીવનવિકાસ માટે તલસે છે, અને સ્ત્રીસ્વાતંત્ર્ય માટે ઝઝૂમે છે. અને સ્ત્રીના સમાન હક અને સન્માન માટે બંડ ઉઠાવે છે. એમણે (૧) 'રેખાચિત્રો અને લેખો' 'કુમારદેવી' નામનાં બે પુસ્તકો લખ્યાં છે. એમણે એમના પ્રવાસનું વર્ણન લખ્યું છે, જે ઘણું સરળ અને રસિક છે.

**સરોજિની મહેતા એમ. એ.** એ સંસ્કારી અને વિદ્વાન છે. એમને માનસશાસ્ત્રનું સારું જ્ઞાન છે. સ્ત્રી સ્વાતંત્ર્ય અને

સ્ત્રીજીવનના વિકાસ અને અભ્યુદય માટે તે તીવ્ર લાગણી ધરાવે છે. એમણે પ્રો. વાડીઆના 'Ethics of Feminism' પરથી 'સ્ત્રીસ્વાતંત્ર્યવાદ' નામનું પુસ્તક લખ્યું છે. એમનું ભાષા પર પ્રભુત્વ છે, એમનું લખાણ સરળ, રમતુ, સ્વાભાવિક અને સચોટ હોય છે. એ તેજસ્વી બુદ્ધિશાળી સંસ્કારી ને વિદ્વાન છે.

**હંસાબહેન મહેતા બી. એ.** એ યશસ્વી વિદ્યાર્થિની હતાં. એમણે બાળકો માટે વાર્તાસાહિત્ય આપ્યું છે. 'બાલજીવન'માં વાર્તાઓ લખે છે. એમણે 'ત્રણ નાટકો' અને 'બાવલાનાં પરાક્રમો' એટલાં પુસ્તકો લખ્યાં છે.

**કાશીબહેન જડીઆ** સાદા કીર્તનો રચે છે. એમનાં ભજનોનું પુસ્તક 'હૃદય કલ્લોલ' એ નામથી છપાયું છે.

**સગુણાબહેને** 'બોધક સતી ચરિત્રો' નામનું નાનું પુસ્તક રચ્યું છે.

**ત્રણ કાવર બહેનોએ** 'નામાંકિત નારીઓ'માં યુરોપની પ્રસિદ્ધ સ્ત્રીઓનું ચરિત્ર વર્ણવ્યું છે, જે સ્ત્રીઓને માર્ગદર્શન કરાવે છે.

**સુમતીબહેનનું** 'સદ્‌ગુણી સ્ત્રીઓ' એ પુસ્તક પણ બહેનોને સહાય કરે એવું છે. આ અનુવાદ એમની શક્તિનો સારો પરિચય કરાવે છે. સ્ત્રીકવિ તરીકે એમણે સારી કીર્તિ મેળવી છે. એમના કાવ્યનું પુસ્તક 'હૃદયઝરણા' નામનું છે. 'શાંતિદા' નામના પુસ્તકથી એમની બુદ્ધિશક્તિ માટે ઊંચો અભિપ્રાય બંધાયો છે. એ પ્રતિભાશાળી અને તીવ્ર બુદ્ધિવાળાં હતાં. આપણા સાહિત્યમાં એમનું સ્થાન ઊંચું છે. એમણે કાવ્યો, નાટકો, વાર્તાઓ વગેરે સાહિત્યના વિભાગોમાં પ્રવેશ કર્યો હતો.

**પંડિત જમનાબહેને** 'સ્ત્રીપોકાર' નામનું પુસ્તક લખ્યું છે. 'સ્ત્રી બંડ કરશે ત્યારે જ હિંદુસમાજ સુધરશે અને સ્ત્રીને પૂરો ન્યાય મળશે' એવું એ માને છે.

**પદ્માવતી દેસાઈએ** 'પવિત્ર હિમાલયનો પ્રવાસ' લખ્યો છે. એમાં પ્રવાસનું વર્ણન સાદી અને સરળ ભાષામાં કર્યું છે, એમાં પ્રવાસ માટે આવશ્યક સાધનોની સૂચના સારી કરી છે.

**ચૈતન્યબાલા મજમુદાર** એમણે 'લલિત કલા અને બીજા સાહિત્યલેખો' નામનું પુસ્તક લખ્યું છે. એ ઉપરાંત બીજી વાર્તાઓ લખી છે.

**દિવાળીબેન ભટ્ટે** 'ગૃહલક્ષ્મી કેવી હોવી જોઈએ' એ નામની નાની પણ ઉપયોગી ચોપડી લખી છે.

**માલતી બહેન પંડિતે** 'રમાબાઈ રાનડેનું ચરિત્ર' લખ્યું છે. એ વાંચવા ગમે તેવું ઉપયોગી પુસ્તક છે.

**હીરાબહેન મહેતા બી. એ.** એમણે 'આપણું વિવેચન સાહિત્ય' નામનું પુસ્તક લખી વિવેચન જેવા અટપટા વિષયના પોતાના જ્ઞાનનો લાભ આપ્યો છે.

**શ્રીમતીબહેન મજમુદાર** પણ સાહિત્યની સેવા કરી રહ્યાં છે. એમણે કેટલીક વાર્તાઓ લખી છે. એમનું 'સુવર્ણરજ' નામનું પુસ્તક આપણા સાહિત્યમાં જુદી જ ભાત પાડે છે.

ફક્ત ત્રીસ જ બહેનોની સાહિત્યસેવાની નોંધ લીધી છે. એ ઉપરાંત ઘણી બહેનો સાહિત્યસેવા કરે છે સ્ત્રીઓના માસિક કેટલીક બહેનો ચલાવે છે અને અનેક બહેનો માસિકોમાં લેખો લખી આપણા સાહિત્યના ભંડારમાં વધારો કરે છે. ઘણી બહેનો ઇનામી નિબંધમાં ભાગ લઈ ઇનામો પણ મેળવે છે.

# સૌભાગ્ય અર્ચના

બેની ! ફૂલડાંનો ભર થાળ
જીવનના સૌભાગ્ય ભાગ્યનાં ઉઘડે મંદિરદ્વાર
પ્રભુતામાં પગલાં તુજ સુભગા નવ્યજીવન ધબકાર
અર્ચન, આરતી પૂજા માટે
ભર ફૂલડાંનો થાળ—બેની૦

ઊર્મિ કેરાં વિકસિત કુસુમો આશા મુકુલની માળ
રૂપ કલા મનડાની મેલી, સખ્ય તણી સુવાસ
બેની ! ફૂલડાંનો ભર થાળ.

દેહ દીપકમાં આતમ વાટે જલવું પ્રેમી કાજ
પ્રેમઅંશુઓ કુમળા ઠલવી તિમિર કરવા નાશ
બેની ! ફૂલડાંનો ભર થાળ.

ચુંદડી પે'રી નવરસ રંગી કંકણ દિલ પ્રેમાળ
નથડી લજ્જા, હાર સિદ્ધિનો, ધરજે સંયમ શાલ
બેની ! ફૂલડાંનો ભર થાળ.

અંજન શિવ ચિંતન તું કરજે, અચિંત સ્મિત શણગાર
શુકેશિની ! શુચી સંતતિ, ભાવ દ્યુતિ મનહાર
બેની ! ફૂલડાંનો ભર થાળ.

સખ્ય તણા મંદિરમાં બેની ! ગાજે અંતર ગાન
મંદ મંદ પગલીઓ પાડી કાળ તણે પગથાર
બેની ! ફૂલડાંનો ભર થાળ

અમર પૂજાને કાજ પૂજારણ યૌવનનું તુજ કામ
ઠલવી અંગોળી અંતર તું, એક અનુપમ પાત્ર
બેની ! ફૂલડાંનો ભર થાળ.

શ્રી. અંબકુમાર તલસાણીઆ

# રાષ્ટ્રીય કાવ્યસાહિત્ય

લેખક : શ્રી. રમેશ દેસાઇ

રાષ્ટ્રીય કોને કહેવું એ જ મોટો પ્રશ્ન છે, મેં એમાંથી બે અર્થ કાઢયા છે. એક આખા રાષ્ટ્રમાં વંચાતું સાહિત્ય, અને રાષ્ટ્ર એટલે રાજ્યને લગતું સાહિત્ય.

આખા રાષ્ટ્રમાં ગવાતા કાવ્યસાહિત્યમાં ગુજરાતે લેશ પણ હિસ્સો નથી આપ્યો; એ કામ તો સિનેમાઓ જ કરે છે. એટલે ગુજરાતમાં રાષ્ટ્રભક્તિ ઉપરનાં કાવ્યો પર જ વિચાર કરવો રહ્યો.

આપણું રાષ્ટ્રીય સાહિત્ય ઘણું જ જૂનું છે. આ મુદ્દો ઘણાને અરુચિકર લાગ્યો હશે, ઘણાઓ એમ માનતા હશે કે રાષ્ટ્રિય કાવ્યસાહિત્યની શરૂઆત નર્મદાશંકરથી જ થાય છે. કદાચ કેટલેક અંશે તેઓ સાચા હશે, પણ આપણે આપણું પ્રાચીન લોકસાહિત્ય ભૂલવું ન જોઇએ. ખાસ કરીને આપણે કાઠીઆવાડ તરફ નજર કરીએ તો ખબર પડશે કે ત્યાં દુહાના રૂપમાં વીરરસથી ભરપૂર એવું અત્યંત સાહિત્ય પડેલું છે. દુહા વિષે પ્રો. મંજુલાલ મજમુદાર ' સાહિત્ય પરિચય 'માં લખે છે કે,

" દુહા, સોરઠા, મનહર, વગેરે સરલ છંદોમાં ઘણુંખરું સુભાષિતો રચાયલાં હોય છે. તેથી યાદ રાખવા સહેલા પડે છે.

'......દુહામાં એક પ્રધાન સૂર શૌર્ય અને ક્ષત્રિયવટનો છે. હાલમાં વ્યાપારી બની ગયેલા મહાગુજરાતમાં જ્યારે સ્વતંત્રતા અને સ્વાધીનતાના આદર્શો હતા, તે સમયના આ દુહાઓની રચના થઇ સંભવે છે. 'વટ 'ની ખાતર જીંદગીને પાણીને મૂલે ગણનાર ગુજરાતીઓ અને ગુજરાતણોના આદર્શ આમાં પ્રતિબિંબિત છે. '

લોકસાહિત્યના રસિક કવિ રાયચુરાના સંગ્રહમાંથી અહીં દુહા મૂકયા છે

વા ફરે વાદળ ફરે,
ફરે નદીનાં પૂર
પણ શૂરા બોલ્યા ના ફરે,
ભલે પશ્ચિમ ઉગે સૂર.

*

સ્વાંગ ઉગારી રણ રહે,
એ રજપૂતા રીત
જ્યાં લગી પાણી આવરે,
ત્યાં લગ દૂધ વંચિત.

આ અને આવા અસંખ્ય દુહાઓથી આપણું રાષ્ટ્રીય સાહિત્ય શરૂ થાય છે.

હેમચંદ્રાચાર્યે ' પ્રાકૃત વ્યાકરણ 'માં કેટલાક શૂરાતનના અને સ્વદેશપ્રેમનાં સુભાષિતો ઉદાહરણ તરીકે આપેલાં છે.

આ પ્રમાણે આપણે સાહિત્યના પ્રદેશમાં ફરતા હોઇએ છીએ ત્યારે રાષ્ટ્રીય કાવ્ય માત્ર લોકસાહિત્યના રૂપમાં જ મળે છે. એમ કરતાં જ્યારે આપણે ૧૯ મી સદીના મધ્યભાગમાં આવીએ છીએ, ત્યારે નર્મદાશંકરનાં રાષ્ટ્રીય કાવ્યો સાથે આપણો ભેટો થાય છે. નર્મદાશંકરે પોતાનાં રાષ્ટ્રીય કાવ્યોનો ગ્રંથ બહાર પાડયો નથી એટલે એમનાં કાવ્યો આપણે છુટાં છુટાં વાંચીને સંતોષ મેળવવો રહ્યો, એમનાં રાષ્ટ્રીય કાવ્યોમાં સહુથી વધુ લોકપ્રીય કાવ્યો બે છે.

'સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે,
' યાહોમ કરીને પડો ફતેહ છે આગે.

---

● બરોડા કોલેજના પેપર રીડીંગમાં વાંચેલ.

કેટલાંક કામ વિષે ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ હામને ખાયે.
'હજી સમય નથી આવીઓ, દીહિ દીન ગાયે
'જન ખાનું' કરે નવ સરે અર્થ કો કાળે.

અને બીજું 'જય જય ગરવી ગુજરાત' જે આપણા ગુજરાતી સાહિત્ય સંઘનો મુદ્રાલેખ છે.

તેમના સમકાલીન કવિઓમાંથી નવલરામે પણ છૂટક છૂટક રાષ્ટ્રીય કાવ્યો લખ્યાં છે. જો કે એઓમાં કાવ્યો જેમ નર્મદાશંકર પાસેથી મળે છે એવા ઢગલાબંધ તો નથી જ. એમનાં રાષ્ટ્રીય કાવ્યોમાં

'મારી ભારત ભૂમિ ! મારી ભારત ભૂમિ;
રૂપાળી રઢિઆળી , યશાળી પુનીત.'

એ કાવ્ય તો લગભગ બધા નિશાળીઆને ખબર હોય છે.

ડૉ. હરિલાલ ધ્રુવે રાષ્ટ્રીય સાહિત્યમાં ખુબ મોટો ફાળો આપ્યો છે. એમનાં અસંખ્ય કાવ્યોમાંની

'હવે શા માટે કરું ભગવા !
બહુ તો ઓઢું કેસરિયાં
રસુ રંગે ! ઘુમું જંગે !
સ્વદેશી પ્રેમને સંગે '

જેવાં અનેક કવિતો પ્રચલિત છે

આ પ્રમાણે જ્યારે આપણે આગળ વધીએ છીએ ત્યારે બંગભંગના સમયમાં આવીએ છીએ. એ વખતે આપણને ખૂબ મોટા પ્રમાણમાં રાષ્ટ્રીય કાવ્યો મળે છે. તે વખતના લગભગ બધા જ કાવ્યકારોને રાષ્ટ્રીય કાવ્યો કરવાની ઘેલછા લાગી હતી. ઘણાખરા તો માત્ર દેખાદેખીથી જ રાષ્ટ્રીય કાવ્યો લખતા. પણ આમ આપણું સાહિત્ય જાણે અજાણે પણ સમૃદ્ધ થયું જ.

ત્યાર પછીના સમયમાં રાષ્ટ્રીય કવિઓમાં ખબરદાર, મેઘાણી, મણિલાલ દ્વિવેદી, લલિતજી, વસંતવિનોદી ઉર્ફે ચંદુલાલ દેસાઇ ફૂલચંદ શાહ, અંધકવિ હંસરાજ મુખ્ય છે.

અરદેશર ફરામજી ખબરદારે પોતે સ્વેન રાષ્ટ્રીય કાવ્યોને પ્રથના રૂપમાં ગોઠવ્યાં છે. એઓએ ' ભારતનો ટંકાર ' રચ્યો છે. તે અને બીજું પુસ્તક તે ' રાષ્ટ્રિકા ' છે. એમનાં કાવ્યો ઘણાં જ પ્રેરણાદાયી છે, એ કહેવાની જરૂર નથી.

પછી આવે છે રાષ્ટ્રશાયર મેઘાણી. મેઘાણીનું અનુવાદિત પણ મૌલીક હોય એવું જ એક કાવ્ય આપણને ઘણીવાર સાંભળવાનું મળે છે તે કાવ્ય

રક્ત ટપકતી સો સો ઝોળી
સમરાંગણથી આવે,
કેસરવરણી દે શ સે વિ કા
કોમળ સેજ બિછાવે,
ઘાયલ મરતાં મરતાં રે
માતની આઝાદી ગાવે.

એમણે રાષ્ટ્રકાવ્યોનો ' યુગવંદના ' નામનો સંગ્રહ બહાર પાડયો છે. એમા ' સ્વતંત્રતાની મિઠાશ 'નું કાવ્ય વધુ લોકપ્રિય થયુ છે

' તારા નામમાં આ સ્વતંત્રતા
મીઠી આ શી વત્સલતા ભરી
......... ......... .........'

મણિલાલ દ્વિવેદીએ પણ ગણ્યાં ગાંઠ્યાં રાષ્ટ્રભકિતથી ભરપૂર એવાં કેટલાંક કાવ્યો લખ્યા છે,

રાષ્ટ્રીય કાવ્યસાહિત્યમાં કવિ લલિતજીનો ફાળો પણ નાનો સૂનો નથી. તેમના કાવ્યો ' જનેતા જન્મભૂમિને પિતા પ્રભુ અમારે, ' ' જાગ્યા રે જાગ્યા મારા હિંદીઓ જાગ્યા ' અને એવા જ બીજાં કાવ્યો હજીએ કોઇવાર સાંભળીએ છીએ.

આગળ વધતાં આપણે ગાંધી યુગમાં પ્રવેશ કરીએ છીએ. ત્યારે અનેક રાષ્ટ્રીય કાવ્યો વાંચીએ છીએ. **અસહકારને વખતે**

**પ્રભાત ફેરીઓમાં ગાવા માટે પ્રભાતીઆની જરૂર પાતી તે ઉપરાંત કૂચગીતોની મોટા પ્રમાણમાં જરૂર પડતી. ગુજરાતી કવિઓએ જોઈતા પ્રમાણમાં રાષ્ટ્રીય કાવ્ય સાહિત્યને ચરણે કૂચગીતો અને પ્રભાતીઆંઓની ભેટ ધરી.**

દેશળજી પરમારે આ વખતે ઘણાં કાવ્યો લખેલાં. તેમાંનાં ઘણાંખરાં લોકસાહિત્યમાં સમાઇ ગયાં છે.

જનાર્દન પ્રભાસકરે પણ રાષ્ટ્ર સાહિત્યમાં મોટો ફાળો આપ્યો છે.

'ગુજરાતના પુત્રો અમો !
ગુજરાતમાં દિલડું રમે,
તે વિણ કહિં જરીએ નહિ
અન્યત્ર અમને તો ગમે.'

રાષ્ટ્રીય કાવ્યસાહિત્યનો ઉલ્લેખ કરતાં જો 'ટોપીવાળા'ના કવિને ભૂલી જઇએ તો એ ઉલ્લેખ અધુરો જ ગણાય. એમના 'કાવ્ય ત્રિવેણી' પુસ્તકમાં અર્ધ ઉપરાંત ભાગ રાષ્ટ્રીય કાવ્યોથી ભરપૂર છે. તે ઉપરાંત લોકસાહિત્યમાં ગણાઇ ગયેલા અનેક રાષ્ટ્રિય કાવ્યો એમણે લખ્યા છે, [ હું જે હમણાં ગાઉં છું તે કાવ્ય એમનું છે. ]

પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં
ઉતરિયાં કાંઇ આથમણે ઓવાર રે...
પરદેશી૦
લીલી વાડી ને મીઠી છાંયડી,
નિરમળ કાંઇ નદીઓ કેરાં નીર રે.
પરદેશી૦

ખાસ કરીને પહેલો સત્યાગ્રહ પછી, ચોમાસામાં ઉગતા ઘાસની માફક અનેક કવિઓ ઉગી નીકળ્યા; તે ઉપરાંત તે પહેલાં વસન્તવિનોદી ઉર્ફે ચંદુલાલ મણિલાલ દેસાઇ, 'મનુ', 'ભાનુ', 'અરૂણ', 'અરવિંદ', 'ભરત' વગેરે કવિઓનો સમાવેશ થાય છે; જો કે આમાંથી વસન્તવિનોદી સાહિત્યપ્રદેશમાંથી સંપુર્ણ નિવૃત્ત થયા છે. તેમની કૃતિઓમાં

સમરોર સારી ખડકની
અમને નહિ તાબે કરે
અમ આત્મગૌરવ તેજ તે
નહિં તુચ્છ શસ્ત્રે ગાળરે.

આજકાલ ગરબાઓમાં પણ રાષ્ટ્રીયતા આવી છે—

ભારતિ તો એક દિન આંસુડા સારતી
કહેતી જઇ જોગીડાની પાસ,
જોગી મારાં દુખડાં અપાર.

*

એના જીવન ગોખ માંહી જગે...
આશા ને સત્ય કેરો દિવડો
હિંસા ને ઘોર પાપ જુએ જગે...
ત્યાગી ને પુણ્યવંત ધોબીડો.

*

આપણા રાષ્ટ્રીય કાવ્યસાહિત્યનું બીજું અંગ ચાલુ લોકસાહિત્ય છે.

અસુખ જીવનમાં વાધ્યુ ઘણું ને,
રોગે તે દેશને ઘેરીઓ રે.

*

'યુવાનો હો હિંદના સૈનિક બનીને ચાલો,

*

'મારૂં વતન આ મારૂં વતન'

હજી તો કેટલાંયે રાષ્ટ્રીય કાવ્યો અણજાણ્યાં પડયાં હશે. કેટલાએ રાષ્ટ્રિય કાવ્યકારો કોઇ અજ્ઞાત સ્થળેથી સુગંધી વેરતા હશે.

દરેક જણ ઇચ્છે કે આપણું રાષ્ટ્રીય કાવ્યસાહિત્ય સમૃદ્ધ બને.

# લગ્ન અને સમાજ

લેખિકા : શ્રી. અનામિકા

જીવનનો અતિ મહત્ત્વનો, નાજુક અને ખૂબ વિચારોને-મંથનોને અંતેજ ઘડાવવો જોઈએ એવો એક મહાકિંમતી-સંકુલ પ્રશ્ન એ લગ્ન. આ પ્રશ્નને દરેક પરણેલી અને પરણનાર વ્યક્તિએ સામાજિક, આર્થિક, કૌટુંબિક, શારીરિક અને માનસિક, એમ દરેક દૃષ્ટિથી વિચારવોજ જોઈએ. આમ ના થાય તો જીવનના ઝંઝાવાતોના અટપટા પંથમાં ક્યાંક એ પરિણીત જોડાંઓ પટકાયજ. ન તો ઐક્યતા સાધી શકે ને અંતે દુઃખના દાવાનળમાં સપડાય અને બીજાંને સપડાવે.

સામાજિક દૃષ્ટિએજ–લગ્ન અને સમાજનો સંબંધ ઘણો વિશાળ અને ઊંડો છે. સમાજ એટલે જ કુટુંબોનો ડાયરો. એક, બે, ત્રણ...ચાર એમ કુટુંબોની સંયુક્ત જામેલી મેદની એ સમાજ, એનો આધારજ કુટુંબ, સમાજની સંસ્કૃતિ, પ્રગતિ, અધોગતિ, એનાં કુટુંબો ઉપરજ અવલંબે છે,

કુટુંબ એટલે મુખ્યત્વે પતિ અને પત્ની. એ બે સુશીલ, સુશિક્ષીત, શાણાં, ઠરેલ અને સંસ્કારી તો જગતને એમની ભેટ પણ એવી જ મળે. સંસ્કારી માતાપિતાનાં બાળકો પણ સંસ્કારી જ થાય. અને સમાજના એક આદર્શ કુટુંબ તરીકે પ્રતિનિધિત્વ ધરાવે. આવાં અનેક કુટુંબો મળી સુશિક્ષિત સમાજ ઘડે. જે સમાજનાં કુટુંબો સંસ્કારી, તે સમાજ પોતે જ સંસ્કારી. પતિ-પત્ની ઉભયના વર્તનને પરિણામે જ આવાં સુસંસ્કારી કુટુંબો-સમાજોનો જન્મ થાય. આ રીતે સમાજની સફળતા કુટુંબો ઉપર, કુટુંબની સફળતા તેમાંનાં પતિ–પત્નીની ઉપર અને પતિ-પત્નીની સફળતા તેમના લગ્નજીવનની સીધી, સરળ કે આંટીઘુંટીથી ભરેલી કેડી ઉપર.

હવે આર્થિક દૃષ્ટિએ આપણે પરિણીત જીવનને નિહાળીયે. સમાજની પ્રગતિ સાધવામાં નાણું મુખ્ય પાઠ ભજવેજ. કુટુંબની-સમાજની સ્થિતિ, રહેણીકરણી, આરોગ્ય વિગેરેનો આધાર તેની આર્થિક સ્થિતિ ઉપરજ રહેલો છે. શક્તિ હોય ને સંપત્તિ ના હોય તો શક્તિ બધી એળે જાય. એને ખીલવવાને જોઈતાં સાધનો મળે નહિ અને અણવિકસેલી એ વ્યક્તિની શક્તિનો લાભ સમાજ અને કુટુંબ એક માત્ર પૈસાને અભાવે ગુમાવે. આર્થિક સ્થિતિ અને લગ્ન એ પ્રશ્ન પરણનાર યુવકોએ જ સંપૂર્ણપણે વિચારવો જોઈએ. પોતાના કુટુંબને પોષવાની શક્તિ ના હોય, પૂરું કમાઈ શકે તેવી સ્થિતિ ના થઈ હોય, ત્યાં સુધી એ યુવકોએ પરણવાનો સમજીને વિચાર સરખો પણ કરવો ના જોઈએ. પોતાની જાતને જ પોષવાની શક્તિ ના હોય ત્યાં પત્ની અને કુટુંબને પોતાનાં માતાપિતાને શિરે છોડનાર યુવકો કુટુંબને ભારરૂપજ ગણાય. સુભાગ્યે, આજના કેળવાયલા યુવકો પોતે નોકરી ધંધે લાગ્યા સિવાય લગ્નનો વિચાર નથી કરતા પરંતુ આ તો બહુ જ જૂજ પ્રમાણમાં.

લગ્ન અને કૌટુંબિક સંબંધ પણ બહુજ મહત્ત્વનો છે. આ પ્રશ્ન ખાસ કરીને પરણનાર યુવતીઓએ સંપૂર્ણપણે સમજવો જોઈએ. જે કુટુંબમાં તે જવાની છે, તે કુટુંબનો પૂરતો અભ્યાસ જ

તેણે કરવો જોઈએ. એ કુટુંબની રહેણીકરણી, રીતભાત, કુટુંબીજનોના સ્વભાવ આચાર વિચાર, વર્તન, વાણી, તેની આર્થિકતા વિ.નો સંપૂર્ણ ખ્યાલ તેને હોવો જોઈએ. કુટુમ્બી જનોને સંતોષ અને સુખ આપવાની શક્તિ જો એનામાં ના હોય તો બહેતર છે કે એ કુટુંબના સંસ્કાર, તેની સુઘડતા અને તેના વાતાવરણને શુદ્ધ, પવિત્ર અને દેદીપ્યમાન બનાવવામાં મુખ્ય ફાળો સ્ત્રીઓનો જ હોય છે. કોઈ પણ સમાજની સંસ્કૃતીનું માપ કહાડવું હોય તો તેના સ્ત્રીરત્નો જ તપાસવાં જોઈએ. સમાજનો આધાર કુટુંબ અને કુટુંબનો આધાર સ્ત્રી. જો કુટુંબમાં કુલટા સ્ત્રી આવી તો પોતે દુઃખી થશે અને બીજાંને કરશે. અને અંતે એ કુટુંબ પડતી તરફ પ્રયાણ કરશે.

આપણામાં જુના વખતમાં લગ્ન કરતાં પહેલાં એક બીજાનાં કુળ જોવાનો રિવાજ હતો. સમયના વહેણની સાથે આ વસ્તુ જડ રૂઢિમાં પરિણમી. કુળ જોવામાં અન્યોન્ય ઉભય કુટુંબની ખાનદાની, સંસ્કાર અને સુશીલતા જોવાનો જ આસય હતો.

લગ્ન અને શારીરિક સંબંધ પણ જીવનનું અંગજ છે. લગ્ન કયારે સફળ ગણાય ? આત્માની એકયતા સાધે, દેહની વાતો ભૂલાવે, એ લગ્ન તે પવિત્ર ભૂમિકાએ યોજાયેલાં ગણાય. પરિણીત જીવનને માત્ર બાળકો જન્માવવાનાં બીબાંનીજ સાથે જીવન વ્યતીત કરનાર પતિ-પત્ની સમાજના સંસ્કારનો કચ્ચરઘાણજ વાળે છે એમ કહેવામાં અતિશયોક્તિ ના જ ગણાય. દેહલગ્નની ભાવનાનેજ નિર્મુળથી નાબુદ કરવી જોઈએ. લગ્ન એટલે યુવક-યુવતીએ જીવનભરનાં વ્રત લેવાનાં-અન્યોન્યને વિકસાવે, પ્રફુલ્લાવે, એકબીજાંની ત્રુટિઓ, ઉણપોની પૂરણી કરે એકએકની ભૂલો સુધારે, આત્માને એક બનાવે અને બે-એક થઈ સમાજ આગળ એક આદર્શ ગૃહજીવન જીવી બતાવે, કુટુંબમાં રત્નરૂપ નિવડી તેની પ્રગતિ સાધે, તેની આર્થિક, સંસ્કારિક સ્થિતિને વિકસાવે અને પછી જગત્ સમક્ષ કોઈક સંપૂર્ણ, સુસંસ્કારી, સુશિક્ષીત, બાળકોની ભેટ અર્પે-આ તે ખરૂં લગ્નજીવન.

આજના ' પ્રથમ દર્શને પ્રેમ 'ના કેટલાંયે યુવક-યુવતીઓ બાહ્ય મોહના આડંબરમાં ખેંચાઈ, માત્ર દેહવાસનાની તૃષાનેજ છીપાવવા લગ્નથી જોડાઈ જીંદગીનાં કોઈક અનંત દાવાનળમાં સપડાઈ જાય છે. આવાં લગ્નોથી જોડાતાં પહેલાં ન તો એ લોકો પોતાની સામાજિક, આર્થિક, કૌટુંબિક અને શારીરિક શક્તિનો વિચાર કરતાં કે નથી તે પોતાનાં કુળ, સંસ્કાર અને ખાનદાનીનો વિચાર કરતાં. આ જમાનામાં તો પરણેલા યુવકો પણ બાહ્યાડંબરવાળી રૂપસુંદરીને નિરખતાં પોતાની ગરીબડી, બાળલગ્નથી જોડાયેલી, હોંશે હોંશે પોતાના પતિની સેવા કરતી પત્નીને ભૂલે છે અને પેલી ચબરાક, દેહવાસનાથીજ માત્ર ભરપૂર યુવતીના મોહપાશમાં ખેંચાઈ તેને પરણવા પણ ઉઠકે છે. આવાં લગ્નથી જોડાતી યુવતીને પણ ખ્યાલ નહિ હોય કે પોતાના જેવીજ કોઈક સ્ત્રીનું મહામોંઘુ રત્ન છીનવી તે પોતાની જાતી ઉપરજ પગ મૂકવા-અપમાન કરવા તૈયાર થઈ છે ? અને પેલા યુવકને પણ ખ્યાલ નહિ હોય કે માત્ર ઘડીના મોહને ખાતર એક સ્ત્રી સમક્ષ પોતે ભણેલા વફાદારીના સોગંદને તોડવા બેઠો છે ! આવાં પગલાં આજે તો સુશિક્ષીત કેળવાયેલી, સંસ્કારી કહેવાતી સુધરેલી જનતાજ ભરે છે. આવા તો ઘણાયે દાખલા આપણી સમક્ષ છે.

સ્નેહલગ્નના કોઈ હિમાયતી જરૂર વાંધો લેશે કે પ્રથમ સ્ત્રી ગમતી ના હોય તો બીજી

સ્ત્રી કેમ ના પરણાય ? ..આ પ્રશ્ન અટપટો છે. છતાંયે તેનો જવાબ એજ છે કે જેને તમે એક વખત તમારી ગણી છે, તેને તમારે લાયક કેળવો. તમારા આદર્શો, તમારી રહેણીકરણીનો એને ખ્યાલ આપો. જો પ્રેમથી નમ્રપણે આ કાર્ય થશે તો કોઇ પણ સ્ત્રી પોતાના પતિના આદર્શોને શક્તિ-ગુંજાશ પ્રમાણે અપનાવવા તૈયાર ના થાય એમ બનેજ નહિ.

બીજો પ્રશ્ન ઉદ્‌ભવે છે: પ્રેમ તો આંધળો છે-એને ઉગાડયો ઉગતો નથી. જો કોઇ પરિણીત યુવક–યુવતી પણ પ્રેમમાં પડે તો તે કુદરતીજ છે.' અજાણતાં–આપોઆપજ બને છે. આનો અર્થ એટલોજ કે પવિત્ર, દૈવી પ્રેમનો આ અધમ ગાત્ર બાહ્યાડંબરથીજ આકર્ષેલા યુવક યુવતીઓ અભડાવે છે. પ્રેમનો ખરો અર્થ એ લોકો સમજ્યાજ નથી, સમજવાના પણ નથી, સમજવા માટે લાયક પણ નથી આવા પ્રેમ થઇ ગયા પછી તેને અટકાવવા અઘરા છે. પરંતુ આ પગલું ભરતાં પહેલાંજ પોતાની જાતનો, સ્થિતિનો વિચાર કેમ નહિ કરતાં હોય ? કોઈ પરિણીત યુવક–યુવતીઓને એ દ્રષ્ટિએ નિહાળાયજ કેમ ? આ કલ્પના પણ મનમાં જાગવી ના જોઇએ.

અત્યારે સમાજ એવા પંથે દોરાય છે કે સુધરેલી ગણાતી જનતા પણ પોતાના વડીલોના માર્ગને પસંદ કરવા તૈયાર થઈ જાય છે. સમાજમાં એવા દાખલા બને છે કે જેથી કેળવણી વગોવાય છે અને અનીતિનાં રોપાણ થાય છે અને પરિણામે માતાપિતાઓ પાછાં બાળલગ્ન-વિવાહની તરફેણમાં દોરાતાં જાય છે. કેટલાંયે માબાપો જોઈને જે હાથ જોડીને કહે છે કે બહુ સારો વર મળે છોકરીને વહેલી તકે પરણાવજો. એક વરસ પણ ખરી કે અર્ધી જીંદગી પછી લગ્ન કરનાર યુવક યુવતીઓ સમાજને હાની જ કરે છે. પાછલી ઉમરના થયેલા બાળકોને જોઇએ તેવી સરળતાથી ઉછેરી શકાતાં નથી અને અંતે કેળવણી અને માતાપિતાના સંસ્કારે તેઓ અધૂરાં જ રહે છે.

યુવક–યુવતીઓનાં માનસ એવાં ઘડાતાં જાય છે કે એક બીજાને તેઓ અપૂર્ણ જ દેખે છે. કે.૩ કોઇની ધ્યાનમાં ઉતરતાં નથી. અમુક ઉમર જાય એટલે કુદરતી નિયમ અનુસાર તેઓમાં-સ્ત્રી પુરુષ-બંનેમાં લગ્નની વૃત્તિ, અન્ય જાતિની મૈત્રીની ભાવનાઓ જન્મે જ મન તે તરફ દોરાય, બુદ્ધિ તે બાજુને અપૂર્ણ દેખે-આખરે આજના યુવક–યુવતીઓ એકબીજા તરફ જેમ બને તેમ અકુદરતી સંપૂર્ણ બનવાનો ડોળ કરે છે. અને કૃત્રિમ રીતે આકર્ષાવવા પ્રયત્ન કરી 'વલખાં' મારે છે. એમાંથી ન થવાનાં કૃત્યો, નાદાનીમાં કે ઉંમરને અંગે થયેલી વૃત્તિના ખેંચાણને અંગે આજના યુવક–યુવતી કરી બેસે છે. આમ સમાજને અધોગતિને પંથે દોરે છે.

આવાં કૃત્યો બને જ. તેમાં યુવક–યુવતીઓનો જ માત્ર દોષ કહાડવો નકામો છે. વડીલોને પણ પોતાના બાળકોના માનસનો, તેમની વૃત્તિનો સંપૂર્ણ ખ્યાલ હોવો જોઇએ. એ લોકોનાં માનસ તપાસીને જ વડીલોએ તેમની દિશા ઉઘાડવી જોઇએ. જે તૃષા બાળકોને લાગે છે તેને છીપાવવામાં વડીલોની મદદ જોઇએ છે જ.

આવા સમાજમાં વિદ્યાનો પણ ઉંધો અર્થ ગણાય એ સ્વાભાવિક છે. વિદ્યા સંસ્કાર ખાતર નહિ, બાળકના મનના વિકાસ ખાતર નહિ પરંતુ ( ખાસ કરીને ) યુવતીને મારૂ ઠેકાણું મળે તેટલા ખાતર જ અને ત્યાં સુધી જ આપવામાં આવે છે નાનપણથી 'વર કે કન્યા મળે ત્યાં સુધી જ ભણવાનું'

એવા સંસ્કાર પામેલ વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓને ભણવાં કરતાં પરણવા તરફનું જ વધારે આકર્ષણ રહે છે. આવાં બાળકોનાં લગ્ન ના થાય ત્યાં સુધી તેમનાં મન કાંઈ જુદી દિશામાં જ કાર્ય કરે છે. પરિણામે આમાંનાં કેટલાક ઉંધે રસ્તે દોરાય છે ને જનતા ભણતરને વગોવે છે.

લગ્નને આ રીતે માનસિક દૃષ્ટિથી નિહાળવું જ જોઇએ. અને આવાં માનસની પરીક્ષા કરવા માટે માતા પિતા જ પરિક્ષક હોવાં જોઇએ. પોતાના બાળકોમાં કેટલે અંશે વિદ્યા શક્તિ છે કેટલે અંશે લગ્નની વૃત્તિ છે, કયે પંથે એનું માનસ વિકાસ પામે છે વિ. ઉત્તરોત્તર તપાસતાં જ રહેવું જોઇએ. ઉણપ લાગે, દોષ લાગે તો સુધારવા પ્રયત્ન કરવો જોઇએ—બળજબરીથી નહિ ધીમે ધીમે બાળકના માનસિક આંદોલનોના વહેણની સંગાથે સંગાથે.

લગ્નમાં બન્ને વ્યક્તિની સંપૂર્ણતા હોવી જ જોઇએ એ માન્યતા અસ્થાને છે. જગતમાં કોઈ વ્યક્તિ સંપૂર્ણ છે જ નહિ-હોઇ શકે પણ નહિ. લગ્ન એટલે જ સંપૂર્ણને અપૂર્ણ બનાવવાનું પ્રથમ પગથીયું. પતિ-પત્ની ઉભયને સંપૂર્ણ બનાવે, એકબીજાને સંપૂર્ણપણે ઓળખે, જીવનના નવા ક્ષેત્રમાં માનસિક, શારીરિક, કૌટુમ્બિક અને સામાજિક કર્તવ્યોનાં શિક્ષણ એકબીજા પાસે લે અને બે-એક બની સંપૂર્ણ વ્યક્તિ બને તેજ સાચાં લગ્ન, આવાં ઉચ્ચ આદર્શ; સ્નેહલગ્નો જો યોજાય તો સમાજની પ્રગતિ દૂર નથી.

卐

## એ ફુલડું

:: રાગ—માલકોશ. ત્રીતાલ ::

જગ તાતનું સર્જેલું ફુલડું,
ચૂંટી એ ફુલને હૃદયે હું ધરૂં....જગ તાતનું.
રમતું કળી રૂપે ફુલડું, આશામય જીવનને ઝુરતું,
ઉગશે કાલ, કળી ખીલશે, સુગંધથી આત્માને ભરશું.
જગ તાતનું.
ગુંજન ભ્રમરોના એ ઉપર, આશા પ્રબળ, મુજ દિલની અંદર;
દિ' ઉગે રસ ચુસવા ધાયે, દુર એને કઇ રીતે તે કરૂં.
જગ તાતનું.
ઉગી ઉષા ને ખીલ્યું ફુલડું, મ્હેકી ઉઠયું મનડું ઘેલું;
આકાંક્ષા જીવનની એકજ, મીઠી સુગંધે દિલડું ઠારૂં;
જગ તાતનું.
પ્રભુએ સુણી વિનંતિ મ્હારી, આશા ફળી, હૃદયમાં ધારી;
હરખાયો, ચૂંટી ફુલડું એ, જીંદગી સુગંધે ભરીને ફરૂં,
જગ તાતનું.

ચી. "પ્રેમી"

# લગ્નગુમાની

અનુવાદક :
શ્રી. આર.

હિંદમાં લગ્નને જેટલું માન અને આદર અપાય છે, તેટલું કદાચ બીજા કોઇ દેશમાં અપાતું નહીં હોય. સ્ત્રીઓની જીંદગીનું લગ્ન એ એક મુખ્ય ધ્યેય છે, અને હિંદની કન્યાને પૈસાનો મદ હોઇ શકે, તેના કરતાં લગ્નનું ગુમાન વધારે હોઇ શકે. રોકડ રકમમાંજ નહીં, પરંતુ બીજા સર્વ રૂપમાં લગ્નથી મળતી પુંજી, સ્ત્રીઓને માત્ર સોનાથીજ ખરીદી શકાય, તેવી પુંજી કરતાં વધારે અગત્યની ગણાય છે.

પુરૂષના તાબામાં રહેવું અને તેનીજ માલિકીમાં ગણાવું, એ ઘણી સ્ત્રીઓના જીવનનું મુખ્ય ધ્યેય હોય છે. લગ્નની પ્રથાજ, પુરૂષનું ધણીપણું સૂચવે છે, જેની આધુનિક હિંદમાં પણ કદર થાય છે. તેના થોડા દાખલા આપીએ તો, દક્ષિણ હિંદનો લગ્નનો દોરો અને પાલી, બંગાળની લોઢાની ચુડી, કાશ્મીરની કન્યાના કાન ઉપર બાંધવામાં આવતી દોરી વગેરે બધાં ચિહ્નો પતિનો પત્નિ ઉપરનો કબજો સૂચવે છે, જે કદી છુટતો નથી.

હિંદમાં, અપરિણીત કરતાં પરિણીત સ્ત્રી તરફ શા માટે વધારે માનની નજરે જોવામાં આવે છે ? શા માટે પરણેલી સ્ત્રી પોતેજ એટલી બધી લગ્નગુમાની હોય છે ? આ સવાલનો જવાબ પ્રાણીઓના ગુણધર્મ જાણનાર માણસ, સારી રીતે આપી શકે તોપણ તેનું મુખ્ય કારણ તો સર્વને સુવિદિત છેજ. ખરેખર આવી ભાવનાના મૂળમાં એક અજાયબી ભરેલી હકીકત જ રહેલી છે, અને તે એ છે કે આ દેશમાં માતાને એક દેવી તરીકે ગણવામાં આવે છે. તેમાં- પણ તેને સારે નશીબે જો તેને પુત્ર અવતરે છે, તો ચોક્કસ લોકોની માન્યતા મુજબ, તેણીની જીંદગીનું મુખ્ય કાર્ય પરિપૂર્ણ થયેલું ગણાય છે. તેટલા માટેજ જે સ્ત્રી લગ્નના વિચારને ધિક્કારે છે, તેણે પોતાની જીંદગીનો મુખ્ય આદર્શ ગુમાવેલો છે, એવું રૂઢીચુસ્ત લોકો કહે છે.

## માલિકીની ભાવના

માતૃત્વનો આનંદ અને ફરજ ઉપરાંત પણ સ્ત્રી, લગ્નગુમાની હોવામાં શા માટે વ્યાજબી છે, તેનાં બીજાં ઘણાં સ્પષ્ટ કારણો છે. સર્વે સ્ત્રીઓમાં, કદાચ પુરૂષો કરતાં, માલિકીની ભાવના વધારે પ્રમાણમાં હોય છે. બીજા કોઇ વ્યવસાય કરતાં, લગ્નની પ્રથા તેણીની આ ભાવનાને પૂરેપૂરી સંતોષે છે. પત્ની માટે પતિનો પ્રેમ ગમે તેટલો ઓછો હોય તોપણ, દુનિયાની દૃષ્ટિએ તેમજ કાયદાની રીતે પત્ની પતિનો કબજો ધરાવે છે. તે તેણીનું માણસ છે, તે વાતનો ઇન્કાર થઇ શકે નહીં, અને તેનાથી છુટા છેડા જે બનવું હિંદમાં સહેલું નથી-મેળવે નહીં ત્યાં સુધી સ્ત્રી પાસેથી તેને છીનવી લેવામાં આવતો નથી.

પતિ ફરીથી પરણે તો પણ પહેલી પત્નીનો તેના ઉપર પ્રથમ હક રહે છે. તે ઉપરાંત લગ્નથી સ્ત્રીને પોતાનાં બાળકો ઉપર માલિકી મળે છે, અને આના શિવાય સ્ત્રીનું હૃદય બીજા શાને માટે તલ્પી રહે છે ? મારૂ બાળક, મારો પુત્ર, મારી પુત્રી, આ બધા શબ્દો માટે મગરૂરી ધરાવે તો સ્ત્રીઓ માટે ક્ષંતવ્ય ગણી શકાય. હિંદમાં પુત્ર તેની માતાને આખી જીંદગી સુધી વળગી રહે છે, અને તેણીને માટે તેની કાળજી કદી ઓછી થતી નથી. બાળકો અને ખાસ કરીને પુત્રો, એ તો હિંદી સ્ત્રીઓ માટે તેમની જીંદગી

સ્થાની મદ્દર જામીનગીરી છે. વળી પુત્ર શ્રાદ્ધક્રિયા કરનારો હોઇને, માતાને તેના મૃત્યુબાદ, શાંત અને સુખી અવસ્થા પ્રાપ્ત થવાની ખાત્રી મળે છે. અપરિણીત બાળા આ બધા લાભો ગુમાવી બેસે છે. તો પછી સ્ત્રી લગ્નને આવશ્યક ગણે તેમાં કંઇ નવાઈ છે ?

## આર્થિક જામીનગીરી

લગ્નપ્રથાની તરફેણમાં બીજું એક સબળ કારણ છે. તે પ્રથા સ્ત્રીને આર્થિક નિરાધાર સ્થિતિમાંથી અને સગાં વહાલાંઓથી થતી બદનામીમાંથી, તથા તે બધા કરતાં " વાંઢી ડોશી "ના મહેણામાંથી નિર્ભય બનાવે છે. આ છેલ્લા બે શબ્દો સ્ત્રીના મનમાં કેટલો ભય ઉત્પન્ન કરે છે ! તેણે કેટલી બાળાઓને મૃત્યુના મુખમાં ધકેલી દીધી છે ! અને તેમ છતાં પણ આ ભીતિ શા માટે રહેવી જોઇએ ! આનું રહસ્ય એ હોઇ શકે કે કુમારી કન્યાની સ્થિતિ આ દેશમાં ઘણી સંદિગ્ધ છે.

પાશ્ચિમાત્ય દેશોમાં સ્ત્રીઓ માટે લગ્ન કરતાં ધંધાને વધારે મહત્વ આપવામાં આવે છે, તેથી ઉલટું આંહી હિંદમાં કામ ધંધો કરવો એ સ્ત્રીઓ માટે બહુ ભારે ગણાય છે, અને શિષ્ટ સમાજમાં તેને હજી " ઠીક કર્યું " એમ ગણવામાં આવતું નથી. કંઇ પણ કરી બતાવવાની તત્પરતા—શોધખોળ માટે, અથવા કોઈ ધ્યાન ખેંચે એવું કાર્ય મહેચ્છા આ વૃત્તિએ હિન્દની બાળાઓના મનમાં હજી પુરી સત્તા જમાવી નથી. કોલેજના દિવસોમાં ઘણાં સ્વપ્નાંઓ આવે છે, મોટી મોટી અભિલાષાઓ, કરવા ધારેલા સુધારાઓ, દેશહિતની ભાવનાઓ, હિંદને પૃથ્વી ઉપર સ્વર્ગ બનાવવાની આશાઓ આ બધાં કોલેજની જીંદગીમાંનાં બાળાઓનાં સ્વપ્નાં, તેના વાદવિવાદો, અને તેમાં જ રચ્યુંપચ્યું રહેતું મન એ બધું કોણ ભૂલી શકે તેમ છે ! પરંતુ પછી શું થાય છે ? બાળા સંસારમાં પડે છે, લગ્ન કરે છે, અને જીંદગીની ચાલુ ઘરેડમાં પડી જાય છે. વધારે આશ્ચર્યકારક તો એ છે કે—આનાથી બીજી કોઇ વધારે સારી સ્થિતિ માટે કોઇ માગણી કરતું જ નથી.

## અનિચ્છનીય સંજોગો

અપરિણીત બાળાઓ માટે હિંદમાં હજી સુધી હોવા જોઇએ તેટલા ઇચ્છનીય સંજોગો ઉભા થયા નથી. છેલ્લા થોડાં વર્ષોથી જ સ્ત્રી દાકતરો અને શિક્ષિકાઓની કાંઇક ગણતરી થવા માંડી છે, અને તેઓ બન્નેની હિંદમા મોટી જરૂરીયાતની પ્રતિતી થવા લાગી છે. અત્યાર સુધી આ બે ધંધાઓમાં, તેમની જીંદગી આશમિકાભરી બનાવવાને પુરતી સરળતા પણ નહોતી, તોપણ હિંદી સ્ત્રી દાકતરો તથા શિક્ષિકાઓ લોકોના હૃદયમાં થોડું સરખું સ્થાન મેળવી શકયાં છે. પરંતુ વૈદ્ય અને શિક્ષણ એ બે ધંધા શિવાય હિંદની સ્ત્રી પોતાના સ્વમાનની હાની અથવા બહુજ મુશ્કેલીભરી સ્થિતિમાં મુકાયા વિના, બીજું શું કાર્ય કરી શકે ?

સિનેમા અને નાટક એ બે પ્રવૃત્તિઓને હજી સુધી રૂઢીચુસ્ત કુટુંબો અણછાજતી ગણે છે. એ કે કેટલીક બહેનોએ હિંમતથી તેમાં ઝંપલાવેલું છે. હિંદની બાળાઓ હજી ટાઇપ કરવાનું કામ કરતી નથી. સ્ત્રીઓના પત્રકારિત્વના ધંધાને, છાપાંવાળાઓ હજી બહુ ઉત્તેજન આપતા નથી, તેથી છુટાં છવાયાં લખાણો કરવાનો માત્ર એકજ રસ્તો તેમને માટે રહેલો છે. આ કામ પરણેલી સ્ત્રી કે જેની આવક નિશ્ચિત હોય છે, અથવા તો પૈસાદાર કુટુંબની બાળા કે જેને સાક્ષરી દુનિયામાં નામના મેળવવા માટે પુરતો સમય,

અને અનુકૂળતા હોય છે તે જ કરી શકે. પરંતુ કોઇ સ્ત્રીને આજીવિકાના સાધનની ખાસ જરૂરીઆત તરીકે આ ધંધો નકામો થઇ પડે છે. વકીલાતના ધંધામાં જો કે કાયદો ભણેલી થોડી બેનો જોડાયેલી છે, પરંતુ તે ધંધો બહુ આકર્ષક નથી. જ્યારે બાળ સંભાળવાનું તથા વેપાર કરવાનું કાર્ય સ્વીકારવાનું બાળાઓ માટે હજી ઘણું હલકુ ગણાય છે. તેટલા માટે લગ્ન એ ઘણી આકર્ષક યોજના છે, એમાં કાંઇ આશ્ચર્ય થાય તેવુ નથી. પશ્ચિમના દેશોમાં પરિસ્થિતિ જુદી છે. ત્યાં અપરિણીત સ્ત્રીઓ કુંવારા પુરૂષો જેટલી જ ખુશખુશાલ અને એપરવા હોય છે, અને તે શા માટે? કારણ કે તેઓની બુદ્ધિ (હોય તો), અક્કલ અને વ્યક્તિત્વને જાહેર પ્રજા માન આપે છે, તથા રાજ્ય અને ખાનગી પેઢીઓ પણ તેમને પોષે છે. હિંદમાં સ્ત્રીનુ વ્યક્તિત્વ પત્ની અને માતા શિવાય, બીજી કોઇ રીતે ગણત્રીમાં લેવાતું નથી, એટલે બીજી કોઇપણ વધારે સારી સ્થિતિને અભાવે હિંદની સ્ત્રીએ લગ્નનું જ ગુમાન રાખવાનું રહ્યું છે *

* શ્રીમતી રોહીણીના ટાઇમ્સ વીકલી તા. ૨૪-૮-૪૧ ના લેખ ઉપરથી.

ૹ

## રંગ-રાસ

હાં રે સખી ચાલો રમીએ હો રાસ રંગમાં,
આજ કાન આથ પૂરે છે ઉમંગમાં રે,
સખી ચાલો રમીએ હો રાસ રંગમાં.

ઉંઠા મધુર. સૂર બંસરીના સુણતાં,
અંગમાં ટહુકાર મીઠા કોકીલાના કૂજતાં,
લાગી સૂર તણી ધૂન;
ભર્યાં હૈયાનાં હેત ગગન ગંગમાં રે, સખી રમીએ.

નવલ અનુપ રૂપ આંજે ત્રિભુવનો,
જીવન કૃતાર્થ સફળ આજે છે સૃજનો,
દિવ્ય જ્યોતિના ઘૂટ;
પ્રેમ અમૃતના ઘૂંટ પીશું સંગમાં રે, સખી રમીએ.

રૂમક ઝુમક સખી નૂપુર ઝમકે,
જાણે જગત બધું તાલ મહીં ઠમકે,
વ્યોમ ઉરે ઉલ્લાસ;
બની લીન થઇશું સફળ જીવન જંગમાં રે, સખી રમીએ.
હાં રે સખી ચાલો રમીએ હો રાસ રંગમાં.

શ્રી. વીરેન્દ્ર ભટ્ટ

# "સબ દિન એક સમાના"

લેખક : શ્રી. મણિલાલ પ્રભાશંકર વ્યાસ

[ ૧ ]

એનું નામ હરખા. હતી તો એકલી, ના, એને એક નાનું બાળ પણ હતું; એનું નામ હરજી. હરજીનો બાપ ગેમલ ગયા વર્ષે ગુજરી ગયો ત્યારથી હરજી માત્ર હરખાનેજ જોઇ રહ્યો હતો. એને મન હરખામાંજ આખા જગતની સર્વ વસ્તુઓ દેખા દેતી.

ગેમલ ગુજરી ગયો ત્યારથી હરજીના ઉછેરનો ભાર–એના જીવનનિર્વાહનો સઘળો ભાર હરખા પર આવી પડયો હતો. ગેમલ એક જમીનદારની ખેતી કરતો–ભાગે વાવતો ને ભાગમાં મળતું તેના વડે એ ત્રિપુટી પોતાનું પોષણ પામતી.

નાનો હરજી આજે સાતેક વર્ષનો થયો થયો હતો ગેમલને એના માટે ઘણી ઘણી આશાએ હતી એ દિવાસ્વપ્નો જોતો· હરજી મોટો થશે, મારી સાથે ખેતરે આવશે, અને એકાદ દાંડિયાનું ખર્ચ ઓછું કરાવશે, અને એ રીતે આ ખેતીકામમાં મને કામ લાગશે. પણ ગેમલનાં એ દિવાસ્વપ્નો કયાંથી સાચાં પડે ! ! કરાળ કાળે એની એ મહેચ્છા પૂરી પડે તે પહેલાં તો એને ઉપાડી લીધો હતો. અને હરજી એના પિતાને મદદરૂપ થાય તે પહેલાં તો હરખાએ એનો ભાર ઉપાડવાનો હતો

ગેમલના મરણ બાદ એના જમીનદારે એની બૈરી કે છોકરાની કંઇ દરકાર ન કરતાં એ ખેતીનું કામ એણે બંધ કરાવ્યું. વર્ષો સુધી ગેમલે એના ખેતરની પોતાના જ ખેતર પ્રમાણે જે માવજત કરી હતી તેનો ઉપભોગ એ જમીનદારે પોતાને માટે લઇ લીધો. આમ હરખા અને હરજીના જીવન–નિર્વાહનો પ્રશ્ન હવે ભારે થઇ પડયો હતો. ગેમલના અવસાન બાદ હરખાને શું કરવું તે પણ કંઇ ન સૂઝયું; પણ માણસને માથે મુશ્કેલીઓ આવી પડતાં તે જેમ વિવિધ પ્રકારે માર્ગો શોધે છે તેમ હરખા એના અને એના નાના હરજીના પોષણના માર્ગો વિચારવા લાગી. એના જમીનદારના ખેતરમાં જવાનું એને હવે બંધ થઇ ગયું હતું. એટલે મહેનત–મજૂરી કરવા માટે કયાં જઇ ઊભું રહેવું, એ પ્રશ્ન હતો. પરંતુ અનેક નિરાશાઓમાં પણ કંઇક આશાનું કિરણ હોય છે તેમ હરખાને પણ કંઇક આશાનું કિરણ દેખાયું. તેના પડોશી શકર પટેલ પાસે જઇ તેમની પાસે તેણે ખેતરમાં મજૂરી આપવા માગણી કરી અને દુઃખમાં આવી પડેલી હરખાને કંઇક સહારો મળ્યો.

હરખા શકર પટેલના ખેતરે મજૂરીએ જવા લાગી; તેની પાછળ હરજી પણ ખેતરે જતો. આમ વરસ દિવસ તો જેમ તેમ તેમનું વીતી ગયું. પરંતુ ત્યારબાદ તેના પર આફતના ઓળા ઊતર્યા.

[ ૨ ]

એક રાત્રે તે સવારમાં ખેતરે જવાની પૂરી તૈયારી કરી વહેલા ઊઠી ખેતરે જવાનું નક્કી કરી સૂઈ રહી હતી. સાથે સૂતેલા નાના હરજીને પણ તેણે વહેલા ઊઠવા જણાવ્યું હતું. અને ઝરમર ઝરમર વરસતા મેહુલાના ધીમા મધુર અવાજમાં તે નિદ્રાધીન થઇ હતી. હરજી પણ ઘસઘસાટ ઊંઘતો હતો અને વહેલી સવારે ઊઠવાની ઝંખનામાં સવારે પાંચ વાગે ઊઠી તેણે હરજીને જગાડયો. ઝટપટ સવારનું નિત્યકાર્ય પરવારી તેઓ બન્ને ખેતરે જવા નીકળ્યાં. થોડેક ગયાં–નદીના ઢોળાવ સુધી ગયાં અને પોતાનું

ખેતર શોધવા લાગ્યાં. પરંતુ જાણે કોઈ અજાણ્યા સ્થળે જઇ ચડયાં હોય તેમ તેઓ ભૂલાં પડયાં. અહીં તેમનું કામ કરવાનું ખેતર ન હતું. આજુબાજુનાં કોઇ ખેતરો નજરે પડતાં ન હતાં, દૂર દૂર ઊગતા પ્રભાતના અજવાળામાં નજર ફેંકતાં લાંબે સુધી જાણે રેતીનું રણ પથરાઇ ગયું હોય તેવું દૃશ્ય તેણે જોયું. જોતાં જ તે ચમકી. હરજીને તેણે કહ્યું; પણ તે કંઇ જ સમજી શકયો નહિ. સાચે જ, એ ન સમજી શકે તે સ્વાભાવિક જ હતું.

આમ હરખા આભી બનીને જોઇ રહી હતી ત્યાં પાછળથી કોઇના આવવાનો પગરવ સંભળાયો અને તે ચમકી. ચમકાર સાથે તેણે પાછળ વળી જોયું તો એનો પાડોશી ખેતરવાળો હતો. તેનું સત્યાનાશ વળી ગયું હતું. તેની નદીના કિનારા પરની જમીન રેતીના રણમાં એવી દબાઈ ગઇ હતી કે તેનું નામોનિશાન તેને જણાતું ન હતું; હા, કોઈ જગ્યાએ દીવેલાનાં ઊંચાં ટોચડાંના ભાગ નજરે પડતા હતા. પણ હવે તે બધું નદી માતાએ ભરખી લીધું હતું. હરખાના જોતાંજ તેની સામે તે પોકેપોક મૂકી રોયો; તેની જમીન ગઇ તેની સાથે તેના રોજીઆની રોજી ગયાની પણ તેને ચિંતા હતી; કારણ કે તેનામાં દયાનો કંઇક અંશ હતો.

હરખાને પરાણે મળેલી મજૂરી આપ કુદરતે ઝૂંટવી લીધી. હવે હરખા નિરાશ બની. છતાં માથે આવી પડેલા માણસને જેમ રસ્તો સૂઝે તે આગળ જણાવ્યું તે મુજબ વળી તેણે પ્રયત્ન કરવા માંડયો. ઠેરઠેર ભટકી ઘરકામ મેળવવા તેણે યત્ન કરવા માંડયો; પરંતુ કયાંયથી તેને કામ નજ મળ્યું. પરિણામે સળંગ ત્રણ દિવસના અપવાસ તેને ખેંચવા પડયા; જ્યારે હરજીને પડોશીને ત્યાંથી બટકુ રોટલો મળતો તેટલી તેના તરફની ચિંતા નહોતી. આમ છતાં તેણે પ્રયત્નો જારી રાખ્યા. છેવટે એને એક વિચાર સૂઝયો. નદી માતા પરનાં ખેતરો જે અત્યાર સુધી તેને પોષણ આપવામાં સહાયરૂપ હતાં તેનો નાશ થતાં ગામની સીમમાંનાં ખેતરો ખુંદવાનો તેણે ઇરાદો કર્યો. અને હરજીને પડોશીને ઘેર રમતો રાખી તે સીમમાં ચાલી જતી. કોઇ ખેતરમાં તો તેને કામ મળતું નહિ, પરંતુ આસપાસનાં ઝાડઝાંખરાં વીણી લાવી તેમ જ લાકડાં કાઢી સંઘરીને તે ઘેર લઇ આવતી. બીજે દિવસે તે નજીકના બજારમાં વેચી આવતી. આમ તેને બે પૈસાની પ્રાપ્તિ થતાં વળી પાછો તેનો ગુજારો ચાલુ થયો; ખરેજ, ઈશ્વર ભૂખ્યા ઉઠાડે છે, પણ સુવાડતો નથી. તેના દાંત અને અન્નને હવે કંઇક સંબંધ બંધાયો.

[ ૩ ]

આસો માસ ચાલતો હતો. નજીકના ગામે, રાત્રિના વખતે ગવાતા ગરબાઓના અવાજ શાન્ત રાત્રિને વીંધી દૂર દૂર ફેલાઈ જતા હતા. વચ્ચે કદી કદી શિયાળવાંના રડવાના અવાજ એનો ભંગ કરતા હતા. એકંદરે રાત્રિ નીરવ છતાં કદી કદી આવા અવાજો કાનને અથડાઇ જતા હતા. ત્યારે હરખા જાગતી, તેના પરમેશ્વરનું નામ લેતી અને સૂઇ જતી. નવરાત્રિના દિવસો વીતી ગયા અને દિવાળીના દિવસો આવવાની આમ આખું રાહ જોઇ રહ્યુ હતું. અને આખા ગામની જ્યાં સમગ્ર પ્રવૃત્તિ ચાલુ હોય ત્યાં હરખા એથી વિમુખ કેમ જ રહી શકે! તે પણ દિવાળીના દિવસોની રાહ જોતી હતી. તેણે તેના નાના સરખા ઝૂંપડાને રાતના વખતે વખત મેળવી લીંપીગૂપી સ્વચ્છ બનાવ્યું હતું. ઝૂંપડાની દિવાલો જે માટીની ચણેલી હતી તેને પણ છૂંદીછાંદીને એકસરખી બનાવી હતી. બહાર આંગણું પણ વાળી-



## આજ મારે આવે દિવાળી !

વેચું વેચું હું લાકડાંની ભારીઓ
હૈડે ઉમંગ ભર્યો ભારેઃ
ઊજવીશ આજ હું આનંદ દિવાળી
મેળવી પૈસા ચાર રે,
આજ મારે આવે દિવાળી.

[ પરાશર ]

ઝૂંડીને હમેશાં સાફ કરતી હતી. એ દિવાળીના આગળના અઠેજ જાણે સવારે પાંચ વાગે ઊઠી રામજીનું નામ લઈ સીમમાં છાણાં-લાકડાં વીણવા ઉપડી જતી.

અને આમ જેની તે દિવસો થયાં પ્રતીક્ષા કરી રહી હતી તે દિવસ આવી પહોંચ્યો. આ દિવસ માટે દરરોજના તેના લાકડાંના વેચાણમાં-થી બે-ચાર પૈસા સંઘરતી હતી. અને તે દિવસે, ફળિયાનાં બીજાં છોકરાંની માફક હરજી પણ દારૂખાનું ફોડી ખુશ ખુશ થાય તે માટે તજ-વીજ કરતી હતી. આજે ઠેઠ દિવાળીના દિવસે તેણે દિવસો થયાં પોતાની કમાણીમાંથી બચાવેલા પૈસામાંથી ચાર આનાનું દારૂખાનું તે હરજી માટે લઈ આવી; એ દિવસે હરજીને સારું સારું ખાવાનું મળે તે માટે તે બજાર-માંથી મિઠાઈ પણ લઈ આવી હતી.

[ ૪ ]

સંધ્યાકાળ થયો. આખા ફળિયાનાં ઘરે-ઘર દીવાઓ ઝળઝળાં થઈ રહ્યા. હરખાએ પણ એના ઝુંપડાની છાપરી પર બે છેડે બે દીવા મૂકી પોતે! તેનાથી જાણે નવું તેજ પામતી હોય તેમ ખુશ થતી હતી. બજાર-માંથી લઈ આવેલી મિઠાઈ તેણે હરજીને આપી. તે ખાઈને હરજી દારૂખાનું ફોડવા લાગ્યો. થોડુંક ફોડ્યું હશે તેટલામાં સામેના બારણેથી એક હવાઈ છૂટી અને રસ્તા પર દારૂખાનું ફોડતા ઊભેલા હરજી પર પડી. તે દાઝી ગયો. તેણે શરીરે નવાં પહેરેલાં કપડાં સળગી ગયાં, પરિણામે તેના આખા શરીરે ફોલ્લા ઊઠયા, ઘરમાં કામ કરતી હરખા બહાર દોડી આવી. તેણે જોયું તો હરજી દાઝી ગયેલી અવસ્થામાં બેભાન પડયો હતો.

સામેના મકાનેથી ફૂલઝરની કોઠીઓ ફૂટી રહી હતી; જ્યારે તેનો પડોશી દોડી જઈ હરજીને ઉપાડી લાવી તેની બરદાસ્ત કરતો હતો. તુરત જ તેણે તાત્કાલિક ઉપચારો કર્યા, અને હરજી જરા હોશમાં આવ્યો. તેના આખા શરીરે ફોલ્લા ફૂટી નીકળ્યા હતા. છતાં પડોશીની સારવારના પરિણામે અને તાત્કાલિક ઉપચારોથી તેને સારું થતું ગયું.

પરંતુ હરખા, જેના નસીબે કદી હરખાવા-નું લખાયું જ નહોતું તે હરખા રોતી રહી. છતાં જ્યારે હરજી જરા સાજો થયો-તેને આરામ દેખાયો ત્યારે તેના જીવમાં જીવ આવ્યો અને તેનાથી બોલી જવાયું: "બેટા, હરજી!"

"મા! મને મટી ગયું. હવે હું કોઈ દા'ડો દારૂખાનું નહિ ફોડું. પણ બા! મારા દારૂખાનાથી હું ક્યાં દાઝયો હતો? મને તો સામા ઘરવાળાની હવાઈએ દઝાડયો." હરજીએ એની કાલી કાલી બોલીમાં હરખાને હર્ષ ઉપજાવતાં કહ્યું.

"કંઈ નહિ, બેટા! આપણા ગરી-બોને માટે દિવાળી કે દશરા બધું જ સરખું છે. તું દાઝયો તેમાં હું જ કારણ છું. કેમકે આપણો દિવાળી ઉજવવાનો અધિકાર નહિ છતાં તે ભોગવવા ગઈ ત્યારે જ આવું થયું.

"હે ભગવાન! અમારે માટે તો બધા દિવસ સરખા જ છે." ત્યાં ફળિયાના પેલા છેડાથી કોઈના ગાવાનો અવાજ સંભળાયો—

"તૂ કયા દિવાલી મનાવે,
હૈ સબ દિન એક સમાના!"

ખરેખર, હરખાને માટે સઘળા દિવસો સરખા હતા.

# ચિત્રા

## કવિવર્ય રવિન્દ્રનાથ ટાગોર કૃત એકાંકી નાટિકા

અનુવાદક : શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી. એ.

[ ચિત્રા, એ નાટિકાઓમાં કવિકુલગુરૂ કાલિદાસની શકુંતલાની સહોદરા છે. તેના સ્રષ્ટાની તે અમર પ્રતિકૃતિ છે. તેમાં રસ, કવિતા, કલ્પના, લાલિત્ય, માધુર્ય અને લયનાં ગુંજન રહેલાં છે. પરમ નિસર્ગ-પ્રેરણા અને અજોડ સ્ત્રી-પુરૂષના માનસભાવોનું નિરૂપણ ચિત્રામાં સંપૂર્ણતાથી પ્રકટ થયાં છે. ચિત્રા એ પ્રેમની રસકથા કહેવાય છે. પણ તેનો પ્રેમ પૂર્ણ, પાવક સમો વિશુદ્ધ અને નૈસર્ગિક છે. પ્રેમ પરીધ પર પહોંચવા છતાંય સંયમ શિસ્તબદ્ધ દાખવે છે. તેના પ્રેમમાં સ્વચ્છ શૃંગાર છે. મુગ્ધતા અને સહૃદયતાની સરળતા છે. પરંતુ તેમાં ઉન્માદ, ઉચ્છૃંખલતા કે વિષયલીની લોલુપતા નથી. ચિત્રામાં રસ, માધુર્ય અને વૈરાટ પ્રેમનું લાવણ્ય ડગલે ને ડગલે દેખા દે છે. મહાભારતના એક સામાન્ય પ્રસંગની પ્રેરણામાંથી ચિત્રાનો આકાર ઘડયો છે. તેનો કથાસાર નીચે પ્રમાણે.—

પુરૂષ પેઠે ઉછેરાયલી મણિપુરની રાજકન્યા ચિત્રા, પિતાના અવસાન પછી, એક દિવસે શિકાર ખેલતાં વનમાં આવી ચઢે છે. બાર વર્ષનું બ્રહ્મચર્ય પાળવાનું વ્રત આદરી બેઠેલો અર્જુન તાપસ વેષમાં તે વનની ઝાડીમાં સુતો હોય છે. પુરૂષ પ્રત્યે ઘૃણા હોવા છતાં, અર્જુન પ્રત્યે પ્રીતિ ઉપજતાં, ચિત્રા મંત્રીઓને રાજ્ય કારોબાર સોંપી, પોતે યાત્રાના બહાને વનમાં એક મહાદેવના મંદિરમાં અર્જુનને મળે છે. પણ તેની પૌરૂષીય કઠોરતાથી અર્જુન આકર્ષાતો નથી. તે દેવોની સહાયતા લે છે. કામદેવ અને વસંત, તેની યાચના સ્વીકારીને તેને એક વર્ષ સુધી સ્ત્રી સુલભ કૌમાર્ય, માધુર્ય અને દેહ લાલિત્ય આપે છે. સ્વરૂપસુંદરી ચિત્રાનો અર્જુન અંગીકાર કરી, વિલાસ ભોગ મ્હાણે છે. પરિણામે કૃત્રિમ જીવન પર કંટાળો ઉપજતાં ચિત્રા પોતાનાં સાચા સ્વરૂપની વિભિન્નતા પામી જઈ, મદન પાસે જઇ, તેની આપેલી સૌંદર્ય, મૃદુતા, લાવણ્ય વિ. પરત લઇ લેવા આજીજી કરે છે. પરંતુ મદન અર્જુનની સ્થિતિ વિષે સૂચન કરી, તેનામાં ઉત્સાહ રેડી પાછી મોકલે છે. ધીમે ધીમે અર્જુનનું ચિત્રા તરફનું આકર્ષણ ઓછું થતું જાય છે. તેનામાં કંઇક ઉણપ લાગવા માંડે છે. હૃદયમાં વિષાદ અને સ્વાભાવિક વિભિન્નતાના ભાવ બંડ કરે છે. ચિત્રા જેમ તેમ કરીને સહન કરે છે. તેવામાં વતન પર લૂંટારૂઓએ ધાડ કર્યાના સમાચાર સાંભળી, ક્ષત્રીયનું રક્ત ખળભળી ઉઠે છે. અર્જુન ગામને બહારવટિયાઓથી બચાવવા તૈયાર થાય છે. તે પળે તે મણિપુરની પ્રખ્યાત રાજકન્યા ચિત્રા પ્રતિ આંતરિક આકર્ષણ અને સંવેદન અનુભવે છે. તે જાણતો નથી કે ચિત્રા તેની સમીપ જ છે. આ તક સાધી, ચિત્રા પોતાનાં હૃદયદ્વાર અર્જુન સમક્ષ ખુલ્લાં કરે છે. અસલ ચિત્રા સ્વરૂપમાં તે પ્રકટ થઇ, તેના ચરણોમાં પોતાનું જીવન ધરે છે. પ્રેમની પરાકાષ્ઠા અને સૌન્દર્યની સીમાએ પહોંચી ચિત્રાનો અર્જુન ઉમળકાભેર અંગિકાર કરે છે.

આટલી જ કથા. પરંતુ કવિરાજે તે કથા પર કલાની ઇમારત ચણી છે. પ્રેમના ઉદ્‌ભવથી માંડી પ્રેમના પરિપાક સુધીની, પ્રયોગદશાથી શરૂ કરી સિદ્ધિની ક્ષણ સુધીની વિશુદ્ધ સ્નેહની સકળ અવસ્થાઓનો તેમાં સમાવેશ કરેલો છે. આત્મ પ્રેમની તન્મયતામાં આ કાવ્ય-નાટકનો અંત આવે છે, શ્રી. રવિબાબુની કલામાં ગંભીર સૂચન હોય છે તે ચિત્રામાં સમજી શકાય તેમ છે.]

પાત્રો :

**દેવો :** ( ૧ ) મદન. ( ૨ ) વસંત.

**માનવ :** ( ૧ ) ચિત્રા—મણિપુરની રાજકુમારી ચિત્રાંગદા.

( ૨ ) અર્જુન—પંચ પાંડવમાંનો એક ક્ષત્રિય વીર, આ નાટિકાકાળમાં તે તો તાપસવેશે અરણ્યમાં વિચરતો ફરે છે.

દૃશ્ય ૧

સ્થળ : અનંગ-આશ્રમ

પાત્રો : ચિત્રાંગદા, મદન અને વસંત

**ચિત્રા** : પંચ બાણ પુષ્પધન્વા-(સ્નેહના સ્વામી) પ્રેમના અધિપતિદેવ આપ છો કે ?

**મદન** : હા, વિધાતાના હૃદયમાં પ્રથમ જન્મ પામનાર, હું એ જ મનોજ છું. સકલ સ્ત્રી પુરુષોના જીવનને સદા સુખદુઃખની સાંકળોથી બાંધનાર તે હું છું.

**ચિત્રા** : હું જાણું છું, એ દુઃખ, એ વેદના અને બંધન કેવાં છે તે હું બરાબર જાણું છું–( વસંત તરફ દ્રષ્ટિ પડતાં ) અને આપ દેવ ! કોણ છો ?

**વસંત** : હું એનો મિત્ર–વસંત–ઋતુ-રાજ છું. જરા અને મૃત્યુ આ બન્ને પિશાચો પ્રતિક્ષણ સંસારના હાડમાંસ ચૂસી, વિશ્વનું શોષણ કરવા મથે છે, એ ઉભય દૈત્યોનો મેં પીછો પકડયો છે. પ્રતિપળ, રાત્રિદિવસ અમારો સંગ્રામ ચાલે છે, હું હંમેશા તેમના પર હુમલો કરું છું. હું અખિલ જગતનું અનંત યૌવન છું.

**ચિત્રા** : પ્રણામ ! વસંતદેવ ! દર્શનથી દાસી કૃતાર્થ થઇ.

**મદન** : પણ સૌભદ્રે ! આ તારા કઠોર વ્રતનું શું પ્રયોજન છે ? ઘોર તપસ્યા અને વ્રતના તાપથી તું તારું મનોરમ-અભિનવ યૌવન કુસુમ ન હોય. અનંગદેવની સેવામાં આ અર્ઘ્ય અયોગ્ય છે. એ તો કહે કે તું કોણ છે અને શી અભિલાષા સેવી રહી છે ?

**ચિત્રા** : મણિપુરની રાજકુમારી હું ચિત્રાંગદા છું. દૈવી કૃપાથી મારા પુજ્ય પિતામહને ઉમાપતિ મહાદેવનું વરદાન મળેલું કે ' મારા પિતૃવંશમાં કદિ કન્યા પ્રસવ નહિ પામે.. અથવા મારા કુળમાં વંશને ચિરંજીવ રાખનાર એક એક પુત્ર તો જરૂર જન્મ પામ્યા કરશે ' આમ વચન હોવાં છતાં ય, મારા માતૃગર્ભ સંબંધમાં એ ઇષ્ટ વરદાન નિષ્ફળ નીવડયું. મેં એ મહાદેવના મહાવરને વ્યર્થ કર્યું. શૈવતેજના પ્રભાવભરી એ અમોઘ દેવવાણી, ગર્ભમાં પ્રવેશી મારામાં પુરૂષત્વ પ્રેરી શકી નહી. નારી હોવા છતાં હું આવી કઠોર–પૌરૂષ પ્રકૃતિની–નારી છું.

**મદન** : હા, સાંભળ્યું તો છે કે તેથી જ તારા પિતાએ તને પુત્ર તરીકે માની અને, રાજકુમારને યોગ્ય તાલીમ આપી ઉછેરી છે. વળી, ધનુર્વિદ્યા તથા રાજનીતિમાં તને પારંગત કરી છે.

**ચિત્રા** : જી હા; એટલા જ માટે અંતઃપુરનો ત્યાગ કરી મેં પુરુષ-પોષાક ધારણ કર્યો છે. હાવભાવ અને વિલાસ નિપુણતાથી હૃદયો જીતવાની સ્ત્રીની યુક્તિપ્રયુક્તિઓ મને આવડતી નથી. ધનુર્વિદ્યા હું શીખી છું એટલે મારા બન્ને બાહુ ધનુષ્ય વાળવાને સમર્થ છે પરંતુ નયન–અપાંગથી કામદેવનું ધનુષ્ય કેમ વાળવું એ શિક્ષણ હું પામી નથી.

**મદન** : એને શિક્ષણની કાંઇ જરૂર નથી, સુંદરી ! અણશીખવી આંખો આપો-આપ જ એમનું કાર્ય કરી લે છે. અને હૃદયમાં કોણ જડાઇ જાય છે તે તેઓ બરાબર જાણે છે.

**ચિત્ર** : એક દિવસ હું શિકારની શોધમાં પુર્ણા નદીને તટે અરણ્યમાં ભટકતી હતી. વૃક્ષના થડ સાથે અશ્વને બાંધી, હરણના ચરણ ચિન્હને અનુસરતી હું એક સઘન વનમાં પ્રવેશી અને ગુંચળા વળતી તરૂલતાઓની અંધાર છાયાઓમાંથી વળાંક લેતી એક સાંકડી વિકટ વાટ પર હું આવી ચડી. લતાગુલ્મથી અત્યંત ગંભીર દીસતા આખાય અરણ્યમાં, તમરાંના ગુંજનથી પત્રે-પત્ર ધ્રુજી રહ્યું. આગળ જતાં, એકાએક હું મારા માર્ગમાં, શુષ્ક પાંદડાઓની શય્યા પર સૂતેલા કોઇ પુરૂષ પાસે આવી પહોંચી. સમગ્ર, અવજ્ઞાપૂર્ણ સ્વરે મેં તેને બોલ્યું...

ખસી જવા કહ્યું, પણ તેણે મારા કહેવા પર લક્ષ્ય ન આપ્યું. તથા આંખ ઉંચી કરીને મારા તરફ નજર પણ નાંખી નહિ. રોષ ચઢતાં મેં તેને ઉદ્ધતાઇથી મારા ધનુ-ષ્યની તીક્ષ્ણ અણી ધોંચી, ઓલવાઇ જતા અંગારામાંથી, ઘીની આહુતિ પડતાં જ અચાનક જેમ પ્રચંડ વેગથી જ્વાલા રૂપે અગ્નિ ભભૂકી ઊઠે તેમ તે પ્રચંડ કાયાવાળો પુરુષ ટટાર અંગો સહિત કુદીને ઊભો થયો. કદાચ મારી કિશોરભાવની મુખમુદ્રા જોઇને અથવા કોઈ બીજા કારણે, પણ એના અધરના ખુણા પર, એક આશ્ચર્યભર્યાં મંદમંદ સ્મિતની રેખાઓ ફરકી રહી. ત્યાર પછી-અનુરૂપથી અંકિત થયેલી એ પુરુષ પ્રતિમાને નિહાળ્યા પછી-જીંદગીમાં પહેલી જ વાર મને લાગ્યું કે હું એક સ્ત્રી છુ અને મારી સમક્ષ એક પુરુષ ઊભો છે.

**મદન** : એ મંગલ પ્રહરે જ હું સ્ત્રી પુરુષને પોતપોતાને ઓળખવાનો મહાપાઠ શીખવું છુ. સ્ત્રીમાં સ્ત્રીત્વની અને પુરુષમાં પુરુષત્વની ભાવનાને એ શુભ પળે હું જાગ્રત કરું છુ.

**ચિત્રા** : ડર અને આશ્ચર્યભર્યો અવાજે મેં એને પૂછ્યું કે "આપ કોણ છો ?" અને એણે ઉત્તર આપ્યો કે " હું મહાન કુરુવંશી અર્જુન છું." પૂતળાંની પેઠે અસહાય બની, હું અવાક ઊભી રહી, પ્રણામનો વિવેક કરવો પણ વિસરી ગઇ. આ જ અર્જુન હશે ? મારા સ્વપ્ન ભંડારમાંથી એક મહાવિભૂતિ !-મારા જીવનભરનું અનુપમ આશ્ચર્ય ! ખરેખર ! પાર્થ આ જ હશે ? હા, ઘણો વખત પહેલાં મેં સાંભળ્યું હતું કે પ્રતિજ્ઞા-પાલન અર્થે અર્જુન બાર વર્ષ બ્રહ્મચર્ય ધારણ કરી વન-ઉપવન આથડ્યા કરે છે. ઘણાય દિવસો મારી તરુણ મહત્વાકાંક્ષા મને પ્રેરણા કરી રહી હતી કે-અર્જુનની સાથે તરવાર ખેંચીને, અથવા છૂપા વેષે તેને દ્વંદ્વયુદ્ધનું નિમંત્રણ કરીને, શસ્ત્રયુદ્ધ કરીને હું મારું પ્રાવિણ્ય સિદ્ધ કરી બતાવું-! (પણ) અહા, મૂર્ખ હૃદય ! એ સહુ સ્પર્ધા અને તારું મિથ્યાભિમાન, ક્યાં સરી પડ્યાં ! અરે, જે ભૂમિ પર એ ઊભા છે, તેનો એના પગ તળેની ભૂમિનો ટુકડો પણ, જો હું મારું આશા અને આકાંક્ષાભર્યું યાવન અર્પણ કરી પ્રાપ્ત કરી શકું તો હું તેને અમૂલ્ય કૃપા કરી ગણું—

હું કયા વિચારોના વમળમાં ગોથાં ખાવા લાગી તે મને ખબર ન રહી...આંખો ઊંચી કરી, તો વીર પુરુષ ઘાડી ઝાડીમાં મને અદૃશ્ય થતો જણાયો. તેજ સમયે ભાન થતાં, મને મારી જાત પર તિરસ્કાર આવ્યો. અરે મૂર્ખ ! તેં વાતચીત પણ ન કરી, આવકાર પણ ન આપ્યો, ખબર ન પૂછી, ક્ષમા પણ ન માંગી, પણ એક જંગલી જનાવરની પેઠે તું સૂન-મૂન ઊભી રહી; અને એ તો અવહેલના કરી ચાલતો થઇ ગયો...

બીજા દિવસે પ્રભાત પહેલાં જ, મેં પુરુષનો પોષાક દૂર કરી દીધો, અને નીલાંશુક રક્તરંગી સાડી, કંકણ, કટિમેખલા, કાંચી તથા ઝાંઝર ધારણ કર્યાં. (પહેરવાનો) અભ્યાસ ન હોવાથી સ્ત્રીનાં વસ્ત્રાભરણો મને વળગતાં હોય એમ લાગવા માંડ્યું. પ્રતિ અંગે સંકોચભરી હું શરમાવા લાગી. પણ છૂપાતી લપાતી હું ત્વરાથી વનમાં આવી પહોંચી અને જંગલના એક શિવાલયમાં મેં અર્જુ-નની શોધ કરી...

**મદન** : વિના સંકોચે મને સર્વ હકીકત કહે. હું મનોજ છું, અને અંતઃકરણની આવી વૃત્તિઓનું રહસ્ય કળી શકું છું.

**ચિત્રા** : મેં શા શા સવાલો કર્યા અને ઉત્તરો સાંભળ્યા ...એ બધું હું બરોબર યાદ કરી શકતી નથી. ભગવન્ ! બધું ના પૂછો તો સારું ! હું સ્ત્રી છું, તો પણ પુરુષ સમાન એવી મજબુત અને પ્રાણવાળી છું કે લજ્જા પોતે વજ્રરૂપ થઇ મારા મસ્તક પર તૂટી પડી છતાં પણ તે મારા ટુકડે ટુકડા ન કરી

શકી. વિહ્વળ બનેલી હું ઘેર જવા લાગી ત્યાં તેમના અંતિમ શબ્દો, અતિતપ્ત લાલચોળ શળીની પેઠે મારા કર્ણપટે અથડાયા, કે: " મેં બ્રહ્મચર્યવ્રત ધારણ કર્યું છે. હું તારો પતિ થવાને પાત્ર નથી..." આહ ! પુરૂષનું બ્રહ્મચર્યવ્રત ! પ્રેમના અધિપતિ મદનદેવતા !

આપ તો જાણો છો કે અસંખ્ય ઋષિ-મુનિઓએ આખી જીંદગીના તપનું પુણ્ય એકાદ માનિનિના ચરણતલમાં ધર્યું છે. ઘેર જઈ મેં મારા ધનુષ્યને તોડી નાંખ્યું, અને બધા બાણોની અગ્નિમાં આહુતિ આપી. ધનુષ્યની પણછને વારંવાર ખેંચવાથી સુબદ્ધ, કઠોર બનેલા મારા મજબુત બાહુ પર મને ધિક્કાર છૂટયો.

હવે હે મકરધ્વજ ! અનંગદેવ ! એક પળવારમાં જ આપે મારા પૌરૂષ અને શૌર્ય-તેજ સંબંધી મિથ્યા ગર્વનું ખંડન કર્યું; અને મારૂં સઘળું સામર્થ્ય તથા શિક્ષણ આપના ચરણો તળે ચૂર્ણ થઇ ગયું. હવે તમે મને તમારી વિદ્યા ભણાવો, પ્રેમપાઠ પઢાવો; અબળાનું બળ અને નિરસ્ત્રોના અસ્ત્ર-શસ્ત્ર આપી મને સુસજ્જ કરો.

**મદન :** હું તને સહાય કરીશ વિશ્વવિજેતા અર્જુનનો પરાભવ કરી, એક કેદી તરીકે હું તેને તારી સમીપ ઊભો કરીશ; એ વિદ્રોહીને તું તારી સ્વેચ્છાનુસાર શિક્ષા કરજે.

**ચિત્રા :** તક મળી હોત તો હું એકલી જ ધીરે ધીરે એમના હૃદય પર અધિકાર જમાવત અને દેવોની સહાયતાની અપેક્ષા ન કરત. સહોયાયી અને સાથી બની હરહંમેશ હું એના સાન્નિધ્યમાં રહેત, સમરાંગણે સારથી બની હું એના રથના ઉગ્ર અશ્વોને હંકારત, મૃગયાકાળે અનુચર થઇ એને અનુ-સરત, છાવણીમાં આખી રાત એના તંબુના પ્રવેશદ્વાર પર પહેરો ભરત, અને એક ક્ષત્રિયના બધા ધર્મોનું પાલન કરવામાં—આર્તને રક્ષણ તથા યથાયોગ ન્યાય અર્પવામાં—હું એક સેવક સમી સેવા કરત. અને આખરે એક દિવસ એવો અવશ્ય આવત કે જ્યારે તે મારા તરફ આશ્ચર્યવત્ જોઇ, પોતાના મનોમન સમજી જાત કે.

" આ કેવો અજાયબ છોકરો છે ? પૂર્વજન્મનો મારો કોઇ ચિરદાસ, પૂર્વોપાર્જિત મારા પુણ્યકર્મની પેઠે આ જન્મમાં મારી સાથે જ આવ્યો છે ! "

હું ધીમે ધીમે એના હૃદયમાં મારૂં સ્થાન મેળવત. મને ખબર છે કે મારો પ્રેમ ખાલી રોવાધોવાનો પ્રેમ નથી. હું એક આજન્મ વિધવા જેવી રમણી નથી-કે જે બિચારી પોતાની દીર્ઘકાળની મર્મવ્યથાને, નિરાશાભેર, રાત્રિની એકાંત શાંતિમાં નીરવ અંધારમાં મૌન અને ધીરજથી પોતાના અશ્રુજળ વડે પોષે છે, તથા દિવસના પ્રકાશમાં તેને મલિન હાસ્યમાં છુપાવી દે છે—મારી મનોકામના—. આશાનું ફુલ નિષ્ફળ બની ધૂળભેગુ રગદોળાય. એ કદાપિ ન બને. પરંતુ પોતાની જાતને સત્ય સ્વરૂપમાં ઓળખાવી, સન્માન યોગ્ય બનાવવી એ પળનું કામ નથી; તે માટે તો અખૂટ અને ચિર સમય જોઇએ એ તો જીવનભરનું ( દુષ્કર ) મહાકાર્ય છે. એટલા-માટે જ, ઓ વિશ્વવિજયી કામદેવ અને યૌવનમય ઋતુરાજ વસંત ! હું આપને દ્વાર આવી છું. મારા તરુણ તનુમાંની આ વિધા-તાનો અભિશાપ, કુરૂપતા, આ અનાકર્ષક સરળતા દૂર કરો. એકજ દિવસ માટે મને સર્વાંગસુંદર બનાવો,-પ્રથમ દિને મારા હૃદયમાં સંપૂર્ણ સૌન્દર્યની પ્રેમપ્રભા જેવી વિલસી ઊઠી હતી એવી-અપૂર્વ સૌન્દર્ય છટા મને આપો. સંપૂર્ણ સર્વાંગ સુંદરતાનો એકજ દિવસ મને આપો, અને પાછળના દિવસોનો હું યથાયોગ્ય ઉત્તર વાળીશ.

**મદન :** તેમ થાઓ. સુન્દરી !

**વસન્ત :** માત્ર એક દિવસના અલ્પ સમય માટે નહિ પણ એક આખા વર્ષ સુધી તારા અંગોપાંગે વસન્તપુષ્પોની સૌરભશોભા છવાઇ રહેશે.

[ ક્રમશઃ ]

# જીવનમાં રૂઢિનું સ્થાન*

લેખક : શ્રી. રામનારાયણ વિ. પાઠક

રૂઢિ એ ખરી રીતે સમાજશાસ્ત્રનો વિષય છે અને એ વિષયના વિશિષ્ટ અભ્યાસનો કોઈ દાવાથી હું રૂઢિ ઉપર બોલવા ઇચ્છતો નથી. પણ મારા સાહિત્યના અભ્યાસને અંગે જ મને આ વિષય પર કેટલુંક કહેવા જેવું લાગ્યું છે તેથી મેં આ વિષય પસંદ કર્યો છે.

આ વિષય તરફ મારું ધ્યાન કેવી રીતે ખેંચાયું તે પ્રસ્તુત હોવાથી જરા અંગત વાત કરું તો માફ કરશો. મારે ૧૯૩૦ માં ૭ માસ જેલમાં રહેવાનું આવ્યું હતું. તે દરમિયાન મેં તિલકવ્યાખ્યોપેત વાલ્મીકિકૃત રામાયણ વાંચી જવાનું રાખ્યું હતું. જેલમાં અમારા વાચનના વિષયો સંબંધી બીજા મિત્રો સાથે પુષ્કળ ચર્ચા થતી. હું રામાયણ વાંચતો હતો તે સંબંધી એક જુવાન મિત્રે મને પ્રશ્ન કર્યો: "રામ શા કારણથી આદર્શપુરુષ ગણાય છે? તેણે કઈ રૂઢિઓ સામે બંડ કર્યું? તેણે શી ક્રાન્તિ કરી?" આ પ્રશ્નની નીચે એવી માન્યતા રહેલી છે કે ખરી મહત્તા ચાલુ રૂઢિ તોડવામાં રહેલી છે. એ હું સાચું માનતો નથી. સમાજનું ખરું હિત વારંવાર રૂઢિ તોડવામાં નથી રહ્યું. જો કે લાંબે અંતરે રૂઢિઓ બદલાવવી પડે અને કોઈવાર બધી રૂઢિઓ એક સાથે બદલાવવાનું આવે. રૂઢિને તોડવામાં જ જો મહત્તા રહેલી હોય તો પછી થોડા જ વખતમાં બધી રૂઢિઓ તૂટી રહે, અને પછીના બાજુમોને મહાન થવાને કશું સાધન ન રહે!

કદાચ તેમને પછી ડૉન કિશોટની પેઠે પરાક્રમ કરવા માટે ખોટા રૂઢિરાક્ષસો ઉપજાવવા પડે. આ ખ્યાલ જ અનુપપન્ન છે અને અત્યારનો જુવાન વર્ગ જે રૂઢિ તોડવામાં જ પોતાની મહત્તા સમજે છે તે પોતે પણ, ફૅશન, જે રૂઢિનું છીછરામાં છીછરું સ્વરૂપ છે, તેની સત્તાથી મુક્ત નથી.

આપણે જરા જીવનમાં રૂઢિનું પ્રયોજન જોઈએ. ધારો કે કોઈ ગૃહસ્થને ઘેર કોઈ અજાણ્યો માણસ આવ્યો છે. તે તેને ઘેર આવ્યો છે એનો અર્થ જ એ છે કે તેને તેની પાસેથી કંઈક જોઈએ છે. તે અજાણ્યો છે, કદાચ થાકેલો છે, અજાણપણાનો તેને સંકોચ પણ છે. પેલા ગૃહસ્થની તેના તરફ કેવી વૃત્તિ હશે તે તે જાણતો નથી. હવે આ જગાએ રૂઢિ એવી છે કે ગૃહસ્થ આગન્તુકને આવકાર આપે, તેને બેસવાને જગા બતાવે, તેને પાણી વગેરે તરસનો થાક ઉતરે તેવું આપે, તેને આગમનકારણ પૂછે, અને તેનો અપરિચયનો સંકોચ એ રીતે શિથિલ કરે. અહીં રૂઢિ શું બન્ને પક્ષે ઇષ્ટ નથી? એથી બન્નેની મૂંઝવણ, અને માનસિક તાણ ઓછું થતું નથી? રૂઢિ શું બન્નેની પ્રવૃત્તિનો માર્ગ ખુલ્લો કરી આપતી નથી? મને તો અહીં રૂઢિ, શબ્દ જેટલી જ, માનવ માનવ વચ્ચેના વ્યવહારનું સાધન બનતી જણાય છે જેમ શબ્દથી આપણે ભાવ વ્યક્ત કરીએ છીએ. શબ્દના સંબંધમાં પણ અર્થ વ્યક્ત થવાનું કારણ રૂઢિ જ મનાય છે. રૂઢિ ભાવનો માર્ગ કરી આપે છે, ભાવને પ્રગટ કરી આપે છે, ભાવનું રક્ષણ કરે છે અને

* સદ્ગત મહારાજા સયાજીરાવ ગાયકવાડની જયંતી સપ્તાહને પ્રસંગે તા. ૧૨-૩-૩૯ ના રોજ આપેલ ભાષણની નોંધ ઉપરથી.

વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના વ્યવહારનાં મૂંઝવણ અને ઘર્ષણ ઓછાં કરી વ્યવહારને સરળ કરી આપે છે. જેમ ભાષા જનસમાજની પ્રગતિનું અને સંસ્કારિતાનું સાધન છે, જેમ ભાષાની શોધમાં અને વિકાસમાં માણસ જાતનો વિજય અને ઉત્કર્ષ રહેલો છે તેમ જ રુઢિમાં પણ છે.

હું બધા પ્રકારની રુઢિઓ વિષે બોલવા ઇચ્છતો નથી. પણ એક પ્રકાર તરફ ગુજરાતીઓનું ધ્યાન ખેંચવાની મને જરૂર લાગે છે માટે કહું છું. કેટલીક રુઢિઓ કાંઇ વ્યવહારને માટે હોતી નથી. વ્યક્તિ વ્યક્તિના વ્યવહારનો તેમાં પ્રશ્ન નથી હોતો; એ રુઢિઓ સામાજિક જીવનના ઉલ્લાસ માટેની હોય છે. આપણામાં દિવાળીએ એક બીજાને મળવાનો રિવાજ છે, હોળીએ રંગ ઉડાવવાનો, હોળી પ્રગટાવવાનો રિવાજ છે. સંક્રાતિએ પતંગો ઉડાડવાનો રિવાજ છે. આ બધા રિવાજોને જીવનમાં મહત્ત્વનું સ્થાન છે. એથી સામાજિક જીવન ઉલ્લાસમય થાય છે, વ્યક્તિને સામાજિક જીવનનો અનુભવ થાય છે, સામાજિક એકતાની ભાવના તે અનુભવે છે, સંઘકાર્યો કરવાનો અભ્યાસ મળે છે, અનેક વ્યક્તિઓનો પરિચય થાય છે, પણ તે સાથે સંઘવર્તનનો પરિચય થાય છે જે પ્રજાજીવનમાં ઘણું જરૂરી છે. એથી મન અને કલ્પના પણ વિશાળ થાય છે. માણસ ઘરમાં એકલો બેસી જમે, અને મોટી પંક્તિમાં બેસી જમે, એકલો દરિયે જઇને નહાય, કે હજારો માણસો દરિયે જઇને નહાય, એમાં અનુભવનો આખો પ્રકાર ફરી જાય છે. એ અનુભવથી માણસમાં જે ભરતી આવે છે, જે જોમ આવે છે, જે ઉત્સાહ આવે છે, તે વ્યક્તિગત કોઇ કાર્યથી આવતો નથી. પ્યાલામાં ભરેલું પાણી અને સમુદ્રનું પાણી તત્ત્વતઃ એક જ છે, પણ પ્યાલાના પાણીનું હૃદય, અને સમુદ્રનું હૃદય, અને બન્નેની ચિત્ત ઉપર થતી અસર, બન્નેના સંસ્કારો અત્યન્ત ભિન્ન પ્રકારના છે. તેમ જ આ સામાજિક જીવનના પરિચયનું અને સંઘનાં કર્યોનું છે. એના વિના જીવન એટલું દરિદ્ર રહે છે, શુષ્ક રહે છે, ફિક્કું રહે છે.

અલબત્ત આ ઉત્સવોના રિવાજોની પછવાડે એક કે બીજા રૂપમાં ધર્મભાવના રહેલી હતી. ધીમે ધીમે ધર્મના બાહ્ય આચારો ઉપરથી આપણી શ્રદ્ધા ઉઠી ગઇ છે. અને તેથી આપણે એ રિવાજો પાળતા નથી. પણ એમ થયું હોય તો તે સમાજના રિવાજોને જરા જુદું ધર્મનિરપેક્ષરૂપ આપવું જોઇએ, જેવું આપણે નવરાત્રિને આપેલું છે. નવરાત્રિની પછવાડે દેવી પૂજાની ભાવના હતી. અત્યારે આપણે કોઇ એ ધર્મભાવનાથી નવરાત્રિ ઉજવતા નથી, માત્ર સ્ત્રીઓના કલાત્મક સંઘનૃત્ય અને સંગીતની ભાવનાથી જ એ ઉત્સવ ઉજવીએ છીએ. એમ આપણે બધા ઉત્સવોનું કરવું જોઇએ. હોળીમાંથી અશ્લિલતા અને ધૂળ કાઢી નાંખો પણ ગુલાલ રંગ શા માટે કાઢી નાંખવો ? દાંડિયારાસ, મલ્લકુસ્તી એમાં મેળવીને આપણી જૂની ઘેરૈયાની રમતોની મરદાનગીને નવું સ્વરૂપ કેમ ન આપીએ ? હું તો હોળીનો ભડકો પણ રહેવો જોઈએ એમ માનું છું, એમાં ધર્મ નહિ માનનારા એવા ભણેલા, પોતાને સુધરેલા માનનારા પણ શા માટે ભાગ ન લે તે નથી સમજી શકતો !

આ બાબતમાં ગુજરાતીઓ દક્ષિણીઓ કરતાં વધારે સંઘકાર્યોથી દુર જતા જણાય છે. દક્ષિણી ભાઇઓએ જૂના મેળાવડાનાં બધાં સ્વરૂપો જાળવી રાખ્યાં છે, અને તેમાં તેઓ નવાં અંગો ખાસ કરીને વ્યાખ્યાનમાળાઓ ઉમેરતા જાય છે. દક્ષિણ બહાર જ્યાં જ્યાં દક્ષિણી ભાઇઓ રહે છે, ત્યાં ત્યાં

તેમની કોઇને કોઈ સંસ્થા હશે જ, અને જાહેર તહેવારો તે સંસ્થાદ્વારા જ તેઓ તેઓ ઉજવવાના ! ગુજરાતી ભાઇઓ જૂના તહેવારોને નવાં રૂપો આપતા નથી, અને ભણેલાઓ જૂના તહેવારોના મેળાવડાથી દુર નાસતા જાય છે. તેઓ અતડા થતા જાય છે, જો કે અસહકારની ચળવળથી તે વલણ કાંઇક રોકાયું છે. આમાં સૌથી ખરાબ તો એક પ્રકારની સંઘની સૂગને કેટલાક સંસ્કારિતા ગણતા થયા છે તે છે, અને તો તે એક પ્રકારનું હીનાભિમાન ( snobbery ) જ લાગે છે. બીજાઓ અમુકમાં રસ લે છે એટલાજ કારણથી પોતે તેમાં રસ ન લેવો, અને તેમાં પોતાની સંસ્કારિતા ગણવી એ હીન પ્રકારનું અભિમાન છે. આપણામાંથી એ જવું જોઇએ. એને લીધે ગુજરાતીઓમાં સંઘકાર્યશક્તિ ઓછી થઇ છે અને થતી જાય છે.

આપણે વિશિષ્ટ વ્યક્તિ તરીકે તો હમેશાં કામ કરીએ છીએ, હરીએ છીએ, ફરીએ છીએ, પોતપોતાના મિજાજ પ્રમાણે આનંદ કરીએ છીએ, પણ હોદ્દો, પદવી, સામાજિક સ્થિતિ, ઉંમર એ બધાની વિશેષતા છોડી દઇ કેવળ એક સંસ્કારી સમાજની વ્યક્તિ તરીકે બધા સાથે ભળીને વિહરવાની પણ જરુર છે. આપણા પરદેશી રાજકર્તાઓ આપણાથી અતડા રહે છે, એ જોઇને આપણે પણ એમના અનુકરણથી આપણા જ જાતભાઇઓ તરફ અતડા થઇએ તો તે એક પ્રકારનો સમાજદ્રેષ છે. એમને તો અતડા રહેવું પડે, એમને તો માત્ર પોતાની ઇચ્છા પ્રમાણે શાસન કરવું છે, અને અતડા રહેવાથી જ એ શાસન વધારે સખ્ત અને મજબૂત કરી શકાય; પણ આપણે એમ શા માટે કરીએ ? અંગ્રેજો પોતાની પ્રજામાં એવા નથી. તેઓ તો પોતામાં બહુ જ ભ્રાતૃભાવવાળા છે. તેમની કલબોમાં જોશો તો ઉપરી અને તાબેદારનો કશો જ ભેદ નહિ દેખાય. આપણે તેમની કલબોનું અનુકરણ કર્યું પણ તેમનો કલબનો ભાવ લાવી શક્યા નહિ. આપણા વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો પણ ત્યાંના જેટલા મળતા હળતા રહેતા નથી. આ સર્વ બદલાવું જોઇએ. આપણું સમાજજીવન વધારે ચેતનવાળું અને મુક્તિવાળું થવું જોઇએ. પણ કલબો પણ બસ નથી. તેમાં પણ અમુક સ્થિતિવાળા ભેગા થાય છે. જાહેર તહેવારો હોવા જોઇએ જ્યારે જનતા કેશા પણ ભેદ વિના સંઘજીવનનો આનંદ અનુભવે.

પણ ત્યારે આ રુઢિ સામેનો આટલો બધો વિરોધ શાથી છે ? જુવાન માણસો શા માટે આટલો બધો રૂઢિવિરોધનો પોકાર કરે છે ? એ જરૂર સમજવા જેવું છે, અને આખા સમાજે વિચારવા જેવું છે. આ વિરોધનું એક કારણ તો તરત સમજાય તેવું છે. જુવાન માણસોને રૂઢિનો સંકોચ ડંખે અને તેના ફાયદા ધ્યાનમાં ન આવે. માણસને પોતાની પ્રતિકૂળતા તરત ધ્યાનમાં આવે છે, કોઈ પણ વસ્તુના દૂરગામી ફાયદા ઘણે અનુભવે જ સમજાય છે. એ દૃષ્ટિએ જુવાન માણસોને રૂઢિ સામે થોડો અણગમો તો હમેશાં રહેવાનો. છોકરાંને સવારે દાતણ કરવાની ટેવ પાડવી પડે છે તે પણ પ્રથમ તો નથી જ ગમતું. એવો રૂઢિ સામેનો જુવાનોનો અણગમો બધા જમાનામાં હતો અને રહેવાનો. પહેલાં પણ હતો, માત્ર હમણાં જુવાન વર્ગ વધારે બોલતો થયો એટલે એ અણગમો પરિપકવ અનુભવની રાહ જોયા વિના અધીરો થઇ બહાર આવે છે. પણ એ સામાન્ય કારણ ઉપરાંત વિશેષ કારણ પણ છે. અને એ સમાજે સમજવું જોઇએ.

મેં પહેલાં શબ્દ અને રૂઢિ વચ્ચેનું સામ્ય

બતાવ્યું. મેં કહ્યું કે શબ્દની પેઠે જ રૂઢિ ભાવનું રક્ષણ કરે છે, તેને પ્રવર્તવાનો માર્ગ કરી આપે છે અને વ્યવહારમાં ઘર્ષણ ઘટાડે છે. પણ જેમ શબ્દ કે સિક્કો જૂનો થઇ તેનું મૂલ્ય ઘટે છે અને તેને ચલણમાંથી કાઢી નાંખવો પડે છે તેમ રૂઢિ પણ જો ઉતરી જાય તો તેને બદલાવવી પડે. રૂઢિ ઉતરી જાય છે ત્યારે તે ભાવને વહનમાર્ગ કરી આપવાને બદલે તેને રોધે છે, રોકે છે. જેમ નાડીઓ લોહીવહન કરવામાં રોધ કરે છે ત્યારે લોહીનું દબાણ વધે છે ને કવચિત્ નસ ફાટે છે, રક્તસ્રાવ થાય છે, પક્ષાઘાત થાય છે, કવચિત્ મૃત્યુ થાય છે, તેમ જ રૂઢિ ભાવનો રોધ કરતાં સમાજનો મિજાજ ઉછળે છે, તેનો ભાવ અપમાર્ગે વહે છે, તેનો અપવ્યય થાય છે, કવચિત્ સમાજને તેથી પક્ષાઘાત પણ થાય. આપણે ત્યાં લગ્નની રૂઢિઓની એ દશા થઇ છે. જૂના નાતના રિવાજો, તેનાં પસંદગીનાં સંકુચિત ક્ષેત્રો, અત્યારની લગ્નભાવનાને માર્ગ કરી આપતાં નથી, તેનું વહન કરતાં નથી, તેનો અવરોધ કરે છે. તેથી જુવાન વર્ગ રુઢિ સામે જેહાદ પોકારે છે. લગ્નભાવ જીવન પર એટલો વ્યાપક છે, જુવાનોને તો એટલો નિકટનો અને અનન્ય મહત્ત્વનો લાગે, અને તેથી લગ્નરુઢિ સામેના વિરોધમાંથી તેઓ રુઢિમાત્રની સામે, રુઢિના ખ્યાલની પણ સામે થઇ જાય છે. એટલેથી ન અટકતાં નીતિની પણ સામે તેઓ થાય છે, તેમાં કંઇક અંશે આ કારણ છે. કંઇક અંશે નીતિ એટલે આચારનાં સર્વ ધોરણો કંઇક ફેરફાર માગે છે તે છે.

પણ આ સ્થિતિનો ખરો ઉપાય રુઢિનો નાશ નથી, પણ નવી રુઢિઓ હોવી જોઇએ એ છે. જુવાન સ્ત્રી પુરુષોને પોતાનો જીવન-સાથી શોધવાને માટે મળવાના રુઢિનિયત પ્રસંગો નથી. આ બાબતમાં રુઢિ નથી, એટલે જુવાન સ્ત્રી પુરુષોનાં માબાપો અને હિતસ્વીઓને અને ખાસ કરીને જુવાન પુત્રીનાં માબાપોને, કારણ કે આચારસ્ખલનનો ગેરફાયદો પુરુષ કરતાં સ્ત્રીને વધારે છે, અને સ્ત્રીને આ દશામાં રક્ષણની વધારે જરુર છે— અનેક આશંકાઓ, ચિંતાઓ, અવિશ્વાસો, દહેશતો થાય છે. રુઢિ ન હોવાથી સમાજ પણ જુવાન સ્ત્રી પુરુષોના મળવાના પ્રસંગો તરફ યોગ્ય ઉદારતા કે તટસ્થતાથી જોઇ શકતો નથી, અને એવા પ્રસંગો અનેક નિંદાને જન્મ આપે છે, અને આખા વાતાવરણને બગાડે છે. જુવાન સ્ત્રીપુરુષો પણ, આ પ્રકારની નિંદા તેમની પોતાની સ્વતંત્રતાને વિઘાતક છે તે નહિ સમજતાં અંગત રાગદ્વેષથી સહેલી નિંદા કરવામાં, સ્વીકારવામાં અને વિસ્તારવામાં સરકી પડે છે. આ બાબતમાં ખરી જરુર છે તે રુઢિના અભાવની નથી, પણ યોગ્ય રુઢિઓની છે, જેથી સ્ત્રીપુરુષો અને સમાજ યોગ્ય વર્તન અને મર્યાદા રાખી વર્તી શકે, પરસ્પર ઓળખી શકે, અને તેમાં જુવાનોનું સંરક્ષણ તેમ જ ભાવપ્રકટીકરણ થાય, આપણો સમાજ વખતસર આટલું નહિ કરી શકે તો પરિણામે અનવસ્થા જ આવશે.

રૂઢિ તરફ એક બીજી આશંકા છે, અને માનસપૃથક્કરણશાસ્ત્રની પરિભાષામાં વાતો કરતાં શીખેલ આ જમાનાને આશંકા કરતાં રોકી શકાય નહિ. 'રૂઢિથી ભાવનું દમન નથી થતું ? દમન થવાથી ભાવ વધારે વિકૃત ન થઇ જાય ?'. આનો સાચો જવાબ તો એ છે કે એ શાસ્ત્રનાં શાસ્ત્રીય પુસ્તકો અને તેની તાત્ત્વિક ટીકા વાંચો, માત્ર એના શબ્દો પકડી લઇ વાતો ન કરો. હું તો અહીં એટલું જ કહી શકું કે માણસમાં જેમ ભક્ષણવૃત્તિ અને કામવૃત્તિ રહેલી છે તેમ જ સમાજધારણવૃત્તિ, સમાજસુખવૃત્તિ અને

સંયમવૃત્તિ પણ રહેલી છે. જે જીવનબળ ભક્ષણવૃત્તિ અને કામવૃત્તિમાં પ્રગટ થાય છે, તે જ જીવનબળ સમાજધારણવૃત્તિ સમાજપ્રેમ અને સંયમવૃત્તિમાં પણ પ્રગટ થાય છે. અને રુઢિનું અનુવર્તન એ કોઈ બાહ્યબળની પરાધીનતા નથી પણ પોતામાં જ રહેલ સમાજધારણવૃત્તિ, સમાજપ્રેમ અને સંયમવૃત્તિનું આવિષ્કરણ છે. જેમ રસ્તાની ડાબી બાજુએ હાંકવું અને જમણી બાજુએ ચાલવું એ નિયમ પાળવાથી આપણી ગતિનું દમન થતું નથી, પણ ગતિને મહત્તમ* અવકાશ અને સંરક્ષણ મળે છે, તેમ જ રુઢિમાં જીવનને મહત્તમ અવકાશ સ્વાતંત્ર્ય અને સંરક્ષણ મળે છે, અને તે સાથે તેમાં સમાજસ્વાસ્થ્યની વૃત્તિ સંતોષાય છે. રુઢિના પરિપાલનમાં આ સમાજપ્રેમ સમાજ-આદરની વૃત્તિ હમેશાં દેખાય છે, અનુભવાય છે. એ વૃત્તિઓ પણ આપણા જ જીવનની છે એટલે એની ખાતર પાળેલા સંયમમાં કાંઈ અસાધારણ વિકૃત પરિણામ આવવાની જરૂર નથી.

ઘણાને વળી એમ લાગે છે કે, રૂઢિની હદમાં વર્તન સ્વૈરતા ખોઈ બેસે છે અને તેથી તે સુંદર રહેતું નથી, તેમાં વ્યક્તિત્વ હણાઈ જાય છે. એ સાચું નથી. પહેલા આપેલો દાખલો ફરી લેતાં હું પુછું છું, કે આપણે ઘેર કોઈ આવે તેને સન્માન આપતાં, સાથે વિવેકથી વાત કરતાં, દરેક વ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ નથી બતાવતી ?–દરેક વ્યક્તિ પોતાની કલા નથી બતાવતી ? ઘણીવાર સંસ્કારી માણસ માત્ર આવકાર આપવામાં જ ખરી સંસ્કારિતા કળા મનાવતા બતાવવાનું નથી ? બધાં માણસો લગ્નજીવન ગાળે છે પણ તેથી કોઈ બે દંપતીનાં લગ્નજીવનો એક સરખાં નથી બની જતાં, એ તો બન્ને જેવાં હોય છે, જેવાં એક બીજા સાથે વર્તે છે અને પોતાનું યુગલજીવન ઘડે છે તેવાં જ થાય છે તેમજ બધાનું છે.

રૂઢિની મર્યાદામાં રહેલ જીવનમાં પણ સૌંદર્ય છે. આપણને એ જોતાં આવડતું નથી; આપણા મહાન કવિ કાલિદાસે જેમ સામાન્ય માણસને અજ્ઞાત, અનનુભૂત અનેક જીવનપ્રસંગોમાં રહેલું સૌંદર્ય બતાવ્યું છે તેમ રૂઢિની મર્યાદામાં રહેલું સૌંદર્ય પણ બતાવ્યું છે. રૂઢિની મર્યાદાને તે કોઇ પણ ભાવની શોભા ગણે છે. મેં મારા વ્યાખ્યાનની શરૂઆતમાં કહ્યું કે રૂઢિ વિષેનો પ્રશ્ન મારા સાહિત્યના અભ્યાસને અંગે ઊભો થયો છે, અને હવે ઉપસંહાર પણ હું કાલિદાસનાં કેટલાંક અવતરણોથી કરીશ.

કાલિદાસ રૂઢિના અનુવર્તનમાં સૌંદર્ય જુએ છે તેનાં પાત્રો, પ્રેમના આવેશમાં પણ આચાર પાળે છે. આવેશમાં આચાર ભૂલાય એટલી સ્થિતિ આવે તો બીજું પાત્ર આચારની યાદ દેવડાવે છે વિક્રમોર્વશીય નાટકમાં બીજા અંકમાં પુરૂરવા અને ઉર્વશી બન્ને એક બીજાને મળવા અત્યંત ઉત્કંઠિત છે અને રાજા કહે છે,

तप्तेन तप्तमयसा घटनाय योग्यम्

'તપેલું લોઢું તપેલા લોઢા સાથે ઘડાવા યોગ્ય છે.' ઉર્વશીનો સંદેશો લઇ જનારી ચિત્રલેખા રાજાની વિરહાવસ્થા જોઇને રાજાની દૂતી થઇ ઉર્વશીને તેડવા આવે છે એવો રસિક અને તીવ્ર લાગણીનો પ્રસંગ છે. ઉર્વશી અને ચિત્રલેખા વચ્ચે જરા સુંદર ટોળ થાય છે પણ રાજાને મળતાં જ ચિત્રલેખા કહે છેઃ—

आआरं दाव पडिवज्ज ।

[आचारं तावत्प्रतिपद्यस्व ।]

'આચાર કર' અને ઉર્વશી 'મહારાજને જય જય' બોલે છે, એવી જ રીતે ઉર્વશીએ ગુપ્ત રાખેલ ઔરસ પુત્ર આયુષ

* Maximum.

રાજસભામાં આવે છે અને ઉર્વશી તેને ઓચિંતો જુએ છે ત્યારે પણ 'મહારાજને જય જય' કહેવાનું ભૂલતી નથી. એથી પણ વધારે ઉત્કટ પ્રસંગ કુમાર સંભવમાંથી લઇએ. પાર્વતી શંકરની પૂજા કરવા જાય છે ત્યારે કામદેવ શંકરને મોહિત કરવા પોતાનાં શર વાપરે છે. એ રીતે મોહિત થવામાં હીનતા એને અપમાન લાગતાં શંકર મહાદેવને ત્રીજા નેત્રની જ્વાલાથી બાળીને ભસ્મ કરે છે. પાર્વતી નીરાશ થઈ તપ આદરે છે. શંકર બટુક વેષે આવી પાર્વતીની પરીક્ષા કરવા શંકરની નિન્દા કરે છે પણ પાર્વતીની દૃઢનિષ્ઠા જોઇ ત્યાં જ સ્વરૂપ ધારણ કરી તારા તપથી તારો વેચાણ થયો છું એમ કહીને પાર્વતીને ભેટે છે. પ્રેમનું આ અદ્ભુત રોમાન્સ છે. પણ આ પ્રેમ સિદ્ધ થયા પછી પાર્વતી અને બન્ને કોઇ સ્વચ્છંદી રીતે પરણતાં નથી. કુલાચાર બે પ્રકારનો: કન્યાના બાપ તરફથી કહેણ જાય, અથવા વરના બાપ તરફથી માગું જાય. પાર્વતી મહેશને ખાનગીમાં કહેવરાવે છે,

दाता मे भूभृतां नाथः
प्रमाणीक्रियतामिति । ६-१

'મારા પિતા દાનનું કહેણ કહેવરાવે તે સ્વીકારજો.' પણ મહાદેવ પણ હિમાલય જેવા પર્વતરાજને એટલું પણ કરવું પડે એમ શા માટે કરે? તે હિમાલયનું ગૌરવ કરવા સપ્તર્ષિઓને બોલાવે છે. અને માગું કરવા કહે છે.

तामस्मदर्थं युष्माभिर्याचितव्यो हिमालयः।

'મારા તરફથી હિમાલય આગળ ઉમાનું માગું કરવું' અને /

एवं वाच्यः स कन्यार्थमिति
यो नोपदिश्यते ।
भवत्प्रणीतमाचारमामनन्ति हि
साधवः ॥ ६-२१

'કન્યાને માટે આમ કહેવું એવું તમને તો કહેવાનું હોય જ નહિ! કારણ કે તમારો જ રચેલો આચાર સાધુ પુરુષોએ માન્ય રાખ્યો છે.' ફરી આચારનો જ ઉલ્લેખ છે. રઘુવંશમાં દિલીપની પત્ની સુદક્ષિણા ગર્ભાવસ્થામાં નાજુક પ્રકૃતિમાં પણ ઉપચારાંજલિ કરે છે:

तयोपचारांजलिखिन्नहस्तया ननन्द
पारिप्लवनेत्रया नृपः । ३ ११

'ઉપચારની અંજલિ કરતાં જેનો હાથ થાકી જતો હતો એવી રાણીને જોઇને રાજા આનંદ પામતો હતો.' અને પછી એ રાણીને પુત્ર-પ્રસવ થતાં વધામણી લાવનારા પરિજનને

अदेयमासीत् त्रयमेव भूपतेः
शशिप्रभं छत्रमुभे च चामरे । ३-१६

'ત્રણ જ વસ્તુઓ ભૂપતિને માટે ન અપાય એવી હતી. શશિપ્રભ છત્ર અને બે ચામરો.' એમ અતિશયોક્તિ કરતાં પણ રૂઢિની મર્યાદામાં કાલિદાસ શોભા જુએ છે. રઘુવંશમાંથી હજી એક બીજો દાખલો લઉં. રઘુવંશમાંનો અજવિલાપનો પ્રસંગ પ્રસિદ્ધ છે. અજને ઇન્દુમતીના મૃત્યુ પછી જીવન એટલું અકારૂં લાગ્યું કે તેને ઇન્દુમતીની સાથે જ પોતાનો દેહ પણ ભસ્મ કરવાની ઇચ્છા થઇ પણ લોકાપવાદ ભયથી તેણે તેમ કર્યું નહિ:

प्रमदामनुसंस्थितः शुचा नृपतिः
सन्निति वाच्यदर्शनात् ।
न चकार शरीरमग्निसात् सह
देव्या न तु जीविताशया ॥ ८-७२

'રાજા વિદ્વાન છતાં પ્રમદાની પછવાડે મરણ પામ્યો એવા નિંદાદર્શનથી તેણે પોતાનું શરીર અગ્નિવસાત્ ન કર્યું, નહિ કે જીવિતની આશાએ!' *રાજાના મુખનું આવું વચન હોય તો અત્યારની અશ્રદ્ધાના દૃષ્ટિબિંદુથી કોઇ મશ્કરી પણ કરે કે ઠીક લાગણીવેડા કરે છે! પણ આ વચન કાલિ-

* મલ્લિનાથ પ્રમાણે અર્થ કર્યો છે.

દાસનું છે. એટલે રાજાને જીવિત ઉપર એટલો વિરાગ આવ્યો હતો એમાં શંકા નથી. રાજાના શોકનું વર્ણન કરતાં કાલિદાસ એક સુંદરમાં સુંદર ઉપમાનો પ્રયોગ કરે છે.

**तस्य प्रसह्य हृदयं किल शोकशंकुः**
**प्लक्षप्ररोह इव सौधतलं बिभेद । ८-९३**

'પીપળાનો છોડ જેમ અગાસીને ફાડી નાંખે તેમ શોકશંકુએ અજના હૃદયને બલથી ચીરી નાખ્યું.' છેવટે એ રાજાને આ શોકથી જ અસાધ્ય રોગ થાય છે અને તે છેવટે તીર્થમાં જઇ અનશન વ્રતથી દેહ ત્યાગ કરે છે, એટલે રાજાનો શોક હતો અને છતાં તે રૂઢિનિન્દિત રીત દેહ ત્યાગ કરતો નથી. અને ત્યાં કાલિદાસનો લોકાદર અને રૂઢિગત ભાવના સૌંદર્યનું દર્શન જોઇ શકીએ છીએ. કાલિદાસનાં કાવ્યોમાં એક પ્રકારનું સ્વાસ્થ્ય અનુભવાય છે. તેનાં અનેક કારણોમાં એક તેનો રૂઢિ માટેનો આદર પણ છે એમ હું માનું છું.

આવી રીતે રૂઢિને મનુષ્ય જાતિના જીવનમાં ઘણું માર્મિક સ્થાન છે. રૂઢિઓને બદલાવવી પડે, અને ત્યારે લોકહિતની દૃષ્ટિએ, લોકમાનસને સંઘર્ષણ વિના પોતાના ભાવો પ્રકટ કરવાને તક મળે એવી રૂઢિઓ કરવી જોઇએ પણ રૂઢિ માત્ર કાઢી નાંખવી જોઇએ એ વિચારમાં મનુષ્ય સ્વભાવની ગેર સમજણ રહેલી છે, રૂઢિનો દ્વેષ કરવામાં કોઇ ખાસ મહત્તા રહેલી નથી અને તેથી જ સાહિત્યમાં રૂઢિભંગને ખાસ કરીને મહત્તાનું લક્ષણ ગણેલું નથી.



## પૂછું ?

તને પૂછું એ'નાં !—તુજ સુમધુરા કંઠ કુમળે
કહે કોણે મીઠાં કરણમધુરામૃત ભરિયાં ?
વળી પૂછું છું કે તુજ મધુર કેકારવ મહિં
બજે જે બંસી કે તુજ રવ તણા બોલ મધુરા ?

શ્રી. લલિત ગિ. ભટ્ટ

# સૌન્દર્ય-પ્રેમ અને લગ્ન



શ્રી. જયન્તકુમાર ભટ્ટ

લેખક :

**શ્રી. જયન્તકુમાર ભટ્ટ**

સૌન્દર્ય એ સૃષ્ટીનું સનાતન સત્ય છે, તેનું નિરક્ષણ એ પાપ નથી પરંતુ તેનું સ્વામીત્વ મેળવવા જાગતી આંતર ઈચ્છા એ અધીર પાપ છે. ડગલે ને પગલે પ્રેમ દર્દીઓનાં પૂર ઉલટેલાં નજરે પડે છે. જે દર્દીઓ " પ્રેમ " શબ્દ લઈ પછી અણસમજ્યે, અણધારી બીમારી માગી લે છે. આવાં દર્દ અને દર્દીઓ માટે, " પ્રેમ "એ શબ્દને જો તેઓ અણુ અણુથી સમજે, અને પ્રેમને પિછાને તો આ દર્દનો આપમેળે જ જડમુળથી નાશ થાય.

પ્રેમ, અને લગન એ બન્ને જુદાં ધામો છે, પ્રેમનો જન્મ સૌન્દર્યની સાથે જ થાય, જે પ્રકુતી સૌન્દર્ય સર્જે છે, તે જ પ્રેમને, એ સૌન્દર્યને પરખવા અને પૂજવા જન્માવે છે. સાચા પ્રેમમાં પૂજન જ હોય. પ્રેમ એ એક જ્વાલા અને અસ્ખલીત ધારા છે. તે કદી હોલવાય નહીં કે અટકે નહીં. જે પ્રેમનું પરમ કર્તવ્ય સમજી શકે કે, હૃદયનાં, મનનાં, અને દેહનાં, દાન એ જ તેનું કર્તવ્ય છે તે જ સાચો પ્રેમી કહેવાય. પ્રેમી માત્રનું ક્ષેત્ર બલીદાન, ધ્યેય સમર્પણનું, અને સાન્દર્યપૂજન એ પુનીતધામ હોવું જોઈએ. જેના પ્રેમમાં પૂજના ન હોય એ પ્રેમની પ્રેતયોનીઓ છે. પ્રેમ એ જ પ્રભુતા છે, સૌન્દય એ ઈશ્વરકૃત છે.

પ્રેમ શબ્દની જાળમાં અનેક યુવક યુવતીઓ પોતાનું જીવન ઘણે ભાગે બરબાદ બનાવે છે. આ પ્રેમીઓ ખરેખર સૌન્દર્ય લુબ્ધ જ હોય છે. એમની સૌન્દર્ય લાલસા અનેક રીતે પાખંડોથી પ્રેમ શબ્દના બહાનામાં પરીણમે છે, અને અંતે દૈહીક સુખની ઇચ્છા, દૈહીક એકયતા ( લગ્ન ) ઇચ્છે છે. અને એ દૈહીક સુખ પ્રેમની આંતરીક નેમ બંધ કરે છે. સંસારીક બંધનોમાં પડી પ્રેમ અવિકસીત બને છે, અને વર્ષો વિતતાં સુકાઇ જાય છે. લગ્ન એ સંસારીક સંબંધમાં " પ્રેમ "ને સ્થાન જ ન હોઇ શકે. સાચે જ તેને ભુતાવળ કહીએ તો અસ્થાને ન જ લેખાય. આવાં પ્રેમીઓના જીવન નાવ કઇ ક્ષણે ભવસાગરની ભયંકર ભેખડો સાથે ભટકાઇ ભૂકા થઇ જાય તે પણ કલ્પવું મુશ્કેલ છે. આવું યુગલ કવચીત જ જીવન પાર ઉતરે છે. અને તેમ છતાં પણ તે સંસારમાં ડગલે ડગલે ઘુંટાઇને નિષ્પ્રાણ થયેલા પ્રેમે જ.

સૌન્દર્ય પૂજન એ જ સાચા પ્રેમીનું પરમધ્યેય. એ પૂજનમાં જ પ્રભુતા છે, અને એ પ્રભુતા એ જ પ્રેમ.

સાચો પ્રેમી તે જ કહેવાય કે, જે સૌન્દર્યનો ઉપાસક હોય, જે આત્માનો પ્રેરક હોય, જેનામાં સમાજની શીથીલતા નહીં હોતાં, સત્યનો સ્નેહી હોય. સંયમ અને સ્નેહનાં પાસાં સરખાં રાખે, પ્રેમ એ જ સમર્પણ સમજે અને નારીત્વની જવલંત રક્ષા કરે.

જેમનામાં આ તત્વો ન હોય, જેમની વૃત્તિ અને દષ્ટીબિંદુ વાસનામાજ હોય, તેને અને સંયમ વિનાનાં સ્ત્રી પુરૂષોને પ્રેમનો અધિકારજ ન હોઇ શકે

સૌન્દર્ય હરકોઇ મનુષ્યને આકર્ષે છે. પરંતુ સંસ્કારી હૃદયો તેમાં પૂજનથી પ્રેરાય છે. જ્યારે અસંસ્કારી એ સૌન્દર્યના ભોક્તા બનવા પ્રેરાય છે.

બંનેના રાહનાં અંતિમ પરિણામમા, ભિન્નતા એટલીજ રહે છે કે, પૂજક, ખીલતી ચન્દ્રિકા જેમ દિનપ્રતીદીન વિકાસે છે, અને જીવનમા પૂર્ણપણે પ્રકાશી, શીતળતાની અમી રેલાવી જગતને એ વિકાસના અને અમૃતત્વના પાઠ ભણાવે છે.

જ્યારે અસંસ્કારી, ક્ષણીક સુખોમાં રાચે છે, સૌન્દર્યને ઉપભોગે છે, આખર એ સ્નેહ વાસનાના પ્રતાપે, સ્નેહના બંદથે સોમલ થઇ જાય છે.



## કોના કાજે ?

કોના કાજે આભના આજે ચંદરવા આ ઢાળ્યા ?  
તારલિયાનાં તોરણિયે એ ચંદરવા શોભાવ્યા ? ૧

કોના કાજે વીજઝબાકે મેઘલી રાતો ગાળી ?  
કોના કાજે ફૂલોકેરી આજ બિછાતો ઢાળી ? ૨

કોના કાજે હૈયું આજે હેલે ઝાકમઝોળ ?  
આનન્દઘેલા સાગરના એ લેતું શા હિંલ્લોળ ? ૩

કોના કાજે ગોરી સજે પાનેતર ને ચોળી ?  
અંગે અંગે આજ ઉમંગે ખેલો રંગની હોળી ? ૪

કોના કાજે ગોરી ! ઝૂલે હૈયાનો હીંચોળો ?  
નેહભરેલી હીરની દોરે આંખડી લે હિલ્લોળો ? ૫

કોના કાજે હૈયાકેરી આજ મ્હોલાત ઉઘાડી ?  
નેહભરેલી પાંપણકેરી હીરબિછાત બિછાવી ? ૬

આજ પધારે પ્રી'તમ એનો આજે માઝમ રાત !  
ખેલવા ર્‌હેલો ફાગ પધારે હૈયાનો મહારાજ ! ૭

શ્રી. ગોવિન્દ સ્વામી.

# સંવેદના

લેખક :
શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ

પ્યારી પુનિતા,

રક્તે લખું આ પત્ર તોયે
પાપ કંઇ તેથી શમે ?
બદનક્ષીના કરનારને
ભારે સજા દેવી ઘટે.

હૃદયની અસિમ સંવેદનાયુક્ત મારા આંસુનું પ્રકરણ વાંચી મારી સ્થિતિનો તને જે ખરો ખ્યાલ આવ્યો તેમાં આપણાં આત્માનું ઐકયસૂચન જણાયું. એ વાંચીને જીગરને ચીરી અશ્રુભરી રૂધીરધારા વહાવા નયનોએ કમર કસી. જાણે કે આખા શરીરે વીજળી પ્રસરી ગઇ. ગામ બહારના મારા એકાન્ત બંગલાના દિવાનખાનામાં બેઠાં બેઠાં કંપતા હૈયાને જગત સ્થંભિત લાગ્યું. ઉંડી ઉંડી હૃદયમાં તારી પ્રતિમા ફુદડી ફરવા લાગી. વિષાદપૂર્ણ નજરે હું ચારે તરફ જોવા લાગ્યો. આંખ મિચાઈ ગઇ, મધુરા સ્મરણોએ હૃદયને રડાવ્યું. એમાંથી ઉંડો ઉષ્ણ નિશ્વાસ નિકળી ગયો. હજારો અંગાર જાણે અંગને ચંપાયા હોય તેવી વેદના આખા બદનમાં પ્રસરી. સામે પડેલ કુંજામાંથી ટાઢા પાણીનો પ્યાલો માથા ઉપર રેડી દીધો. તે અનુભવેલી એ તરકીબ કાંઇક સફળ નિવડી; ઘડીભર શુન્યમુન્ય બેસી રહ્યો, અને પછી ચક્ષુ ઝરતી આંખે તારો પત્ર અને અશ્રુ પ્રસંગની તારી વેદના વાંચી ગયો.

ફડફડતો આત્મા ઉન્માદથી નયનોમાં વધુ ને વધુ રતાશ ઉપજાવવા લાગ્યો. તને પત્ર લખવા માટે ટેબલપર જઇ પેનને હવામાં ઉછાળીને પ્યારથી વિકૃત હાસ્યથી હસતાં કૃતનિશ્ચયથી આ પત્ર લખવો શરૂ કર્યો. રાત્રિનો દીપક મારી આંખને સહન નથી થતો એ તું જાણે છે એટલે અત્યારે જ આ પત્ર દિવસના લખી નાખવા બેઠો. આશા છે કે તે પુરો થતાં સુધીમાં કોઇ વિઘ્ન નહિ નડે.

તારા હસ્તને લીધેલ સ્નેહભર્યો ચુંબને રોમે રોમને પુલકીત કરી હૃદયને આનંદના સ્રોતમાં ભીંજવી દીધું હતું અને એમાંથી જે સ્વયં સંગીતનો મધુર ધ્વનિ ઉદ્દભવ્યો હતો તેનું નામ હું વાત્સલ્ય કહું છું. એ પ્રેમની વિહ્વળ વ્યથા આપણ ઉભયને આકુળ વ્યાકુળ બનાવે છે. રસભર્યાં નયનોનાં તેજ અંતઃકરણ સુધી પહોંચી જાય છે. આંખો એકજ પલકારમાં મૌન ભાષાની સીમાઓ કુદાવી જાય છે. અને ઐકયભાવ અખંડ સ્વર્ગીય બની જાય છે. એનો નશો વિયોગમાં વધુ પાગલ બનાવી મુકે છે. પગથી માથા પર્યંત આવરી લેતો એ ભાવ કેમ ભુલી શકાય ? એ મમતાભર્યા સ્વરની માધુર્યતામાં પરમ સુખ સમાધિ અનુભવાય છે, અને એમાંથી જન્મતી આનંદની લાગણીઓ સૌન્દર્યની અનંતપ્રિય ભાવનાનું સૌખ્ય વહાવે છે. અને જીંદગીના આનંદનાં આસ્વાદને સુખ–તૃપ્તિ અર્પે છે–પરંતુ પ્રેમના પડદા પાછળ જો એક અંશ પણ વાસનાનો હોય તો એ પ્રેમ નથી પણ આગ છે. તે ન ભુલવું જોઇએ.

પ્રેમ એ તો મોક્ષથી પણ અધિક આનંદીય છે. પછી તે માતા પુત્ર વચ્ચેનો, બંધુ ભગિની વચ્ચેનો, પતિ પત્નિ વચ્ચેનો કે મૈત્રીમાં એમ ગમે તેમાં પરિણમતો હોય. એટલું તો નક્કી જ છે કે સ્ત્રી અને પુરૂષને

પરસ્પર એક બીજાની ભુખ હોય છે. પણ એ ભુખ ઝેરી રીતે સંતોષવામાં આવે તો જીવનની પાયમાલી કરી નાખે છે. સંયમને ગુમાવનાર કદિ સુખી થઇ શકતા નથી. વિષય વાસના એ તો પ્રેમના-દંભ નીચે પ્રેમનુ ગંદુ વિકૃત સ્વરૂપ છે. વાસનાના વિચારો પણ ગ્રોહીને ઝેરી બનાવે છે. પ્રેમ દેહ સાથે નહિં પણ આત્મા સાથે સંબંધ ધરાવે છે. પ્રેમ એ તો દુઃખમય જીવન અને દર્દમય દીલને શાન્ત કરવાનું સામર્થ્ય ધરાવે છે. પ્રેમ એ જ જીવન સંજીવની શક્તિ છે. પ્રેમ વિના આત્મા જડ બની જાય છે. અને પ્રેમથી ચેતન જીવંત કેમ રહે છે તેનો એક દાખલો આપું:–" એક સ્રીનું બાળક ગુમ થયું હતું. હાંફળી ફાંફળી માતા પ્રેમને વશ બની તેની શોધ માટે ધુમી રહી હતી. તે એક વાહન સાથે અથડાઇ પડી ગઇ; તેની નાડી ચાલતી અટકી ગઇ, ડૉક્ટરે અભિપ્રાય આપ્યો ' હૃદય અને નાડી ' બંધ છે બાળી નાખો ' પણ તેની આંખનું તેજ પ્રતિભા પાથરી રહ્યુ હતું. જોનારને તેના નયનો જીવંત લાગ્યાં. બચ્ચાના પ્રેમથી તેની આંખો જીવતી હતી. થોડા જ વખતમાં હૃદય અને નાડીની ગતિ શરૂ થઇ. પ્રેમ-શક્તિએ મૃત્યુ દશામાં પણ તેનું જીવન ટકાવી રાખ્યુ. આવી પ્રેમની મહત્તાનો સૂર્ય કદિ આથમતો નથી. " આપણા જીવન વચ્ચે પણ આવા નિર્મળ પ્રેમની જ્યોત જાગતી રહેશે તો દુઃખ દર્દી કે ભય ક્યાં સુધી ટકશે?

વાત્સલ્યભર્યાં એ મૈત્રીના અલૌકિક પ્રેમભર્યાં ચુંબનને, પ્રિય સ્મરણને તારા ઉછંગના સ્વર્ગની પ્રેમમય ગોદમાં ગરદન ઝુકાવતાં, તારી સ્નેહ ઝરણું ઝરાવતી આંખોને નિરખતાં હૃદયને જે શાન્તિ મળી હતી તે જીવનની દૈવી પળ હતી.. એવી દિવ્યપળો માનવિને વધુ મળતી નથી અને મળતી હોય તો હું એવી જ પળ માગું પણ એ પળની મધુરી યાદ માઇલોના અંતર હોવા છતાં ભુલાતી નથી. વિશુદ્ધ સ્વરૂપે પ્રકટ થયેલા એ પ્રેમનો વિકાસ ઇશ્વરે આપેલી બક્ષીસ છે એમ સમજવું જોઇએ. આપણો એ પ્રેમ મૈત્રીમાં પરિણમે, અરસ પરસના સહાયક બની અંધકારમાં પ્રકાશ ઉભય આત્માને ઉજ્જવળ કરે એમ ઇચ્છીએ.

અનેક વ્યક્તિઓના સમાગમમાં આપણા હૃદયમાં ભિન્ન ભિન્ન ભાવ ઉત્પન્ન થાય છે, તેનું શું કારણ? કોઇને જોઇને ચીડ ચડે છે તો કોઇને જોઇને હૃદયને આકર્ષણ થાય છે. કેમ જાણે એ યુગ યુગના પરિચીત કોઈ કોઈ એક અંગ જ ન હોય! અને પછી ઉભય આત્મામાં ઉમંગ રેલાય છે. અને પવિત્રતાના સૌન્દર્યના સાચા દર્શને પુનિત બને છે. સાચી મૈત્રી એ ભાવમાંથી જ ઉદ્દભવે છે. પરસ્પરની ઇજ્જતને સમજી યોગ્ય રીતે અનુસરતા એ પ્રેમાળ આત્મા ઉચ્ચ આદર્શને આચરણમાં ઉતારવા સદા-ચારી બને છે. એવા પ્રેમી હૃદયના ઉંડાણને કોઇ માપ નથી, ત્યાં ક્ષણભરની મશ્કરીને સ્થાન નથી, વાસનાને પ્રેમનું નામ આપી દુનિયાને છેતરવાની કોઇ રીત નથી. હૃદયમાં પ્રેમનો અંશ પણ ન હોવ છતાં વેશ્યા પ્રેમી-ચોને અંધ બનાવી હડધુત કરી ધક્કો મારે છે તેવા વેશ્યાના પ્રેમની આ વાત નથી; પણ મુશ્કેલી કે આપત્તિમાં જીવન કુરબાન કરવાની દરકાર આઠેપહોર જેના હૃદયમાં ઘુંટાતી હોય તેવા સ્નેહીઓજ સાચી મૈત્રી માણી શકે છે. તેની પ્રભુની અમુલ્ય બક્ષીસ શા પ્રેમની આ ત્યાગભાવના છે. અને એથી અનેક મંથનના અંતે આપણાં હૈયાં નિકટતા અનુભવતાં લાગણી વિવશ બની જાય તો તેમાં આપણો દોષ નથી.

ઘણાં માને છે પ્રેમ એ બરફનું પાણી

છે, પૈસાનો એશ છે, લફ્ફડના લાડુ છે, નવરાના ધંધા છે; પરંતુ શુદ્ધ પ્રેમ તો હૃદયના દ્વારને ઉઘાડે છે. ત્યારેજ જીવનની સાચી વસંત ખીલી ઉઠે છે.

પુરુષ અને સ્ત્રી વચ્ચેનું શારિરીક આકર્ષણ નવીન સૌન્દર્યને ઉત્પન્ન કરે છે પરંતુ વિષયભોગને જ પ્રેમ સમજનાર પામર પ્રેમ એ વાસ્તવમાં સંકુચિત વસ્તુ નથી એ ભુલી જાય છે, અને એવી રીતે ગંદા વિચારથી પ્રેરીત થતાં પુરુષો પરિણામે વાસનાના કાદવમાં વધુ ને વધુ ખુંચતા જાય છે અને પશુ બની શરીર અને આત્મા બંનેનું અહિત કરે છે.

સ્ત્રીને વિષય તૃપ્તિનું માત્ર સાધન માનનારો પામર પુરુષ વાસના તૃપ્ત કરવા સિવાય કશું જોતો નથી અને પતનની ઉંડી ખાઇમાં ગબડી પડતાં બે જીવોનો ક્ષય કરે છે. એ રીતે બેવડું પાપ વહોરતો પુરુષ પોતાની વાસનાની વેદી ઉપર સ્ત્રીની પવિત્રતાનું બલિદાન ચડાવે છે. નિર્દોષ આત્માને ડંખ દેવાનું પાપ આચરતો પુરુષ પોતાની જાતને નષ્ટ કરે છે; આજે આપણા હિન્દમાં લાખો વેશ્યાઓ ચૌટામાં બેસી પોતાના સૌન્દર્યનો વિક્રય કરી રહી છે. આ બધી સ્ત્રીઓની પતિત અવસ્થા શરૂ કેમ થાય છે? "પુરુષના જુલ્મમાંથી," એમ કબુલ કરવું પડશે. નરપીશાચ અધમ પુરુષ નિર્દોષ અબળાઓનાં જીવન બરબાદ કરવા માટે એવી જાળ રચે છે કે તેમાં અનેક સ્ત્રીઓ ફસાઈ જાય છે; તેને લુંટી રડાવી ધક્કો મારી ભીખ માગતી ભીખારણ બનાવે છે; આખરે સમાજના અન્યાય અને અત્યાચારનો ભોગ બનેલ સ્ત્રી ચારે તરફથી મુંઝાતાં કાં તો આપઘાત કરે છે અને કાં તો વેશ્યા બની સમાજ પરનું પોતાનું ભયંકર વેર વસુલ કરે છે; પુરુષો કામવાસનાની તૃપ્તિ અર્થે પોતાની દોલત લુંટાવા અને બદલામાં રોગની આગ લેવા ત્યાં જાય છે. ભીખારણને એક પૈસો ભીખ ન આપતો પુરુષ ત્યાં પાંચ પચીસ કે સો પાણીની જેમ ખર્ચે છે.

સમાજના તિરસ્કાર અને ધુત્કારથી ગમગીન બનેલ સ્ત્રી અપમાનો સહીને ભર બજારે પોતાના યૌવનને વેચે છે. દુર્ભાગી આપણા દેશમાં આ કલંકનું મૂળ "વિધવા" છે. એ જીવનની દરેક પળ દુરાચારીઓની વચ્ચે રહીને જીવન પર્યંત બ્રહ્મચારીણી રહી શકે ખરી? આ એક વિકટ પ્રશ્ન છે. વિધવાને ફક્ત વૈધવ્યમાં રહેવા દેવામાં આવે તો પણ આટલી દુર્દશા થઈ ન હોત. પરંતુ તેની તરફ સહાનુભૂતિનો દંભ કરી કુદષ્ટિ કરતા કુટુમ્બીઓ, પડોશીઓ, સગાઓ અને સંબંધીઓ પ્રલોભનોનાં ઝાળાં ગુંથી ગુંથી પાપી દાનતે વ્યભિચાર ફેલાવે છે; નહિતર કદિએ પોતાના દુઃખને સહન કરતી એ આદર્શ અબળાઓનો મોટો ભાગ જરૂર વૈધવ્ય ધર્મથી ભ્રષ્ટ ન થાત.

ડગલે ને પગલે અપમાનિત થતી વિધવા પેટનો ખાડો પૂરવાની પણ પુરી હક્કદાર નથી રહતી. સવારથી મોડી રાત્રી સુધી ટુકડા રોટલા માટે કાયાને ઘસી નાખે છે છતાં તેના પોષણના બદલામાં ચામડા ચુંથવાની હરામી નીતિ સમાજ તજતો નથી.

વિષયના કીડા બનતા નરાધમો પોતાનાં જ અન્ય કુટુમ્બીઓ ઉપર કુદષ્ટિ કરતાં અચકાતા નથી હોતા તો એવા વિષયી કુતરા વિધવાની સલામતી કેમ જ રહેવા દે! ચારે તરફથી પરેશાન થતી, તિરસ્કારે હડધૂત થતી સ્ત્રી અધમ કૃત્યની ભાગી બને છે, ત્યારે નર્કમાં કુદી પડે છે અને પછી જે પાપને પોષણ મળતું રહે છે તેમ તેમ સમાજમાં ગંદકી, રોગ અને ભય વધુ ને વધુ ફેલાતો

જાય છે. પાપ કોઇને છોડતું નથી; છેવટ એ પતિત બનેલ સ્ત્રી પતિતા બને છે.

સળગતાં અગ્નિ-કુંડ શી વેશ્યાઓ સમાજની બલિદાન બની સમાજને તેની ઝેરી આગમાં બાળવા ચારે તરફ જ્વાળા પ્રસરાવે છે, અને સમાજમાં જે રોગના તણખા ઉડે છે તે પ્લેગના ઉંદરો કરતાંએ વધુ ભયંકર છે; એક જ વેશ્યા સેંકડો પુરૂષને પોતાનો રોગ સમર્પણ કરે છે, એ રોગી બનેલા પુરૂષો પોતાની નિર્દોષ પત્નિઓને ગૃહિણીઓને એ રોગ દે છે. અને તેમાંથી ઉત્પન્ન થતી સંતતિ રોગના પાપ સાથે જન્મે છે; રાત્રિના ઘોર અંધારામાં કરેલ પાપ સમાજ-માં વિનાશનો ઘંટારવ ગજાવી મુકે છે. અને આથી માનવ જીવનનું ભવિષ્ય વધુ ને વધુ વિકરાળ સ્વરૂપે વિકૃત બનતું જાય છે. શું પાપ ? શું વાસના ? શું પ્રલોભન ! આ જ્યારે માનવ દષ્ટિએ ચડે છે ત્યારે અંધ બની જાય છે અને જીવનને દઝાડતા તેના તણખા અનેકને ભય પમાડે છે. હવે દંભના પડદા ચીરવાનો અને અસંગતતાને સમજવા માટેનો સમય આવી ગયો છે. વર્તમાન જીવન પર હાલતાં ને ચાલતાં થીગડાં નહિ મારતાં કોઇ નવી જ રચનાની ભાવના જન્મી છે.

અત્યારની સમાજ વ્યવસ્થાનાં તાણા વાણા માનવિને ગુંગળાવીને અધમુવા કરી નાખે છે. એ તાણા વાણા તોડીને બની શકે એટલી માનવતાને બચાવવા કટિબદ્ધ થવું જોઇએ. એક તરફ કોમવાદ ફાટયો છે. બીજી તરફ બેકારી ડાકણ જેવા મુખે ડોળા ઘુરકાવી રહી છે. ત્રીજી તરફ યુદ્ધનો દાવાનળ વધુ ને વધુ ઝાળ ફેલાવતો જાય છે અને ચોથી તરફથી સમાજની વિકૃત મનોદશા આ બધું દુર કરવા માટે શું કરવું જોઇએ શું કરવું ? એ સહુનો પ્રશ્ન છે.

અત્યારના યુવાન બળના ડગમગતા મંતવ્યો સમાજના ઝાળને વધુ બળવાન બનાવે છે. આંતર જાતિય કે પ્રાંતિય લગ્નનો એકાદ પ્રસંગ પણ સમાજમાં ઉલ્કાપાત મચાવી મુકે છે. સમાજના બંધન તોડવા માટે કેટલોક પ્રકોપ જાગી ઉઠે છે તે સુવિ-દિત છે. સતી થવાનો રિવાજ બંધ કરવાનો જ્યારે કાયદો થયો ત્યારે તેના વિરોધ સુરો ના કોલાહલે સમાજ ખળભળી ગયો હતો, અત્યારે એ રિવાજ સહુને આશીર્વાદ જેવો લાગે છે. આમ આધુનિક જીવનમાં વિધવા વિવાહના નામથી સમાજ ચમકી ઉઠે છે. ફરજીયાત વૈધવ્ય પળાવવાનો આગ્રહ વિધવા વિવાહની પ્રવૃત્તિમાં વિરોધ કરતા અત્યારના અક્કલહીણા ગ્નાતિ પટેલો અને વૃદ્ધો પોતે જ ભડભડતી ભઠ્ઠી ઉપર ચઢીને સળગી રહ્યા છે એ ભૂલી જાય છે. આપણી પ્રાચીન સંસ્કૃતિના એ પૂજકો આપણા મનુ-સ્મૃતિના અમુક શ્લોકોને માને છે ત્યારે બીજા શ્લોકોને લુપ્ત ગણે છે.

બાળલગ્ન પ્રતિબંધનો "શારદા એક્ટ" જ્યારે અમલમાં આવ્યો ત્યારે તેના માટે વિરોધ કરવા પણ કોઇ ચુક્યું નહોતું. પાંચ સાત વર્ષની ઢીંગલી જેવી બાલિકા સાથે સાઠ સીત્તેર વર્ષનો બુઢો પરણવાનો મોહ જતો કરવા તૈયાર નથી, એજ વૃદ્ધ બાર વર્ષની વિધવાને ફરજીયાત વૈધવ્ય પળાવવા મનુ સ્મૃતિની પોપાટ બેલી ચાકતો નથી અને મોટા મોટા બરાડા પાડે છે; ભલે ગાંગરે. એનું ગળું દુખશે. ભવિષ્યમાં તેના ભગિરથ પ્રયત્નો એળે જવાનો યુગ હવે આવી રહ્યો છે. ત્યારે એ મહાપુરૂષોની પ્રેરક ઝાળ છેદાઇ જશે. ભલે અત્યારે એ વૃદ્ધો સામે બંડ ઉઠાવનારને જડમૂળથી ઉખેડવાના એ પ્રયત્નો કરે અને પોતાના મજબુત કિલ્લાની એક કાંકરી પણ ન પડુ

તેવી સાવચેતી રાખે, પરંતુ આજનું યુવાનબળ વિકાસ પામતું જાય છે. એ ભરમમાં દબાઇ ગયેલા અંગારાઓનો તાપ હવે જ્ઞાતિ હિતેચ્છુ પોતે પણ સહન ન કરી શકે એટલો આકરો લાગે છે. એ વધુ સહન નહિ કરી શકે. હવે એક પછી એક સુધારા કાયદા સ્વરૂપે જ પસાર થાય છે ત્યારે એ પાપીઓ ફક્ત બખાળા કાઢીને જ બેસી રહે છે.

મોનસશાઅનું જ્યારે પૃથઃકરણ કરીએ ત્યારે આપણને જણાય છે, કે આજ નહિં તો કાલે નમતું આપવું જ પડશે. આપણા સમાજના કેળવણીના અધકચરા જ્ઞાને જ આમ બની રહ્યું છે. એકાદ દાયકામાં તું સમાજની નવી રચના જોઇશ. અર્ધદગ્ધ માનસ ધરાવતા સમાજના આગેવાનો પણ વિચારમાં પડે છે. તેને પણ હૃદય જેવી ચીજ કોઇ વખતે જણાય છે.

આ બધી ચર્ચાનું લપ કદાચ તને નહિ ગમે. પણ એ બધી ચર્ચા મારાથી કોણ જાણે કેમ થઇ જાય છે. વિચારોના આંદોલનો કોઇ અટકાવ્યા અટકે! પુરૂષની લાગણીનું માપ કદિ સ્ત્રી આંકી શકતી નથી તો તે ક્ષમ્ય ગણાય છે પણ સ્ત્રીની લાગણીનું માપ પુરૂષ ન આંકે તો એ ધિક્કારને પાત્ર ગણાય છે. પરંતુ પ્રેમ એ એવી અજબ સનાતન વસ્તુ છે કે એને પરસ્પર ગમે એટલો દાબવામાં આવે પરંતુ એનું ઢાંકણ જ્યારે ખુલ્લું થઇ જાય છે ત્યારે એનો પ્રવાહ એટલો અતિમાન બને છે કે તેને ભાગ્યે જ અટકાવી શકાય.

હરપળે યાદ આવતી તારા નિર્દોષ નયનોની ચમક હવે તો મારા હૃદયની વિજળી બની ગઇ છે. મારા અણુએ અણુમાં વ્યાપી જતો તારો આત્મા વિયોગમાં પણ પૂર્ણ પ્રાપ્તિનું ભાન મેળવે છે અને પછી અન્ય કશી વાંચ્છા રહેતી નથી. આવી સુખની સમાધિ વધુ સમય લંબાઇ રહે એજ મારી ધ્યેય પ્રાપ્તિ. એ સુખ સાગરમાં ડુબી જતાં હવે ફરી જન્મ નહિ લેવો પડે તેમ લાગે છે.

મારી તો ભાવના છે કે આપણે જળ કમળવત્ સહવાસી બનીએ પરંતુ સમાજના અદેખાઓ એ દેખી શકે તેમ નથી, બગ ધ્યાનથી એ નિરખી રહેતા એ હરામીયો પોતે જેવા હોય તેવા અન્યને હલકટ માનવાની મનોવૃત્તિવાળા હોય છે. સારા સમાજનું સત્યાનાશ કાઢનારા એવા કૃતઘ્નીઓથી પ્રભુ બચાવે!

•

અત્યાર સુધીના મારા જીવન ઉપર જો કોઇએ વધુ અસર કરી હોય તો તે તેં કરી છે. તારી યાદ વધુ ને વધુ રમણીય અને રોમાંચકારી બનતી જાય છે. અને હૃદય ઉપર જે નયનોએ કામણ કર્યું છે તે વધુ ને વધુ દિવ્ય બનતું જાય છે અને એ મલકાટની સ્પર્શની માધુરી દિવાસ્વપ્નના હિંડોળે ઝુલાવે છે, અને હવે તો એ યાદ આ મરણાન્ત જીવનને રસતરબોળ રાખશે. ખરેખર આ વિચિત્ર અકસ્માતથી આટલી અંત્મીયતા અને મધુરતા મળશે તેવી કલ્પના પણ નહોતી. એકલતાથી હૃદય જ્યારે રૂંધાઇ જાય છે ત્યારે એક જ ક્ષણનો મિલાપ અનંતતામાં લીન કરી દે છે અને બે ક્ષણની હુંફમાં ચંપાયેલા હૃદયોને વધુ ને વધુ સજીવન રાખતી સંવેદનાનો કુદરતનો આપણે આભાર માનીયે! બહુ લખ્યું. હવે નહિં લખું.*

લિ.

ત્હારો હું કોણ?

* લેખકના પ્રકટ થનાર "છુપાં આંસુ"ના એક પત્રકથામાંથી.

# નિરં

લેખક શ્રી.

અરુણોદય થવાને થોડીવાર હતી. પુર્વ દિશામાં જાણે કોઈ ઉદ્યાનવાટિકામાં રંગ રંગીત પુષ્પો પ્રફુલ્લીત રહ્યાં હોય તેમ વિવિધ રંગ ખીલી રહ્યા હતા. ગગનતલે પ્રભાતના ખુશનુમા વાયુની લ્હેરમાં ઉષાની ઓઢણી ઉડી રહી હતી. પ્રભાતના દૂત—પંખીડાં ધીરાં ધીરાં કલ્લોલતા હતાં. ક્વચિત કોઈ માણસ આવતું જતું માલમ પડતું.

પ્હેરોડના આછા પ્રકાશમાં, તળાવના એક શિલા ઉપર બેસી, નિરંજન પ્રાચીના રંગો નિહાળી રહ્યો હતો. સ્વરૂપમાં એ સૌંદર્યની સાક્ષાત મૂર્તિ હતો. તેની વાંકડિયા વાળની લટો ભાલ પ્રદેશપર અનિલની મંદમંદ લ્હેરે નૃત્ય કરી રહી હતી. મુખ પર હાસ્ય હતું; અંતરમાં ઉત્સાહ હતો એના મુખપરના ભાવો જોતાં એની ધીરગંભીર પ્રકૃતિનું ઝાંખુ દર્શન થતું હતુ. એકાગ્રચિત્તમાં પણ તેના વદન પર સ્મિત પ્રભા પ્રકાશી હતી.

ઉષાની અરુસણિમાએ સ્ફુરેલા રંગોની હૃદય ચક્ષુથી કોઈ મૂર્તિ તો ન ઘડતો હોય ! એમ જોનારને સહજ લાગતું. આ સ્થળે આવવાને નિરૂને નિત્યક્રમ થઇ પડયો હતો.

*

નિરંજન એક ચિત્રકાર હતો.

બાળપણથી જ તેને પ્રકૃતિનાં રમ્ય દશ્યો નિહાળી ચિત્રફલકપર ચીતરી દેવાની ઉત્કંઠા જાગતી. નાનો હતો ત્યારથી જ તે ખેતરોમાં કે બાગમાં, સરિતાતીરે કે ભીમમાં—પ્રકૃતિલીલામાં લીન થઇ જતો. નૈસર્ગની અખુટ પુષ્પ વાટિકાએ એના હૃદયમાં તાન મચાવ્યું. ' માનવ બાળની પીંછી કાં એટલી ક્ષુદ્ર હશે કે કુદરતના દિવ્ય રંગોને પૃથ્વીમાં મૂર્તરૂપે ન સર્જી શકાય ! ' આ પ્રશ્ન એને ઘણીવાર મુંઝવતો. ચિત્રકળામાં આ ઉણપ તેને ઘણી જ સાલતી. તે [illegible] પાર્થિવ ચિત્રકલામાં તે સુરલોકની કળાનાં ઝાંખાં દર્શન કરાવતો.

કાલનું ચક્ર અનંત ગતિએ ફર્યા કરે કરે છે. જૂનું જાય છે અને નવું ક્રમશઃ તેનું સ્થાન લે છે. નિરંજન પણ બાળક મટી કિશોર થયો છે.

*

નિરંજનના પિતા પ્રમોદરાય આનંદપુરમાં એક સુપ્રસિદ્ધ વકીલ ગણાતા હતા. પ્રમોદરાય સ્વભાવે નમ્ર અને વિનયી હતા અને એ સંસ્કાર તેમના બાળકોમાં સ્પષ્ટ તરી આવતા. વકીલને બે સંતાન હતાં—નિરંજન અને વીણા. વીણા નિરંજન કરતાં નાની હતી.

આ બે ભાઈ બ્હેનનો સ્નેહ ઘણો અટલ હતો. લ્હડેવઢે તોયે પાછા એકના એક. આખરે એક જ વેલનાં પુષ્પ રહ્યાં ને !

સંધ્યા સમયે સાગર કિનારે આ બાળકોને રેતીમાં રમતાં નિહાળી કોનું ભાવભીનું અંતર ન રાચે ?

વર્ષોને વહેતાં કંઇ વાર લાગે છે ! જોતજોતામાં નિરૂ મેટ્રિકમાં પસાર થયો. હવે ઉચ્ચ શિક્ષણ માટે મુંબઇ જવું પડશે અને માતૃભૂમિને તથા વહાલાં માતાપિતાને છોડવાં પડશે એ વિચારે નિરૂ ખિન્ન થયો.

*

# જ ન

મનુ દેસાઇ

આજે પ્રમોદરાયને બંગલે માણસોની ઘણી આવ જા માલમ પડતી હતી. નોકરો કંઇ ને કંઇ કામમાં ગૂંથાયા હતા. પ્રમોદરાયનો હર્ષ માતો-ન હતો. તે તો નિરૂ ઉચ્ચ શિક્ષણ મહી કીર્તિ મેળવશે એ સ્વપ્નામાં ડુબી ગયા હતા.

ટ્રેનનો સમય થતાં મકાન આગળ ગાડી આવી પહોંચી. નાની વીણા રડતી રડતી બોલી. ' નિરૂભાઇ ! મુંબઇ ગયા પછી પત્ર લખશો ને ? ભૂલી તો નહિ જાઓને ? '

' લખીશ હાં બ્હેન ! બા, વીણા, હું જાઉં છું. હસતે મુખે વિદાય દો. ' આટલું બોલતાં નિરંજનની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. ગાડીવાળાએ ગાડી હાંકી અને નિરંજન સર્વને વંદન કરી છુટો પડયો.

કુટુંબવાત્સલ્યમાં સ્નેહની શૃંખલા એટલી સુદૃઢ હોય છે કે એનાં અંકન આંકવાં સહજ નથી. વિયોગની પળો માનવજીવનમાં કેવાં દુ:ખભર્યાં ચિત્રો રજુ કરે છે ! ભૂતકાળ માત્ર એક ચિત્રસમો ખડો થતાં વર્તમાનને વિયોગ વધુ મુંઝવે છે.

અનેક વિચારોમાં ગુંથાયેલો નિરંજન, સ્ટેશન ઉપર આવી પહોંચ્યો. તુરતજ ગાડી સ્ટેશનમાં દાખલ થઇ. નિરંજને જગા લીધી. અને માતૃભૂમિને છેલ્લા વંદન કર્યાં.

' ને આવજો, ' ' પત્ર લખજો ', ' ભૂલતા નહિ ' આવા પ્રકારના કર્કશ ઘોંઘાટ વચ્ચે સ્વજનવિયોગની પરવા કરતી ન હોય તેમ ટ્રેને આનંદપુર સ્ટેશન છોડયું.

*

શરૂઆતના થોડા દિવસ તો નિરંજનને મુબઇમાં ગોઠયું જ નહિ. કયાં આનંદપુરનાં રળીયામણાં ખેતરોમાં ફરવાનો આનંદ અને કયાં અહીંનું ધાંધલીયું જીવન ! મુંબઇનું જીવન એને ઘણું કૃત્રિમ ભાસ્યું.

હમેશના હસમુખા નિરંજને, પોતાના મળતાવડા સ્વભાવવડે ઘણાનાં મન હરી લીધાં. અહર્નિશ એના વદનપર એજ નિર્ઝરતું હાસ્ય ! જાણે અખૂટ હાસ્યનો ઝરો તો ન ભર્યો હોય !

નિરંજન જેટલો ચિત્રકળામાં નિપુણ હતો તેટલોજ અભ્યાસમાં પણ તે આગળ હતો નિરંજનના ચિત્રોમાં નરી નિર્મળતા તરવરતી ! એનાં ભાવભર્યાં ચિત્રો પ્રદર્શનોમાં પણ જણાતાં.

કોલેજ જીવનને ઉંબરે પગ મૂકતાં નિરંજન એક યુવતીના પરિચયમાં આવ્યો.

નલિની અને નિરંજન એકજ વર્ગમાં અભ્યાસ કરતાં હતાં. નિરૂમાં કોણ જાણે એવું શું અકથ્ય આકર્ષણ હતું જે નલિનીને મુંઝવી રહ્યું હતું. નલિનીના અંતરમાં નિરૂને માટે છાનો અનુરાગ હતો. પરંતુ નિરંજન આ બાબતથી અજાણ હતો. સમયના પ્રવાહે એકમેકની ઓળખાણ દૃઢ મૈત્રીમાં પરિણમી.

નલિનીના કંઠમાં સુગન્ધિનરીનું માધુર્ય ભર્યું હતું. જેટલું સરસ ગાતી, તેટલુંજ તે બજાવતી પણ ખરી ! સિતાર એનું જીવન હતું.

ખરેખર નલિની કમળદળમાં ઝુલતી સરસ્વતી દેવીજ હતી ! નલિની રંગે ગૌરવર્ણી હતી. એનાં ચંચળનયનો અને મદભરી ચાલે તે સૌને મુગ્ધ બનાવતી.

પણ આજકાલ નિરંજન અને નલિનીની

મૈત્રી-કૉલેજમાં ચર્ચાનો વિષય થઈ પડયો હતો. જ્યાં ત્યાં એ બેને સાથે ફરતાં ફરતાં જોઈ કેટલાયે બળીને ખાખ થઇ જતા. પણ ન તો એ બાબતની નિરંજનને પરવા હતી, કે ન તો નલિનીને. ' જેનાં હૃદય વિશુદ્ધ છે, આત્મા અટલ છે, તેણે સમાજની પરવા શા માટે રાખવી જોઇએ, ' આવું નિરુ કોઈવાર ઉશ્કેરાઇ બોલી જતો.

*

નિરંજન જુહુ તટે શાંત બેઠો હતો.

' ચંદા ઝૂલે આભને ઓવારે '......

દૂરથી આ કર્ણપ્રિય સંગીત ગુંજતું હતું. જે દિશામાંથી ગીત આવતું હતું તે તરફ નિરંજનનું ધ્યાન દોરાયું.

આજ શરદપૂર્ણિમા હતી.

નીલ આકાશમાં મધુમધુરી ચંદા પ્રવાહ રેલતી. સાગરનાં શાંત જળ ચંદનીના સૂર ઝીલતાં. આકાશમાં વાદળીઓ વિહરતી હતી. સમુદ્રની રેતીમાં નાનાં બાળકો અહીંતહીં રમી રહ્યાં હતાં.

અનંત શાંતિમાં એજ પ્રિયગીત ગુંજતું હતું.

નિરંજન ઉઠયો: અને વળ્યો એ ગીત-ધ્વનિની શોધમાં. થોડે દૂર ગયો હશે ત્યાં તેણે નલિનીને નિહાળી. શ્વેતવસ્ત્રોમાં અધિક શોભતી નલિની ચાંદનીના પ્રવાહમાં પરીસમી ભાસતી હતી.

સંગીતમાં તે એટલી બધી એકાગ્ર થઇ ગઈ હતી કે તેણે નિરંજનને જોયો નહિ.

' સરસ્વતી !–' નિરુએ સાદ કર્યો.

' ઓ...હો !...' વાહ ! નિરુભાઈ તો મારું નામ પણ ભૂલી ગયા ! ભૂલોજ જાઓને. ક્યાંક ચિત્રસુંદરીના સ્વપ્નામાં તલ્લીન થયા હશો ! '

' સરસ્વતીને સરસ્વતી કહેવું એમાં શું ખોટું કહ્યું ! '

એ બધી વાતને કશો સંબંધ નથી પણ તમે અહીં કયારનાં આવ્યાં છો !

' હજી હમણાંજ આવી...' નલિની બોલી.

' ચાલો ત્યાં ટેકરી ઉપર બેસીશું ! '

' સારૂ. '

થોડો સમય નિરંજન અને નલિની મૌન સેવતાં બેઠાં. આખરે નલિનીથી ન રહેવાયું અને બોલી—

' નિરુભાઈ ! આપણી પાછળ શું વાતો થાય છે કોઇવાર સાંભળી છે ?...'

' નવરાને બીજો ધંધો પણ શું ! આપણામાં સંકુચિતતા એટલી ઘર કરી બેઠી છે કે કેવળ અજ્ઞાન નહિ પરંતુ સુશિક્ષિત વર્ગ પણ તેટલોજ રૂઢિગ્રસ્ત રહ્યો છે. '

' સમાજને આધુનિક યુવક યુવતીની છુટ અસહ્ય જણાય છે. નવું છે ત્યાં સુધી: કાળબળે એ વસ્તુ કોઇને નવીન ન લાગશે ! સમાજની નિષ્ઠુરતાનો કંઇ ઉપાય નહિ હોય ? '......નલિનીએ ઉત્તર વાળ્યો.

' બહેન ! ઉપાય તો છે પણ અજમાવવો કોને છે ? જ્યાં સુધી આર્યજનતા સ્વતંત્ર વિચાર કેળવતાં ન શીખે, રૂઢિગ્રસ્ત મટી ન જાય, સંકુચિત ભીતરમાંથી પાછી ન વળે, ત્યાં સુધી સમાજની વેદી ઉપર અખંડ આહુતિ દેવાશે–અરે દેવી પડશે. નલિની ! આપણી મૈત્રી તો અખંડ રહેશે ને ?...'

' કેમ ન રહે ભાઇ ! આત્માનાં તેજ જ્યાં ઓળખ્યાં છે ત્યાં અંધારનાં આવરણ ન હોય ! '

' જીવનનાં જળ શાંત નથી. કયારે ઝંઝાવાત ઝૂઝે અને નાવડું અસ્થિર થાય એ કહી ન શકાય ! ' નિરંજન વદ્યો.

' આપણે ઝંઝામાં ઝૂમશું. આત્મવિશ્વાસે અને હૃદયના શુદ્ધ સ્નેહે આત્મામાં અમૃત પૂરશું ! '

'બહેન ! તારી પ્રતિજ્ઞામાં અચળ રહી શકાશે ?'

'સાગર અને શશીની સાક્ષીએ અને તમે ?'

'હું પણ.'

ઉભયના પ્રતિજ્ઞાના કોલ દેવાયા. ચંદ્રમા પણ સાક્ષીભૂત બની શાંત ભાવે હસતો હતો.

*

પ્રણયનાં આગમન એટલાં અદશ્ય હોય છે કે એમાં પ્રથમ ઝંપલાવતાં પ્રણયનો માત્ર આભાસ થાય છેઃ અંતરમાં અશાંતિ થાય છેઃ તેની સૃષ્ટિ અનોખી બની રહે છે; તે સર્વ વસ્તુ નવી આંખે જુએ છેઃ જીવન જ પલટાઈ જાય છેઃ અશક્ય પણ શક્ય બની રહે છે.

તે સ્વપ્નસૃષ્ટિમાં વિહરનાર પાગલ લેખાય છે. નિરંજન જુદી જ દિશાએ જઈ રહ્યો હતો. તે ભૂલેલો પ્રવાસી હતો. તેનો ભગિની સ્નેહ પ્રણયમાં પલટાતો હતો. પ્રથમ કરતાં નલિની તેને વધુ મોહક લાગતી. નલિનીના શબ્દે શબ્દે તે ઘેલો બનતો. જે આંખોમાં એને શાંત ભાવો દેખાતા તેજ આંખો જાદુભરી જણાઈ.

નિરૂ પ્રતિજ્ઞાભ્રષ્ટ થતો જતો હતો.

સાંજનો સમય હતો. રવિવારનો દિવસ હોવાથી જુહુ ઉપર ભારે મેદની જામી હતી. વિવિધ રંગના વસ્ત્રોમાં સજ્જ થયેલો લોકો આમ તેમ ફરતા હતાં. નિરંજન અને નલિની પણ એક કોરે બેઠાં હતાં. ઘણા ગુંચવાયેલી માગણી રજુ કરવા નિરૂ તત્પર બન્યો હતોઃ જો કે આ બાબતની નલિનીને થોડી જાણ તો થઈ ચૂકી હતીઃ પરંતુ તેના ચકોર સ્વભાવે એક યુક્તિ ઘડી કાઢી.

સમુદ્રના જળ ઉપર એક આછી લહરી આવી અદશ્ય થઈ. નિરંજનના હૃદયસિંધુમાં પણ એક ઝણઝણાટી થઈ ગઈ.

'નલિની ! આપણી મૈત્રી જીવનભર રહે તો કેવું સારું ?' નિરૂએ અસ્પષ્ટ ભાવે કહ્યું.

'નિરૂભાઈ! આપણામાં કર્તવ્ય પરાયણતા રહેશે તો મૈત્રી અખંડ રહેશે પણ તમને સંશય કેમ થયો ?'

'શું કહું ? નલિની ! મારા આત્મામાં અપૂર્ણતા જણાય છે. તારા શિવાય મારી જીવનવાડી સુકી બની જશે. મારી હૃદયકુંજ સુની થઈ જશે; સુકાઈ જશે ! નલિની ! આપણે જીવનસાથી બનીએ તો ?' નિરૂ અસહાય બન્યો હતો; બહુ દિવસનો ભાર તેણે હલકો કર્યો.

'નિરૂભાઈ ! આ શું બોલો છો ? મેં નહોતું જાણ્યું કે આપણી મૈત્રીનું આ પરિણામ આવશે ! થોડો જે વાતો કરતા હતા તે સત્ય કરવા તો પગલું નથી ભરતા ને ? તે દિવસની પ્રતિજ્ઞા ભૂલી ગયા?...' નલિની સચોટ જવાબ દેતી હતી.

'એ પ્રતિજ્ઞામાં હું માનતો નથી. લાગણીવશ થઈ અકસ્માત વચન અપાઈ જાય તે કંઈ જીંદગીપર્યંત રહેતાં હશે ? નલિની! મારી સ્થિતીનો તો વિચાર કર. મારૂં જીવન વેડફાઈ જશે.'

'એમ કાં ? ત્યારે તો પ્રતિજ્ઞાની કિંમત એટલીજ ને ? મરજી ફાવે ત્યારે વચનથી બંધાવું અને મરજી મુજબ છુટા થવું...'

'નિરૂભાઈ ! તમે તમારૂં કર્તવ્ય ભૂલો છો. મને તો જણાય છે કે તમે કોઈના ભરમાવ્યા ભૂલ્યા છો. પણ રખે એ મોહની જાળમાં ફસાતા!...' નલિની નિરૂ પ્રત્યે તિરસ્કાર વરસાવતી હતી.

'નલિની ! મને કંઈ સુઝતું નથી. સર્વત્ર અંધકાર ભાસે છે. ભરદરિયે તું એક આશાનું તરણું છે, અંધકારમાં દીપકજ્યોત

છેઃ આશા છે' સર્વસ્વ છે...મારી જીવનસ...' નિરુનું વાક્ય અધુરૂં જ રહ્યું.

'બસ. બસ. તમારા હીચકારા શબ્દો સાંભળવા હું રાજી નથી. પુરૂષ એટલે અસ્થિર મનનો સાક્ષાત્કાર ! જેમનો પવન ફરે તેમ વહાણુ ચલાવે ! ભાઇબ્હેનનો વિરલ સ્નેહ તમે હજુ નથી પ્રીછયો ! બ્હેનની શીતલ છાય તમે નથી જાણી. હજુ પણ વિચાર કરો. '...નલિની ક્રોધથી ધ્રૂજતી હતી.

નિરૂને પ્રતિજ્ઞા યાદ આવી આજ સ્થળ તે દિવસે કેવું રમ્ય હતું. ચંદ્ર આકાશે શોભતો હતો. સાગરનાં જળ શાંત હતાં અને એ સમે બન્નેએ દીવ્ય પ્રતિજ્ઞા લીધેલી. સ્થળ પણ તેનું તે છેઃ ચંદ્ર પણ તેનો તે છેઃ પણ નિરંજન બદલાયો છે, નિરંજનને પશ્ચાતાપ થયોઃ તે પાછો હઠયો; તેને પ્રતિજ્ઞાપાલન વધુ રૂચિકર લાગ્યું.

'નલિની ! મને માફ કર. મારી ભૂલ થઇ, તારો દૈવીસ્નેહ મેં ન જાણ્યો અને હું અંધારામાં ઘૂમ્યો; અથડાયો, વાવટોળે ચઢયો. પણ બ્હેન ! એટલામાં તારી દીપશિખા પ્રગટીઃ મારા જીવનની સુપ્ત સ્નેહજ્યોતે જાગી. અને મને સત્યપંથ જડયો. નલિની ! મને માફ નહિ કરે ?......' નિરૂ નલિનીને વિનવતો હતો.

'નિરૂભાઈ ! તમને સત્ય સઝયું એજ બસ. તમને માફ કરવાનું કંઇ રહ્યુંજ નથી.'

નલિનીની વાણીમાં સ્નેહ હતો, ક્ષમા હતી, સહૃદયતા અને સહાનુભૂતિ હતા;

'બ્હેન !...' નિરંજન વધુ ન બોલ્યો. તેની આંખમાં હર્ષાશ્રુ હતાં.

'ભાઇ !...' નલિનીના મુખ પર સંતોષ હતો. નિરંજન અને નલિની ભાઇબ્હેન હતાં.



## પ્રભુનો પૂજારી

"આત્મના ઓજસથી, દિવ્ય ચક્ષુ ભરી
દેહના દેવાલયમાં, કલ્પનાના કર ધરી
પ્રિયે તવ મૂર્તિ, હૃદયે સ્થાપન કરી
મન રૂપી દીવડીએ, જ્ઞાન રૂપી ઘૃત પુરી
ઝળહળતા વિરહના, ઉગ્ર આતશ કારી
આરતિ ઉતારીશ, હંમેશ હું તારી."

શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ



સૌ. લીલાવતી પટેલ

## દસ વરસની છોકરી માટે વળીયાંનું સ્વેટર

**સ્વેટર ગુંથવામાં જોઇતી ચીજો:—** ૬ ઔંસ ઊન, ૮ અને ૧૦ નંબરના સોયા. બે નાના બટન.

**માપ:—**૧૩ ટાંકા એટલે ૨ ઇંચ પહોળાઇ અને ૯ લાઇન એટલે ૧ ઇંચ ઉંચાઈ.

**પાછળનો ભાગ:—**૧૦ નંબરના સોયા ઉપ ૭૬ ટાંકા લેવા. અને એક ટાંકો સાદો અને એક ટાંકો ઉંધો એમ ૨૧ ઇંચનો પરો કરવો. ૧ લી લાઇન-૭ સાદા, એકમાં બે ટાંકા ગુંથવા. ( પહેલાં આગળથી ગુંથી ટાંકો ઉતાર્યો વગર ફરી પાછળથી ગુંથવું એટલે બે ટાંકા થશે. ) * ૯ સાદા, એકમાં બે ટાંકા ગુંથવા, * ૮ ટાંકા રહે ત્યાંસુધી આ પ્રમાણે ગુંથવું ૮ સાદા. ( ૮૨ ટાંકા ) હવે ૮ નંબરના સોયા ઉપર સાદું ગુંથવું. ગુંથતી વખતે શરૂઆતમાં દરેક નવમી લાઇને અને દરેક આઠમી લાઇને ૯૩ ટાંકા થાય ત્યાં સુધી બંને બાજુ એકેક ટાંકો વધારવો.

હવે શરૂઆતથી ૧૧ ઇંચ કામ થાય ત્યાં સુધી ટાંકો વધાર્યો વગર સીધું ગુંથી જવું. છેલ્લી લાઇન ઉંધી આવવી જોઇએ.

**બાંયનો ઘાટ:—**પહેલી બે લાઇનોની શરૂઆતમાં ૭ ૭ ટાંકા બંધ કરવા. પછી ૭૫ ટાંકા સોયા ઉપર રહે ત્યાંસુધી દરેક લાઇને બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. પછી એક લાઇન ઉંધી કરવી અને નીચે પ્રમાણે ડીઝાઇન ગુંથવી.



૧ લી લાઇન-૨૬ સાદા, ૨ ઉંધા, * ૬ સાદા, ૨ ઉંધા, ૧ સાદો, ૨ ઉંધા. * આ નિશાનીથી ફરી એ પ્રમાણે બે વખત ગુંથવું. ૬ સાદા, ૨ ઉંધા, ૧૬ સાદા. ૨ જી લાઇન-૧૫ ઉંધા, ૩ સાદા, * ૬ ઉંધા, ૫ સાદા. * આ પ્રમાણે બે વખત ગુંથવું. ૬ ઉંધા,





ખભોઃ—૧ લી લાઈન–૨ ટાંકા ભેગા ગુંથવા, ૮ ટાંકા બાકી રહે ત્યાંસુધી ડીઝાઇન પ્રમાણે ગુંથવું. પછી ફરી જઇ પાછું ગુંથી જવુ. ૩જી લાઇન–૨ ટાંકા ભેગા ગુંથવા, ૧૬ ટાંકા બાકી રહે ત્યાંસુધી ડીઝાઇન પ્રમાણે ગુંથી ફરી જઈ પાછું ગુંથી જવું ૫ મી લાઇન–ટાંકા બંધ કરવા. બીજી બાજુનું ગળુ કરવા માટે ગળા તરફ ઊન જોડી આગળ પ્રમાણે ગુંથવું.

બાંયોઃ—(બંને સરખી) બાંયની નીચેથી શરૂઆત કરવી. ૧૦ નંબરના સોયા ઉપર ૪૦ ટાંકા લેવા. અને ૧ સાદો અને ૧ ઉંધો એમ ૨½ ઇંચને પટો કરવો. ૧ લી લાઇન–* ૫ સાદા, એક ટાંકામાં બે વખત ગુંથવું. * આ પ્રમાણે ૪ ટાંકા બાકી રહે ત્યાંસુધી ગુંથવું. ૪ સાદા (૪૬ ટાંકા) હવે ૮ નંબરના સોયા ઉપરં ગુંથવું. શરૂઆતમાં દરેક નવમી લાઈને અને પછી દરેક આઠમી લાઇને ૬૮ ટાંકા સોયા ઉપર થાય ત્યાંસુધી બંને બાજુ એકેક ટાંકો વધારવો. શરૂઆતથી બાંય ૧૪ ઇંચ થાય ત્યાંસુધી ટાંકો વધાર્યા વગર ગુંથવું. માપતી વખતે હંમેશ બાંય વચ્ચેથી માપવી હવે ઉપરનો ઘાટ કરવો. હવે ૨૦ ટાંકા બાકી રહે ત્યાંસુધી દરેક લાઇને બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. ત્યાર પછી બધા ટાંકા બંધ કરવા.

૩ સાદા, ૧૫ ઉંધા. ૧ લી અને બીજી લાઇન ફરી બે વખત ગુંથવી. ૭ મી લાઇન–૨૬ સાદા, ૨ ઉંધા, * ત્રણ ટાંકા બીજા સોયા ઉપર ઉતારી ગુંથણની પાછલી બાજુ રાખવા અને પછીના ત્રણ ટાંકા ગુંથવા. પછી બીજા સોયા ઉપર ઉતારી લીધેલા ટાંકા ગુંથી લેવા, ૨ ઉંધા, ૧ સાદો ૨ ઉંધા. * ત્રણ વખત વધારે ગુંથવું. છેલ્લા ૨ ઉંધા અને ૧૬ સાદા. ૮ મી લાઈન–૨જી લાઇન પ્રમાણે. આ આઠ લાઇન બીજી ત્રણ વખત ગુંથવી

ખભો—ડીઝાઇન ચાલુ રાખી પહેલી ૬ લાઇનોની શરૂઆતમાં આઠ આઠ ટાંકા બંધ કરવા. બાકી રહેલા ૨૭ ટાંકા પાછળના ગળા માટે બંધ કરવા.

આગળનો ભાગ.—આગળનો ભાગ પાછળના ભાગ પ્રમાણે ગુંથવો ઉપર કોઠાની ડીઝાઇનની ૩૨ લાઇનો થાય ત્યારે અટકવું.

ગળુંઃ–૧ લી લાઈન–૨૯ ટાંકા ડીઝાઈનના, ૧૭ બંધ કરવા, ૨૮ ડીઝાઈનના.

છેલ્લા ૨૯ ટાંકા ઉપર ગળા તરફ દરેક લાઇને એકેક ટાંકો ઘટાડવો ૨૧ ટાંકા રહે ત્યાંસુધી. છેલ્લો ટાંકો ઘટાડયા પછી ૬ લાઇનો ગુંથવી.

કોલરઃ—૧૦ નંબરના સોયા ઉપર ૧૦૪ ટાંકા લેવા ૧ ટાંકો સાદો અને ૧ ઉંધો એમ ૨½ ઇંચનો પટો કરવો. ત્યારપછી ટાંકા બંધ કરવા.

પહેલાં ખભા જોડી બાંયો જોડી દેવી. પછી સ્વેટરની બાજુઓ જોડવી. પછી કોલર ગળાને ફરતો ચોટાડવો. કોલરનો ખુલ્લો ભાગ ગળાના આગળના ભાગમાં વચ્ચે રાખવો. પછી કોલરને નીચેની બાજુ વાળી દેવો. પછી કોલરની એક બાજુ બટન ચોટાડવાં.

---



## [૧] શિક્ષિકા કુમારી જોઇએ કે માતા

' અમૃત બઝાર પત્રિકા 'માં એક હેડમિસ્ટ્રેસે પ્રસિદ્ધ કરાવેલા પોતાના પત્રનો સારભાગ ઉતારવો જ અહીં ઠીક થઇ પડશે :

' મારો એવો અનુભવ છે કે પરણેલી સ્ત્રીઓ, અને તેમાંયે ખાસ કરીને માતાઓ શિક્ષણના વ્યવસાય માટે વધુ લાયક હોય છે. એ માતા હોવાને કારણે એના અંતઃકરણના વાત્સલ્ય વડે બાળકો એના તરફ વધુ આકર્ષાય છે. બીજા કોઇ શીખવનાર કરતાં માતા બનેલી સ્ત્રી બાળકોની ભાવના ઝટ સમજી જાય છે. એથી ઉલટું વિવાહ તરફ ઉદાસીન રહેતી સ્ત્રીઓ પોતાના માનસિક અસ્વાસ્થ્યને કારણે એ માટે નાલાયક નીવડે છે.

**અવિવાહિત સ્ત્રીઓ મોટે ભાગે પતિની શોધમાં મગ્ન હોય છે. એમનું લક્ષ કામમાં બહુ ઓછું રોકાય છે. એવી સ્ત્રીઓ બાળકો પ્રત્યે કઠોરતાથી વર્તતી હોવાનો પણ મને અનુભવ છે. નાનાં છોકરાંને એવી સ્ત્રીઓ લાકડી ફટકારતાં પણ ચૂકતી નથી.**

આવી કઠોરતાની માતા બનેલી શિક્ષિકાઓ પાસેથી ભાગ્યે જ આશા રાખી શકાય. મને પ્રાપ્ત માહિતી પરથી તો હું એમ જ કહું છું કે બાળકના પાલકસ્થાને પરિણીત સ્ત્રીશિક્ષકોની જ પસંદગી થવી જોઇએ '

ખરું જોતાં બાળકોને જ્ઞાન કરતાં વાત્સલ્યની ભૂખ વધારે રહેતી હોય, આ શિક્ષિકા બહેનનું કહેવું ગેરવાજબી ન કહી શકાય. પ્રશ્ન એ રહે છે કે કુમારિકાઓથી એવું વાત્સલ્ય પ્રદર્શન કેટલે અંશે શક્ય છે, અને એ આત્મિક શક્યતા કેટલી હદે સત્ય કે અસત્ય છે.

---

## [૨] માડીને કહેજો જે દીકરી કૂવે પડી

વાસદના ભાઇ રાનાભાઇ જીવાભાઇ પટેલે પોતાની દીકરી બેન હિરાળીબેનને સારસાના ભાઇ આશાભાઇ નરસિંહભાઇ પટેલ સાથે મોટી ધામધૂમથી પરણાવ્યાં હતાં. પછી તો આ દીકરી અને બે દીકરા મૂકીને ભાઇ રાનાભાઇ અવસાન પામ્યા. બેન હિરાળીબેન પોતાના સાસરામાં રહેતાં હતાં. તેમના પતિ ભાઈ આશાભાઇ નજીવી મજુરી કરી દહાડા કાઢતા, તેમાં વળી એ ભાઇ દારૂની લતે ચઢયા. પતિની નજવી કમાણીમાંથી જેમ તેમ કરીને બેન હિરાળીબેન દોહલા દહાડા કાઢતાં, પણ દારૂડીઆ પતિએ તેમની ઉપર મારકુટ શરૂ કરી. સ્થિતિ એવી થઇ પડી કે એ બેનથી મારકુટ સહન ન થઇ શકી. પતિના ત્રાસથી અંતે એ બેન હિરાળીબેન પોતાની પાંચેક વર્ષની દીકરી બેન મણિને લેઇ પોતાને પિયેર વાસદ ગયાં. પણ ત્યાંયે પોતાના ભાઈઓની આર્થિક સ્થિતિ એવી કંગાલ હતી કે તેમને પોતનો જીવનનિર્વાહ કરવો મુશ્કેલ હતો, ત્યાં આ બેનનો અને ભાણીનો જીવનનિર્વાહ શી રીતે કરી શકે ! આ સ્થિતિમાં બેન હિરાળીબેન છેક્જ નિરાશ થઇ ગયાં અને અંતે વ. ૧ : ૧૦ : '૯૭ને (તા. ૮ : ૮ : '૪૧ને) દિવસે પોતાની દીકરી મણિને કેડે બેસાડીને અને ' માડીને કહેજો જે દીકરી કૂવે પડી, ' એવો સદેશો મોકલતાં વાસદના ભાગોળીઆ કૂવામાં પડતું મેલ્યું ! લોકને ખબર પડતાં તેમણે કૂવામાંથી તેમને બંનેને કાઢયાં, જીવતાં નહિ પણ મરેલાં ! અરેરે એ બેનને શું શું વીત્યું હશે ત્યારે આમ હાથે કરીને પોતાનો અને પોતાની વહાલી દીકરી પોતાની પાછળ દુઃખી ના થાય

એટલા માટે તેનો પણ જીવ કાઢી નાખ્યો હશે ! જોયું, પરદેશિયા પાટીદારોમાં વહુની કેવી નજીવી કિંમત છે. એની કિંમત બળદ વસ્તુ જેટલી જ છે !

## [ ૩ ] પ્રાચીન કાળે સ્ત્રીની કિંમત

આજે તો શું પણ પ્રાચીન કાળે ય સ્ત્રીની કિંમત બળદ વસ્તુ જેટલી જ હતી. બુદ્ધકાળનું એનું ઉદાહરણ આપું. બુદ્ધલીલામાં એક કથા છેઃ "વેસ્સંતરે તે જ ક્ષણે તાપસવેશધારી ઇંદ્રના હાથમાં પાણી મૂક્યું. ઇંદ્રે તાપસવેશ કાઢી નાખી પોતાનું સ્વરૂપ પ્રકટ કર્યું અને વેસ્સંતરને કહ્યું, કે 'મહારાજ, આ વસ્તુ—મદ્રીદેવી-હવે મારી થઈ; પરંતુ એક અનામત વસ્તુ તરીકે એને તમારી પાસે મૂકી જાઉં છું, તેનું પૂર્વવત્ પાલન કરવું. માત્ર આ વસ્તુ આપવાનો અધિકાર તમને રહ્યો નથી.' " ('બુદ્ધલીલા,' પૃષ્ઠ ૧૬) વળી પ્રાચીન કાળે તો પુરુષ પુણ્ય વહોરવા પોતાની સ્ત્રીને દાનમાં દેતો, મોસાળામાં દેતો, કામપીડિત મિત્રને સોંપતો, અતિથિને તેના સત્કારમાં સોંપતો, પોતાની સ્તુતિ કે ખુશામદ કરનારને આપી દેતો, પોતાનું કામ કાઢી આપનારને આપી દેતો, ભાડે આપતો, લાંચલાલચમાં આપવાનું કબુલતો, જુગારમાં મૂકતો કે વેચી પણ મારતો. અને આમાંના અનેક પ્રકાર આજે પણ પ્રકટ નહિ તો ગુપ્ત રીતે ચાલે છે ! નારીની આવી દશા કરનારનું કલ્યાણ કેમ થાય ? ન જ થાય, એ આપણા સમસ્ત સમાજની અવદશા જ સ્પષ્ટ રીતે કહી આપે છે. હજુયે પુરુષજાતિ સમજે તો સ્ત્રીજાતિનું અને તેની સાથે જ પોતાનું ય કલ્યાણ સાધે.

## [ ૪ ] વિધવાની અવદશા

વિધવાની અવદશાનો તો પારેય નથી. પુરુષ એક જીવતી સ્ત્રીએ ધારે તો બીજી પાંચ સ્ત્રીઓ પરણી શકે, વૃદ્ધાવસ્થામાં કુમળી બાળાને પણ પરણી શકે. પણ એ પુરુષ મરતાં તેની વિધવા સ્ત્રી તો એ વૈધવ્ય અવસ્થામાં પણ બીજો પતિ નથી થઈ શકતો. સાધન ન હોય તો સાસરિયાંની કે સમાજની લાતો ખાઈને પેટ ભરવું પડે, 'મજૂરી મળે તો મજૂરી કરીને પેટ ભરવું પડે, કે અંતે પતિતા થવું પણ પડે ! અને એ સ્થિતિ સામે વિધવા બંડ કરીને બીજો પતિ કરી ન લે, એટલા માટે સમાજે એની સ્થિતિનાં હુલામણાં ફુલામણાં કરી એ વૈધવ્ય અવસ્થાના બનાવટી ગુણ ગાયા, એને 'ગંગાસ્વરૂપ' વગેરે મોટાં નામ આપ્યાં, છતાંયે મંગળ પ્રસંગે તો એ ગંગાસ્વરૂપને અપશુકનિયાળ ગણી કાઢી ન...

## [ ૫ ] અને વિધુર ?

ત્યારે પ્રશ્ન થાય છે કે તે જ સ્થિતિ પુરુષે કેમ ભોગવવાની નહિ ? એણે એકપત્નીવ્રત અને પત્ની મરતે વૈધુર્યવ્રત કેમ પાળવાનું નહિ ? કારણ કે એ તો સ્ત્રી ઉપર મોટા ચમરબંધી ખરો ને ! એટલે એ એનાં વ્રત શા માટે પાળે ? એ તો વિચાર થતાની સાથે જ-હજી તો મૃત પત્ની સ્મશાનમાં ચિતા ઉપર બળતી હોય-ને બીજા લગ્નની પેરવી કરતો જ હોય છે. પુરુષાતન ગુમાવ્યે વાજીકરણ માટે દવાઓ શોધતો રહે છે અને એને લાગ્યે આજકાલ એવી દવાઓ કરનારના રાફડા ફાટ્યા છે, સંન્યાસી શબ્દની ધર્મભાવના ઉપર ધૂળ ફેરવનાર સંન્યાસીઓ આવાં દવાખાનાં ચલાવે છે. આવાં "સંન્યાસી દવાખાના"ની અનેક જાહેરખબરો છાપાંમાં તમે જોશો. ત્યારે સ્ત્રીજાતિ ઉપર આટલાં બધાં બંધન કેમ ?

## [ ૬ ] કરુણ અન્યાય !

વિધવા બિચારી કોઇ પણ કારણે કોઇ પુરુષને હાથે ફસાઇ પડી અને તેને જો ગર્ભ રહ્યો તો તો તેની પૂરી દુર્દશા ! સમાજમાં આબરૂ જવાની બીકે તે ગર્ભપાત કરે કે બાળક અવતર્યાં પછી તેની હત્યા કરે તો તે બિચારી રાજ્યના ભયંકર અપરાધમાં આવી પડે. તેને સજા થાય અને એને ફસાવનાર પુરુષ તો સમાજમાં મૂછો મરડતો છાતી કાઢીને ફરતો હોય ! આ કેવળ અન્યાય છે. જોઇએ તો તે પુરુષને પકડી પાડીને સજા કરવી ઘટે; પણ ફસાઇ પડેલી નિબળ નારી, જે બિચારીને સમાજને પાપે આવું કૃત્ય કરવું પડે, તેના ઉપર આવો એકતરફી અન્યાય શા માટે ? ભાન આવે એટલા માટે સજા થતી હોય તો એ સ્ત્રીને સજા કરવાથી પેલા પુરુષને શું ભાન આવવાનું હતું ? આવા અન્યાયી કાયદા દૂર થવા જોઇએ. ( પાટીદારમાંથી )



**શ્રી. સમજુબા છોટાભાઇ પટેલના** પ્રમુખપણા નીચે શ્રી. જ્યોતી વ્યાયામ વડોદરાનો શરદ્ઉત્સવ ઉજવાયો હતો.

**કર્વે કોલેજની વિદ્યાર્થીનીઓએ** મુંબાઇમાં ગાંધી જયંતિની રજા ન મળવાથી હડતાલ પાડી હતી.

**કપુરથલાનાં મહારાણી :** જર્મનોની અટકાયતમાં સપડાઇ ગયાં છે. આવી હકીકત અમેરીકાના એક ખબરપત્રી તરફથી મળી છે. જર્મનીએ હસ્તગત કરેલા ફ્રાન્સના પ્રદેશમાં મહારાણી નાઝીઓના હાથમાં સપડાયાં છે અને નાઝી છાવણીમાં અટકાયત તળે છે. મહારાણીના છુટકારા માટે જર્મનીએ કપુરથલાના મહારાજા પાસે રૂ. વીસ લાખની માંગણી કરી છે જે મહારાજા આપવા કબુલ કરે છે પણ બ્રીટીશ સરકારે એ સામે વાંધો દર્શાવ્યાથી રાણીશ્રી નાઝીની અટકાયતમાં છે.

**શ્રી હંસા મહેતાના** પ્રમુખપણા નીચે મુંબાઇમાં વિદ્યાર્થીનીઓની પરીષદ ભરાઇ હતી.

**કુ. ભાનુ મહેતા :** મુંબઇની વિદ્યાર્થીનીઓની પરિષદનાં સ્વાગત-પ્રમુખ હતાં.

**શ્રી કપીલા ખાંડવાળાએ** વિદ્યાર્થીનીઓની પરિષદનું ઉદ્‌ઘાટન કર્યું હતું.

**શ્રી નાનીબેન પન્નાલાલ ઝવેરીનું** હૃદય બંધ થવાથી અવસાન થયું છે. તેઓ જ્યોતિ સંઘમાં અને વિકાસગૃહમાં સારું કામ કરી રહ્યાં હતાં. મહાસભાની પ્રવૃત્તિમાં એમણે રસભેર ફાળો આપ્યો હતો. ત્રણ વાર જેલમાં ગયાં હતાં અને વ્યક્તિગત સત્યાગ્રહમાં પણ જેલ સ્વીકારી હતી.

**મજુર બહેનો માટે :** અમદાવાદમાં રાયપુર દરવાજા બહાર મુંબઇ સરકારના મજુર કલ્યાણ ખાતા તરફથી એક કલ્યાણ કેન્દ્ર ચાલે છે. ત્યાં બેઠી તથા મેદાની રમત ગમતો, પુસ્તકાલય, પ્રૌઢ શીક્ષણ વર્ગ, વાંચનાલય વિગેરે વિધવિધ પ્રવૃત્તિઓ ચાલે છે. અત્યાર સુધી ફક્ત પુરૂષો જ આ પ્રવૃત્તિમાં ભાગ લેતા હતા. પણ હવે મજુર બહેનો પણ આનો લાભ લઇ શકશે. થોડા વખતમાં શીવણ કલાસ, પ્રૌઢ શીક્ષણ અને બાલ મંદીર કાઢવામાં આવનાર છે.

**યશોદાબાઇ આત્મારામજી પંડીતના** શુભ હસ્તે વડોદરા આર્ય કન્યા વિદ્યાલયમાં ઝંડા તોલન અને ઓમ્ ધ્વજ વંદના થયાં હતાં. આ સંસ્થાનો વાર્ષિકોત્સવ ઉજવાયો હતો.

**શ્રી દેવયાની દેસાઇએ** બોરીવલી મહિલા મંડળના આશ્રય નીચે નવરાત્રી ઉત્સવ નિમિત્તે ભાષણ આપ્યું હતું.

**ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળે** મુંબાઇમાં નવરાત્રી નિમીત્તે ગરબા સંમેલન કર્યું હતું.

**વિલેપાર્લેમાં** જુદી જુદી સંસ્થાઓ તરફથી નવરાત્રી નિમિત્તે જુદા જુદા કાર્યક્રમો યોજાયા હતા. તેમાં ગરબા, નાટ્ય પ્રયોગો તથા ભાષણોનો સમાવેશ થાય છે.

**માટુંગામાં** બેનોએ ગરબા, નાટ્ય પ્રયોગો વિ. કરી નવરાત્રી ઉત્સવ ઉજવ્યો હતો.

**જહાન્વીકાબેન :** ભગિની સેવા મંડળના મંત્રી છે. પંચમહાલ જીલ્લા સ્કુલ બોર્ડની સ્ત્રી વિભાગની બેઠક માટે કોંગ્રેસ તરફથી બીન હરીફ ચુંટાયાં છે. આ બેન કલોલની સામાજીક પ્રવૃત્તિઓમાં ખુબ આગળ પડતો ભાગ લે છે.

**સૌ. પુષ્પાબેન રમેશ તથા સૌ. તારાબેન ત્રીવેદી :** ભાવનગર સાહિત્ય સભાના વ્યવસ્થાપક મંડળમાં ચુંટાયાં છે.

**શ્રીમતી હંસાબેન ઝવેરીના** પ્રમુખપદે અમદાવાદમાં જમાલપુર વોર્ડમાં 'બાલદીન' ઉજવાયો હતો.

**અમદાવાદમાં જુદા જુદા લત્તાઓમાં** ગાંધી સપ્તાહ ઉજવાયો હતો. ખાદી વેચાણ ભાષણો વિ. મુખ્ય હતાં.

**શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય :** જેઓ લાંબા વખતથી અમેરીકા હતાં. તેઓ ચીન જાપાન વિગેરે સ્થળોએ થઇ હિંદુસ્તાન આવી પહોંચ્યા છે. અખિલ હિંદ મહિલા પરિષદ માટે દેશદેશની સ્ત્રી પ્રવૃત્તિનાં ચિત્રો લાવ્યા છે.

**ભાવનગર મહિલા વિદ્યાલયે સ્ત્રીઓ** માટે વ્યાખ્યાનો યોજીને ગાંધી જયંતી ઉજવી હતી.

**ભાવનગર મહિલા મંડળે** રૂ. પચાસ હજારનું દાન આપનાર મણીબાઇ બક્ષીના માનમાં જાહેર સમારંભ યોજ્યો હતો.

**લંડનની સ્ત્રીઓએ** લડાઇ દરમિયાન પોર્ટરનું કામ પણ ઉપાડ્યું છે.

**નામદાર શહેનશાહ બાનુએ** દારૂગોળો બનાવવાના કારખાનાની મુલાકાત લીધી હતી.

**શ્રી. ગંગાબેન ઝવેરીએ** ગાંધી સપ્તાહને અંગે કડીમાં ભાષણ કર્યું હતું.

**શ્રી. પુષ્પાબેન મહેતાએ** ગાંધી સપ્તાહને અંગે કડીમાં ભાષણ કર્યું હતું.

**શ્રીમતિ હસમનબાળા જરીઆના** પ્રમુખપણા નીચે વડોદરાની શ્રી મહાલક્ષ્મી સ્ત્રી સમાજનો ગરબા ઉત્સવ થયો હતો

**સૌ. જયવતી દેસાઇના** પ્રમુખપણા નીચે વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા મળી હતી. વાર્ષિક હેવાલ વિ. વંચાયા બાદ નવા વર્ષની ચુંટણી થઇ હતી. તેમાં સૌ. જયવતી દેસાઇ પ્રમુખ તરીકે ચુંટાયાં છે.

**મીસીસ કાઝીના** પ્રમુખપણા નીચે નવસારીમાં લેડીઝ કલબના આશરા નીચે ગરબા વિ. કાર્યક્રમ થયો હતો. આ કલબનાં શ્રી. કુસુમબેન મજમુદાર અને કલાવતી કાગળવાળા મંત્રીઓ છે, સુનાબાઇ દેસાઇ, દીનબાઇ ઇરાની તથા કૌશલ્યાબેન મજમુદાર આ પ્રસંગે ઉત્સાહથી ભાગ લીધો હતો.

**કુ. પ્રેમા કંટક :** બીજીવારના જેલમાંથી છુટી ત્રીજીવાર પકડાયા છે.

**ઊર્મિલા, શર્મિષ્ઠા અને શાંતિ સ્વરૂપ :** એમ નામ બદલી ત્રણ નવાબજાદીઓ તથા નવાબ અયોધ્યામાં આર્યસમાજ વિધીથી હિંદુ થયાં છે.

**શ્રી. સુમિત્રા ઠાકોર :** સત્યાગ્રહ કરી અસલાલી મુકામે ફરીથી પકડાયાં છે.

**શ્રી ગંગુબાઇ પટવર્ધનના** પ્રયાસથી શ્રી. ચીમનાબાઇ મહિલા પાઠશાળા વડોદરાનું સ્નેહ સંમેલન ઘણી જ ધામધુમથી ઉજવાયું હતું. આ પ્રસંગે લેડી કૃષ્ણમાચારીએ, ભાગ લીધો હતો.

**લાહોરની કેટલીક બહેનોએ** જેઓ સત્યાગ્રહને અંગે જેલમાં સજા ભોગવે છે તેઓએ મહાત્મા ગાંધીજીને ૧૨૧૦૦૦) **હજાર** વાર સુતર ભેટ આપ્યું છે,

**કુ. વનમાળા નરહરી પરીખની** યુદ્ધ વિરોધી સુત્રો ઉચ્ચારતાં ધરપકડ થઇ છે, તેઓ બીજી વખતનાં જેલમાં ગયાં છે,

**સૌ. વિજયાગૌરી કાનુગા :** અમદાવાદ બીજી વખત સત્યાગ્રહ કર્યાથી પકડાયાં છે.

**મદ્રાસ ગુજરાતી સ્ત્રીમંડળનો શરદોત્સવ** તા. ૪-૧૦-૪૧ ના રોજ સૌન્દર્ય મહાલયમાં શ્રીમતી-શુશીલાબહેન ભવાનીદાસ ખરેરીઆના પ્રમુખપણા નીચે ઉજવવામાં આવ્યો હતો.

**પુનામાં ઉજવાયલો શરદુત્સવ :** ચાલુ વરસે પુનામાં નવરાત્રી નીમીત્તે તા. ૨૮-૨૯-૩૦ ના રોજ ગુજરાતી બંધુ સમાજના નારી વિભાગ તરફથી શરદુત્સવનો અનેરો અને અપૂર્વ ઉત્સવ યોજાયો હતો. પ્રથમ દીવસે શ્રીમતી પુષ્પાબેન પટેલ પ્રમુખસ્થાને હતાં. બીજે દીને શ્રીમતી મીસીસ વત્સરાજની હતાં અને ત્રીજા દીવસની પ્રમુખની ખુરશીએ મુંબઇના જાણીતા વેપારી શેઠ માધવલાલ એમ. શાહનાં પત્ની શ્રીમતી શાંતાબેન હતાં. તેઓએ પોતા તરફથી ભાગ લેનાર બેનોને યોગ્ય લ્હાણીઓ આપી હતી. અંગ્રેજી ગુજરાતી ' શાળાઓની બાળાઓ તરફથી મનોરંજક અને આકર્ષક ભાવગીતો,

રાસ, ગરબાં અને સંગીત તથા સંવાદો રજુ થયાં હતાં; તેમાં કુમારી કુસુમ ભગત તથા જયબાળાબેન, તથા રસીલાબેન ભટ્ટનાં કથકલ્લી નૃત્યો પ્રશંસનિય જણાયાં હતાં. બાળાઓને પ્રોત્સાહનમાં રૌપ્ય પદકો એનાયત થયા હતા. મંત્રી શ્રીમતી ધનલક્ષ્મીબેન ગજ્જરનો ઉત્સાહ અપૂર્વ જણાતો હતો. પ્રેક્ષકવર્ગમાં અઢીહજાર માણસ ભેગું થયું હશે અને ગુજરાતી શાળાનો કંપાઉન્ડ ભવ્ય રીતે શણગારવામાં આવ્યો હતો.

**હબસીનિયન વીર કુમારી કિદાની :** હબસીનિયાના શહેનશાહ હેલસિલાસીનાં દળો સાથે બેતીસ વર્ષની એક તરૂણી મિસ બાનાશીરુ પણ આગેકૂચ કરી રહી હતી. જેને ઇટાલિયનોએ એકવાર દેહાંતશિક્ષા ફરમાવેલી.

આ ફોજમાં જોડાવા માટે તેને પુરૂષ તરીકે વેશાંતર કરવું પડેલું. પહેલાં આીવેરો તે શહેનશાહ પાસે ગએલી અને પોતાને ઇસ્પીતાલની એક નર્સ તરીકે સાથે લેવા તેણે કહેલું. પરંતુ સ્ત્રીઓ માટે લશ્કરી હરમજલ બહુ ભારે હોવાનું કહીને શહેનશાહે એ માગણીનો અસ્વીકાર કરેલો.

સ્ત્રીમાં આરોપવામાં આવતી આ અબળતાથી ક્રોધે ભરાઇ એણે પોતાના વાળ કપાવી નાંખ્યા, પુરૂષનાં કપડાં પહેરી લીધાં અને એક સૈનિક તરીકે લશ્કરમાં દાખલ થઇ ગઇ! બહુ મોડી મોડી શહેનશાહને આ બાબતની ખબર પડી, પણ તેને પાછી કાઢવી એ મુશ્કેલ વાત બની ગઇ હતી.

આ કુમારી કિદાની પોતે લશ્કરી તાબેદાર છે. એનો પિતા હેલસિલાસીના સૈન્યમાં કર્નલ હતો. આજથી દરેક મહિના પહેલાં ઇટાલિયનોને હાથે અદીસ અબાબાની બજાર વચ્ચે તે ફાંસીએ ચડી ગયો છે. કિદાની પણ એની સાથે પકડાએલી અને ફાંસીની સજા પામેલી, પરંતુ એક અમેરિકન મિશનરીની તથા એક સ્વીડીશ ડાક્તરની સહાયથી એ છટકી નીકળેલી અને અનેક સાહસો ને મુશીબતો બાદ એક સુદાનીઝ થાણા પર પહોંચી શકેલી. ત્યાંથી ઇ. સ. ૧૯૩૯ માં હબસીનિયાના વિદ્રોહી વીરોને સાથ આપવા પોતાના દેશમાં એ પાછી ફરી છે.

**નાશના ધુધવાટ વચ્ચે સોવીયેટ નારી**

રશિયન સ્ત્રીઓ યુદ્ધ કાર્યમાં રશિયાને સંપૂર્ણ સક્રીય સહાય આપી રહેલ છે, યુદ્ધના પ્રારંભ પછીના ૨૪ કલાકોમાં રશીયન સ્ત્રીઓએ જર્મન લશ્કરનો સામનો કરવા મોરચા પર ગયેલા માણસોની ગંભીર જવાબદારીઓ સંભાળી લીધી છે.

રશીયામાં સ્ત્રીઓ એન્જીનીયરો તરીકે કામ કરવામાં કુશળ પુરવાર થઇ છે. ધગધગતી ભઠ્ઠીઓ પાસે અને પોલાદનાં કારખાનાઓમાં ઉત્પાદન વધારવા આ સ્ત્રીઓ અજબ ઉત્સાહથી કામ કરે છે. સ્ટેશન માસ્તરો, તાર માસ્તરો અને રેડીઓ ઓપરેટર તરીકે, રશીયામાં સ્ત્રીઓ કામ કરી રહેલ છે.

અત્યાર સુધીમાં લગભગ પચીસ લાખ રશિયન યુવતિઓએ નિશાનબાજનું શિક્ષણ મેળવેલ છે અને પચાસહજાર સ્ત્રીઓ આજ સ્નાઇપરો છે. લાખોની સંખ્યામાં ૧૫ વર્ષ નીચેનાં બાળકોએ ઝેરી ગેસમાંથી બચાવ કરવાનું શીક્ષણ મેળવી લીધું છે અને હજારો સ્ત્રીઓ મોરચા પર ટેન્કો ચલાવી રહેલ છે.

રશિયાનાં સેંકડો કારખાનાઓમાં કામ કરતી સ્ત્રીઓ યુદ્ધના ખુલ્લા મેદાન પર લડવા અધીરી બની છે પણ રશિયાની સરકાર સ્ત્રીઓને રણમોખરા પર મોકલવા તૈયાર નથી. આમ છતાં, રશિયન સ્ત્રીઓની માગણી એટલા પ્રમાણમાં વધી ગઇ છે કે આ સ્ત્રીઓને સાંત્વન આપવા નામની સંખ્યામાં સ્ત્રીઓને યુદ્ધ મોખરા પર જવા દેવાની છુટ અપાઇ છે.

કારમા મૃત્યુનો સામનો કરી, સેંકડો રશીયન યુવતીઓ વેશપલટો કરી, શત્રુ સેનામાં ઘુસી જાય છે. અને અગત્યની બાતમીઓ લાવી આપે છે. રશીયન સ્ત્રીઓની જાસુસી બાતમીઓ પરથી શત્રુઓને કેટલેક યુદ્ધ મોખરા પર ભયંકર વિનાશ સહન કરવો પડયો છે.

શત્રુઓના હાંજા ગગડાવી નાખે. તેવી હજારો રશિયન સ્ત્રીઓ રશિયાનાં હવાઇદળમાં જોડાયેલી છે. આ વિમાની સ્ત્રીઓ ગમે તે પળે ધરી રાજ્યોના વિમાનીઓનો સામનો કરવા તત્પર છે.

શત્રુઓ તરફથી આકાશમાંથી પડતા આગીયા બોમ્બનો સામનો કરવાનું રશિયન સ્ત્રીઓએ રાજીખુશીથી ઉપાડી લીધું છે.

રશિયાનાં મોટા ભાગના કારખાનાંઓમાં મેનેજરો, ડેપ્યુટી મેનેજરો, ટેકનીશયનો અને ફીટરો તરીકે સ્ત્રીઓ જ છે. રશિયાની એક સૌથી મોટામાં મોટી નહેરના ડાયરેકટીંગ એન્જીનીઅર તરીકે એક રશિયન મહિલા છે.

જર્મનીનો હિટલર જ્યારે સ્ત્રીઓને રસોડાની ચાર દિવાલો વચ્ચે પુરી રાખવા માગે છે ત્યારે રશિયામાં સ્ત્રીઓને સર્વ ક્ષેત્રમાં સમાન અધિકારો આપ્યા છે.

રશિયાની સ્ત્રીઓ લાંબા ડગલામાં સમજતી નથી. ટેન્કો પર સ્વારી કરી રશીયન સ્ત્રીઓ યુદ્ધના મેદાનમાં ઘુમવા તત્પર બની છે. રણમોખરાની હરોળ પાછળ મશીનરનો વિસામો લીધા વગર રશીયન સ્ત્રીઓ કામ કરી રહી છે. પુરૂષોના અભાવે એક પણ હથીયાર, એક પણ હળ નકામું રહેતું નથી રશીયામાં આજે બે કરોડ રશીયન સુંદરીઓ ખેતીવાડીનું કામ સંભાળી રહી છે અને અનાજના ભંડારોનું રક્ષણ પણ સ્ત્રીઓ કરી રહી છે.

રશીયામાં તાજેતરમાં એક બનાવ બની ગયો છે. રશિયાના એક ગામમાં ૧૫ વર્ષની એક છોકરીને જર્મનોએ ભારે ત્રાસ આપી મારી નાખી હતી. આ છોકરીની ૧૮ સાહેલીઓએ એક યોજના ઘડી કાઢી વેર લેવાનો નિશ્ચય કર્યો. ઘડા મથક તરીકે ઉપયોગમાં લેવાતા એક નાઝી સ્થળ પર આ ૧૮ સાહેલીઓ ગઇ અને મથક પર પહેરો ભરતા પહેરગીરોને માર મારી મુગા બનાવી દેવામાં આવ્યા અને પેટ્રોલ છાંટી મકાન બાળી નાખ્યું. જીવ બચાવવા નાસતા ત્રણ અમલદારોને પણ આ સ્ત્રીઓએ મારી નાખ્યા અને એક પણ જર્મનને જીવતો જવા ન દીધો.






**ભીલકુમારી :** લેખક: પદ્માવતી દેસાઇ, **શકુંતલના સાનિધ્યમાં :** લેખક: પદ્માવતી દેસાઇ તથા મસ્તફકીર, ૫૬ પેડરરોડ મુંબાઇ. કીંમત રૂ. ૦–૫–૦.

આ બે ન્હાનાં ભજવી શકાય તેવાં નાટકો છે. બન્નેનું વસ્તુ પ્રાચીન હિન્દના સર્વોત્તમ સાહિત્યમાંથી લીધું છે. ભીલકુમારી શબરી શ્રી. રામચંદ્રજીને વનવાસમાં મળે છે અને પછી રામાયણમાંથી અદ્રશ્ય થાય છે. આ નાનકડા પ્રસંગમાંથી પ્રસ્તુત નાટિકા ઉત્પન્ન થઇ જાય છે.

પછાત વર્ગની એ અનાર્ય વર્ગની કુમારી સંપૂર્ણ નિર્દોષ વિકાસ પામે છે અને ઋષીસંગિની ભગવાન શ્રી રામચંદ્રજીનાં સાક્ષાત દર્શન કરી દેહ સાર્થક કરે છે.

લગ્નને દિવસે જ "પોથીમાંનાં રીંગણું" એ સૂત્રને ફેંકી આદર્શને વળગી રહેતાં, બકરાંનો વધ સહન કરી શકતી નથી અને પોતાના પ્રેમપાત્રને પ્રણામ કરી ઋષિ આશ્રમે જાય છે. ઋષિ તેને આવકારે છે અને આશીર્વાદ આપે છે. "સંસાર તારે માટે નથી, ગૃહસ્થધર્મ તમારા જેવા માટે આવશ્યક ન હોય, તું તો મહાન છે અને બનશે" વિગેરે.

ઋષિ બકરાંના વધને અને ભક્ષને નિંદતા નથી પણ તે ગૃહસ્થ ધર્મ છે એમ વર્ણવે છે.

આખી નાટિકા સંસ્કારથી ભરપૂર છે છતાં તે ચહીસી (Snobish) નથી કોલેજો અને સ્કૂલોમાં–ખાસ કરીને કન્યાની સ્કુલોમાં–ભજવવા જેવું છે. ભાષા પણ વિચારવાહી અને સંસ્કારી છે.

શકુંતલાના સાન્નિધ્યમાં એ હાસ્યરસપ્રધાન નાટિકા છે અને મસ્ત ફકીરનો હાસ્ય એમાં ઝરકે છે. પદ્માવતી બેન આવી હાસ્યરસપ્રધાન નાટિકા લખી શકતાં હશે એ અમને ખ્યાલ નહોતો. આ નાટિકાની ભાષા હમને બહુ ગમી. વળી બેન લલિતા એ હિન્દુ પાત્ર છે અને એના મોંમાં પારસી ગુજરાતી ભાષા બોલાય એ અમને ન ગમ્યું: "અરે આપના પર ઇશરની કીરપા ઉટરી જનાય છે" વિ. એક કોલેજમાં ભણતી હિન્દુ બેન ઇશ્વરને બદલે ઇશર બોલે એ અમે માનવા તૈયાર નથી. કોલેજની વિદ્યાર્થિનીઓ ગુજરાતી ભાષા ભૂલી અશુદ્ધ પારસી ભાષા બોલે, એ પણ અશક્ય છે. આમાં કોલેજમાં ભણતી બેનોને અન્યાય થયો છે એ તરફ વાચકોનું ધ્યાન ખેંચ્યા વગર રહેવાતું નથી. બેન પદ્માવતી એક અતિ સંસ્કારી સ્વશિક્ષિત વ્યક્તિ છે. તેમને માટે હમને માન છે પણ એમને સહલેખકે કટાક્ષમાં કેળવણીને અન્યાય કર્યો છે જે સામે અમે મૂગાં રહી શકતાં નથી.

આ અપવાદ બાદ કરીએ તો નાટિકા વાંચવા જેવી છે અને આનંદ આપે છે.

**રાગમંજૂષા :** ચિત્રકાર અને પ્રકાશક: કુમારશ્રી મંગળસિંહજી લાઠી, કિંમત રૂ. ૫–૦–૦

રાગમંજૂષા સંગીતના આઠ રાગો: (૧) ભૈરવ, (૨) બીહાગ, (૩) માલકોષ, (૪) હિંડોલ, (૫) તોડી, (૬) શ્રી, (૭) મલ્હાર, (૮) વાગેશ્રી, ને ચિત્રો દ્વારા મૂર્ત સ્વરૂપ આપે છે. અમુક પદ્ધતિથી ગળામાંથી સ્વર કહાડવાથી ભાષાના સુમેળથી અમુક લાગણી દર્શાવાય છે, એ લાગણીને પ્રત્યક્ષ બતાવવા ચિત્રકલાનો આ સફળ પ્રયત્ન છે.

પ્રસ્તુત આઠ ચિત્રો ઉચ્ચ કોટીનું ચિત્રકળાનું તેમજ સંગીતનું જ્ઞાન પ્રત્યક્ષ રજુ કરે છે.

ચિત્રકળા, ભાષાકળાની માફક એકદેશીય નથી. તે સર્વ મનુષ્યને જ્ઞાન અને આનંદ આપે છે એવી ચિત્રકળાનો આ ઘણો સારો નમુનો છે.

સંગીતનું સંપૂર્ણ જ્ઞાન અને તેનાથી ઉદ્ભવતી લાગણીઓની સંપૂર્ણ કદર એ બેને પીંછીદ્વારા મૂર્ત સ્વરૂપ આપવાની કળાગતિ એ બહુ વિરલ છે. કુમારશ્રી મંગળસિંહજીને આ બન્ને લલિતકળાના જ્ઞાતા તરીકે અમારાં અંતઃકરણ-પૂર્વક અભિનંદન છે. એમના આ બહોળા જ્ઞાનનો લાભ આપતા રહે એવી અમારી એમને વિનંતિ છે.

પ્રસ્તુત આઠ ચિત્રોને રજુ કરતું નિવેદન રા. ભાઈ હરકાન્ત શુકલે અને રાગ ધ્યાનમના શ્લોકો ગુજરાતના જાણીતા સંગીત કવિશ્રી લલિતજીએ લખ્યા છે.

નિવેદન, રાગ, ચિત્રદર્શન ઘણું વિદ્વત્તા ભર્યું છે. સંગીત, રાગ, અને ચિત્રકળાનો સંબંધ તદ્દન સાદી ભાષામાં સમજાવ્યો છે. સંગીત અને ચિત્રકળા દ્વારા લાગણી મૂર્ત સ્વરૂપ ધારણ કરે તેની વ્હેવારી રીત અને મીમાંસા ઘણી સારી રીતે સમજાવ્યાં છે. " આપણે ત્યાં સત્વ, રજસ, અને તમસ એ ત્રણ ગુણોના પીળો, લાલ, અને કાળો તેમ અનુક્રમે રંગો કલ્પવામાં આવેલ છે. આ ત્રણે ગુણો સંબંધી વિચાર કરતાં આ રંગોની કલ્પના તદ્દન યોગ્ય હોય તેમ લાગે છે. આ વસ્તુ આપણને સ્વાભાવિક લાગે તો પછી સ્વરોને રંગો હોય તે કલ્પના સ્વાભાવિક શા માટે ?" આ મીમાંસા સચોટ છે.

કવિશ્રી લલિતજીના શ્લોકો પણ સચોટ છે. દાખલા તરીકે એક જ શ્લોક લઈએ " ભૈરવ " એ રાગ જેટલો આનંદ સવારે આપે છે તેટલો આનંદ બીજા વખતે નથી આપતો. પહેલે પહોરે કુદરતનું વાતાવરણ શાન્ત, તાજું, પણ ગંભીર હોય છે. સારૂં જગત રાત્રે નિંદ્રા લઈને થાક ઉતારી જાગ્રત થાય છે અને દિવસની ફરજો અદા કરવા તૈયારી કરવા માંડે છે. આ ભૈરવીનું ચિત્ર કુદરતી સૌંદર્ય વચ્ચે શ્રી શંકર ભગવાનના ચિત્રથી રજુ થાય છે, જેને શ્લોકમાં ભાષા દ્વારા કવિશ્રી લલિતજી નીચે પ્રમાણે વર્ણવે છે.

" ગંગેશ, ચંદ્રની કળા, તિલક ત્રિનેત્ર;
સર્વ વિભૂષિત, કરે ડમરૂ વાદ્ય,
હસ્તે ત્રિશૂળ, કર અંગુલિ ધ્યાન મુદ્રા,
શ્વેતાંબરે, જ્યોતિ ભૈરવ આદિ રાગ."

કુમારશ્રી મંગળસિંહજીને આ રાગ-મંજૂષાની ચિત્રમાળા રચવા, પ્રસિદ્ધ કરવા માટે તથા નિવેદન અને શ્લોકો લખાવી સુમેળ સાધવા માટે હમારાં અંતઃકરણપૂર્વક અભિનંદન છે. સંગીત અને સાહિત્યના શોખીનોને આ રાગ-મંજૂષા ઘરમાં રાખી અભ્યાસ સાથે આનંદ મેળવવા વિનતી છે.

રશિયાને યુદ્ધસામગ્રી બનાવવી મુશ્કેલ થશે. અને તેને મિત્રરાજ્યો પાસેથી મેળવવી પડશે.

ઈંગ્લાંડની સ્થિતિ ગયે વર્ષે આ મહીનામાં હતી તેના કરતા સારી થઇ છે ગયે વર્ષે તે એકલુ જર્મની સાથે લડતુ હતું. તેના પાટનગર પર નાશક બોંબમારો થતો હતો એનાં જહાજો ડુબતાં હતાં અને લંડનનુ પતન કેમ જાણે હાથવેંતમાં હતુ. અમેરીકન લશ્કરી નિષ્ણાતો માને છે કે જો જર્મનીએ એક જ અઠવાડીઉં બોંબમારો લબાવ્યો હોત તો લંડન શહેર તારાજ થાત. પણ એક જ અઠવાડીઉં ઉગ્ર બોંબમારો લબાવવાની તાકાત જર્મની પાસે નહીં હોય ! પરિણામે બ્રિટન હાર્યું નાહ. તેનો સોમાલીલેન્ડનો પ્રદેશ ગયો અને ઇજીપ્ત પર ચઢાઇના ભણકારા થયા પણ ચાલુ વર્ષ દરમિયાન તેણે ઇટાલીનું આફ્રિકાનુ સામ્રાજ્ય લઇ લીધુ, ગુમાવેલુ સોમાલીલેન્ડ પાછું લીધુ, ઇજીપ્ત પરનો ધકેલી કહાડયો. આ બાજીમાંથી તેને મહાન બે મિત્રરાજ્યો મળ્યા રશિયા અને રાકા.

હીટલરે બ્રિટનને અનુકૂળ જોયુ તેવી તેની પીઠ પાછળની બીક રશીયાને ખતમ કરી પછી ખુલ્લે હાથે બ્રિટનની ખબર લેવાનો નિશ્ચય કર્યો અને પછી રશીયા પર હલ્લો કર્યો અને તેનો ઘણો મુલક કબજે કર્યો પણ તેનુ પરિણામ એ આવ્યુ છે કે જર્મનીએ તેનુ લશ્કર રશિયામાં રોકવું અને બ્રિટન નિર્ભય થયું. તેને તૈયારીનો વખત મળ્યો. આમ બ્રિટનની સ્થિતી સુધરે છે. જર્મનીનું જોર વેડફાઇ જાય છે. યુદ્ધનું પરિણામ અત્યારે અનિશ્ચિત થયું છે.

*

**સરકાર અને સત્યાગ્રહ :**

પૂજ્ય મહાત્માજીના નેતૃત્વ નીચે સરકાર સાથે સત્યાગ્રહ ચાલુ છે તે અત્યારે શાન્ત લાગે છે, ઉગ્ર નથી, વ્યાપક નથી મહાત્માજી તેમના મૂળ ઉદ્દેશ મુજબ બ્રિટીશ રાજ્ય સત્તાધીશોને હિન્દમાં બળવો જગાડી મૂંઝવણમા મૂકવા માગતા નથી, માત્ર વિરોધ દર્શાવવાની ઇચ્છા છે. તે વિરોધ નેતાઓ દ્વારા શાન્તિથી જાહેર કરે છે નેતાઓને સરકાર જેલમાં પૂરી વિરોધ જાહેર કરવા દેતા નથી.

બ્રીટીશ મુત્સદીઓ પર આની અસર થાય છે પણ ગાલ પર તમાચો મારી મોં લાલ રાખે છે હિન્દમાં લડાઇ પ્રત્યે વિરોધ નથી એમ એ લોકો જાહેર કરે છે એ જાહેરાત કહાડવાનું કારણ જ સત્યાગ્રહ છે એ દેખીતું છે.

જો બ્રીટીશ મુત્સદીઓ ધારે તો નિરાકરણ લાવી શકે ઇશ્વર એમને સદ્બુદ્ધિ આપો અને સૌ સારાં પરિણામ લાવો

---

સ્થળસંકોચની લીધે, રાંધણકળા, શારિરીક સ્વાસ્થ્ય, બાલવિભાગ તેમજ કેટલાક લેખો, કાવ્યો, વગેરે બાકી રહી ગયા છે જે હવે પછીના અંકમા પ્રગટ કરવામા આવશે.

---

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૮-૧૦-૪૧

Registered No. B. 1775

# યંગ ઇન્ડીયા રેકર્ડઝ

કુમકુમ પગલીઓ પાડતા
નૂતન વર્ષની રસલ્હાણ રજુ કરે છે

પ્રભાત ફીલ્મ કંપનીનું
સંત ચિત્ર
## સંત સખૂ
અને
પ્રકાશ પીક્ચર
સામાજીક ચિત્ર
## દર્શન
કીંમતી ગાયનોની રેકર્ડઝ
તમોએ હજુ સાંભળી નથી'?



મા અનવરખાન

માં. યાસરફખાન
એમ. એમ. ૭૧૮૩
જુદા પ્રવાસી પ્રેમનગરના
બન્યો ફિરતાર કારીગર
એમ. એમ. ૭૧૭૬
ગુલસનમે આજ ફુગીમે
દિન લગી હે દિલગીમે'

મા ચંદુ દરૂ અને પાર્ટી
ડી. એ. ૬૫૨૬
સંગીતનું સામ્રાજ્ય
ભા ૧-૨ ( કોમીક )




કુમારી યશવંતી વકીલ
ડી એ. ૬૫૨૫
ધન્તી માતાના બાળક
જનની ભારત માત

## નવેંબર ૧૯૪૧
નવી રેકર્ડઝ

વિષ્ણુપંત પાગનીસ
એ. એમ. ૮૩૮૫
વૈકુંઠમે જાકર વનમાળી
હરિ આયો બાઇ હરિ ઓમ



વિષ્ણુપંત પાગનીસ

ખાંસાહેબ ખુંદુંખાં
ડી. એન. ૮૩૮૪
મગમેં પરનેન
તરાના

લલીતાદેવી
એમ. એમ. ૭૧૮૪
તુમ કહાં ગયો ગીરધારી
આયગે શેકર ગધાગણી

સુરેન્દ્ર અને લલીતાદેવ
ડી એ. ૬૫૬૮
તુ પરદેશ અમે
નદીયા તટપર મધ

સચિત્ર મફત કેટલોગ માટે અમારા ઓથોરાઇઝડ ડીલર્સને મળો અથવા લખો—

## ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેકચરીંગ કંપની લિ०

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ



વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર

તંત્રી :
શ્રી. જયવતી દેસાઇ

તંત્રી બાલવિભાગ :
નાગરદાસ ઇ. પટેલ

પ્રકાશક અને માલિક :
અંબાલાલ વિ. ઠક્કર

સહતંત્રી:
શ્રી. રમા ઠાકોર

ડિસેમ્બર '૪૨

## ગુણસુન્દરીના ગ્રાહકોને ચાલુ સાલની

# ભેટ

ગુજરાતમાં ઘેર ઘેર જાણીતા થએલા 'વીરની વાતો' તથા 'વીરાંગનાની વાતો' વિ. ઐતિહાસિક વાર્તાઓના લેખક તરીકે ખ્યાતિ પામેલા તથા 'દંભી દુનિયા' જેવી અનોખી શૈલીથી લખેલી સામાજીક નવલકથા આપીને લોકપ્રિય થઇ પડેલા

**શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજાએ .**

**'ગુણસુન્દરી' માટે ખાસ લખેલી નવલકથા**

# કીર્તિ

**ડીસેંબરના પ્રારંભમાં જ પ્રગટ થઇ જશેઃ**

એમાં આપણી સમાજના અવનવા રંગઢંગ તેમજ આધુનિક કેળવણી, સહશિક્ષણ, સમાજ સેવા, ગ્રામોદ્ધાર ઇત્યાદિ પ્રશ્નોનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે.

સામાજીક નવલકથાઓમાં ભાત પાડતું આ પુસ્તક જરૂર વાંચવા લાયક છે. એક વખત વાંચવું શરૂ કર્યા પછી હાથમાંથી મૂકવાનું મન નહીં થાય.

જેઓ ગ્રાહકો તરીકે ચાલુ છે અને જેમનાં નવા વરસનાં લવાજમ મળી ગયાં છે તેમને ૧૫ મી ડીસેમ્બર પહેલાં પોસ્ટથી રવાના કરવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

વ્યવસ્થાપક—**ગુણસુન્દરી કાર્યાલય**

લુહાણામિત્ર પ્રેસ-વડોદરા.

# હોમિયોપેથીની દવાઓ

**સમાજને આશીર્વાદરૂપ છે એ આજે સહુ સ્વીકારે છે**

આ રહી સ્ત્રીઓ માટેની સુવાવડ પ્રસંગની, સુવાવડ પહેલાં અને સુવાવડ પછી દરેક જાતનાં દર્દોને દૂર કરનારી આશીર્વાદરૂપ દવા.

# સરલ સુવાવડ

ગર્ભ રહ્યા પછી ત્રીજે મહિનેથી આ દવા શરૂ કરે તે બાળક અવતરે ત્યાં સુધી અને ત્યાર પછી પણ સુવાવડનો એક પણ રોગ ન થાય અને અશક્તિ ન રહે એ પ્રકારની આ દવા **સૌ. ડૉ. દુર્ગાદેવી નીગમે** ખાસ તૈયાર કરી છે.

ગર્ભમાં બાળક સુકાઈ જાય, સુવાવડમાં બાળક આડું થાય એવો કોઈ પણ પ્રસંગ આ દવા શરૂ કર્યાથી આવતોજ નથી એટલે સુવાવડની ભયંકરતા પહેલેથીજ દૂર કરનારી આ સર્વોત્તમ દવા છે.

બાળક પણ તંદુરસ્ત ભર્યું અવતરે છે અને બાળકને થતા શરૂઆતના સર્વ રોગોથી બાળક મુક્ત રહે છે.

એટલે આ દવા એક એક સ્ત્રીએ પોતાની પાસે રાખવા જેવી છે.

પાંચ શીશીનું એક બોકસ ત્રીજા મહીનાથી શરૂ કરી બાળક અવતરે ત્યાં સુધી અને એ પછી પણ એક માસ સુધી ચાલે છે.

**બોકસની કિંમત રૂપિઆ ૫–૮–૦ ( પોસ્ટેજ જુદું )**

## મેસર્સ નીગમ એન્ડ સન્સ, હોમિયોપેથીસ્ટસ

નગીનદાસ વીઠ્ઠલની પોળ, રાવપુરા—વડોદરા

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબઃ લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.

તંત્રી :
સૌ. જયવતી દેસાઇ

પ્રકાશક :
અંબાલાલ વિ. ઠક્કર
વડોદરા.

પુ. ૩૭ મું ] ડિસેમ્બર : ૧૯૪૧ [ અંક ૪ થો

## અનુક્રમણિકા



### — બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪–૮–૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ એક રૂપિયો.




પુસ્તક ૩૭મું    ડિસેમ્બર : ૧૯૪૧    અંક ૪ થો

# ગૃહસુંદરી

ગૃહસુંદરી રે ! તારી ગુણવંતી વાત;
ગૃહસુંદરી રે ! સોહે ગૃહશું રળિયાત. ૧

ગૃહસુંદરી રે ! જાણે દેવવાડી વેલ;
ગૃહસુંદરી રે ! દિવ્ય વાસ શી પ્રસરેલ. ૨

ગૃહસુંદરી રે ! જેવો ચંદ્રિકા ઉજાસ;
ગૃહસુંદરી રે ! તેવો ભાનુનો પ્રકાશ. ૩

ગૃહસુંદરી રે ! બોલે કોકિલા શા બોલ;
ગૃહસુંદરી રે ! થાયે ગૃહમાં કિલ્લોલ. ૪

ગૃહસુંદરી રે ! મોંઘી મોરલાની ઢેલ;
ગૃહસુંદરી રે ! રેલે રંગ કેરી રેલ. ૫

ગૃહસુંદરી રે ! ગગનવાદળી લલિત;
ગૃહસુંદરી રે ! નીતરે ઉર કેરી પ્રીત. ૬

ગૃહસુંદરી રે ! મોટી મનની મહેલાત;
ગૃહસુંદરી રે ! પાડે પુણ્યવંતી ભાત. ૭

ગૃહસુંદરી રે ! સાચી બાલુડાંની હાલ;
ગૃહસુંદરી રે ! તારી ભાવના રસાળ. ૮

ગૃહસુંદરી રે ! મલકે મુખડુ શું મંદ;
ગૃહસુંદરી રે ! ચમકે ચાંદલો અખંડ. ૯

ગૃહસુંદરી રે ! નિજ નાથની સન્મિત્ર;
ગૃહસુંદરી રે ! કુટુંબદેવી શી પવિત્ર. ૧૦

ગૃહસુંદરી રે ! તારાં થાય શાં પૂજન;
ગૃહસુંદરી રે ! રૂડાં ગીતનાં ગુંજન, ૧૧

ગૃહસુંદરી રે ! તારી સેવના અનન્ય;
ગૃહસુંદરી રે ! તારી જિંદગીને ધન્ય. ૧૨

શ્રી. મૂળજીભાઈ પી. શાહ

# સંધ્યા

: :: શાનો બન્યો મરતાનો......એ ઢાળ : :

જુઓ સંધ્યા ખીલી આલે....મનહર રંગે સોહાયે.
સૂરજદેવ ક્ષિતિજે ડૂબે
સંધ્યા મદભર પગલે આવે
શ્રમિતોને સુખ અર્પે........જુઓ૦

વિધ વિધ રંગી સાળુ ધારી
સંધ્યા નભમાં ઉતરી આવી
શાન્ત તેજે સોહે........જુઓ૦

મીઠા મંદ સમીર ત્યાં વાયે
માનવ હૈયાં પુલકિત થાયે.
વદને સુરખી દીપે........જુઓ૦

તારક વૃન્દો નભમાં ટમકે
શશીદેવ આલે ચમકે
નયનો તૃપ્ત ન થાયે...... જુઓ૦

ક્ષણિક જીવન જીવી જાતી
પલકમાંહિ વિલીન થાતી
સંધ્યા શરમાઇ જાતી........
જુઓ સંધ્યા ચાલી જાતી.

સૌ. ધનિષ્ઠા મજમુદાર

# જીવન નાટિકા

લેખક : શ્રી. ચંપકકુમાર તલસાણીયા

“ એય ગાડી !–બસ અહીં ઉભી રાખ.” કહી કૈલાસ ડૉ. રામચંદ્ર ભટ્ટના દવાખાના પાસે ગાડીમાંથી બહાર કુદી પડયો. મોહિની કુતૂહલથી ગાડીમાં બેઠાં બેઠાં ડૉકટર ભટ્ટની બી. એ; બી. એસ. સી; એમ. બી. બી. એસ. ની ડીગ્રીના અક્ષરો વાંચી રહી.

“ મોહિ ! બહાર આવ તો.” કહી કૈલાસે પાકીટમાંથી પૈસા કાઢી ગાડીવાળાને આપ્યા, અને મોહિની સામે સ્મિતાંકિત ચહેરે જોઈ રહ્યો. એકાએક ચમકતી હોય તેમ મોહિનીએ કૈલાસ સામે જોયું અને સ્મિત કરતી આંખોને સયત્ન સ્મિતથી જવાબ વાળ્યો.

“ મને કંઈ નથી થયું પણ.” કહી તે કૈલાસનો હાથ પકડી ગાડીમાંથી બહાર આવી. અને કૈલાસે જ્યારે તેના સામું સ્થિર દ્દષ્ટિએ જોઇ “ હં ! હમ્ ” કહ્યું, ત્યારે મોહિનીએ બીજો પ્રશ્ન મૂકયો.

“ સિનેમામાં મોડા નહિ પડીએ ? ”

“ આજે કોઇ ચિત્ર જોવું જ નથી.” કહી કૈલાસે સિગારેટ સળગાવી ધુમાડાની અસહ્ય સેર નાજુક આંકડી મોહિનીની આંખ પર વહેતી મૂકી.

“ લડાઇ થઇ છે ?–વિશ્વવિગ્રહ ? ” મોહિનીએ, ધુમાડાથી આંખને આવરીને કૈલાસને પૂછ્યું.

“ કેમ ? ” પ્રશ્નની અસંબંધતાને લીધે કૈલાસે પ્રતિપ્રશ્ન કર્યો.

‘ તો આ ટીઅરગેસ......” કહી બીડીના ધુમાડા તરફ નિર્દેશ કરી મોહિની મીઠું હસી.

“ ઓહ–સો–રી ” કહી કૈલાસે સિગારેટ ગટરમાં ફેંકી દીધી.

દવાખાનાના પગથીયા પાસે અટકી મોહિનીએ કહ્યું: “ બાને તો સિનેમાનું...”

“ બા એ શિવાય જવા કેમ આપે... ચિત્રને નામે સત્તર જાતની પૂછપરછ ટળી ” કહી પોતાની યુક્તિ પર મુગ્ધ થતો કૈલાસ ખડખડાટ હસ્યો, અને એનાથી અડધી ઉંચાઇની મોહિનીની આંગળી પકડી દવાખાના તરફ ફર્યો.

“ મને તો શરીરે કંઇ નથી હોં ” કંઇક અમંગળ વિચારના કારણભૂત કૈલાસની સામે જોઈ મોહિનીએ કહ્યું.

“ હં ” કહી કૈલાસ ધૂમ્રપાનમાં આ શબ્દો ગળી ગયો, પણ ‘હં’થી મોહિનીની શંકા વધી હોય કે પોતે કહે છે એ અમેળ સત્ય જ છે તે કૈલાસના મગજ પર ઠસાવવા માગતી હોય તેમ મોહિની ફરી બોલી.

“ આપણે તો નંબર એકના તંદુરસ્ત છીએ.” કહી મોહિનીએ સંપૂર્ણ તંદુરસ્તી દાખવવા પોતાની જાતને સ્હેજ ટટ્ટાર બનાવી, પણ સ્થિર ઉપડયે જતા કૈલાસના પગલાથી પોતાના કથનની અસરમાં અશ્રદ્ધા ઉપજતાં, એવું ચૌકસ કરવા પૂછ્યું.

“ તમને કૈં થયું છે ? ” અને એની પહોળી કાળી ચળકતી આંખો કૈલાસ, પર માંડી. રાખ ખંખેરી મોહિની સામે જોયા વગર કૈલાસે હસીને જવાબ આપ્યો.

“ મારૂં પેટ વધી ગયું છે.”

મોહિની જવાબ સાંભળી ઠમકમી ઉઠી. અને વાકયનો મર્મ સમજી બોલી. “ પણ મને હજુ અકારી કે ઉલટી કંઇ થતી નથી ! ”

પ્રથમ ગર્ભધારણ વખતે દેખાતાં ચિહ્નોની પોતાના પર કંઇ જ અસર નથી. એમ મોહિનીએ એના પતિ કૈલાસને સ્ત્રીસહજ સંકોચ છોડી કહ્યું, "ઉલટી કે બકારી થાય ત્યાંસુધી રાહ જોવી એમ કે ?" કહી સ્મિત કર્યા વગર કૈલાસે મોહિની તરફ જોયું એટલે તે ચુપ થઈ ગઇ અને મનમાં ઉછળતા અનેક તરંગોને મુંગા બનાવી દીધા.

*

દાક્તર રામચંદ્ર પાસેથી કૈલાસ હસતો હસતો બહાર આવ્યો ત્યારે દાક્તર પાછળ આવીને બોલ્યા "અમારા ધંધામાં, અમને લોકોને કાન જ હોય છે, જીભ નથી હોતી. ફીકર કરશો નહિ કૈલાસ" તેમણે રૂમાલથી હાથ લુછ્યા. "બીજું તો કંઇ નહિ ડોક્ટર, જૂના વિચારના છે. અત્યારથી આ પ્રસંગોત્સવ વાસ્તે શી શી ગોઠવણ કરવી, કયા ખર્ચ કરવા અને એમની શ્રીમંતાઇને શોભે એવું કઇ જાહેર જગ્યાએ દાન આપવું, એની ચર્ચામાં બાર વાગ્યા પહેલા રાતે સુતા નહિ હોય. My goodness!"

"હોય એમ જ કૈલાસભાઇ. ઘરડું માનસ નવી સંસ્કૃતિને શે પચાવી શકે. 'કોન્ટ્રાસેપ્ટીઝ' (સંતતિ નિયમનના સાધનો) નો કેટલા ઉપયોગ કરી શકે અને કૈલાસભાઇ ? હું તો એમ પણ પૂછું છું કે કેટલાની પત્નીઓ એ માટે તૈયાર છે ? 'ગ્રાફેનબર્ગ'ની 'સીલ્વર' રંગ શું છે કેટલા ડોક્ટરનેય ખબર નહિ હોય. પેસરી વાસ્તે કેટલા પુરુષો જાણે છે ?–'ફેન્ચલેધર' તમારા જેવા સંસ્કૃત જુવાનો જાણતા હોય તો ભલે. અને આજની બજાર 'કેમીકલ્સ' (દવાઓ) માંની કંઇ ભરોસા પાત્ર કે બીન જોખમી છે ?"

"બરાબર છે ડોક્ટર. હેવલોક એલીસ, મેરી સ્ટૉપ્સ, ડોક્ટર હૉલીક, નૉરમન હેર કે ગેમ્બર્ગની એક ચોપડીય વાંચવાની તસ્દીજ કોણે લીધી હોય છે ? ખરેખર આપણે ઘણાં જ પાછળ છીએ, લગભગ એક સદી."

"કંઇ નહિ તમારા જેવા જુવાનો આ અજ્ઞાન ટાળી દેશે. Old order must change." કહી દાક્તર રામચંદ્રે તેમના પચાસ વર્ષ પાકેલા ધોળા વાળમાં આંગળાં ફેરવવા માંડ્યાં.

"આપણે કંઇ નહિ કરીએ તો કોણ કરશે ?" કહી તેમણે પણ પોતાની જાતને જુવાનમાં ભેળવી દીધી.

"ચાલો તો મોહિની બ્હેન" કહી તેમણે પડદો ઉંચકી, તપાસવાની ઓરડીનો માર્ગ બતાવ્યો. મોહિનીએ સાશ્ચર્ય કૈલાસની આંખમાં જોયું, જેમાં સ્મિત ચમકતું હતું,

થોડી વારે દાકતરે કહ્યું "કૈલાસભાઇ, Don't you Worry, ખાસ મુંઝવણ નથી." કહી તેઓ ખુરશી પર બેસી ગયા.

"મેં આપ્યું તે બે વખત આપશો એટલે બસ" કહી કૈલાસે આપેલ એક નોટ તેમણે હસતાં હસતાં જાકીટમાંથી કાઢી સેરવી દીધી. છેવટે કહ્યું "આવજો મોહિની બ્હેન ! તબીયત તરતમાં સારી થઇ જશે હોં !"

અને થોડી વાર ચાલ્યા પછી પ્રશ્ન પૂછી શકવાની હિંમત ન થતાં મોહીનીએ કૈલાસને કહ્યું "અને તો કંઇએ નથી" અને જવાબ માગતી હોય તેમ કૈલાસની આંખોમાં જોઇ રહી.

કૈલાસે આકાશ તરફ દૃષ્ટિ કરી કહ્યું "હં."

*

ચાર મહિના થયા કૈલાસને પરણી નવ

જીવનની ઉષા માણતી મોહિનીનું જીવન સાવ નકલી બની ગયું હતું.

સાત ચોપડી જેટલો તેણે અભ્યાસ કર્યો હતો, પણ પોતાની ચાલાકીથી અને બાબાપે 'અમારી મોહિની સાત ગુજરાતી અને ત્રણ અંગ્રેજીનો અભ્યાસ કર્યો અને હજુય અભ્યાસ ચાલુ રાખ્યો છે.' કહેલ હોવાથી કૈલાસ પાસે સ્વાંગ ધરેલ જીવન જીવવું પડતું.

સગપણ પછી કૌમાર્ય જીવનના પત્ર-વ્યવહારમાં, કૈલાસના કાગળોના જવાબ એ કોઇ મહાન માનસશાસ્ત્રીની ઢબથી આપતી. જ્યારે તેને ખબર પડી કે કૈલાસની 'પત્ની'ની કલ્પના કોઇ પુરૂષ સમોવડી, પુરૂષને ધોળા પીવે તેવી, બોલવામાં ચાલાક, વ્યંગાર્થમાં કોઇથી ઉતરે નહિ તેવી બાળા છે ત્યારે મોહિનીએ પોતાની જાતને દરેક કાગળમાં તેવી ચિતરવા પ્રયત્ન કર્યો.

કેટલીક વેળા એ પોતે કંપી જાય તેવી ગપ મારતી, પણ કાગળને કૈલાસ માટે રસિક બનાવવો, તે ચુકતી નહિ. આમ પણ તેણે કેટલીક વેળા લખેલું. "ચડી પહેરી હોય અને ઉપર એક બાંડીયું અને પછી કુવાની ઉંચી પાળ પરથી પાણીમાં પડવાની કેવી મજા આવે?"—જો કે મોહિની જાણતી કે પોતે જાણ્યે, અજાણ્યેય જો પાણીમાં કે કુવામાં પડી હોય તો કદીય તણાયા શિવાય બીજો તરી શકે કે નહિ, એ સમસ્યા હતી.

બીજી વેળા એણે બીજી ગપ મારી.—પણ આ ગપ મારવામાં તેને કૈલાસની પ્રેરણા મળી હતી. કૈલાસે તેને લખેલ કાગળમાં મોહિનીની 'તરવાની મઝા' પર ભૌગ્ય દાખવ્યું હતું અને ચાંદનીમાં બે સાયકલ પર પડછાયા જેવા દૂર દૂર નીકળી જવાનું બીજું ચિત્ર આલેખ્યું હતું. એટલે મોહિનીએ "સાયકલ પર, ધબકતી શાન્તિમાં, સુંવાળા ગતિએ સાગરકાંઠે સરી જવાની સહેલગાહ" વર્ણવી.

ચુલા પાસે બેઠાં બેઠાં ભાત ઓસાવતાં, મોહિનીએ રાંધણિઆમાંથી પોતાના બહાર બેઠેલ ભાઇને પૂછ્યું "હેં ભાઈ! સાયકલ કઇ કઇ જાતની આવે છે? અને કઇ સારી?" જે જવાબ મળ્યો તે તેણે મનમાં ઘુંટી લીધો અને પછી કાગળમાં ઉમેર્યું, "સાયકલીકાની મજા તો ત્યારેજ પડે કે જ્યારે આપ બાજુમાં હો, શીળી ચાંદની હોય અને એક સુંદર બી એસ. એ. સાયકલ હોય. 'હરકયુલીસ' મને ફાવે નહિ 'સ્ટાર'નો તો સાવ કંટાળોજ આવે. છતાંય 'બેરીંગ' કે 'રોલીંગ' સારૂં હોય એવી કોઇ પણ સાયકલ પર મઝા પડેજ." સાયકલ માટેનું આટલું જ્ઞાન તેણે નવુંજ મેળવ્યું હતું અને આટલા શિવાય તે આગળ વધવાય પામી નહિ.

સિનેમા વાસ્તેનો પોતાનો અજબ શોખ દેખાડવા તેણે લખ્યું કે "મારાં બા ને ગપસપ્પા સમજાવી મારી બહેનપણી સાધના, ઊર્મિને હું નાસી જઇએ અને આમ કોઈ સારૂં ચિત્ર તો છોડીએજ નહિ." આટલું લખતાં એને બે વેળા તો કંપ આવી ગઈ હતી કારણ કે તેજ વેળા તેને, પોતે પોતાના કુટુમ્બસહ જોયેલી ફિલ્મ બે વર્ષ પહેલાં ગામના થીએટરમાં આવેલી તે સાંભર્યું" તેની સખી સાધના કે ઊર્મિ તેના કલ્પના સર્જનો હર્તા એ કોઇ ન જાણે તો સારૂં.

છેવટે, કંઇક પ્રસંગો માટે વિચાર દર્શાવ્યા પછી કૈલાસે 'ભાવિપ્રજા' માટે પૂછ્યું. પ્રશ્ન સાથે સાથે લખાણની ઢબ પરથી મોહિનીએ કૈલાસના વિચાર જાણ્યા પછી બહુ સહેલાઇથી જવાબ ઘડી કાઢ્યો, કે પોતે હિંદની હાલની હાલતે પ્રજોત્પત્તિ એક બોજો માને છે. કોડીબંધ અણુશીયા: શા બાળકોની જરૂર

નથી-બાળકોની જ જરૂર નથી કારણ કે તે માબાપના કેટલાય મનોરમ સ્વપ્નના ભંજક હતાં. પોતાને તો બામ પડે સુગ ચડે, " આમાં કેટલું અસત્ય હતું, તેની પ્રતીતિ તેને જો કોઈ ગુલાબ બ્હેનની બેબીને રમાડતી જૂઓ ત્યારે જ થાય.

*

" 'નહિ પરણું'–'હમણા તો નહિ બા!' –'બા બાપુજીને કે'જો કે મારા અભ્યાસનાં વર્ષમાં મને એ ન ફાવે' અથવા બીજા કોઈને મોઢે 'એ છોકરીને તો હું નથી જ પરણવાનો. સગપણ થયું હોય તો રદ થાય" એવી કંઈ પણ માબાપને કે સાસુસસરાને ચમકાવે તેવી વાત કર્યા વગર કૈલાસ લગ્ન માટે તૈયાર થઈ ગયો. મોહિનીના માબાપે ઇશ્વરનો આભાર માન્યો. મોહિનીનું કૌશલ્ય વખાણ્યું, અને લગ્ન થયાં.

મોહિનીએ પોતાની બુદ્ધિની ખરી કસોટી હવે થશે એ તો લગ્નમંડપમાં જ જાણ્યું હતું.

લગ્નમંડપમાં હસ્ત મેળાપ વાસ્તે ફોટો પડાવવા, બીજાંને દબાવીને કૈલાસે સંમતિ લીધી ત્યારે મોહિનીને એ વેળા મોઢું ઉઘાડું કરતાં તો મરવા જેવું થયું. કેટલાય મુંઝવણમાં વેગળા થતાં વડિલોની હાજરીમાં, અને અકળાતાં માબાપની સમક્ષ મોઢું ઉઘાડતાં એની આંખો ઉંચકી ઉંચકાતી ન્હોતી પણ બાજુમાં બેઠેલ કૈલાસ યાદ આવતાં એણે સમગ્ર શક્તિ ભેગી કરી સ્વાસ્થ્ય મેળવ્યું. ત્યારે જ તે મનસા બોલેલી "આર્યા ખરી સંકડામણની શરૂઆત થઈ."

વરસની પ્રથમ રાત્રીએ 'બ્રહ્મચર્ય આચરણ'ની બાર વાગે શરૂ કરેલી રાત્રે બે વાગે 'સંલગ્ન'ના આનંદમાં પરિણમી ત્યારે જ મોહિનીના હૈયાની ધડક ઓછી થઈ. અને ત્યારપછી મોહિની એક વાત શીખી ગઈ 'શરૂઆત ગમે તેવી હોય પણ અન્ત આવતાં સુધી મુંઝાવું નહિ.'

એટલે, કૈલાસની નિરામિષ કે માંસાહારની વાત તે સંકોચ વગર સાંભળતી ગઈ. ઇંડા વાસ્તે તો કૈલાસને જેમ વાંધો ન્હોતો તેમ પોતાને પણ સુગ ન્હોતી તેમ મોહિનીએ જણાવ્યું. 'ઑમ્લેટ' જો મળી શકે તો પોતે પણ ખાય એવું કૈલાસની સમક્ષ એણે નિવેદન કર્યું. નિરામિષ ભોજન કે માંસાહાર માટે ખાસ ભેદ કે સુગ પણ ન્હોતી. અને માંસાહારની તરફેણ કરવા તેણે છેવટ આમ પણ કહ્યું 'અનેક દાણાની એક રોટલી ખાવા કરતા, એક ઘેટા બકરાના માંસથી પેદા થયેલી વાનગીમાં હું ઓછું જ પાપ માનું." જે કહેતાં તેણે પ્રબલ યત્ને સ્વાસ્થ્ય સાચવ્યું હતું. **जीवो जीवस्य जीवनम्**ની કૈલાસ પાસે જ સાંભળેલી કંડિકા તેણે આ વેળા હસતાં હસતાં કૈલાસ પાસે રજુ કરી કૈલાસને સાશ્ચર્યમુગ્ધ બનાવ્યો.

એકલા મુસાફરી કરવાની, સાગરમાં ઘુમવાની, ચાંદનીમાં ફરવાની,...ને એવી એવી કંઈક ખેતમા જીવન જીવવાની વાતો કરતાં, કૈલાસે આકસ્મિત ઉદ્ભવતા બાળકોની વાત કરી, *એના જવાબમાં મોહિનીએ કહ્યું.*

"રસ્તો હોય તોય શું થયું? ટાળી દેવાય."

મોહિનીના બન્ને હાથને, પોતાના બે હાથમાં પકડી, કૈલાસ મોહિનીને ચારુ ચક્ષુઓમાં જોઈ રહ્યો. હસીને મોહિનીએ આંખો ઢાળી દીધી.

*

સીમંતની તૈયારી કરતા હર્ષઘેલા માબાપને ખબર પડી કે 'વહુને ઋતુ આવી છે' ત્યારે તેમને અસહ્ય આઘાત થયો. પોતાના ઓછા પુણ્ય માટે આકાશમાં બેઠેલ પ્રભુ સામે અસહ્ય હાથ ઉપડયા.

મોહિનીની વેદના પણ અસીમ હતી. તેની છાતીમાં કેટલાય વિચારો તેમના સુંવાળા દેહથી ગલીપચી કરતા હતા. એકાન્ત એની પાસે રમકડાં શાં કેટલાંય બાળક લાવતું. સ્વપ્નોએ દુનિઆ આખીના બાળકોને એની પાસે પોતાના બાળકની પસંદગી માટે રજુ કર્યાં હતાં. અને એક બાળક તેની છાતી નીચે ધબક ધબક થતું પડયું તેના લોહીથી પોષાતું હતું. તેને એણે તન્દ્રામાં કેટલાંય ચુંબનો કર્યાં હશે.

તે રાત તેને યાદ આવી. કૈલાસે બારણાં બંધ કરી સિગારેટ સળગાવી એની આંખોમાં અદ્‌ભુત સ્મિત હતું. મોહિનીએ પોતાની આંખથી એની પ્રતિચ્છાયા પાડી. થોડીવારે કૈલાસે ખીસામાંથી એક પડીકું કાઢયું. મોહિની કુતુહલ દ્રષ્ટિથી તે જોઇ રહી. કૈલાસે એક ગ્લાસમાં થોડું પાણી લઇ તેમાં તે ઉમેર્યું, એટલે મોહિનીએ બાળક શા કુતુહલે પૂછયું, " કેમ તબીયત ખરાબ છે ? "

કૈલાસ જવાબ આપ્યા વગર એક ફિલ્મનું ગાયન ગણગણી રહ્યો. એટલે જવાબની અપેક્ષા રાખતી મોહિનીએ ગ્લાસમાં ગોળચક્કર ફરતા પાણી સામે જોયું અને સ્મિત કરી કૈલાસને પૂછયું.

" આ શું કરો છો ? "

" આ પી જા તો " કહી કૈલાસે તેના મોઢાના ખૂણે સિગારેટ દબાવી, અને મોહિનીના ખભે હાથ મૂકયો.

" શું છે આ ?" થોડી વારે મોહિનીએ કૈલાસને પૂછયું.

" પી લે તો જરા " કૈલાસનો હાથ મોહિનીની ચંપા ભરેલી વેણી સાથે રમતો હતો. મોહિનીનો નાનો સરખો દેહ કૈલાસના પડખામાં સમાઇ જતો હતો.

મોહિનીને આ પ્રેમોપચારમાં અમંગળ સૂચનાઓ આંતરિકમાંથી થવા માંડી. છતાંય તેણે સ્મિત કરતા કૈલાસને પૂછયું. " હું પીઉં આ ? "

" હા હા તું જને ! " કહી કૈલાસ હસી પ્યાલુ તેને મોઢે લાવતો હતો.

" પણ મને તો કંઇજ નથી ને ? મુંઝાતાં સ્મિત કરતી મોહિનીએ કહ્યું, " ન પીઉં તો ?"

" અરે એમ તે કંઇ ચાલે ", કૈલાસ મોહિનીના પેટ તરફ જોઇ બોલ્યો ત્યારે મોહિનીએ આંખો મીંચી દીધી. પ્યાલાની ઠંડી ધાર તેના ઓષ્ટને અડી ત્યારે અંદર બેઠેલા બાળકે, માના ખંજર ચલાવતા ઓષ્ટને ના પાડી. પણ પ્યાલું આગળ વધી એના દાંતને અડકયું ને હલવાયું ત્યારે તેણે દિવાનખાનામાંથી સાસુનો અવાજ સાંભળ્યો.

" વહુ મારી છે તમારી નથી, સમજ્યા ? આપણી નાત જમે નહિ તો મારી વહુને સારા દાંડા આવ્યાનું ભાગ્ય શી રીતે ખબર પડે. "

" પણ હું કહું છું તમે એમના બાપની હોંશને..." તેના સસરાને બોલતા અટકાવી સાસુ બોલ્યાં, " મારો લાડીલો તો મારે ઘેરેજ અવતરશે. કોઇનો શબ્દ હું નહિ સાંભળું આ બાબત. "

કૈલાસ હસ્યો. મોહિનીએ એના અકળાવતા સાનિધ્યમાંથી દૂર ખસી તકીયામાં મોઢું છુપાવી દીધું.

આ ઝેર પીવાનો પ્રસંગ તે કેમ વિસરે ?

એકાએક આંધીનાં પૂર ચડયાં હોય તેમ તેના મૃતદેહ બાળુડાની ચળકતી આંખો તેની નજર આગળ ચડી. તેના હૃદયમાં અસહ્ય આતપદાહ લાગ્યો. પલંગ પર પડી એણે રડી મૂકયા. પાસેથી પસાર થતાં ખિન્નવદન

સાસુએ આ દશ્ય જોઇ અંદર આવી તેના માથે હાથ ફેરવી કહ્યુંઃ

" હોય બાપુ ! તારી તે કયાં ઉમ્મર વહી ગઈ છે ? કહી પોતાના ધ્રુજતા હાથને છુપાવવા તે સત્વર ખંડ છોડી ચાલ્યાં ગયાં.

થોડી વારે કૈલાસ ગણગણતો અંદર આવ્યો ત્યારે તેણે મોહિનીને ઉંધી પડેલી જોઈ પાસે જઇ કહ્યું " કેમ ! કેમ ! મોહિ ? "

મોહિનીએ તકીયામાંજ અશ્રુ મુકવી સ્મિત કરતાં કહ્યું: " તમે આટલા વહેલા આવ્યા ? "

" આજે બહાર જવું છે. " કહી કૈલાસ પલંગ પર હાથ ટેકવી બેઠો

" હા જઇએ-પણ, કયાં જઇશું ? " મોહિનીને આજે કયાંય જવા પર ખૂબ કંટાળો આવ્યો હતો.

" ' મધર અર્થ ' જોઇએ. " અચળ આંખે મોહિની તેના તરફ જોઇ રહી. થોડી પળ સજળ નયને સ્મિત કરી તેણે કહ્યું. " હું નહિ આવું. " અને તકીયામાં મોઢું સંતાડી દીધું.

*

" ચલો આ ' રેસ્ટારાં 'માં જઇએ. " સિનેમામાંથી નીકળી કૈલાસે કહ્યું " મને ખૂબ ભૂખ લાગી છે. "

" હા ચલો મનેય ભુખ લાગી છે. " કહી મોહિનીએ કૈલાસને ખૂબ ગમતો ભાવ તેના બાવડે હાથ નાખી બતાવ્યો.

' ઑમ્લેટ 'નો હુકમ થતા મોહિની ચોંકી ઉઠી અને પછી એક ખોટો ઓડકાર ખાઇ બોલીઃ " હાયરે ! અપચોજ થયો છે. હું ખાવાની નથી હોં ! " કૈલાસ એને ફરતી જોઇ હસ્યો. મોહિનીએ હસીને જવાબ આપ્યો " સાચું કહું છું હો. "

ઑમ્લેટ આવતાં એના પર મશાલો ભભરાવતાં કૈલાસ બોલ્યો. " છેને ચણાના લોટના પુડલા ? આમાં છડા આવે નહિ હોં."

" પણ આવે તોય મને છડાતી કયાં સુગ છે ?–છે કે ? ! "

" તો સ્વાદ ખાતર એક બટકુ લે. "

" એકજ બટકામાં શું લેવું'તું. લઇશ ત્યારે આખો. ને...હાં...રે આમાંથી તો એક બટકું'ય લઉં તો કેટલું પાપ લાગે. તમે બહુ ભુખ્યા છો તે ભુલી કેમ જવાય ! હવે તો એક કણીય નહિ ખાઉં. " કહી મોહિની હસી.

" ચાલ ચાલ લુચ્ચી. "

થોડી વાર રહી કૈલાસ ફરી બોલ્યો.

" સુપ પી. અપચો મટી જશે. મજાનું બકરાના લીવરનું ! "

ઉબકા આવે તેવું મોહિની અનુભવતી હતી છતાં સ્મિત કરીને જવાબ આપ્યો. " તમે દાકતર થઇ જશો તો બિચારા બીજા ભીખ માગશે. "

છેવટે થોડી વારે તેણે કહ્યું " તમે બહુ ખરાબ દાકતર છો. "

એના ચળકતા ગાલે લાલી જોઇ કૈલાસે કહ્યું. " તું હમણા જમવા માંડી છો હો "

આ સાંભળી મોહિનીને કમકમાટ થયો.

*

" બા, મારા પિયેર મને ન જવા દયો ? " મોહિની એની સાસુને પુછતી હતી.

" તમને બધાને થયું છે શું મોહિ !– તારા સસરાય એક જ વાત પાછળ લાગ્યા છે. વેવાઇ પણ એમ જ કે'છે–પણ આ ફેરે તો કોઇને મચક નહિ આપું. "

" બા, આ વેળા મને જવા દો તો ઠીક, મુહુર્ત પહેલા પાછી આવી જઇશ " મોહિનીની ચળકતી આંખોમાં યાચના હતી

"એમ બને કે ? ત્યાં ગયા પછી પાછા આવવા દે તો વેવાઇની આબરૂ જ જાયને દીકરી ! કોઇ આવું ટાણું છોડે ! પછી તો કેવુંય ખોટું દેખાય. હું છું ને દીકરી તારી સંભાળ રાખનારી, મારો નાથ હાજરાહજુર છે બાપુ !" કહી તેમણે આકારમાં નિરાકારી બેઠેલા ભગવાનને સંબોધ્યા.

મોહિની મુંગી મુંગી તેના ઓરડામાં ગઇ, પણ વીજળી પડતાં ચમકે તેમ ચમકી. કૈલાસ ત્યાં બેઠો હતો.

"ક્યાં જવાની વાત હતી મોહિ !"

"મારા પિયેર" મોહિનીએ આંખો ઢાળી કહ્યું.

"મારાથી કંટાળી ?" કૈલાસે ટેબલ પર પગ ચડાવતાં કહ્યું.

"એમ તે શું હોય" ઉપલકીયું હાસ્ય કરી મોહિનીએ કહ્યું.

"તું જાડી થાય છે કે શું ?"

"એમ લાગે છે ?" મોહિનીએ ગભરાટ ભરેલી આંખોએ આ પ્રશ્નને રમુજમાં ફેરવવા પ્રયત્ન કર્યો.

"લાગે છે નહિ છે." કહી કૈલાસ ઉભો થઇ પાસે આવ્યો. મોહિની બેસી ગઇ.

"રોના મુહુર્તની વાત કરતી હતી મોહિ !"

ધ્રાસકો પડતાં સાદ તૂટી જાય તેમ મોહિનીનું થયું. તેણે મહાપ્રયત્ને કંઇક બ્હાનું બતાવવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ નિવડતાં છેવટે તેણે ગુંગળાયેલ સાદે કહ્યું "મને ખબર નથી."

એક ક્ષણ મુંગા રહી કૈલાસે કહ્યું: "મોહિ ! આજે બહાર જવાનું છે. હું હમણાં આવું ત્યારે તૈયાર થઇ રહેજે હોં."

અને જ્યારે કૈલાસ પાછો આવ્યો ત્યારે તેને સાશ્ચર્ય ખબર પડી કે મોહિની તેની માસીને ત્યાં ગઇ છે. માસીની દીકરીને સુવાવડ હોવાથી થોડું રોકાવાની હતી.

કૈલાસને મોહિનીની આ વર્તણુંક પર ખુબ ગુસ્સો આવ્યો. રાત્રે પલંગ પર આળોટતાં તેણે બાને મોટે સાદે બોલાયલી વાત સાંભળી ત્યારે તો હવનમાં ઘી હોમાય તેમ તેનો ગુસ્સો પ્રજ્વળી ઉઠયો.

"વહુની ઇચ્છા છે, વેવાઇનેય બે પૈસા ખરચવાની હોંશ છે તે બિચારાને એને ય જીવ્યું માણવા દેવું જોઇએને ?"

"બસ, તોબા." કૈલાસની બાએ હાથ જોડયા. "તમે જીત્યા ને હું હારી. વહુ કે'શે સસરો કે'શે, બાપ કે'શે, પછી જગતમાં કહેવામાં બાકી રહ્યું કોણ ?-પણ ઠીક. વહુની ઇચ્છા છે તો–" કૈલાસે એ વેળા બાજુમાં પડેલા બાલ્લશીયાને પીસ્યું. "વહુની ઇચ્છા હોય તો ભલે જાય. હું ના નહિ પાડું. પણ છોકરા સોતી તો એક મહિનોય ત્યાં નહિ રહેવા દઉં." કૈલાસની બાની આ શર્ત કૈલાસે સાંભળી ત્યારે તેની આંખે ગુસ્સાથી અંધારાં આવતાં હતાં. મોહિનીનું હસતું મોઢું તેને ઠગ જેવું લાગ્યું. 'માશીની દીકરીની સુવાવડ' તે બરાબર સમજી ગયો. ન સમજાય તેવી ગુસ્સાની ઝાળ તેને લાગી.

*

"મોહિ !"

"જી આવી." દૂરને દૂર રહેતી મોહિનીને કૈલાસે એક વેળા આડો ફરી બોલાવી.

"આજે હમણાં બહાર આવવાનું છે."

"મોહિની થોડી પળ ચુપ રહી; કૈલાસના મોઢા પર અવ્યક્ત ગુસ્સો ધમધમતો હતો.

" આપ ગાડી લઇ આવો એટલી વારમાં હું તૈયાર થઇ જાઉં છુ. "

કૈલાસના સસરા અને બીજા બેત્રણ મહેમાનો વચ્ચે થઇને કૈલાસ ક્રોધથી ધુમરી ખાતો બહાર ગયો.

ગાડી ધરે મોકલી તે બહાર થોડે દૂર ઉભો રહ્યો. ચાલાક મોહિની આટલા બધા મહેમાનો વચ્ચે સાથે આવવા કરતાં બહાર એકલી છટકી આવશે એ હિસાબે કૈલાસે બહાર ઉભા રહેવા ઠીક ધાર્યું.

તેણે મોકલેલ ગાડી થોડીવારમાં ઝડપથી આવતી દેખાણી. ચપળ મોહિની પર અને તેની વફાદારી પર એનું હૈયું ન્યોચ્છાવર થયું ગાડી ગતિથી તેની આગળ આવી, ઉભી રાખવા હાથ ઉચો કરે એ પહેલા તો એની પાસેથી પસાર થઈ ગઇ. પાછળની બેઠક પર નજર કરતા ઘરનો નોકર લખમણ બેઠો હતો. તેના તરફ કૈલાસે સાંકેતિક પ્રશ્ન કરતાં લખમણે બુમ પાડી કહ્યુ. " મોહિ બેનને ઉલટી થઇ છે. દાકતર દેસાઇને બોલાવવા જાઉં છું. " અને ગાડી અદ્રશ્ય થઈ ગઇ.

કૈલાસના હૃદયને આંચકો લાગ્યો, એણે ત્વરિત ગતિએ ઘર ભણી પગલાં ઉપડયાં.

એણે આવતો જોઇ બધાએ પૂછપરછ કરી " ભાઇ દાકતર આવ્યા ? છે કે નહિ ?" અને બાની દોડધામ જોઇ તે મુગો મુગો એક જગાએ બેસી ગયો.

રાત્રે ધીમે પગલે તે મોહિનીની પથારી પાસે આવ્યો ત્યારે મોહિનીએ અર્ધ નિમીલિત આંખે તેને આવકારી હસતાં હાંફતા કહ્યું. " આંગળાં ધાલી ઉલ્ટી ન્હોતી કરી હો " અને પછી સ્નેહભીની આંખે સ્થિર બેઠેલ કૈલાસના ચહેરા તરફ જોઇ રહી. થોડીવારના મૌન પછી તે બોલી,

" અહિં લાવી આપશો તો પણ લઇ લઇશ. પણ તમે પાશો તો જ પીશ હો. "

એ ઘડી કૈલાસે તેના પડખામાં માથું મુકી દીધું.

*

સાંજી થતાં વાર જ મોહિની ને પિયેર જવા તૈયાર કરવામાં આવી.. સાસુની હોંશે મહાઇને મોહિની તૈયાર થઈ વૃદ્ધ સસરાની ભાવ ઘેલછા અસિમ બની એટલી બધી ધમાલ મચી ગઇ કે ન પૂછો વાત. મોહિની બધામાં એટલી બધી વ્હેંચાઇ ગઈ હતી કે કૈલાસને ભાગ થોડી મિનિટો જ આવી.

મોહિની કૈલાસને પડખે ભરાઇને બોલી " લાવ્યા પેલી દવા ! " કૈલાસ ઘડીભર તેના સામુ જોઇ રહ્યો. છેવટે ખીસામાં હાથ નાખી તેણે એક પડીકી કાઢી. હાથની ધ્રુજ પારખતાં મોહિનીએ પ્રશ્ન કર્યો.

" હાથ ધ્રુજે છે ? "

ચોરી પકડાતાં તેનો પ્રતિકાર કરવા તૈયાર થતા માનવીની જેમ કૈલાસે કહ્યુ " ના...આ ના " અને હાથની ધ્રુજ દબાવવા સ્નાયુઓ સંકોચાવ્યા જે મોહિની પારખ્યા વગર ન રહી. તેણે સ્મિત કરી કહ્યું.

" પાઇ દેશો હમણાં ? "

" તું જ પી લેજે. સમજી ! " વહાલ ઉભરાતાં કૈલાસે કહ્યું.

" સમજી હો ! " હસીને મોહિનીએ કહ્યું.

*

મોહિની કાગળ લખતી હતી "...તમે આપેલી દવા મેં બે ભાગમાં સાચવીને ખાટલાની ઈસ પર મુકી હતી...ચોકની કુતરી મોતીને તે ગમતાં તેને ચાટયા પછી તેને ચાર ગલુડીયા થયા છે. દરેક વખતે પાંચ થાય છે......

થોડા દિવસ પછી બીજુ સુગંધિત કવર ફેરવતા કૈલાસે વાંચ્યું " પડીકીની અસર અદભૂત નિવડી છે......નહિંતર તો બે થાતને ! ! હં ?

એની આંખો તમારા જેવી ભુરી છે–વજન બાપાજીએ સાડાઆઠ રતલ કહ્યું છે. નર્સ એમી તો એની ભરેલી બોચી પકડી કહે છે. " આના બાપાને ન બતાવો મોહિબેન ! " મે કહ્યું છે કે તમે શનિવારે આવવાના છો...તેનો ફોટો......"

કૈલાસે કાગળ પછાડયો. કપડા સહિત તે પલંગ પર પડયો. અને બોલ્યો. " બેવકૂફ ! "

ત્યાં કૈલાસનાં આ બોલતાં બોલતાં અંદર આવ્યાં. " બેવકૂફ ! બેવકૂફ ! વાસણ માંજનારની બુદ્ધિ તે કયાંથી માંજેલી હોય ? કે' છે કે ' બાબ 'ને જોઈશ ત્યારેજ અન્ન મોઢે નાખીશ. હવે કૈલાસ, આપણે બે જતાં હોય ત્યાં કયાં એને લઈ જવી ? ઉતાવળથી પાછા બીજે કામે જતા તેઓ હાથમાં રાખેલો ફોટો ભુલી ગયાં.

ધ્યાન જતાં કૈલાસે એ નાજૂક વસ્તુ તરફ ઘૃણા ભરી નજર ફેરવી, પણ ચિરપરિચિત આંખોના ઝબકારે તેનો હાથ લંબાયો.

થોડીવારે એક નાજૂક ફોટો તેણે અજાણતા છાતીએ ચાંપ્યો.

" મારો લાડીલો ! " બા બીજા ઓરડામાં ગણગણતાં હતાં.

---

# આવોને બ્હેન !

[ રાસ ]

આવો બ્હેન ! સહુ આવોને બ્હેન !
કરીએ આનંદે આજ બહુ ગોઠડી;
આવો બ્હેન ! સહુ આવોને બ્હેન !
આજે તે ખોલીએ હૈયાની કોટડી.

આપણુ તે લઈએ રાસ મનગમતા
આજે ગરબાના ગૌરવ ગજાવતાં;
વરસાવીએ ગીત અમૃતની ઝડી.—

ફરીએ ગોળ ગોળ, કુંડાળે વળીએ,
ઝાંઝરના ઝમકારા કરીએ;
આરોપીએ સ્નેહ તણી સાંકળી.—

દેવ જોવા આવશે, દેવીઓ આવશે,
સ્વર્ગથી સરખી સાહેલીઓ આવશે;
રાસના સરોવર રહેશે ઉછળી.—

શ્રી. મુક્તાબ્હેન મંગળજી ઓઝા

# જીત શું ? અજીત શું ?

[ ગીત ]

કદી આશાને વિંઝણે રમંતા,
નૈરાશ્યમાં ભમંતા,
એ ગાંધીને જીત શું ? અજીત શું ?

ઉરે સત્યની વેલ ફૂલિ ઝૂલે,
ને પંથ નવા ખૂલે,
એ ગાંધીને જીત શું ! અજીત શું ?

જગે શસ્ત્ર અહિંસાનું ઝમકે,
ને ચેતન ચમકે,
એ ગાંધીને જીત શું ? અજીત શું ?

કદી આભલાના ચન્દને ભેટે
ને વર્ષે અમી હેઠે,
એ ગાંધીને જીત શું ? અજીત શું ?

એની વાણિ તારલિયા વેરે
ને મેઘધનું એરે
એ ગાંધીને જીત શું ? અજીત શું ?

એની પ્રેમાળ જ્યોતિ આજ ઝળકે
ને જન સોહુ મલકે,
એ ગાંધીને જીત શું ? અજીત શું ?

શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

# પુરૂષની ચે ખરી*

પુરૂષની ચે ખરીઃ
ન માત્ર ઓ સ્ત્રી ! પ્રભુની કૃતિ તું.
હમેશ એ તો નિજ ઉર રંગે
નવાઝી તુંને મઢતો સુરંગે.

જો ! કલ્પના જાળસુનેરી ગૂંથે
તવાર્થ હોંશે કવિઓ રસીલા
શોભા ત્હને શાશ્વતી અર્પતાંના
રાખે કમીના કશી ચિત્રકારો.

રત્નાકરો સૌ નિજ રત્ન અર્પે
સુવર્ણ ખાણોઃ
અમૂલ્ય શોભાળી ત્હને કરી દે
મોંઘાં સુગંધી કુસુમો દઇને
વસંત શાણોઃ

રે ! માનવીની ઉર આશ મોંઘી
ત્હારી યુવાની પર કીર્તિ ઢોળે

તું અર્ધ છે સ્ત્રી, વળી સ્વપ્ન અર્ધ
તેથી કહું: પુરૂષનીય તું ખરીઃ
ન માત્ર ત્હારી પ્રભુદત્ત આકૃતિ.

શ્રી. જશભાઇ કા. પટેલ

* સ્વ. ટાગોરની એક કૃતિ ઉપરથી.

# સૌન્દર્યની ભાવના

લેખિકા : શ્રી. વનમાળા છ. દેસાઇ

પ્રભુ પ્રેમસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ છે; તેમજ સાન્દર્યસ્વરૂપ પણ છે. આથી પ્રભુની રચેલી સૃષ્ટિમાં એવું કશુએ નથી કે જે સૌન્દર્ય વિહીન હોય. ગુલાબના પુષ્પમાંથી પરિમલ પ્રસરે છે. સૂર્યમાંથી અંધકારનો નાશ કરનાર પ્રકાશ રેલાય છે. પૂર્ણિમાનો ચાંદનીમાંથી અમીરસ વરસી રહે છે; આથી હજારગણું સૌન્દર્ય પ્રભુએ સર્જેલી સકળ વસ્તુઓમાંથી વહે છે. સૃષ્ટિની તમામ વસ્તુઓમાં મનુષ્ય જ પ્રભુનો મોટામાં મોટો ચમત્કાર છે. આ અવનીપર એક પણ મનુષ્ય એવો નહિ હોય કે જેનામાં સૌન્દર્યની ભાવનાનો અંકુર માત્ર પણ ન હોય.

આપણી અંદર પ્રભુનાં સત્ય, શિવ અને સુંદર એ ત્રણેય સ્વરૂપો રહેલા જ છે. પ્રભુમાં આ પૂર્ણપણે ખીલેલાં છે; જ્યારે આપણી અંદર તે બીજરૂપે છે. તેને વિકસાવવાં તે આપણી જીવનની મોટામાં મોટી ફરજ છે. જીવનની એક બાજુ જો સત્ય છે તો બીજી બાજુ સાન્દર્ય પણ હોય તે નિર્વિવાદ છે; કારણ કે જેવી રીતે ઋષિઓનું સતતું દર્શન આપણા વેદોમાં જ્ઞાનરૂપે પણ પ્રગટ થયું છે; એટલે જીવનમાં સત્યની પ્રાપ્તિ જેટલી જરૂરી છે તેટલી જ સાન્દર્યની પ્રાપ્તિ પણ જરૂરી છે.

ભગવાને મનુષ્યને એવો જ ઘડ્યો છે કે તેને આ બે ભાવનાની ઝાંખી આપોઆપ થાય, આપણા સ્થૂલ શરીરની પાંચે ઇન્દ્રીયો આપણને સત્યનું ભાન કરાવે છે. હૃદયની ખીલવણી આપણને જીવન અને જીવનની સફળતાનું ભાન કરાવે છે. અને મનની ખીલવણી સૌન્દર્યનું ભાન કરાવે છે.

માનસ શાસ્ત્રીઓ કહે છે કે બાળકમાં સૌન્દર્યગ્રાહક શક્તિ પૂર્ણપણે વિકસેલી હોય છે. સુન્દરતા તરફ બાળક હંમેશા આકર્ષાય છે; અને તેનો આનંદ તેની આંખો તથા હાથ દ્વારા આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ. "નવીનતા ધારણ કરે તેજ સૌન્દર્ય" એમ કવિવર ટાગોરે કહ્યું છે. અને તેથી જ બાળક નવીનતા તરફ આકર્ષાય છે, પણ એટલું સ્પષ્ટ કરવું જોઇએ કે નવીન છતા સુંદર બાળક કદીએ મેલું કે ભાંગેલું રમકડું હાથ ધરશે નહિ. સ્વચ્છતા પણ બાળકને પ્રિય જ હોય છે. સ્વચ્છતા એ સુન્દરતાનો એક ભાગજ કહી શકાય. સ્ત્રીને તો સૌન્દર્ય વરેલુંજ છે. માટે સ્ત્રીને સુંદરી કહેવાય છે; તેજ સુંદરીઓની પ્રેરણામાંથી કલા પ્રગટે છે. કોઈ પણ પુરૂષ એવો અભાગી નહિ હોય કે તેણે બાળકના બોલમાં કે પ્રિયતમાનાં હાસ્યમાં સૌંદર્ય પિછાન્યુ ન હોય ? આ સૃષ્ટિમાં સર્વત્ર જે સૌંદર્ય રેલાયું છે તેનો અનુભવ દરેક મનુષ્ય કરે છે; પણ તેની સૌન્દર્યગ્રાહક શક્તિ ઉપર તેનો આધાર રહેલો છે. સાહિત્યકારો, કલાકારો, શિલ્પીઓ વગેરે અનેક માનવીઓ પોતાની કૃતિમાં સાન્દર્યનાં દર્શન કરી શકે છે. જંગલી મનુષ્ય પણ તેમનાં પાળેલાં પ્રાણીઓમાં કે પોતાના ઓજારોની આકૃતિમાં સૌન્દર્યનાં દર્શન કરે છે.

સૌન્દર્યની મહાન શક્તિ મનુષ્યની વાસનાઓનું પરિવર્તન કરે છે, ને તેને નિર્મળ તથા પવિત્ર બનાવે છે. આથીજ સૌન્દર્યમાં નૈતિક મહત્તા સમાએલી છે. મનુષ્યને જીવન જીવવા માટે હવા કે નિદ્રાની જરૂર છે તેટલી જ સાચું જીવન જીવવા માટે સૌન્દર્યની આવશ્યકતા છે. મનુષ્યે માત્ર આજીવિકાનાં

સાધનો અર્થેજ જીવવું તે કેવળ ખોટો ખ્યાલ છે. મનુષ્ય ઉપયોગી અને સુંદર વસ્તુઓ ઉત્પન્ન કરવાને માટે જીવે તો તેનું જીવન સર્વાંગ સુંદર થાય અને જીવનનો પ્રત્યેક પ્રસંગ એને અમરતાની સુવાસ અર્પી શકે. સૌન્દર્ય ચૈતન્યને પ્રબળ બનાવે છે, ને જીવનનો પાયો દૃઢ કરે છે. શ્રમિત અને નિર્બળ મનને ઉલ્લાસથી ભરચક કરી નવજીવન અર્પે છે. સૌન્દર્યની સહાય વડે કલા આત્માને અવનવીન પ્રેરણા અર્પે છે. જીવનસંગ્રામ માટે ઉત્સાહથી સજ્જ કરે છે. સાચો કાર્યકર કર્તવ્ય ક્ષેત્રોમાં પ્રવેશતાં પહેલાં સૌન્દર્યની સુવાસથી પોતાના અંતરને છલોછલ ભરી દે છે. હવે આ પ્રકારનું સૌન્દર્ય કેવું ! અને તેવું સૌન્દર્ય કોને કહેવું તે પ્રશ્નો મનમાં ઉપસ્થિત થાય એ નિર્વિવાદછે.

સૌન્દર્યને માટે બે પ્રકારની વિચારસરણીઓ આપણા કલાકારો ધરાવે છે. સામાન્ય રીતે " જે અમુક પ્રકારનો આનંદ આપે તેજ સૌન્દર્ય " એમ મનાય છે. બીજી વિચારસરણી એમ કહે છે કે " સૌન્દર્યને સ્વતંત્ર અસ્તિત્વ છે; તે વિચારનું, પ્રબળ ઇચ્છાનું. આત્માનું યા પરમાત્માનું સ્પષ્ટ સગુણ દર્શન છે.

પ્રથમ વિચારસરણી તદ્દન સ્પષ્ટ અને સમજી શકાય તેવી છે. પરંતુ આનંદ આપે તેજ સૌન્દર્ય એમ કહેવું તે સૌન્દર્યની ઉચ્ચ ભૂમિકા પરથી નીચે પાડે તેવું છે. કારણ કે કેટલાકને માત્ર ખાવાથી જ ખૂબ આનંદ પડે છે તો કોઇનો આનંદ માત્ર ઉંઘવામાં હોય છે. તો આવા આનંદને સૌન્દર્ય કેમ કહી શકાય ! માટે બીજી વ્યાખ્યા જે તાત્વિક અને ગહન છે તથા પ્રભુમય છે તેજ યથાર્થ છે. તે વિચારસરણી સૌન્દર્યને ઉંચા દરજ્જાનું માને છે. કુદરતે તરફ નજર કરતાં આપણે આ વિચારસરણીને વધૂ સ્પષ્ટ સમજી શકીશું. લક્ષકોટી તારલાથી છવાએલાં આકાશમાં કે રમ્ય સરોવરમાં સુંદરતા નિહાળી શકાય છે. સંધ્યાકાળના સુનેરી રંગોમાં; સૂર્યના પ્રકાશમાં, ચાંદનીની મધુરતામાં, સમુદ્રની ભવ્યતામાં, પર્વતની ગંભીરતામાં અને નદીના પ્રવાહમાં પ્રત્યેક મનુષ્યને સૌન્દર્યની ઝાંખી થાય છે, કે રંગ બે રંગી પુષ્પો, પતંગીયા, વૃક્ષો અને લીલાં ખેતરોમાં સર્વત્ર સૌન્દર્ય જ ફેલાયું છે. આ રસ પીવાને માટે તો કવિઓ આપણને આમંત્રે છે.

" રસનાં સરોવર છલકાય
હો રસનાં સરોવર છલકાય
પીઓ પીઓ હો રસનાં સરોવર છલકાય.

આ ઉપરાંત એક લેખકે કહ્યું છે કે " સૃષ્ટિ સાથે બોલવા માંડે અને એ તને બોધ આપશે. આ તે જ કહે છે કે સૃષ્ટિનું સૌન્દર્ય નિહાળો અને તેના રસનું પાન કરો. જરૂર તે બોધ આપશે. જે મનુષ્યને કુદરત તરફ પ્રીતિ હોય તે ખરેખર ભાગ્યશાળી છે. એ પ્રીતિ ફરી જાય અગર અગદાઇ જાય તો તેના જીવન પર માઠી અસર થવાની; માટે દરેક મનુષ્યે કુદરત તરફ પ્રીતિ રાખવી જ. કવિ વર્ડસ્વર્થ તો કુદરતના જ પ્રેમી હતા. લંડન જેવા ધાંધલીયા શહેરને માટે એમને જે કાવ્ય લખ્યું છે તે ખરેખર આપણાં હૃદયને અસર કર્યા વિના રહેતું નથી. એ પોતે કહે છે કે પરોઢીયે ઉઠીને જોયું હોય તો લન્ડન જેવું સુંદર લાગે છે; અને ઉંડી શાન્તિમાં ડુબેલું લાગે છે એવું દૃશ્ય કુદરતમાં કોઇ સ્થળે જોયું નથી. સરોજીની નાયડુએ પણ આ જ પ્રમાણે અમદાવાદ શહેરનું સાંયકાળનું વર્ણન કર્યું છે. ગ્રીષ્મ; શરદ, વર્ષા, હેમન્ત અને શિશિર એ દરેક ઋતુની ખુબી જુદી જુદી છે. ટેનીસનના કહેવા પ્રમાણે તે વર્ષની દીકરીઓ છે. તેઓ

એક પછી એક પ્રકાશમાં આવે છે, નાચ કરે છે, અને પછી અંધકારમાં અદૃષ્ય થઇ જાય છે. તરેહ તરેહનાં પુષ્પ પાંદડાનાં રંગો; પતંગીયાં આ બધું જોઇને એમ થાય છે કે આ તરેહ તરેહનાં રંગો પૃથ્વિમાં ક્યાં સમાયા હશે ! આજ સૌન્દર્યમાંથી કલાઓ ઉત્પન્ન થાય છે. અને સાહિત્યને પ્રેરણા મળે છે. કળા અને સાહિત્ય સમાજને ઉચ્ચ કક્ષાએ પહોંચાડે છે; ને દેશનું ભાવિ સુધારે છે. કારણ કે કલાકૃતિઓ તે સચોટ અને ચિરંજીવી દૃષ્ટાન્તો પુરા પાડે છે.

આ સૃષ્ટિસૌન્દર્ય નિહાળ્યા પછી આપણે આંતરસૌન્દર્ય તરફ વળીએ. આ સૌન્દર્ય જોવાનું છે; પણ આંતરસૌન્દર્ય એટલે સમજવાનું અગર અનુભવવાનું સૌન્દર્ય. મોટા ભાગના લોકો આ સૌન્દર્યનો અનુભવ કરી શકતા નથી. કવિઓ અને કલાકારો આ આંતરસૌન્દર્યને અનુભવીને આલેખે છે. એ આલેખન તેજ તેમની કલાકૃતિઓ. સ્વ. નરસિંહરાવભાઇએ રાત્રીનું ત્રણ રૂપે વર્ણન કર્યું છે. ઘુઘવાતા સાગરોએ તેમને મોહાંધ કર્યા છે. સમુદ્ર તેમના પર સ્વતંત્રતાની છાપ પાડે છે. સ્વતંત્રતા કે ભવ્યતાનો ખ્યાલ આકાશથી આવે છે તેના કરતાં પણ સમુદ્ર દર્શનથી ખૂબ આવે છે.

ટેનીસન વનનું વર્ણન કરતાં કહે છે કે વનો ગીતોથી ભરેલાં છે. ત્યાં જાપનો વિચાર સરખોએ આવી શકે નહિ ઋતુ-ઋતુની શોભા જુદી હોય છે. કવિ ન્હાનાલાલે તાજમહેલનાં દેખાતાં સૌન્દર્યથી મહાધ થઇને તેની ભાવનાનું આલેખન કર્યું છે. અને તેને પ્રેમની ગીતા કહી છે.

" ભણે છે પોપાણો એના પ્રેમની પ્રેમગીતાનાં
તેજ આ યમુના તીરે પ્રેમની પ્રેમગીતા. "

કવિવર ટાગોર તો આના કરતાં પણ ઉચ્ચ ભાવના રેડે છે. એમને તો કહ્યું છે કે " મને તો હજી આજ પણ વૃન્દાવનમાં કૃષ્ણની બંસરી સંભળાય છે. " અને કવિ તેમની લીલાનું દર્શન કરે છે.

પુષ્પોથી માત્ર આંખનેજ આનંદ થાય છે તેમ નથી; એ તો વળી કંઇ ઉંડા ભેદો અને પ્રેરણાઓથી ભરેલા છે. " ડેફોડીલ " નામનાં પુષ્પોએ કવિ વર્ડસવર્થને મોહાંધ કર્યા હતા; અને ઉચ્ચ પ્રેરણા અર્પી હતી. કવિ આ કાવ્યમાં તે ફુલનાં આંતર સૌન્દર્ય વિષેજ ગાય છે. પક્ષીઓમાં પણ કવિઓ સૌન્દર્ય જુએ છે. અને ઉચ્ચ વિચારો તેમાંથી મેળવે છે. " Skylark " ઉપર શેલી તથા કીટસ બન્નેએ કાવ્યો લખ્યાં છે. ગુજરાતી કવિઓ પણ કોયલનાં ગીતો ગાય છે. આ કવિઓ આત્માનું સૌન્દર્ય પણ આલેખે છે. હૃદય તે મંદિર છે; અને આત્મા તેમાં વસે છે. આ આત્મા તેજ પરમાત્મા છે. માટે ત્યાં પ્રભુતાનો જ વાસ છે. આ હૃદય મંદિરનું વર્ણન કવિ ખબરદારે સુંદર શબ્દોમાં કર્યું છે.

" ન્હાનકડાં હૈયામાં કાંઇક કાંઇક ભાવ
ન્ને હૈયુ હોત નહિ તો જીવન ક્યમ જાત. "

સ્વ કવિવર ટાગોરે તથા સ્વ. નરસિંહરાવભાઇએ મૃત્યુની ફિલસુફી ગાઇ છે. કવિ ખબરદારે જીવન તથા મૃત્યુ બન્નેનાં સાન્દર્યને તેમના કાવ્યોમાં ઉતાર્યો છે. અને મૃત્યુને પણ સુન્દર જ આલેખ્યું છે.

આપણા શરિરનાં પ્રત્યેક કોષમાં પણ સૌન્દર્ય જ રહેલું છે. તેની પ્રત્યેક ક્રિયા હેતુવાળી છતાં સુંદર છે.

આ સૌંદર્યની ભાવના એ મનુષ્યનાં જીવનને કેટલી બધી ઉચ્ચ બનાવે છે. આ સૌન્દર્યે તો મહાન વિભૂતિઓ સર્જી છે. વસ્તુ વસ્તુઓની ખાતર જ સુંદર નથી; પરંતુ એ સૌન્દર્યનો સાચો આધાર હૈવી મન

ઉપર છે. કોઈ પણ જાતનાં ક્ષોભ વગર સૌન્દર્ય અને શાન્તિનો ઉપભોગ કરવો એજ કુદરતી જીવનનો ખરો આદર્શ છે, એ અંશથી આપણે આ સૌન્દર્યની ભાવનાને જે માત્ર અંકુશરૂપે છે તેને વૃક્ષરૂપે કરવા શક્તિશાળી થઇશુ. અને ઇશ્વરતુ સામ્રાજ્ય જે અંતરની અંદર રહેલું છે તેનો સાક્ષાત્કાર આપણે પોતે પોતાની મેળે અનુભવીશું. મહાન ચિત્રકાર નિકોલસ રેરિકે જે સૌંદર્ય તેમનાં ચિત્રોમાં નવિ સૃષ્ટિની માફક સર્જ્યું છે તેના પર એટલી બધી શ્રદ્ધા છે કે તે કહે છે "આજ સૌંદર્ય મનુષ્ય જાતિને બચાવશે અને ઉન્નત બનાવશે.

આ સૌન્દર્ય તે માત્ર જોવાનું જ નહિ પરંતુ ચારિત્રનું સૌન્દર્ય તેજ સૌન્દર્ય આપણને શું કરવું અને શું ન કરવું તેની પ્રેરણા અર્પે છે, એ સૌન્દર્ય સમજવાથી સંસારની જાળ આપોઆપ એની મેળે ઉકલી જાય છે. અને આખુ જીવન પૂજા અર્ચા જેવું બની જાય છે. કર્મની આખી પ્રવૃત્તિ કવિતા જેવી બની જાય છે. અને જીવન મીઠાં ગીતો જેવું નિર્ગમન કરી શકાય છે.

---

# ×સતી માતાનો ગરબો

સતી મા વસે નદિ તીર રે। હાં રે તેને ચરણ નમાવું શિશ રે–સતી૦
હાં રે વિજયદેવનું પવિત્ર તે નગ્ર રે। હાં રે ધરમપુર કે'વાય તેનું નામ રે–સતી૦
હાં રે જ્ઞાતિ કાયસ્થ પ્રભુ તે જગન્નાથ રે। હાં રે બયાબાઇ તેની કુમારી રે–સતી૦
હાં રે સંવત અઢાર સીત્તેર રે। હાં રે ફાગણ સુદ પાચેમ ગુરુવા રે–સતી૦
હાં રે અપવાસ કર્યા તે દિવસ ત્રણ રે। હાં રે મતિ દૃઢ કરીને થયા સ્થિર રે સતી૦
હાં રે ન્હાઇ ધોઇને લીધાં તે સૌભાગ્ય રે। હાં રે પ્હેર્યાં સાડી ચોળીને જરી કોટ રે–સતી૦
હાં રે સ્વામિને વિનવી બયાબાઇ રે। હાં રે જઇ સાગર તરીને નિજ ધામ રે–સતી૦
હાં રે આવી ઘડી થયા તે સાવધાન રે। હાં રે ભાવ જોઇને મળ્યા ભગવાન રે–સતી૦
હાં રે સીમા સંતની કીધી તે બયાબાઇ રે। હાં રે જગત જોઇને પામ્યા અચરજ રે–સતી૦
હાં રે માતા ઇશ્વરી તે જગદમ્બ રે। હાં રે ચાલ્યા માનતાની પૂરી આશ રે–સતી૦
હાં રે ગરબો ગાઇ તે દાસ ગણપતરાવ રે। હાં રે હૈડે આનંદ ઘણોને ઉલ્લાસ રે–
સતી મા વસે નદિ તીર રે.

× સંવત અઢારસો સીત્તેર, ફાગણ સુદ પાચેમ અને ગુરુવારે બયાબાઇ સતી ગઇ હતી. તે સમયે આ ગરબો રચવામાં આવ્યો હોવો જોઇએ. આ ગરબો રચનાર ગણપતરાવ વિષે કંઇ ખાસ માહીતી મળતી નથી. તેઓ જાતે બ્રાહ્મણ હતા એવી દંત કથા છે. આ ગરબો ધરમપુરમાં બહુ જ પ્રચલિત છે.

## ચીનની રણચંડિકા

# મધર 'મોસ્કિટો'

[ આજે દુનીઆભરમાં જાગૃતિ આવેલી છે. જ્યાં જુવો ત્યાં જાગૃતિ અને પ્રગતિ નજરે પડે છે. દુનીઆની સુધરેલી ગણાતી પ્રજાઓમાંજ નહીં, પણ અભણ, પછાત, ઉંઘણસી જેવી ગણાતી પ્રજાઓમાં પણ કોઇ નવીજ જાતનું ચેતન આવેલું આપણને જણાય છે. કોઇ પ્રજા કે દેશની ઉપર કોઇ ઓચીંતી આફત આવી પડે છે, એક પ્રજા કે એક દેશ ઉપર કોઇ દુશ્મન અણધાર્યો અથવા વ્યવસ્થાપૂર્વક હુમલો લઇ આવી તેની અખંડતા અને હસ્તીને પાયામાંથી ખણી ખોદી કાઢવાની ધારણી કોશી કરે છે ત્યારે તે પ્રજામાં જે જાતનું નવચેતન આવે છે તે તમામ દુનીઆને હેરત પમાડનારું હોય છે.

આવી પ્રજાઓમાંની એક ચીનની પ્રજા છે, કે જેની બહાદુરીના, જેના સ્વભોગના, જેનામાં ઉત્પન્ન થયેલા અજબ પ્રકારના જુસ્સાના અનેક અહેવાલોથી લોક અજાણ નથી. માત્ર ચાઇનીસ મરદોજ નહીં; પણ ઉંઘણસી, અફીણી અને ઝઘડા કરી સદા પછાત રહેલી આ ચીનાઇ પ્રજાની વીરાંગનાઓ પણ બળ, બહાદુરી અને બાહોશીમાં ઘણી આગળ વધી છે.

આવીજ ચીનાઇ વીરાંગનાઓમાંની એક કે જે શરીરે નાજુક પણ જીગરે બળવાન અને મગજે બાહોશ બાનુ છે તે પોતાના દેશને ખાતર શું અને કેટલું બજાવી શકે છે તેની જાણવાજોગ વિગત અહીં આપી છે. ]

### જાપાનીઓનો કાળ

આ બાઇનું નામ ચાઓ સુટેંગ છે. ચીનની કરોડોની પ્રજામાં Mother Mosquito મધર મોસ્કીટોના નામે જાણીતી અને માનીતી છે. ચીનાઈ પ્રજાની દોરવણી કરી રહેલા ચીનના લીડર નેતા માર્શલ ચીયાંગ-કય-શેકનાં પત્ની મદામ ચીયાંગ-કય-શેકે આ સ્રીને "ચીનની સૌથી બહાદુર અબળા" તરીકે ઓળખાવી છે. જાપાનીઓએ તેને મુવેલી યા જીવતી પકડી આપવા માટે ૧૦,૦૦૦ પાઉન્ડનું ઇનામ જાહેર કર્યું છે, કારણ કે સૌથી ખડતલ જાતના ૩૦ હજાર ચીનાઓનાં લશ્કરની તે નેતા છે।

બર્મા રોડ ઉપરથી સંખ્યાબંધ મોટર-લારીઓ ચીનના સોલજરો માટે હથીયારો અને દારૂગોળાઓનો હજારો ટનનો જથો લઇ આવે છે. ચીનના લડાઇ માટેના રાજધાની શહેર ચુંગકીંગમાં આ શુરવીર સ્રી રહે છે અને તે અવારનવાર બર્મા રોડ ઉપરથી આવતી મોટર લારીઓ જોવા જાય છે. તે હમેશાં કાળા પોશાકમાં સજ રહે છે. અને સાથે અબનુસનાં લાકડાંની બનાવેલી લાકડીનો ટેકો લઇને ચાલે છે..જેમ જેમ મોટર લારીઓ ખાલી થતી જાય છે તેમ તેમ તે બાઇના ગંભીર ચહેરાની ઉપર મોટા સંતોષનું હાસ્ય પથરાઇ રહેલું જોવામાં આવે છે.

### વેરની વસુલાત

"મધર મોસ્કીટો"ની વિચિત્ર કારકીર્દી ૧૯૩૧ માં જાપાનીઓ મંચુરીઆને હોઇઆં કરી ગયા ત્યારથી શરૂ થઇ હતી. તેણે એ

વખતે, એમ કહેવાય છે કે, પોતાના બે દીકરાઓ અને તેઓની કોલેજના ચાર મિત્રોને તેડયા હતા.

" આ દશ રાઇફલ લો, ટેકરીઓ ઉપર જાવ અને નજરે પડતા એકેએક જાપાનીને વીંધી નાંખો." ચાઓ યુટેંગે તેઓને હુકમ આપ્યો. તે પોતે પણ તેઓ સાથે ટેકરીઓ ઉપર ગઇ અને બ-ાઇ છુપાઇને જાપાનીઓને હેરાન કરનારાં લશ્કરમાં સામેલ થઇ. તે એટલું જ કરીને સંતોષથી મુંગી બેઠી નહીં. ચાઓ યુટેંગે પહાડની ભીતરમાં એક હોસ્પીટલ અને અસબાબ રાખી શકાય એવા સ્ટોરેજ વેરહાઉસ પણ બાંધ્યા. કે જ્યાંથી તે ચીનાઓને ખોરાકી અને દારૂગોળો પુરો પાડતી હતી.

## વ્યવસ્થિત તાલીમ લીધી

તે પોતે ગોળીબાર કેમ કરવો તેનો અભ્યાસ ..વા લાગી અને બે અઠવાડીઆની અંદર તો તે પોતે એ કામમાં કુશળ અને પાવરધી બની ગઇ. તેણે શરૂઆતમાં જ બે જાપાની પહેરેગીરોને ઠાર કરીને તેઓને પહાડની ઉપરથી નીચે ખીણમાં ગબડાવી મુકવાનું ભયંકર સાહસ એકલે હાથે પાર ઉતાર્યું. બીજું જે કામ મદામ ચાઓએ કીધું તે એક નોંધપોથીની ખરીદી કરવાનું હતું અને તેમાં તે પોતાની જુદી જુદી ચળવળોની વિગતો નોંધી લેવા લાગી.

આ નાની કાળી નોંધપોથી આખા ચીનમાં પ્રખ્યાત છે. જાપાનમાં પણ તે પુષ્કળ જાણીતી થયેલી છે. ગયા વરસની આખરે તેની નોંધપોથીમાં નોંધાયેલી જુદી જુદી વિગતોનો સાર આ હતોઃ મારી નાંખવામાં આવેલા જાપાની સોલજરો ૭૦૦૦, માર્યા ગયેલા ચાઇનીઝ સોલજરો ૬૦૦, હાથ કીધેલો અસબાબ ૬૦૦૦ રાઇફલો, ૨૩૦ મશીનગનો, ૨,૦૦,૦૦૦ ગોળીઓ, ૨૭૦ મીલીટરી ટ્રકસ,

## દુશ્મન કેદીઓનો નાશ

આ ચોપડીમાં કેદ પકડાયેલા જાપાની સોલજરોના આંકડાઓ નથી મધર મોસ્કીટો જાપાની સોલજરોને કેદ કરી રાખવામાં મુદ્દલ માનતી નથી. આખી દુનીઆનાં ધિક્કારને પાત્ર બનેલા જાપાની સોલજરોને જીવતા રાખવા માટેનો ખ્યાલ પણ ચીનની એ દાદીને ધિક્કારભર્યો લાગે છે, પોતાની માતૃભૂમિ ઉપર તેઓને ખવડાવવાં પીવડાવવાનો વિચાર પણ મદામ ચાઓ યુટેંગ ધિક્કારે છે. તે કોઇ જાતનું જોખમ ખેડવા માંગતી નથી પોતે સહીસલામત ઘરે બેઠી હોય ત્યારે ચીનાઇ સોલજરો પણ કોઇ જાતનું જોખમ લે તે એને ગમતું નથી. આથી સપાટે ચઢી ગયેલા એકેએક જાપાની સિપાઇને ત્યાંને ત્યાં જ મારી નાંખવાનો નિયમ આ બાઇએ નક્કી કરી રાખેલો છે.

## સાહસિક જાસૂસ

૧૯૩૭ માં અરધી અપંગ જેવી લાગતી એક ઘરડી બાઈ બળદનો ખટારો ચલાવતી ટીએસીનના દરવાજાઓ આગળ આવી ઉભી. ત્યાં ઉભેલા જાપાનીઝ પેહેરેગીરોએ ખૂન્ની બેયોનેટસ આડી કરી તેને આગળ વધતી અટકાવી. તે બિચારી પ્રથમ તો ધાસ્તીથી એકદમ ડઘાઇ ગઇ પછી જેમ તેમ હીંમત ભેગી કરી બોખાંબોખાં ડાચાંએ બોલવા લાગી કે શહેરની પેલી બાજુનાં ખેતર ઉપરથી તે શાકભાજી ભેગી કરવા જતી હતી. થોડી ઘણી રકઝક પછી જ્યારે પેહેરેગીરોએ તે બુઢ્ઢીને જવા દીધી ત્યારે તેણે તેઓને ઘણી ઘણી દુવા દઇને કહ્યું કે પાછી ફરતી વખતે તે જરૂર તેઓને થોડાં ગાજરો આપતી જશે!

બુઢ્ઢીની " આવી મહેરબાની " સાંભળી તેઓ ઠઠ્ઠા કરતા હસ્યા અને તેને પસાર થવા દીધી. પણ એ બુઢ્ઢી શાકનાં ખેતર

આગળ જ જઇને થોભી નહીં. તે પોતાનાં મચ્ચક પાછી ફરી તે પડેલાં બળદના ખટારામાં અને થોડેક અંશે ઘોડેસ્વારી કરીને લગભગ ૭૦ માઇલની મજલ કાપી આવી હતી. પોતાની આ સફર દરમ્યાન તે બુઢ્ઢી ઓરતે ટીએનસીન અંગેની અનેક ઉપયોગી લશ્કરી વિગતો ભેગી કીધી હતી જેનો અહેવાલ તેણે પાછળથી એક ચનાઇ જનરલને આપ્યો હતો.

જાપાનીઓએ જ્યારે પાયપીંગ લીધું ત્યારે ઉત્તરની દીવાલમાંનાં એક બાકોરાં મારફતે પોતાનાં પાતળાં શરીરને જેમ તેમ દબાવી તે કોઇક વખત એ શહેરમાં જઇ પાછી આવી હતી.

## અચૂક નિશાન બાજ

પોતાના લશ્કરમાંના બધા સીપાઇઓ કરતાં તે ઉત્તમ નીશાનબાજ ગણાય છે. તાજેતરમાં તે ટ્રેન મારફતે મુસાફરી કરી રહી હતી. એકાએક ટ્રેન દોડતી અટકી ગઇ અને તેમાંના ઉતારૂઓ કુદકો મારી નીચે ઉતરી પડયા. ટ્રેનના પાટા આગળનાં ખેતરોમાં અહીં તહીં વિખરાઇ ગયા. માથાળેથી જાપાની વિમાનનો અવાજ સંભળાયો. તે ટ્રેનની બરાબર ઉપર મશીનગનનો મારો ચલાવવા લાગ્યું.

મદામ ચાઓ કે જે પોતાની સાથે રાઇફલ લીધા વગર મુસાફરી કરતી નથી તે ટ્રેનમાંથી બહાર આવી. તેણે બોમ્બરને ખરાબી કરીને ઉડી જતું જોયું. તરત જ હીંમતવાન સ્ત્રીનાં આંગળાંઓ હાથમાંની રાઇફલનાં ત્રીગર ઉપર કામ કરવા લાગ્યાં.

મદામ ચાઓએ ત્રણ વખત ગોળીબાર કર્યો અને બોમ્બર ઝોંક ખાઇને જમીનની ઉપર પટકાઇ પડ્યું. પાયલટને બરાબર કપાળ ઉપર ગોળી વાગી હતી અને વિમાનની સાથે તે મુવેલો જ નીચે આવ્યો. આવી રીતે પોતાની રાઇફલથી મદામ ચાઓ ચુટેંગે આ બીજી વખતે જાપાનનું વિમાન તોડી પાડ્યું હતું.

## ચિનાઇ અમીચંદોને સપડાવ્યા

એક વેળાએ તે પોતાના જ દેશના કેટલાક લોભી બદમાશોના દગાનો ભોગ બનતી રહી ગઇ હતી.

પાંચ ચિનાઇ જાસુસો સાથે આશરે એકસો જાપાની સોલ્જરોની ટુકડી એક દિવસે જ્યાં મદામ ચાઓ ચુટેંગ રહેતી હતી ત્યાં આવી ચઢી. તેને પકડી લશ્કરી વડાની છાવણીમાં લઇ જવામાં આવી. જ્યાં તેની તપાસ ચલાવવા માટે તેને અટકાયતમાં રાખવામાં આવી. ત્રણ દિવસ પછી ચાઓની તપાસ શરૂ થઇ, બુઢ્ઢી ચાઓને પકડીને કેદીઓ માટેનાં પીંજરામાં ઉભી કરવામાં આવી. તે જૈફ બંદીવાને તપાસ ચલાવનારી કોર્ટના વડા અધિકારીને નમીને સલામ કીધી. પછી તેની સામેનું લંબાણ તોહમતનામું વાંચી સંભળાવવામાં આવ્યું

"મારા જેવી એક બુઢ્ઢી નાતવાન ઓરત જાપાનનાં આવા જંગી બળ સામે આટલા બધા ગુનાહો કરી જ કેવી રીતે શકે " તે તદ્દન મગજ શાંત રાખીને બોલી. "હું જે સાચો ખરેખરા ગુનેહગાર છે તે લોકોને જાણું છું. તેઓ લોકોને હું જાણું છું. તેઓ અત્રે કોર્ટમાં જ હાજર છે."

તે પ્રીઝાઇડીંગ ઓફીસર પોતાની ખુરસી ઉપર અઢેલાઇ પડયો: "મને તેઓનાં નામ કહે અને હું તને છોડી મુકીશ, કારણ કે હું મારા અંતઃકરણથી માનું છું કે જે ઓરતની શોધમાં અમો છીએ તે તું હોઇ શકે નહિ. તું આવા કામો માટે જોઇએ તે કરતાં વધારે બુઢ્ઢી અને વધારે નબળી છે."

મદામ ચાઓએ પેલા પાંચ ચીના જાસુસો તરફ આંગળી કરીને કહ્યું “ તમે જે શખ્સોને શોધો છો તે આ બેઠા છે ? તમારા સિપાઇઓ ક્યારે કુચ કરે છે તેની આ બેઠા ગેરીલા લશ્કરને ખબર આપે છે. હું તે સાબીત કરવાને સમર્થવાન છું ! ” તેણે બેધડક થસાવ્યું. “ તમારા સોલ્જરોનો મુખ્ય ભાગ આ શહેરમાંથી ત્રણ દિવસમાં ઉપડી જનાર છે. તેઓ પશ્ચિમનાં લશ્કરની સામે લડવા કુચ કરી જાય છે અને ચુનકાઓનાં રસ્તેથી જશે. એ બધું હું કેમ જાણું ? કારણ કે આ બધા શખ્શો ગામનાં બેઠોનાં કાનની ઉપર પડીને આ બીનાનો ફેલાવો કરે છે. ”

તે શુદ્ધી બંદીવાને જે ખબર આપી તે તદ્દન ખરી હતી, પણ પેલા લશ્કરી ઓફીસરને તેણે એમ તો નહીં જ જણાવ્યું કે આ બાતમી કાંઇ તેણે પેલા જાસુસો મારફતે મેળવેલી છુપી બાતમીઓ તો તેણે પોતે ચલાવેલાં હીંમતભર્યાં અને જોખમી જાસુસીપણાનું પરિણામ હતું.

પેલા ઓફીસર તરત જ પેલા પાંચ ચીનાઓ ભણી ડોળા ફાડીને જોવા લાગ્યો અને તેમને ત્યાંને ત્યાં જ ધરપકડ કરવાનો હુકમ કીધો. “ તું હવે જઇ શકશે. ” તેણે તે શુદ્ધી બંદીવાનને તુચ્છકારથી ફરમાવ્યું. તેજ રાતે પેલા પાંચ ચીનાઇ જાસુસને જાપાન હાથે ઠાર કરવામાં આવ્યા, પણ ખરેખર તો ચીનને દગો દેવા માટે તેઓને આ જાતની સજા થઇ હતી પોતાની માતૃભૂમિને દગાખોર નીવડનારા પોતાના આ નીચ જાતભાઇઓને આવા ફેજે પહોચાડવા માટે મધર મોરફીટો જરા પણ દીલગીર થઇ નહિ.

### ‘નિ:સ્પૃહી દેશસેવિકા’

જ્યારે હેનકાઉ ચીનના કબજામાં હતું. ત્યારે તે ત્યાંથી બીજે ક્યાંય જતી હતી. તે વેળાએ ત્યાંના ચીની લશ્કરી સત્તાવાળાઓએ તેને સ્ટેશન સુધી લઇ જવા માટે મોટર ગાડી આપી. તે તે ગાડી તરફ જોઇને ગંભીરપણે હસી.

“ હું કોઈ દિવસ મોટર ગાડીમાં મુસાફરી કરતી નથી. ” મધર મોરફીટોએ જવાબ આપ્યો. મારૂં લશ્કર એમ જ માની બેશે કે હવે હું એટલી બધી મગરૂબ બની ગઇ છું કે મોટર વાપરૂં છું. અને ખભે એક કાળો કોથળો મારી તે રાબેતા મુજબ ચાલતી ચાલતી સ્ટેશને જઇ પહોંચી.

મદામ ચાઓ ચુટેંગ સારી રીતે સમજી શકે છે કે તેનું લશ્કર, હાલના જમાનાની ટેંકો અને આધુનિક વિમાનો વગર, જાપાની લશ્કરની ખુલ્લાં મેદાનમાં કદી સામે થઇ શકવાનું નથી. તેઓનું કામ તો દિવસે ટેકરીઓમાં છુપાઇ રહી રાતે બહાર નીકળી ઓચીંતો છાપો મારી, ભયાનક કતલ અને તારાજી કરી, નાસી જઇ પાછું પોતાનાં મથકે ચાલી આવવામાં જ સમાયેલું છે. કોઇ કોઈ વખતે તેઓ જાપાનીઓએ કબજે કરેલાં એકાદ નાના ગામ પર ઉતરી પડે છે અને એકેએક જાપાનીને મારી નાંખે છે.

### હિંસાની ઉપદેશક

મદામ ચાઓ ચુટેંગ ખરી ખાત્રીથી માને છે કે તેના લશ્કરમાંનો એકેએક સીપાઇ દયાના એક પણ છાંટા વિનાનો ખરેખર નિર્દય ઇનશાન છે અને તે પોતે પણ તેઓને બને એટલા દયાહીન બનવાનું ઉત્તેજન આપે છે. જેટલો વધારે એક સીપાહી દયાહીન તેટલી વધારે મોટી સાબાશી તે મધર મોરફીટો મારફતે મેળવે છે. પોતાની આ વીરાંગના સેનાપતિની પ્રશંસા મેળવવા કાજે જાપાની લશ્કરમાં જઇને કેર વર્તાવી

આવવામાં તો આ પોલાદી દીલના બની ગયેલા સીપાહો એકમેક વચ્ચે હરીફાઇ કરે છે.

તે પોતેય પોતાના દેશના દુશ્મન માટે દયાનો એક છાંટોય પોતાના જીગરમાં ધરાવતી નથી. લડાઇનાં આટલાં આટલાં વરસો દરમ્યાન તેના દેશના દુશ્મનો, તેના દેશ અને દેશબંધુઓ ઉપર કેવી જાતના અત્યાચારો અને સીતમો ગુજારે છે તે તેણે નજરોનજર જોયેલા છે અને તેથી મદામ પોતાના દેશના આ દુશ્મનો જ્યાં જ્યાં નબળા અને અસહાય દિશામાં હોય ત્યાં ત્યાં ઓચીંતો છાપો મારી તેઓમાંના બની શકતા સર્વજણાઓની કતલ કરી નાખવા જેટલાં બને એટલાં ઘાતકી કર્તવ્યો કરવાનું પોતાના લશ્કરને ઉત્તેજન આપે છે.

### જાપાનીઓનો કાળ

આધુનીક હથીયારો વગરનું પણ ભયાનક ત્રાસ આપી રહેલું આ ગેરીલા લશ્કર ક્યાં અને ક્યારે ઉતરી પડશે, તે જાપાનીઓ કદી જાણી શકતા નથી. તેઓ પોતાની જીંદગીની સહીસલામતી માટે હંમેશ ધાસ્તીમાં ફરતા ફરે છે. તેઓએ ખુલ્લાં દીલથી એકરાર કીધો છે કે એક ગુઢી પણ બાહોશ ઓરતની આગેવાની હેઠળ કામ કરતાં આ છુપાં લશ્કરની હાજરીની ધાસ્તીઓ તેઓ લગભગ અધી મુવા જેવા બની જાય છે. તેઓને જેટલી લડાઇનાં મેદાનમાં જઇને લડવાની બીક નથી લાગતી, તેટલી આ છાનોમાનો છાપો મારી જાણે પાતાળમાં અદશ્ય થઇ જતાં હોય એવા લશ્કરની લાગે છે!

અને જાપાનનાં આવાં જંગી બળને હચમચાવનારાં આ લશ્કરની ઉપરી એક સ્ત્રી છે-મદામ ચાઓ યુરેંગ ઉર્ફે "મધર મેરકીરો"—ચીનની સૌથી બહાદુર સ્ત્રી !*

* "ગુજરાથી પંચ"માંથી

# ' સૂત્રયુગ અને સ્મૃતિકાળની સ્ત્રીઓ '

પ્રયોજક : કેશરી હિ. દેસાઈ

"ગુણસુંદરી "ના ગયા અંકમાં વેદ કાળની સ્ત્રીઓની સામાજિક સ્થિતિ અને તેમના અંગત તેમજ આર્થિક હકોની ચર્ચા કરી, અને આપણે જોયું તે પ્રમાણે એ કાળ સ્ત્રી-વિષયક હકો માટે ઉજ્જવળ હતો. વેદકાળના એ ઉજ્જવળ યુગ પછી અનુક્રમે સૂત્ર અને સ્મૃતિયુગ આવે છે. આ યુગોમાં સ્ત્રીઓનું સ્થાન સમાજમાં 'કેવું હતું' તે આપણે તપાસીએ. સૂત્રયુગમાં સ્ત્રીઓની સ્થિતિમાં ક્રમેક્રમે ફેરફારો થતા ગયા. સ્ત્રીઓને જે સમાનહક્ક અને પ્રતિષ્ઠા વેદકાળમાં મળતા હતા તેમાં ઘટાડો થતો ગયો. આ પરિવર્તન માટે તે સમયની પરિસ્થિતિ જવાબદાર હતી. સૂત્રયુગના સમયમાં આર્યો ઉત્તરમાં રહેતા હતા અને દક્ષિણ હિંદમાં અનાર્યો વસતા હતા. આર્યોએ રાજ્યવિસ્તાર માટે ઉત્તરમાંથી ધીરે ધીરે દક્ષિણમાં જવા માંડયું અને પરિણામે અનાર્યો સાથે તેઓને લડાઈમાં ઉતરવું પડયું. આર્યઅનાર્ય યુદ્ધ અવિરત થઇ પડયાં અને આખુંયે વાતાવરણ યુદ્ધમય થઈ ગયું. સ્વાભાવિક રીતે આવા યુદ્ધોના કાળમાં સંસ્કૃતિની કક્ષા ઉતરતી ગઇ અને સમાજના દરેક અંગ પર આની અસર થઇ. સ્ત્રીઓના હકો પર અને તેમની સામાજીક મહત્તા પર પરોક્ષ રીતે આની અસર પહોંચી.

અનાર્યો સાથેના યુદ્ધમાં પુરુષો સતત રોકાએલા હોવાથી તેઓ સ્ત્રીઓ અને તેમના હકો માટે બેદરકાર રહેવા લાગ્યા. વળી લડાઇમાં પુરુષોની વધારે જરૂર પડતી હોવાથી વીરપુત્રોની માગણીઓ થવા લાગી લગ્નના વિધિમાં પણ વીરપુત્રો માટે પ્રાર્થના દાખલ કરવામાં આવી. પહેલાના આચારવિચાર અને નિયમો બદલાવા માંડયા અને પહેલાંની ગુજરાનની ચિંતાને બદલે હવે શત્રુઓ સાથે કેમ સામનો કરવો તેની ચિંતા આવી પડી, જેમ જેમ આર્યોનાં ટોળાં દક્ષિણમાં દૂર દૂર ઘુસવા લાગ્યાં તેમ તેમ તેમના માતૃભૂમિનાં બંધન તૂટતાં ગયાં અને દરેક ટોળું પોતપોતાના રક્ષણનો માર્ગ શોધવા લાગ્યું. તે સમયે સ્ત્રીઓ, લડાઇના કામમાં પુરુષો કરતાં ઓછી શક્તિશાળી હોવાથી પાછળ પડી. એથી પુરુષોનું મહત્વ સમાજમાં તથા કુટુંબમાં વધ્યું અને ધીરે ધીરે સ્ત્રીઓ પુરુષના આધારે રહેનારી, રક્ષણીય અને દુર્બળ મનાવા લાગી.

' આ સમયથીજ ' ચૂલો ફુંકવાનું અને છોકરાં ઉછેરવાનું સ્ત્રીઓનું સર્વમાન્ય ગણાતું ધ્યેય અસ્તિત્વમાં આવ્યું હોય એમ લાગે છે. કુટુંબનું તેમ સમાજનું બળ પુરુષોની સંખ્યા પર આધાર રાખવા લાગ્યું. એટલે વધારે પુત્રો કેમ ઉત્પન્ન કરવા એ તરફ સૌનું ધ્યાન ગયું; એથી પહેલાંનું એક પત્નીવ્રત જતું રહ્યું અને તેને બદલે પુરુષોએ એકથી વધારે પત્નીઓ કરવાનો રિવાજ ચાલુ કર્યો. એટલુંજ નહિ પણ સમાજના એક દૂષણરૂપ ગણાતો ' નિયોગનો ' રિવાજ પણ આ સમયમાં ચાલુ થયો. અનાર્યો સાથે શત્રુવટ કેળવી તેમની સાથે હમેશાં લડનારા આર્યો જ્યારે ઠેકઠેકાણે વસવાટ કરવા લાગ્યા ત્યારે અનાર્યોના કેટલાક જંગલી રિવાજો પણ જાણ્યે અજાણ્યે તેમનામાં પેસી ગયા.

એકથી વધારે પત્ની કરવાનો રિવાજ પણ કંઈ જરૂરને અંગે અને કંઇક અનાર્યોના અનુકરણને લીધે દાખલ થયેલો હોવો જોઇએ. એકથી વધારે પત્ની કરવાનું આ દુષણ દિનપ્રતિદિન એટલું વધતું ગયું કે આર્યોએ અનાર્ય સ્ત્રીઓ સાથે પણ લગ્ન કરી તેમને પોતાના ઘરમાં સ્થાન આપ્યું. અને શાસ્ત્રે પણ અનુલોમ લગ્ન ( ઉચ્ચ કુળનો વર અને નીચ કુળની સ્ત્રી ) પર સહી સિક્કા કરી આ અનાચારને સંમતિ આપી. લગ્નો વેચાણથી થવા લાગ્યાં. બાળ લગ્નનો રિવાજ પણ આ સમયમાં ચાલુ થયો હશે એમ લાગે છે.

યજ્ઞ કરતી વખતે 'સોમરસ' સેવન કરવાનો નિયમ હતો. પરંતુ સ્ત્રીઓની કોમળ પ્રકૃતિને તે અનુકુળ આવે એમ નથી એમ જણાતી તેને " સોમરસ સેવનનો નિષેધ કરવામાં આવ્યો. સ્ત્રીઓ પુરૂષો કરતાં ઓછી શક્તિશાળી હોવાથી તેને સોમરસમાં ભાગ આપવો યોગ્ય નથી. " આ નિયમ, સોમરસની વહેંચણી પુરતો હોવા છતાં બૌદ્ધાયન નામના પંડિતે એજ આધાર પર સ્ત્રીઓને મિલ્કતમાંથી પણ ભાગ મળવો ના જોઇએ એવો એ ગાથાનો અર્થ કર્યો. તે સમયે અધોગતિમાં ઉતરતા જતા સમાજે બૌદ્ધાયનનું આ પાંડિત્ય શિરસાવંદ્ય માન્યું અને સ્ત્રીઓના મૂળના સ્વતંત્ર હોવાની જે કાપકુપ સમાજે આ પહેલાં મૂકવાની શરૂઆત કરી હતી, તે શાસ્ત્રાધારવાળી છે એમ પણ ઠરાવવામાં આવ્યું. સ્ત્રીઓને મિલ્કતમાં ભાગ મળી શકે નહિ એવું શાસ્ત્રવચન ઠરાવવામાં આવ્યું. જો સ્ત્રીનો પતિ સંયુક્ત કુટુંબમાં મરણ પામે તો પુત્રરહિત વિધવા મિલ્કતની વારસદાર ન થઇ શકે. જો વિભક્ત કુટુંબમાં આવું બને તો સ્ત્રી માત્ર જીવતા સુધી વારસો ભોગવે એમ નક્કિ કરવામાં આવ્યું, આનું કારણ પંડિતોએ આ પ્રમાણે આપ્યું કે સ્ત્રીઓ અબળ છે અને તેથી તેઓ મિલ્કતની યોગ્ય વ્યવસ્થા કરી શકે એમ નથી.

આ પ્રમાણે સૂત્રયુગમાં સ્ત્રીઓનું સ્થાન કાયદાની દૃષ્ટિએ નબળું છે. તેમની દરેક પ્રકારની સ્વતંત્રતામાં ઓછેવત્તે અંશે કાપ મૂકાયો. નિઃસંતાન અથવા તકરારી સ્ત્રીઓનો ત્યાગ કરવાની છૂટ મળી. વિધવાઓને યોગીજીવનનો ઉપદેશ અપાયો અને યોગીના શિરોમુંડનને કારણે વિધવાઓને પણ કેશકાપનો રિવાજ ફરજીઆત પળાવવામાં આવતો. આ ભયંકર રિવાજ આ યુગમાં દાખલ કરવામાં આવ્યો. આના માટે તે વખતના એક બે પંડિતોએ વિરોધ દર્શાવ્યો અને આ વિરોધના પરિણામે આ રિવાજમાં થોડો ફેરફાર કરવામાં આવ્યો. કેશ ફક્ત બેજ આંગળ કાપી નાખવા એવું આ ફેરફારથી ઠરાવવામાં આવ્યું. આ પ્રમાણે આ યુગમાં સ્ત્રીઓના હકની પડતી થઇ. ટુંકામાં આ યુગમાં સ્ત્રીઓના હકોમાં ઘટાડો થયો અને તેમનો સામાજિક દરજ્જો છેક હલકો થઇ ગયો અને તેઓ નિરાધાર સ્થિતિમાં આવી ગઇ.

ત્યારપછીનો કાળ તે સ્મૃતિઓનો યુગ. સ્મૃતિયુગની શરૂઆતમાં સ્ત્રીઓના પુનરુદ્ધાર માટે હિલચાલ થઈ, સ્ત્રીઓએ જે હકો સૂત્રયુગમાં ગુમાવ્યા હતા તે તેમને ફરીથી આપવા તે સમયના સ્મૃતિકારોએ પ્રયત્નો કર્યા. મનુ બન્ને યુગોનું અનુસંધાન કરી રહ્યો હતો તેથી તેના લખાણોમાં વિરોધક મન્તવ્યો નજરે પડે છે. આ સમયે ઉશન નામના એક પંડિતે પણ સ્ત્રીઓના હકો માટે જેહાદ ઉઠાવી અને તેણે બહુ પત્નીત્વનો વિરોધ કર્યો. આ પ્રમાણે સ્ત્રીઓના પાછલા હકો ધીરેધીરે સ્વીકારાતા ગયા. સ્મૃતિના પાછલા ગાળામાં પણ યાજ્ઞવલ્ક્ય અને પરા-

શરના કાયદામાં સ્ત્રીઓને ઉંચું સ્થાન મળ્યું. સ્ત્રીધનનો વધારો થયો. સ્ત્રીધનના જુદા જુદા પ્રકાર કરીને તેમણે સ્ત્રીઓના હક થોડા ફેરફાર સાથે ફરી સ્વીકાર્યો. અને પતિ અથવા પિતાનો વારસો પુત્રના અભાવે પત્નીને કે પુત્રીને મળે એમ નક્કિ કર્યું. સ્ત્રીઓ પતિ સીવાય બીજા કોઈ માટે જામીન પણ થઈ શકે એમ સ્વીકારવામાં આવ્યું.

સ્ત્રીઓને કાયમ માટે નાલાયક ઠરાવવાની અથવા તેની અધોગતિ કરવાની ઇચ્છા સ્મૃતિકારોની હોય એમ જણાતું નથી. કારણ કે તેમણે કોઈ કોઈ બાબતમાં ભૂનાઈ ગયેલાં તત્વો ફરી સજીવન કર્યાં છે. અને બહુ સ્ત્રીઓ કરવાના રિવાજનો પણ તેમણે બનતો વિરોધ કર્યો. "જો સ્ત્રી વાંઝણી હોય, કર્કશા હોય તથા રોગી હોય તો જ તેના પતિએ બીજું લગ્ન કરવું" એવું તેમણે કહ્યું છે. વળી બાળલગ્નો પર કડક અંકુશ મૂકાયો. જો કોઈ કન્યાનાં લગ્ન અજાણતાં અથવા ઠગાઈથી અગર દાબથી અયોગ્ય વરની સાથે થયાં હોય તો તે પતિને તજી બીજાની સાથે ફરી વિધિ પ્રમાણે લગ્ન કરવાનો હકક સ્ત્રીઓને આપ્યો. તેમની આ યોજના હમણાં જ છૂટા છેડામાં રૂપાંતર પામી છે. એકંદરે સ્મૃતિયુગમાં સ્ત્રીઓએ સુવર્ણયુગમાં ગુમાવેલા હકો થોડેવત્તે અંશે પાછા મેળવ્યા સ્મૃતિઓના યુગ પછી અત્યાર સુધીના સમયને આપણે ત્રણ વિભાગમાં વહેંચી શકીએ. ટીકાકારોનો સમય, અંધકાર યુગ અને બ્રિટિશ યુગ આ યુગોમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી, તેમના અંગત તેમજ આધુનિક સમયમાં હિંદુ કાયદો સ્ત્રીઓને કેટલા અને કેવા હકકો આપે છે, તે આગળ ઉપર જોઈશું.

---

## રાષ્ટ્રનું જીવન બની જવા

સખી જઈએ અનંતતાને આરે
રાષ્ટ્રને આઝાદ પંથે જવા:
આજ ઉગે આલે સૌભાગ્ય ચાંદલો,
ચાંદાનાં મૂલડાં કેમ આંકવાં ?
(સાખી)
ઉદય અસ્ત પરે હો સર્વ-
સર્વ જીવન શૂન્ય છે:
ભાવનાના ખુટેલ જળ ભરવા
જીવનની આરતી જ્યોતે કરવા...સખી જઈએ...
અમ માત-ઉરે શોકાંસુ-સાગર ઉભરાય છે,
દુઃખિત ગંભીરા સાગરે શોક-રવ સર્જાય છે:
ઉંડા એ નાદોના પડઘા ઝીલવા,
પ્રેમથી પુનિત પૃથા કરવા ..સખી જઈએ...
જીવનડાળે ટહુકા કરી,
સ્હુના પડેલને પૂકાર જરી;
અંતર ઢાંક્યા પડદા ઉપાડી લઈ-
રાષ્ટ્રનું જીવન બની જવા...સખી જઈએ...

સાકરલાલ એમ. જોષી

# રોઝા

લેખક : શ્રી. બાલકૃષ્ણ જોશી

રોઝા સુંદર યુવતી હતી; અઢાર ઓગણીસ વર્ષનું તેનું વય હશે ! તેની સંપૂર્ણ ઉંચાઇ, કાળા ભ્રમર વાળ, તેજસ્વી પાણીદાર આંખો, સફેદ દાંત અને ગૌરવર્ણ જોતાં જાણે તે કોઇક ઉત્સાહની પ્રતિમા જ લાગતી ! બોલતી વખતે તેની આંખોમાં ઓર તેજ દેખાતું. તેનો મંજુલ અવાજ હૃદયસ્પર્શી હતો.

તેનો જન્મ થતા પૂર્વે તેનો પિતા સ્મોલેનસ્ક શહેરમાં ઘરબાર રાખી રહ્યો હતો. એ જાતે જિપ્સી વર્ગનો હતો.

રોઝા નાની હતી ત્યારથીજ રશિયન ક્રાન્તિ પ્રત્યે તેનું લક્ષ ખેંચાયું હતું; તે નવી નિશાળમાં દાખલ થઇ; મોટી મોટી સભાઓમાં હાજરી આપવા લાગી. ક્રાંતિકારક પુસ્તકો તેણે ધડાધડ વાંચવા માંડ્યાં. નેતાઓનાં ભાષણોને ધ્યાનપૂર્વક સાંભળતી; અને છેલ્લી ઉંમરે તે પોતેજ ક્રાંતિકારી મંડળમાં દાખલ થઇ. પોતાના જાતભાઇઓ તરફ તેનું લક્ષ દોરાયું. નવીન સુધરેલી દુનિઆથી બીલકુલ જુદું જ—જેમનું ભટકતું નિરસન અને સહાનુભૂતિ વિનાનું જીવન, તેમજ જેમનું અનિશ્ચિત અને અંધકારમય ભવિષ્ય જોઈ તેને બહુ ખેદ થયો. તેણે પોતાના જાતભાઇઓની સ્થિતિ સુધારવાનો નિશ્ચય કર્યો.

સોવિયેટ સંસ્થા પાસેથી થોડા ઘણા પૈસા મેળવી તેણે એકદમ એક આઇસક્રીમનું કારખાનું ખોલ્યું. આ રીતે જિપ્સી લોકોને કામ ધંધે વળગાડવાની તેણે વ્યવસ્થા કરી; પરંતુ કારખાનું કાઢ્યે પણ મુક્ત થવા છતાં ભટકવાનોજ ધંધો લઇ બેઠેલા જિપ્સી લોકો કામ પર જ ન આવે. તેમને આવું એકધારું બેઠાબેઠ-કામ જરાયે પસંદ ન હતું...

આખરે રોઝાનો પિતા તેની વ્હારે ધાયો. તેણે પોતાની ખાટકીની દુકાન બંધ કરી કેટલાક મિત્રોની મદદથી આઇસક્રીમના કારખાનામાં બરાબર જીવ ઘાલ્યો. ધીમે ધીમે બીજા જિપ્સી લોકોનાં મન તે તરફ વાળ્યાં અને કારખાનું બહુ સરસ ચાલવા લાગ્યું !

રોઝાએ ખાટકીની દુકાન પાછી ઉઘાડી અને જેમાં તેણે માત્ર જિપ્સી કારીગરો માટે જ સીલાઇ ખાતાની દુકાન કાઢી ! અને જિપ્સી છોકરાંને શિવણ કળા શીખવવાનું અતિ વિકટ કામ હાથમાં લીધું.

અફાટ રશિયામાં પથરાયલી જિપ્સી જાતિને તેની અત્યંત જરૂર હતી ! તેણે આખા દેશમાં સંદેશો ફેલાવ્યો કે ચોમેરથી તિરસ્કૃત અને ધૂળ જેવું જીવન જીવવા કરતાં તમે સામુદાયિક ખેડૂત બનો." તેણે એક મોટો સંઘ કાઢ્યો અને સ્થળે સ્થળે મુકામ નાખી ભાષણોની ધૂમ મચાવી.

આખરે તેની આ ચળવળમાં તેને અપૂર્વ ફતેહ મળી. તેણે એક ઠેકાણે પંચાયતી ખેતી શરૂ કરી. પછી રાતે રાતે બીજે ઘણે ઠેકાણે તેણે એવાજ પંચાયતી ધંધા રોજગાર શરૂ કર્યા; અને અત્યંત આશ્ચર્યની વાત તો એ હતી કે જેમાંનો એક પણ પ્રયત્ન અફળ ગયો નહિ !

રોઝાએ નાનાં બાળકો પ્રત્યે પણ દુર્લક્ષ કર્યું નહિ. તેણે તેમનાં માબાપનાં મન મેળવવા માટે તેમની સાથે મળીને વાટાઘાટ કરી. તેમની ફી માફી કરી આપવાનો તેમને લોભ લગાડ્યો, અને કોઇ પણ રીતે છોકરાંને નિશાળમાં દાખલ કરવાને તેણે લોકોને તૈયાર કર્યા.

આ પ્રમાણે તેને વિદ્યાર્થીઓ તો મળ્યા

પણ નિશાળનો જ ક્યાં પત્તો હતો ! ઘણી શોધ કર્યા પછી તેને ગામ બહાર એક ઝુંપડી મળી ગઈ. તત્કાળ તેણે તે વાળી ઝૂડીને સાફ કરાવી બાંકડા, ટેબલો ગોઠવાયાં અને રોઝાની શાળા તૈયાર થઈ ગઈ. તેની પાસે પુસ્તકો ન હતાં, કાગળ, પેન્સીલ, સ્લેટ એમાંનું કાંઈ જ ન હતું, પરંતુ આવી અડચણોથી રોઝા ઓછીજ ડરી જાય એવી હતી. તેણે પોતાની શાળા બારે ઉત્સાહથી ચાલુ કરી.

પરંતુ કેટલાક વિઘ્નસંતોષી દુષ્ટ માણસોથી આ બધું સહન ન થયું. તેમણે અફવા ફેલાવી કે છોકરાંના શિક્ષણની ફી તાત્કાલિક માફી કરવામાં સોવિએટ સરકારની એક યુક્તિ છે–કાલે સરકારી અમલદારો છોકરાંની ફી વસુલ કરવાના બહાને તમારી માલમત્તા જમીનજાગીર જપ્ત કરશે–ઘણા ગામડાંના લોકોની જમીનજાગીર એ ક્રાંતિકરોએ આવી જ રીતે જપ્ત કરી છે ! "

રોઝા ચિંતાતુર થઈ. તેની આટલા દિવસની મહેનત પર પાણી ફરવાનો વખત આવ્યો. તેની પ્રામાણિકતા માટે તલમાત્ર શંકા આવવા જેવું કાંઈ જ કારણ બન્યું ન હતું તેમ છતાં આવાં ખોટાં ગપ્પાં છાંટનારાઓને શું કહેવું ? સોવિએટ સરકારે ઘણીવાર માલમીલકત જપ્ત કરેલી–પણ કોની ? –જે કોઈ અનાજ છુપાવી રાખતા, સાર્વજનિક ખેતીનો વિરોધ કરતા એવાજ લોકોની.

પણ આવી મુશ્કેલીઓથી ડગી જવા માટે રોઝાનો જન્મ જ થયો ન હતો. તેણે ઘણી ચળવળ કરી કાયદેસર રીતે વર્તનારા જિપ્સી લોકોને સોવિયેટ સરકારથી બ્હીવાની બીલકુલ જરૂર નથી એવી ખાત્રી કરી આપી

આવી રીતે વાદળ એકવાર શાંત તો થયું અને રોઝાની શાળા નિયમિતપણે ચાલવા લાગી !

શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે ગોરકો શહેરમાં જઈ તેણે; પોતાની શાળા માટે, અને બીજી સામાજીક ચળવળો માટે વધુ સહકાર–મદદ મેળવવા બારે જહેમત ઉઠાવી હતી !

. . જોનારને તે કાંઈક સાક્ષાત્ કીર્તિદેવી જ લાગતી શંકા, ભય એમાંનું કંઈપણ એને સ્પર્શ કરી શકે એમ ન હતું ! પોતાનો એક મજેદાર અનુભવ જણાવતાં તે કહે છે કે:—

" અમારા સ્મોલેનસ્ક શહેર નજીકમાંજ એક જિપ્સી ટોળીની છાવણી પડી હતી. જેમાંના ઘણાએક મારા ઓળખાણના હોવાથી એક રાત તેમના સહવાસનો લાભ મેળવવા હું ત્યાં ગઈ ! સાંજે તે લોકોએ સગડીઓ સળગાવી અને યુવતીઓ અને યુવકો ચોમેર એકઠાં થઈ નાચવા અને ગાવા લાગ્યાં ! તેમણે ખૂબ મોજ ઉડાવી. મને તો જોવાની બહુજ ગમ્મત પડી; અને તેમાંથી મારામાં એક નવી આકાંક્ષા જાગૃત થઈ અહા ! તે સ્વર્ગીય આનંદ હું મારી જીંદગીભર નહિ ભૂલું. રાત ઘણી ગઈ હતી. બધા લોકો સુઈ ગયા છતાં મને તો ઉંઘજ ન આવી.

એકાએક મારા મનને બારે ઉમંગ થઈ આવ્યો. મારો સર્વ આનંદ ઉડી ગયો અને કોઈક ભયંકર ગ્લાનિએ તેનું સ્થાન લીધું. મેં મારા મનમાંજ પ્રશ્ન કર્યો કે મને અગર સોવિએટ સરકારને પણ આ લોકોના સ્વતંત્ર આનંદ–કે સ્નેહવિહારમાં ધૂળ મેળવવાનો શો અધિકાર છે ? આ લોકો ભલે ગરીબ હશે, એમનાં કપડાં ફાટયાં તૂટયાં હશે, અગર એ લોકો રોજ નહાતા ધોતા નહિ હોય. પણ તેથી શું બગડી ગયું ? જેમની સામે મોટું ઉજ્જવળ ભવિષ્ય નહિ હોય તેથી શું થયું ! તેમની હાનની રહેણી કરણીમાં ફેરફાર કરવાથી તેમનો સર્વ આનંદ નાશ પામશે તેનો શો ઉપાય ? સેંકડો બલ્કે હજારો વર્ષ થયાં બધી અર્વાચીન સંસ્કૃતિ–સુધારણાથી સ્વેચ્છાએ

દૂર રહી જાળવી રાખેલા તેમના આ સ્વૈર આચાર વિચારમાં રહેલો સ્વર્ગીય આનંદ શું નકામો એમ ? અને આ લોકો આટલી હસાહસ, કિલકિલાટ કેમ કરી મૂકતાં હશે ? હું જેટલા માટે આટલી બધી મથું છુ-તે સુખ-સુખને માટે જ ને ? સુખને માટે જ આખી દુનીઆની માયાકૂટ છે ને !

તો શું આ નૈસર્ગિક જીવનમાં મળતાં સુખ અને આનંદ જેમને ઘરબાર કરી કરી ઠામ રહેવાથી મળવાનાં છે ? તેમનાં આ ચંદ્ર, તારા, વિશાળ આકાશ, ફૂલ, ઝાડ, ફળ, વગેરે તેમનાં ચાલુ સુખોને ચોરી જવા માટે આવેલી હું એક રાક્ષસી ન કહેવાઉં ? ઉલટું હું જ એમનામાં સામેલ થઇ ભટકતા જીવનનો આનંદ અને અનુભવ લેવાના રોમાંચકારક પ્રસંગોનો સ્વાદ કેમ ન લઇ લઉં ? "

પરંતુ આ બધો માત્ર હૃદયની દુર્બળતાના લીધે ઉત્પન્ન થયેલો ક્ષણિક મોહ જ હતો. રોઝા આ સ્વર્ગીય-માયાવી આનંદમાંથી તત્કાળ સત્ય સૃષ્ટિમાં ઉતરી. કારણ કે આવી જાતના તરંગી વિચારોને તાબે થાય એવી તે કાચા હૃદયની ક્રાંતિકારક નહોતી. તેના મનની ખાત્રી થઈ કે માંકડાંની માફક આ જિપ્સી લોકો ઉનાળામાં થોડી મજા માણસે પણ ઉનાળો ગયા પછી ચોમાસું આવવાનું જ ને ! રસ્તામાં ભટકતાં કુતરાંના અને એમના જીવનમાં શો ફેર ? અજ્ઞાન દરિદ્રતા એ જ એમનાં મિત્ર. અનિશ્ચિતતા અને રખડપટ્ટી એ જ એમની દિનચર્યા. હર હર ! આ અજ્ઞાન રૂપી અંધકારમાંથી જ્ઞાનરૂપી પ્રકાશમાં આવવાની એમને આશા હોય ખરી ? આધુનિક શાસ્ત્રો અને જ્ઞાનસાગરથી દૂર રહી સુખ મેળવવાનું એમનાથી બની શકે ખરું ?-છેવટના ઉદ્દગાર કાઢતાં તેણે લખ્યું છે કેઃ—

" તો પછી આમાંથી છૂટકો કેવી રીતે થાય ?-મારી ખાત્રી છે કે આમાંથી છૂટવાનો માર્ગ એક જ છે, અને તે એ કે ચાલુ રશિયન ક્રાન્તિ ! એ ક્રાંતિમાં પ્રયત્નથી ભાગ લીધા વિના એમને માટે તરવાનો બીજો કોઈ આરો જ નથી. અને એટલું સિદ્ધ થઈ ગયું એટલે મારા કાર્યથી એનો માર્ગ પણ ખુલ્લો જ છે. આધુનિક દુનિઆથી સંપૂર્ણ રીતે અલિપ્ત રહેતી આ ભટકતી જાતિને ક્રાંતિદ્વારા આજની દુનીઆમાં લાવી મૂકવી એજ મારું ધ્યેય. "

ધન્ય રોઝા ! *

---

* 'મોરિસ હિંડસ'ના 'રેડ બ્રેડ' પરથી સૂચિત.

---

# પાવાગઢ

લેખિકા :
કુમારી ઇન્દિરા સોમેશ્વર ઠાકોર

ડુંગરાને શિરે તે દેવ કેરી દેરડી;
જાતી દર્શન કાજ ઉમંગે રે
ગાતી હું ગીતડાં ને નાચન્તી નેહથી,
વસમા ચડાવ ચહું રંગેઃ
હો ! ડુંગરાની ધારે, સખિ !

—મેઘાણી ( ' ફૂલવેણી 'માંથી ' )

કણજરી ગામથી પાવાગઢ ઈશાન ખુણામાં આવેલો છે. પાવાગઢનું બીજું નામ પવતગઢ છે. આ સ્થાન પંચમહાલ જીલ્લાના હાલોલ તાલુકામાં આવેનું છે. ડુંગરની ઊંચાઇ લગભગ ૨૬૦૦ ફુટની હશે. ડુંગરનો ઘેરાવો આશરે ૨૦ થી ૨૫ માઇલ છે. શ્રી કાલિકામાતાની મૂળ સ્થાપના કરનાર મોટા તપસ્વી તરીકે પ્રખ્યાત થયેલા વિશ્વામિત્ર ઋષિનું નામ જાણીતું છે.

જેમ ત્ર્યંબકના પહાડમાંથી ગોદાવરી નદી શિખર ઉપરથી નિકળી છે, તેવી રીતે પાવાગઢના શિખર ઉપર આવેલા દુધીયા સરોવરમાંથી વિશ્વામિત્રી નદીનું ઝરણુ શરૂ થાય છે. તે પછી એ ઝરણુ ગુપ્તવેશે તેલીયા તળાવમાં પ્રવેશી ત્યાંથી ડુંગરના ઢાળ ઉપર આવી, કિશોરવયની બાળા૨ જાણે એટલા ઉપરથી કૂદકો મારતી હોય તેમ ધોધરૂપે નીચે પડે છે, અને રમતિયાળ બાલિકાની પેઠે કાંકરાઓમાં રમતી રમતી આગળ વહેવાનું શરૂ કરે છે. પાંચ સાત માઇલ ગયા પછી તે જરા પુષ્ટ બને છે, અને વડોદરા આગળ મુગ્ધાબની કોઈ કોઈ વાર ઘેલછાથી વડોદરાનો કેટલોક ભાગ ડૂબાડી નાખે છે. આગળ જતાં બીજાં વહેણો મળીને તે પ્રૌઢાનું રૂપ ધારણુ કરે છે. તે નદી સમુદ્રને મળે છે તે સમયનું વર્ણન નદીના મુખે સ્વ. કવિશ્રી બોટાદકર વર્ણવે છેઃ

" પણે ઉભો સમુદ્ર રહ્યો ગાજતો રે લોલ
ઘેરાં શાં ગાન વડે ગાજતો રે લોલ

× × ×

હું તો થંભી લગીર ગઇ લાજથી રે લોલ,
વ્હાલે વધાવી મને વ્હાલથી રે લોલ. "

—' રાસતરંગિણી 'માંથી

મારા પૂ. બાપુજી જે મુસાફરીના બહુજ શોખીન છે તેમના ઉત્સાહથી અમે પાવાગઢ જોવા ગયાં. જો કે આ રમણીય સ્થાન અમારા ગામથી બહુ પાસે છે પણ પ્રસંગ વિના કંઈ જવાતું બને છે ? કણજરીથીજ બધી તૈયારી કરી હતી. હું, મારી ચાર બેનો, ચિરંજીવી લુણેન્દ્ર, મારાં પૂ. માતુશ્રી, અને પૂ. બાપુજી વગેરે અમે કેટલાંક જણુ હતાં. લગભગ ૧૦ વાગે મોટરમાં બેસી ૧૨ વાગે બપોરે અમે ચાંપાનેર પહોંચ્યાં. દૂરથી તો ડુંગર બહુ રળિયામણો નથી લાગતો પણ જાણે મુંડન કરેલા સાધુ જેવોજ દીસે છે. જેમ જેમ પાસે જઇએ છીએ તેમ તેમ તેના ઉપરના મોટાં મોટાં ઝાડો, કિલ્લાઓ, તથા મહેલોની તૂટી ગયેલી શિલાઓનું સ્નેહસંમેલન દૃષ્ટિગોચર થાય છે.

પાવાગઢ અતિ પ્રાચીન સ્થળ છે. ત્યાં આગળ ચાંપાનેર નામનું તળેટીમાં આવેલું એક શહેર છે. હાલમાં તો તે નાના ગામડાની ઉપમાને શોભાવે તેવું છે. પ્રાચીન સમયમાં તે જાહોજલાલીના શિખરે હતું, અને જુદા

જુદા સમયે જુદા જુદા નામે તે ખ્યાતિમાં આવેલું.-મહાભારતના સમયમાં ચંપકનગરીના નામે તે ઓળખાતું હતું. ત્યારપછી ચંપાપુરી પણ કહેવાતું હતું. હાલમાં ચાંપાનેર તરીકે જાણીતું છે. આ શહેરની રાજધાનીમાં રહી ગુજરાતના રાજવીઓએ ઘણી વખત આસપાસના પ્રદેશના રાજાઓ ઉપર રાજ્ય કરેલું.

'મા ચાંપા તે નેરનાં ચાર ચોટાં મહાકાળી રે'

એ પ્રખ્યાત લીટી તેનો વિસ્તાર તથા વૈભવ જણાવે છે. અનેક રાજાઓ અહીં થઇ ગયાં છે. પરંતુ તેમાંના થોડાંએક નામો દુનિયાને જાણીતાં છે. આ સ્થળે ભક્ત-રાજા સુધન્વા દ્વાપરયુગમાં થઇ ગયા. તેમના વખતમાં પાંડવોના અશ્વમેધનો અશ્વ બાંધવામાં આવેલો. તે સમયે તેમને તાતા તેલની કઢાઇમાં નાખવામાં આવેલા અને તેમની અનન્ય ભક્તિને લીધે પ્રસન્ન થઇ પ્રભુએ તેમને મૃત્યુના મુખમાંથી ઉગારેલા:

" તાતી કઢા શીતળ કીધી સુધન્વાને કાજ,
પ્રભુરે તારા બાનાની પત રાખ. "

પતાઇ રાવળ દારૂડીઓ તથા સ્ત્રીઓ તરફ ખરાબ વર્તાવ કરનાર હતો. તેના એ દુર્ગુણો માટે તેને ઘણું ઘણું સોસવું પડ્યું, અને છેવટે, રાજ્ય ગુમાવ્યું, એ બીના જગમશહૂર છે. દિલ્હીના હુમાયુન બાદશાહે પણ કેટલોક સમય આ રમણીય પ્રદેશમાં આનંદ માણ્યો કહેવાય છે.

પ્રાચીન વખતના ઊંચા ઊંચા અને જીતી ન શકાય એવા કિલ્લાઓ, પડી ગયેલા ભવ્ય મહેલોનાં ખંડેરો, બાપરા ઝવેરીના હવામાં ઝુલતા હોય તેવા ગુહના સુંદર પણ તૂટી પડેલા માળો અને બીજાં કેટલાંય સ્થાનો જોતાં હિન્દુસ્તાનની કારીગરીનું આપણને મહત્વ માલમ પડે છે. પાંચ સાત સૈકાં થયાં છતાં કાટખૂણે ગોઠવેલા પથ્થરો એક બીજાને સમાન્તર ગોઠવાઇ રહી પ્રવાસીને હેરત પમાડે છે. આવાં જબરાં બાંધકામ કરાવનારા રાજાઓ ડુંગરની કુદરતી સહાય છતાંય મુસલમાનો સાથેની લડાઇમાં કેમ હારી ગયા? એ કુદરતનું કાળબળ બોધ આપે છે કે જેની પડતી આવે છે તેને અદ્ભુત ચીજો પણ ઉપયોગી થઈ શકતી નથી અને તે વિનાશને પંથે પરવરે છે. પાવાગઢ જોઇ આવેલા સુંદરલાલ કવિ તેના વિષે લખે છે:—

(૧)

ગુજરાતનું પ્રાચીન ગૌરવ દીસતું પાવાગઢે.
તે રંગભૂમિ યુદ્ધભૂમિ ઝઝૂમતી શી વાદળે !

(૨)

તુજ ઉર નિત્ય તુજ ગીત ગાયે ગીત કદી જુનાં થશે,
પણ સમય ત્હારા નામની માળા નહિ નહિં ચુકશે.

(૩)

તુજ કોટ ને કિલ્લો હમારા હૃદય ઉછાળે અતિ,
નિરખી પુરાણાં કામ ત્હારાં માત ઝંએ ગુજમતિ.
—' સૂર્યમુખી 'માંથી.

પતાઇનો ઇતિહાસ જોતાં હૃદયમાં કંપારી છૂટે છે. વળી પાવાગઢનાં કુદરતી દશ્યો અને મનુષ્ય કળાઓનો મેળ જોવાથી અભિમાની લોકોનું અભિમાન ટળી જાય છે.

આ સ્થળે વિશેષ આનંદદાયી વસ્તુ એ છે કે બુદ્ધિમાન અને વિદ્વાન માણસોએ હિન્દુસ્તાનની એ મોટી કોમો હિન્દુ-મુસલમાનનો સુમેળ-એટલે બન્નેની યાત્રાનું સ્થાન આ ડુંગરના શિખર ઉપર ગોઠવ્યું છે. શિખર ઉપર થી કાલિકામાતાનું મંદિર હોવાથી હિન્દુઓનું આ યાત્રાનું ધામ છે, અને મંદિરનાં ઉપલા ભાગ, ઉપર એક કબર જેવી રચના હોવાથી મુસલમાન લોકો

તેને સદનશાહ પીરનું સ્થાન માને છે. આવી રીતે હિન્દુ-મુસલમાન ભાઇઓને માટે આ એક ઐક્યભાવ પ્રધાન રચના હોવાથી કોઇક બુદ્ધિમાનની મગજશક્તિને ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી !

ઉનાળામાં સવારની વખતે આ ડુંગર ચઢવો એ ઘણું જ આનંદદાયક છે એમ અમને કેટલાક માણસોએ કહ્યું તેથી અમે ગયાં તે દિવસ ચાંપાનેર શહેર, તેની આજુબાજુનો પ્રદેશ, તથા છૂટી છવાઇ આવી રહેલી જૂની મસ્જીદોનાં કોતરકામ જોવામાં ગાળ્યો

બીજે દિવસે ડુંગર ચઢવાનું કામ સવારથી જ શરૂ કરી દીધું. સાથે એક પાણીનો કુંજો અને ભૂખ લાગે તો નાસ્તા માટે ખાવાની વસ્તુઓનો કરંડીઓ લીધાં. જેમ જેમ ડુંગર ચઢતાં ગયાં તેમ તેમ ચઢાણ વધતું ગયું, પવન ધીમો પણ ખુશનુમા વહેવા લાગ્યો. મોટા મોટા પથ્થરનાં પગથીઆં તથા કિલ્લા ઉપર કિલ્લા અમે પસાર કર્યાં. વચ્ચે વચ્ચે નાનાં નાનાં જળાશયો પણ આવે છે, તેથી યાત્રાળુઓને પાણી માટે મુસ્કેલી વેઠવી પડતી નથી. ડુંગરના મધ્યભાગમાં એક ધર્મશાળા છે, તેનું ' માંચી ' એવું નામ છે. આ સ્થાને રહેવાની સારી સગવડ છે. અમે ધર્મશાળા વટાવી આગળ ચાલવાનું ચાલુ રાખ્યું. ગાતાં ગાતાં રસ્તો જલદી પસાર કરી શકાશું એમ વિચારી ગાવા માંડ્યું કેઃ—

ધીમે ધીમે ધીમે, સાહેલી !
ચાલો ચઢીયે ગિરિ આ ગરવા;
દેવનાં ધામ એ, વિભુનાં વિશ્રામ એ,
આત્માનાં પૂર પૂરથી ભરવાઃ
ધીમે ધીમે ધીમે, સાહેલી !
—' ન્હાના ન્હાના રાસ ' માંથી.

ધર્મશાળા મૂકયા પછી રસ્તો સહેજ થાક લગાડે એવો કઠિન બને છે. છેવટે તેલિયા તળાવે અમે આવ્યા. જૈન દહેરાં જોયાં કુદરતના સૌન્દર્યનું પાન કર્યું તે પછી દુધીયું સરોવર આવે છે, તેમાં સ્નાન કર્યું. મંદિરનાં પગથીયાં ચઢી શ્રી માતાજીના ચરણોમાં માથું ઝુકાવ્યું. શો તે સમયનો આનંદ ! શી ભવ્ય માતાજીની મૂર્તિ ! કેવું અદ્દભૂત સૌંદર્યધામ ! ખરેખર તાપથી તપેલાં હૃદયો આવા જ સ્થાનને પ્રાપ્ત થઇને સુખી બને એવી કલ્પના કોઇપણ વ્યક્તિના અંતરમાં ઉઠયા વિના ન રહે. અહીંયા આવેલો વિચાર ભક્ત-કવિ મોતીલાલના શબ્દોમાં કહીએ કેઃ—

" અવનિ ગગન વારિ, તેજ ને વાયુ પંથે
ધરમ સરવ શક્તિ, પહાડ ને જીવ જંતે !
અરણ્ય સરિતાઓ સૂર્ય ને ચંદ્ર શશિ
ઉડુગણ રજનિહીં-સર્વમાં મા ! પ્રકાશી. "

મારા ગુજરાતિ બંધુઓને તથા ગરવી ગુજરાતણ બ્હેનોને આ કુદરત અને મનુષ્યકાળનું તથા હિન્દુ-મુસલમાન ઐક્યનું સ્થાન જીંદગીમાં વારંવાર જોવા ભલામણ કરૂં છું. જીંદગીમાં અનેક ઉપાધિથી ભરેલાં ખીચોખીચ સાંસારિક કાર્યોમાંથી અઠવાડીયું ચંપકપુરીમાં અથવા પાવાગઢના મધ્યભાગમાં આવેલા માંચી સ્થાનમાં ગાળવા અને આરામ, આનંદ, તથા પ્રભુદર્શન કરી પોતાના મગજને હલકું કરવા સૂચન કરૂં છું.

પાવાગઢ જવા માટે બી. બી એન્ડ સી. આઇ રેલ્વે લાઇન ઉપર ચાંપાનેર રોડનું સ્ટેશન છે ત્યાંથી નાની ગાડીમાં બેસી ચાંપાનેર સીટીના સ્ટેશને ઉતરાય છે. ચાંપાનેરમાં ઉતરવા માટે અમદાવાદના જાણીતા શેઠ મગળદાસની ધર્મશાળા છે. ધન્ય હો એવા ગેહની કમાણીને કે જેના પૈસા

લોક સેવામાં ઉપયોગી થઇ પડયા છે. મારા વહાલા ભાઇ બેનો ! તમે પણ લોકસેવાનું આવું કંઇક કામ કરશો ? અને તમારી કમાણીનો કંઇક ભાગ આવી લોક સેવામાં વિરાટ પ્રભુની સેવામાં આપશો ?

" સેવા તો સાધુઓનું સર્વસ્વ છે.
પરમાર્થ તો પ્રભુતા પોતે જ
ચિરંજીવી હો સેવા ધર્મનાં સાધુસંન્ત !
× × ×
મનુબાંલક તે શું મલકારો ?
સો સો હાથે સેવા સજિયે
પણ અધૂરી અધૂરી સદા."

—" ઇન્દુકુમાર, " અંક ૧ માંથી.

જો ' સ્વર્ગ સમ સુન્દર હિન્દ ' બનાવવું હોય અને આપણા દેશના છૂટા છૂટા પડી ગયેલા, કુદરતી સ્થાનોમાં આવેલા મનુષ્યકાળના નમૂનાઓનો ઉધ્ધાર કરવો હોય તો એટલું જ અંતમાં કહેવાનું કે:—

" સેવાનો ધર્મ સ્વીકારો, સાહેલીઓ !
સેવાનો ધર્મ સ્વીકારો.

# કવિઓનો મુશાયરો

[ ગઇ તા ૧૪-૯-૪૧ ને રોજ વડોદરામાં શ્રી 'વડોદરા વિદ્યાર્થી મિત્રમંડળ' તરફથી એક કવિઓનો મુશાયરો ગુજરાતના લોકલાડીલા કવિ શ્રી. સુંદરમ્‌ના પ્રમુખપણા નીચે રાખવામાં આવ્યો હતો તેમાં નીચેની ત્રણ પંક્તિઓ પાદપૂર્તિ માટે નક્કી કરવામા આવી હતી.

( ૧ ) સા ( શા ) થીઆ શા પુરાય
( ૨ ) કરી કમાણી ધૂળમાં મળી ગઇ.
( ૩ ) એ ય એક ધતિંગ છે.

મુશાયરામા સ્થાનિક તેમજ બહારના કવિઓની પાદપૂર્તિઓ રસપ્રદ નીવડી હતી તેમાંની કેટલીક વાનગીઓ રજુ કરીએ છીએ ]

## 'સા ( શા ) થીઆ શા પુરાય'

[ શાલિની-માલિની-મંદાક્રાન્તા-સ્ત્રગ્ધરા વૃત્ત ]

એના મીઠાં સ્વપ્ન નિત્યે સ્ફુરાય,
મધુર મિલન માટે દીન હૈયું ઝુરાય,
મૂગા એના અવગણુનથી ચિત્ત આ ચૂર્ણ થાય,
હેશો ભગ્નાશ મારા પ્રતિહત હૃદયે
સાથી આશા પૂરાય ?

—પ્રો. ચતુરભાઇ પટેલ

*

મુક્તિવાંછુ હિન્દીઓને ન પ્યારી
ચર્ચિલોની હિટ્‌લરોની સવારી,
કિંતુ દૃષ્ટિ નાખતાં દુઃખ થાય,
પ્રતિદિન મકરામાં સાથિયા શા પુરાય !

—નટવરલાલ પંડયા

*

પૂછું, પૂછું: "શાથી આશા પુરાય ?
ને આત્માની સાથી-આશા પુરાય ?"
પ્રશ્નોના રે સાથીઆ શા પુરાય !
સંસારે આશાથી આશા પુરાય

—ઉમાશંકર જોષી

*

બાપુજીની જન્મતિથિનો આજ છે રંગરાગ,
રંગોળીમાં પણુ થઇ રહ્યો સ્વસ્તિકોનો ગુલાલ,
ફોટાં માથાં મનુજશિશુનાં, ગજારેલા દળાયઃ
એનાં બિંબો સમ અવનિએ સાથીઆ આ પુરાય
સાથીઆ શા પુરાય !

—દેશળજી પરમાર

*

આવન્તો એ ખબર સુણીને સંચરેલો વિદેશે
સત્કારાર્થે ઉર કમળકે તોરણો બાંધિયાં છે
આવ્યો ને સૌ વીંટળી વળીઆં, માત પિતા પડોશી
સૌ મધ્યે એ અવગ પડતી, નેન ઢાળી ઉભેલી
કહેશો એના લલિત હૃદયે સાથિયા શા પુરાય ?

—રમણુલાલ પાઠક

*

સ્વારીઓ ને વિભવભપકા રાજવીના નિહાળી
'મોટા થૈ ને નૃપતિપદ લેવું' હતી એમ આશા
વાંચી વાંચી અખુટ નવલો 'કો રૂપાળી પ્રિયાને
કોટિ વિઘ્નો ફગવી જીતવી'-યૌવને એમ આશા
આજે તો સૌ હિમગિરિ સમી એ અવશ્યા જણાય
કે'શો કોઇ અમિત અતલા શાથી આશા પુરાય ?

—સૌ. સવિતાલક્ષ્મી બુચ

*

તારે તો છે અનિશ સહવાં તોપ-ચાબુક મૈયા !
ને બેડીઓ, દુદિવ દગપાતો વળી હાથ, જૂતાં !
છાને તારાં રૂદન ચીરતાં વિશ્વના પત્થરોને
આંસુ તો શું, 'અરર !' પણુ ના નીકળે હિન્દ મુખે
પ્રિયા-ગીતો, પ્રકૃતિ છબીઓ, નૃત્યની ઝાંખીઓ,
મજીરાં ને તિલક ટપકાં તો હજી ખૂબ બાકી !
મૈયા, જોને ! ફુરસદ નથી રોદણાં સુણવાને !
ચિન્તાનો તો લગીર પણુ ના ભાર હૈયે જણાય-
કે મુક્તિની જીરણુ તર એ શાથી આશા પુરાય ?

—હસિત બુચ

*

'આ તે બાળું જગત સઘળું કે સમુદ્રે જબોળું,
કે પાતાળે વિવર કરીને ઓસી ઘાલું સગોડું !'
કાળાત્મા શું ફિટકર ? સદા લહ્‌હુદે એ જ થાય;
તેના યત્નો પ્રબળ વધતાઃ શાથી આશા પુરાય ?

—કેશવરામ કા. શાસ્ત્રી

*

આજે ઓપે દિવાળી જગત સકલનાં
    અન્ન પકવાન્ન મોંઘાં
મારે દ્વારે ઉતાર્યું, અધન હૃદયમાં
    આશા જાગે અનેરી.
સારો દા'ડો મજૂરી કપરી કરી કરી
    રોટિયાં બેજ થાય;
ત્યાં તો મારી, બજારે સુલભ, મલિન
    ભૂંસાથી આશા પુરાય.

—રમણલાલ પાઠક
(સુરત)

*

મીઠા મીઠા ટહુરવ કરે કોકિલો તોય કાળા,
ઘેરાં ઘેરાં ગરજન કરે સાગરો તોય ખારા;
આ પૃથ્વીમાં રસ વહનતા આપદેશો પીવાય,
પંકે ન્હોયું કમળ કરવા શાથી આશા પુરાય ?

—હરિલાલ પંડ્યા

*

આજે આ અંબરોમાં ગહન ગગનના
    મન્થનો રુદ્ર જાગે,
ઊંડાં ને ગૂઢ મતોં જલનિધિજળ કેરા
    વલોવાય આજે;
પૃથ્વીનું માર્હેયું પલપલ વધતા
    હિંસ્ર ભાવે હણાય,
ત્રૈલોક્યે આજ ફૂડા રુધિરનિગળતા
    સાથિયા શા પુરાય ?
આજે જ્યાં માનવીનાં યુગ યુગ સરજ્યા
    શીર્ણ સંસ્કાર થાય,
ત્યાં દેવી શાન્તિ, વિશ્વપ્રણય વિમળની
    શાથી આશા પુરાય ?

—મનસુખલાલ ઝવેરી

卐

## 'કરી કમાણી ધૂળમાં મળી ગઇ'

[ ગુલબંકી ]

કાવ્ય સર્જતાં બગાડી એક દિનની રજા,
કરાવી બાળ, પત્નીને કરેલ મૌનની સજા;
છપાયું કાવ્ય આખરે; કવિ અપૂર્વ હોંશથી
નિહાળતા 'કુમાર'; હાય ! ભૂલ તંત્રીએ કરી,
કવિનું નામ છાપવાની વાત તો રહી ગઇ,
કહે કવિ, 'કરી કમાણી ધૂળમાં મળી ગઇ.'

—નાથાલાલ દવે

*

નિશાની એ પ્રેમતણી પિછાની,
બજારમાં જલ્દી જઇ મઝાની,
શીશી લીધી અત્તર કેરી છાની.
મજનું તણું હા ! 'દિલદર્દ' દાખી,
લયલા રીઝાવાની મુરાદ રાખી,
રૂમાલની ખોસ્સી મહીં જ નાખી.
પરંતુ મેં કૈંક વિચાર મગ્ન
રૂમાલ ખેંચ્યો પ્રિયભેટ લગ્ન,
ઊડી, પડી, શીશી થઇ સહસા જ ભગ્ન !
સુધા અરે ! અત્તરની ઢળી ગઇ !
બાજી લીધી ઇશ્કતણી વળી ગઇ !
કરી કમાણી ધૂળમાં મળી ગઇ !

—પ્રો. ચતુરભાઈ પટેલ

*

મુશાયરે કૈંક મળ્યા કવિ, ને
પ્રમોદ દીધો બહુ માનવીને;
ચમત્કૃતિ જો મૂળમાં મળી નહિ,
કરી કમાણી ધૂળમાં મળી ગઇ.

—કેશવ છ. શેઠ

*

અસ્વાર ને કાર્ય બધાં ભૂલી જઇ,
કાવ્યે-રસે વૃત્તિ નિમગ્ન થૈ ગઇ;
'લખું મહાકાવ્ય' સુવાંછના થઈ,
એ ચિંતને દીર્ઘ નિશા વીતી ગઇ.
ને કલ્પના ભવ્ય ઉરે હસી રહી,
આનંતનાં ઉડ્ડયન આદરી રહી;
ઉદાત્ત ભાવો-રસ નિર્ઝરી ગઇ,
સહસ્ર પંક્તિ કવિતા રચી ગઇ.

જાગી સ્મૃતિ, કાવ્ય વિષે પૃછા થઇ,
શું ચંદ્રની સોળ કળા ખીલી ગઇ ?
—રે ! સ્વપ્ન એ; સ્વપ્ન જતાં સરી ગઇ !
" કરી કમાણી ધૂળમાં મળી ગઇ. "

—જ્યોત્સ્ના શુકલ

*

ફોટો સખીનો જઉં જ્યાં હું લેવા
હસી મધુર કંઇ નાસી જાતી
રમન્તી'તી પોપટ સાથ ત્યાં હું
ધીમેથી લાવ્યો છબીપત્ર ને એ
ધીરો છતાંયે મુજ પાદ પેખ્યો
હંમેશની જેમ શરમીલી દોડી
છબી પ્રિયાની રહી ત્યાં અધુરી
કરી કમાણી ધૂળમાં મળી ગઈ.

—રમણલાલ પાઠક

*

અશ્રુ પ્રેમ આશા ધૂપ દીપ લાવી
ચણ્યાં રૂપાળાં રહેતો ભીંજવી
" મારા તમે ના " કહીને રડી રહી
કરી કમાણી ધૂળમાં મળી ગઇ

—કુસુમ ઠાકોર

*

કોડે મનાવી મત મેળવ્યું'તું;
એ કાર્ય માટે ધન રેલવ્યું'તું;
અંતે બીજાને લઇને જતી રહી
કરી કમાણી ધૂળમાં મળી ગઇ !

—રમેશનાથ રંગનાથ ગૌતમ

*

વર્ષો રહ્યો, ચાલીસમે મળી જડી
મુગ્ધા—કર્યાં મુગ્ધ લડાવી લાડ જડી,
હૂંડી વટાવી લઇને સરી ગઇ
કરી કમાણી ધૂળમાં મળી ગઇ.

—રજનીકાન્ત ભટ્ટ

*

તૈયારી કીધી બહુ ભાષણાર્થે; ને
ચડયા હસન્તે મુખ સ્ટેજ ઉપરે
ખોંખારિયું સ્હેજ ગળું, પરંતુ ના
હાલી શકયા ઓષ્ઠ, ન હાલી એ દુલી
' કરી કમાણી ધૂળમાં મળી ગઇ ! '

—જશભાઈ કા. પટેલ

*

હૈયે ધરી હોંશ, ઘણું મથી મથી,
કવિશ્રીઓએ અનુપૂર્તિઓ કરી;
દસ્યા નહીં લોક, પડી ન તાળીયે,
કરી કમાણી ધૂળમાં મળી ગઇ !

—પ્રજારામ રાવળ

*

હું પૃથ્વીરાજ ચહુઆણ બની પ્રતાપી
સૌન્દર્યથી નીતરતી મુજ નાયિકાને
ખભે ઉઠાવું વટથી—' ડરના પ્રિયે ' કહે
ભાડે મળેલ મૂછ ત્યાં નીકળી પડી ગૈ
કરી કમાણી ધૂળમાં મળી ગઇ.

—હર્ષિત બુચ

*

જપો, તપો ને બલિદાન કારણે
ઘડી રૂડી મુક્તિની આવી બારણે;
ઝીણા કુકર્મે તક એ સરી ગઇ !
કરી કમાણી ધૂળમાં મળી ગઇ !

—નયન કાફીર

*

સવારમાં કોટ કલાક દાટીને.
ઘસી ઘસીને સહરા સમી કરી,
ન સાંજ જ્યાં પૂરી નમી, તહીં તો
લસી ફરીથી વનરાઇ કેશની;
સવારની સિદ્ધિ બધી વૃથા થઇ,
કરી કમાણી ધૂળમાં મળી ગઇ.

—મનસુખલાલ ઝવેરી

*

દાઢી બનાવી, મુખ સ્નો લગાવી
વસ્ત્રો ધર્યાં, કેશકલાપ ઓળી
કાંડે ઘડીઆળ ધરી જવાને
મેં સ્ટેશને આગમને પ્રિયાના

રસ્તે જતાં મેહ શરૂ થયો, મેં
છત્રી ધરી શિર; ફરી નિદ્રાગત
આષાઢનો મેઘ પ્રમત્ત, કલ્પના
તણા પલાણી તુરંગો ઉડયું મન.
પ્રિયાની સેંથી, મુખ યાદ આવતાં
જોઇ ન કેળાં તણી છાલ રસ્તે;
એ છાલથી આ લપસી જતાં પગ
કરી કમાણી મૂળમાં મળી ગઇ !

—સત્યમ

卐

## 'એય એક ધતિંગ છે'

ગુજરાત વિદ્યાપીઠમાંહી એકદા
મુંડયો હતો સુંદરમે મસ્તને,
તેથી મુંડાયો કરવા લલિતા
જે.કે લખ્યું કવિતાઓ એય એક ધતિંગ છે

—ડાહ્યાલાલ જાની

*

અખાડો ગૂંથીને ફૂલો, કરીયો ફૂલો બહુ જરી,
દસ્તરે થોપડી રાખી, વિદ્યાર્થે રંગતમાં જતી
તખ્તના મહા બાજારે, મૂલ્ય નથી થયે ખરે
ખણ્યાનું મૂકી દેવું, એય એક ધતિંગ છે.

—ઘનશ્યામ મહેતા

*

ચંદ્રને ઓપ્યો ઓપી, તેમ આ પાદપૂર્તિથી
કવિ થૈ આપણે લો, એય એક ધતિંગ છે.

—રાજેન્દ્ર શાહ

*

જગમાં પતંગો સૌ કરે નાના અને મોટા મળી
વિધવિધ પ્રકારતણા પતંગો સહુ રહ્યા છે વિસ્તરી;
એમાં અધિકું એક હું આજે હમેરી છું રહ્યો,
લખવી ધતિંગ તણી કવિતા એય એક ધતિંગ છે.

—રસનિધિ

*

ફૂલો કહે: "તુજ ફરન પર આલમ બધી આભાર છે!"
ફૂલી કહે "દિલદાર યાર અપાર શો તવ પ્યાર છે!"
કહેવા અગર કે કસ્તૂરી ને ફૂંગળી કે હીંગ છે!
આ અવગણાણી ફરક કેરી એય એક ધતિંગ છે.

—પ્રો. ચતુરભાઇ પટેલ

*

સાચું ગણે હાં વાણિયાઓ વાતને આ ઠિંગ છે,
માદરે ઇન્ડવૅલોની એક ખારી હિંગ છે;
બાકી બનાવટ સર્વ ત્યાં તડ્ડાતણા સૌ ઠિંગ છે,
પ્રાસની રેખા ફક્ત, ના અર્થ, તો યે ઠિંગ છે,
વાહરે આ શાયરોનું વિશ્વ એક ધતિંગ છે,
શા ડાયરા ! મુશાયરા શા ! એય એક ધતિંગ છે.

—નટવરલાલ પંડયા

*

સતી સીતા 'બેગમ સીતા,'
મહારાજ દશરથ 'બાદશાહ,'
આ સંસ્કૃતિનો સમન્વય
કે એય એક ધતિંગ છે ?
અ, બ વગેરે પાંચ અક્ષર
કેરથી ગૂ જ રા તી માં,
મુશાયરાના નામે છપાયે
એય એક ધતિંગ છે.

—રમણલાલ મ. ભટ્ટ

# ચિત્રા

## કવિવર્ય રવિન્દ્રનાથ ટાગોર કૃત એકાંકી નાટિકા

અનુવાદક : **શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી. એ.**

[ નવેમ્બર અંકના પાન ૧૯૯ થી ચાલુ ]

**સ્થળ :** મણીપુરના અરણ્યનું શિવાલય

**અર્જુન :** હેં ! સરોવર તીરે મેં જોયું તે શું બધું સાચું હતું ? આ તે સત્ય કે સ્વપ્ન ! સન્ધ્યાના ઓસરતા પડછાયામાં, તૃણાચ્છાદિત શિલા પર હું ભૂતકાળના વીતી ગએલાં વર્ષો પર વિચારમગ્ન બેઠો હતો; એવામાં વૃક્ષરાજિના ઘોર અન્ધારમાંથી, સ્ત્રીના સંપૂર્ણ સ્વાંગમાં દીપી ઉઠતી કોઇક સૌંદર્ય-સ્વરૂપા ધીમા પગલે, નીકળી આવી અને નીરતીરે સફેદ શિલાતટ પર ઊભી રહી. મને લાગ્યું કે તેના ખુલ્લા, શુભ્ર અને સુંવાળા ચરણતલની નીચે પૃથ્વીમાતાનું હૈયું હર્ષથી ઉછાળા મારતું હોવું જોઇએ. મને લાગ્યું કે, જેમ ઉષાની સોનેરી ધુમસ, પૂર્વદિશાના ઉદયાચલ પરના કો હિમાચ્છાદિત ગિરિશૃંગ પરથી સૌન્દર્ય વિકસાવી વિલય પામે, તેમ તેનાં દેહપરના આચ્છાવસ્ત્રાવરણો સુખસમાધિમાં વાયુવિલીન બનશે. પાળ પર નીચી લળીને, તે સરોવરના ચળકતા આયનામાં પોતાના મુખનું પ્રતિબિંબ નિહાળવા લાગી. એકાએક તે ચમકી ઊઠી, પળવાર સ્તબ્ધ બની થંભી ગઇ; પછી મંદ મંદ હસવા લાગી; અને બેપરવાઇથી ડાબા હાથે એક સપાટો લગાવી કેશકલાપને છૂટો મૂકયો. બંધનમુક્ત કેશકલાપ તેના ચરણોમાં આવી લટકવા લાગ્યો. પોતાનો પોતાનો સ્તનપ્રદેશ ખુલ્લો કર્યો, અને સ્નિગ્ધ-સ્પર્શથી આર્દ્ર એવા કો સુરેખ આલિંગને પમરતા, પોતાના અનિન્દિત બાહુઓ તરફ તે જોવા લાગી. માથું નમાવી, તે પોતાની ખીલી ઉઠેલી દેહલતા પર યૌવનનો સુંદર વિકાસ ભાળી રહી; પોતાના ગૌર દેહ પર સુકોમળ લાજભરી લાલી અને ભભક ભરી ગુલાબી એ નિહાળી રહી. જીવનભર અણખીલી રહેલી કોઇ શ્વેત પદ્મકળી, કો રમ્ય પ્રભાતે નયન ખોલી ખીલી ઉઠે અને ગરદન ઝુકાવી પોતાનો પડછાયો પાણીમાં નિહાળતાં જેમ સંધ્યા સમય સુધી આખોય દિવસ વિસ્મયચકિત બની રહે, તેમ તે આનંદ અને આશ્ચર્યમાં ગરકાવ થયેલી ઝળકી રહી. પરંતુ એક જ ક્ષણ પછી, એનું સ્મિત સુકાઇ ગયું અને વદન પર ગંભીરતા તથા નયનમાં વિષાદની એક ઘેરી છાયા ફરી વળી. અલકલટો સમારી તેણે અંચળથી વક્ષપ્રદેશને ઢાંકી દીધો. અને મ્લાનમુખી નિશામાં વિલીન થતી સૌન્દર્યવતી સંધ્યાની પેઠે, તે અર્ધનિશ્વાસ નાંખતી ચાલી ગઇ. આશાની પરમ સિદ્ધિ માત્ર એક જ ઝબકારામાં પ્રત્યક્ષ થઇ, તરત જ અદ્રશ્ય થતી હોય એવો મને તો ભાસ થયો...... પણ આ દ્વાર કોણ ખખડાવે છે ?

[ સ્ત્રીના સ્વાંગમાં ચિત્રલેખા પ્રવેશે છે. ]

આ શું ? એજ સુંદરી અહીં આવી ! ( હૃદય પર હાથ મુકી ) હૃદય, શાન્ત થા, અધીરૂં ન બન ! ( ચિત્રા તરફ ) સુમુખિ ! ડરીશ નહિ. બીવાનું કાંઇ કારણ નથી. હું ક્ષત્રિયવંશનો પુરૂષ છું.

**ચિત્રા :** આર્ય, ભલે પધાર્યા ! આપ મારા અતિથિ છો. આ શિવાલયમાં મારો નિવાસ છે.. આપનો .. આદર.. સત્કાર.. કરી

આપને શી રીતે સંતોષવા...એ વિવેકથી હું અજાણ્યું છું.

અર્જુન : સુભગે! તારું દર્શન એ જ ખરેખર તારો ઉત્તમ પ્રકારનો અતિથિ સત્કાર છે. જો વાંધો ન હોય તો, તને એક પ્રશ્ન પૂછી હું મધુર શ્રવણ સૌભાગ્ય પણ પ્રાપ્ત કરું.

ચિત્રા : ખુશીથી પૂછી શકો છો.

અર્જુન : કયું આકરું તપ-એવી કયા મહાકઠોર વ્રતની સાધના તમે શરૂ કરી છે કે જે દુર્ભાગી મર્ત્યોને આ તમારા અનુપમ લાવણ્યથી વંચિત રાખી, તમને આ નિર્જન દેવાલયમાં બાંધી રાખે છે?

ચિત્રા : મારા હૃદયમાં મેં સેવેલી એક ગુપ્ત કામનાને સિદ્ધ કરવા હું અહર્નિશ એકાગ્રતાથી મહાદેવની ઉપાસના કરી રહી છું.

અર્જુન : અફસોસ! આખા જગતની કામનાનું કેન્દ્ર એવાં તમને કઇ કામના હોઇ શકે? પૂર્વાચલ પર્વત કે જેના શિખર પર બાલભાનુ પોતાના ગૌરોજ્જવલ પગલાં પાડે છે-તે પૂર્વાચલથી અસ્તાચલ પર્યંત, મેં પર્યટન કર્યું છે. પૃથ્વી પરના પદાર્થોમાં જે કંઇ સુંદર ભવ્ય, અપ્રતિમ અને મહાન છે તે સર્વ મેં મારી નજરે નિહાળ્યું છે. હું જે કાંઇ જાણું છું તે સઘળું તારું જ થશે; તું મને માત્ર એટલું જ કહે તું શાની કામના કરે છે? તું મને કહીશ તો તું જેની શોધમાં છે તેની હું શોધ કરી આપીશ.

ચિત્રા : હું જેને શોધું છું, અને જેની કામના છે તે ત્રિભુવનમાં સુવિખ્યાત છે.

અર્જુન : ખરેખર! દેવતાઓની દુર્લભ કૃપાનો પાત્ર એ કયો પુરૂષ છે કે જેનો કીર્તિકલાપ તારા હૃદય સિંહાસન પર આરૂઢ થયો છે!

ચિત્રા : સર્વોત્તમ રાજવંશમાં જન્મ પામેલો એ મહાપુરૂષ પોતે પણ સર્વશ્રેષ્ઠ વીર છે.

અર્જુન : સરલે! અસાર અને મિથ્યા કીર્તિની વેદી પર આવી તમારા જેવી અજોડ સૌન્દર્ય સમ્પત્તિ હોમી ન દો. સુર્યોદય ન થતાં સુધી, ક્ષણ જીવી તુષાર જેમ ઉગતી ઉષાને આવરી લે છે, તેમ એક મુખથી બીજા મુખે, બીજાથી ત્રીજે એમ સંસારમાં મિથ્યા યશનું પ્રસારણ થતું રહે છે. કહે, હું જાણું તો ખરો કે પૃથ્વીના સર્વશ્રેષ્ઠ રાજબીજનો એ પુણ્ય શ્લોક, સર્વોત્તમ વીર કોણ છે?

ચિત્રા : સાધુજન! ઇતરજનોની કીર્તિની આપ અસૂયા કરો છો. શું તમે નથી જાણતા કે ત્રણે લોકમાં સર્વ રાજવંશ શિરોમણિ રૂપ કુરૂવંશ જગજાહેર છે!

અર્જુન : કુરૂવંશ?

ચિત્રા : હા, અને એ જ વિશ્વવિખ્યાત વંશમાં અખંડ યશસુવાસ પ્રસરાવનાર પરાક્રમી પુરૂષનું મહાન નામ સાંભળ્યું છે કે નહિ?

અર્જુન : કહે, તારા મુખથી હું તે સાંભળવા ઇચ્છું છું.

ચિત્રા : ત્રિભુવન વિજયી અર્જુન! લાખો મુખોમાંથી સરી પડતા એ અક્ષય નામને લૂંટીને, મેં સાવધાનતા પૂર્વક આ કુમારી હૃદયમાં છુપાવી રાખ્યું છે. બ્રહ્મચારીજી! આપવામાં આ અધીરતા-આ વિહ્વળતા કેમ દેખાય છે! શું મેં કહ્યું એ મહાનામ મિથ્યા છે? એમાં ઠગાઈ છે? એમ હોય, તો આપ હાલ જ કહી દો, તો હું આ પળે જ, વિના વિલંબે, મારી હૃદય પેટીને તોડી ફોડી, તેમાંથી ખોટા ચળકતા હિરાને કાઢી ધૂળમાં નાખી દઉં.

અર્જુન : એનું નામ, અને એની કીર્તિ, એનું શૌર્ય, પ્રતાપ અને એની વીરતા, એ સૌ સાચાં હો કે ખોટાં; પણ દયાને ખાતર એને તમારા હૃદયમાંથી દેશવટો

દેશો નહિ કારણ, અત્યારે પણ તે તમારા ચરણ શરણમાં ઢળી પડે છે.

**ચિત્રા :** આપ જ અર્જુન !

**અર્જુન :** હા, તમારા હૃદયદ્વાર પણ આવેલો પ્રણયભૂખ્યો અતિથિ–હું જ છું.

**ચિત્રા :** ત્યારે અર્જુને બાર બાર વર્ષો પર્યંતનું દીર્ઘ બ્રહ્મચર્ય વ્રત લીધું છે તે શું સત્ય નથી ?

**અર્જુન :** આકાશની અટારીએ ચડી ચન્દ્રમા જેમ ક્ષણવારમાં નિશાના (રજનીના) યોગ નિદ્રાના વ્રતને ઓગાળી દે તેમ, તમે મારા વ્રતને ઓગાળી દીધું છે.

**ચિત્રા :** શરમ છે, ધિક્ક ધિક્ક તમને ! મારામાં તમે એવું તે શું જોયું કે જેથી તમે તમારા આત્માનું ભાન પણ ભૂલી જાવ છો. જો તમે એક સ્ત્રી માટે–તમારા સત્યવ્રતને છિન્ન ભિન્ન કરી નાંખવા તૈયાર થયા હો, તો કહો, આ શ્યામ મનોહર નેત્રોમાં આ દૂધ જેવા રૂપાળા ઉજળા હાથોમાં તમે શું ભાળી રહ્યા છો ? મારા સાચા આત્માને ? ખરે જ ! આ પ્રેમ ન હોઈ શકે; સ્ત્રીને સમર્પીતું પુરૂષનું આ સર્વોચ્ચ સન્માન ન હોઇ શકે ! હાય અફ-સોસની વાત છે કે આ તુચ્છ કપટી કાયા અજર આત્માના પ્રોજ્જ્વલ પ્રકાશ આગળ સૌ કોઇને અંધ બનાવી દે છે. હં...હવે મને ખબર પડી કે અર્જુન ! તમારા વીરત્વની અને પરાક્રમ પૂર્ણ પુરૂષત્વની વિશ્વ-વિખ્યાત કીર્તિ મિથ્યા છે.

**અર્જુન :** અહા, મારી કીર્તિ અને વીરતાનું અભિમાન કેવું મિથ્યા છે તે હવે મને સમજાય છે, સર્વ કાંઇ મને સ્વપ્ન સમાન ભાસે છે. માત્ર તમે જ પૂર્ણ દેખાઓ છો, તમે જ આખા વિશ્વની લક્ષ્મી છો, દરિદ્રતાનો અંત અને સર્વ આયાસોનું એકાયન માત્ર તમે છો...એક જ સ્ત્રી ! અન્ય સ્ત્રીઓ પણ છે કે જેઓ વિશ્વેખે ઓળખાઇ શકે; પરંતુ તમારૂં એક ક્ષણનું દર્શન, એક જ વખત છતાં દીર્ઘકાળ પર્યંત સંપૂર્ણ પરિપૂર્ણતાનું દર્શન કરાવે છે.

**ચિત્રા :** નહી નહી, અર્જુન, હું એ નથી ! એ તો દેવે રચેલી મોહજાલ છે, જા, જા, મારા વીર ! તું જા. અસત્યની આરાધના કરીશ ના, મિથ્યા માયાને ચરણે તારૂં મહાન હૃદય સમર્પીશ ના, જા !

( ક્રમશઃ )

---

# પો ય ણી

: : મોહી લાગી તે મ્હને કહાન તારી બંસરી–એ રાહ : :

ઇવે દીધી છે મ્હને પ્રીત ભરી પોયણી,
 આશા ઉમંગ એના ફાલ રે—મ્હારી એ રંગભરી પોયણી.
નવલાં નૂર રૂપ એનાં આતમ ઉજાળતાં,
 ઉષાના તેજે કરમાય રે—મ્હારી૦
દીપતું એ દીવ્ય અતી શીતળ પ્રકાશમાં,
 રવિ કિરણથી ઢિસાય રે—મ્હારી૦
રાગે ભરાય લેઇ શ્યામ કાળી રાતડી,
 શશી પ્રકાશ એના પ્રાણ રે—મ્હારી૦

શ્રી. જયન્તકુમાર ભટ્ટ

# કીર્તિ કે કલદાર

લેખક :
શ્રી. તારાચંદ પોપટલાલ અડાલજા

નવીન શૈલીથી લખાયલી શ્રી. અડાલજા કૃત સામાજીક નવલકથા " કીર્તિ " જે ' ગુણસુન્દરી 'ના ૧૯૪૧-૪૨ના ગ્રાહકો માટે ભેટ પુસ્તક તરીકે ટૂંક વખતમાં જ બહાર પડનાર છે તેનું એક રસભર્યું પ્રકરણ. લેખકની અતિ લોકપ્રિય થઇ પડેલી સામાજીક નવલકથા—' દંભિ દુનિયા ' જેટલું જ રસીલું અને આકર્ષક આ પુસ્તક બન્યું છે.

" કેમ બાલા, તને શું લાગે છે ? "

" લાગે છે કે ધીરેધીરે એ એની મેળે ઠેકાણે આવી જશે. કોઈ સારા મુહૂર્તમાં જ આપણે કીર્તિપરામાં પગ મૂકયો. રોફમાં રહેનારી કીર્તિ, સાપ જેમ જોતજોતામાં કાંચળીને ઉતારી નાખે તેમ ભપકો તજી દે અને સાદાઇ ગ્રહણ કરે એ ખરેખર નવાઈની વાત છે. કોણ જાણે ફપાંમાં એને એવું તે શું સત્વ જણાયું કે એની પાસે એ સીધી દોર થઇ ગઇ ! આ તો કંઈ અજબ ચમત્કાર થયો કહેવાય. "

" આવા ચમત્કારો પ્રસંગોપાત બન્યા જ કરે છે, બાલા ! મનુષ્ય સ્વભાવનો પલટો જ્યારે એકાએક થાય છે ત્યારે આપણે ચકિત બની જઇએ છીએ અને એને કોઈ ચમત્કારનું પરિણામ માનીએ છીએ. ખરી વાત તો એ છે કે કોઇ વખત અમુક દૃશ્ય, અમુક કાર્ય કે અમુક ઉપદેશની તાતા ધાની માફક તાત્કાલિક અને અણુધારી એવી અસર થઇ જાય છે કે મનુષ્યનું જીવન, રહેણી કરણી કે આચાર વિચાર એકાએક ફેરવાઇ જાય છે. એમાં દૈવી સંકેત હોય છે. એ ઘડી નિર્માણ જ થઇ હોય છે. સાધારણ પંક્તિના તેમ જ મહાન ગણાતા મનુષ્યોના જીવનમાં પણ આવા પલટા થયેલા મારા જાણવામાં છે. ચાલો, જે થાય છે તે સારા માટે. વારુ, પણ બિપીન તરફ એનું વલણ કેવું છે તે કંઇ જણાયું ? "

" એ બાબતમાં પણ શુભ સમાચાર છે. એની વિદ્વતા, સર્વદેશીય જ્ઞાન, સાદાઇ, નમ્રતા અને સેવાભાવ માટે કીર્તિને ખૂબ માન થતું જાય છે, અને આજ સુધી કોઇ પણ યુવાન સાથે બેદરકારીભર્યું વર્તન રાખનાર કીર્તિ અહીં બિપીન પાસે ' ગરીબ ગાય ' જેવી બની ગઈ છે, એટલું જ નહિં, પણ એની દરેક વાતમાં રસપૂર્વક ભાગ લેતી થઇ ગઈ છે, એ ચિન્હો આશાજનક જણાય છે. "

" કીર્તિ બિપીન સાથે લગ્ન કરવા તૈયાર થાય તો કીકાશેઠની અને ખાસ કરીને અમારાં ગંગા બ્હેનની એક ચિંતા ઓછી થઇ જાય. "

" કીર્તિ તૈયાર થાય તો પણ બિપીન તેનો હાથ સ્વીકારવા તૈયાર થશે કે કેમ એ મોટો પ્રશ્ન છે, કેશા કાકા ! "

" પ્રશ્ન હતો, હવે નહિં રહે. તેં આજે જે જે હકીકત મને સંભળાવી અને આજે કીર્તિ પાસેથી જે જે સાંભળવા મળ્યું તે ઉપરથી મને લાગે છે કે બિપીનને હું સમજાવી શકીશ. "

" તો તો સોનાનો સૂરજ ઉગે. કેશા કાકા, કીર્તિ અને બીપીનની જુગલ જોડી જોઇને મારી આંખો તો જરૂર ઠરે. "

" અને શેઠશેઠાણીની પણ. પરંતુ બાલા, તને પરણાવ્યા વિના પોતાનાં લગ્ન કરવાની એ જુગલ જોડી ના પાડે તો ? " કેશા કાકાએ ધીરે રહીને બીજી વાત રજુ કરી.

બાલા શરમાઇ ગઇ. " જાઓ, જાઓ, તમને તો બીજો ધંધો નથી. મારા જેવી ગરીબની છોકરીનું ઠેકાણું પડતાં તો..."

" આંખે તારા દેખાશે એમ કહેવા માંગે છે ને ? હું કહું છું કે એમાં જરાય મુશ્કેલી નથી. આમ ચપટી વગાડતાં એ કામ પાર પાડી દેવાની મારામાં આવડત છે ! જ્યાં ફીકા શેઠ જેવા સમર્થ પુરુષની હુંફ હોય ત્યાં આકાશના તારા પણ ઉતારી શકાય ! પ્રભુ ઇચ્છા હશે તો એ ઘાટ પણ ઉતરી જશે. "

" હવે એ તો થવાનું હશે તે થશે. હમણાં બિપીનભાઇની વાત કરો ને ! "

" જોઉં, બિપીનને ચકાસી જોઉં. એ હઠે ચડશે તો મારે તારી મદદ લેવી પડશે. તારો બોલ એ કદિ નહિ ઉથાપે, સગી બ્હેનનું પણ આટલું ચલણ ન હોય, હોં બાલા ! "

" એને બિચારાને બ્હેન નથી એટલે એ મારા તરફ સગી માજણી બ્હેન જેવી મમતા રાખે છે. ખૂબ ભાવનાશીલ છે. ફીકાશેઠ દીવો લઇને ગોતવા જાય તોય આવો સુશીલ, સહૃદયી અને સજ્જન જમાઇ એને ક્યાંય નથી મળવાનો ! "

" તેથીજ તો હું આગ્રહ સેવું છું કે બિપીન કીર્તિનો હાથ સ્વીકારવાની હા પાડે. પણ એને ગ્રામોદ્ધારની ધૂન લાગી છે, અને કીર્તિ ફલદારના હગ ઉપર બેઠી છે. આ બેનો મેળ કેમ ખાય ? "

" કીર્તિને અહીં આઠ દસ દિવસ રહેવા દ્યો અને પછી જો જો કે એ કેવી બદલાઈ જાય છે. તમેજ કહેશો કે આ કુંદનપુરની કીર્તિ ન હોય ! અત્યારથીજ એના રંગઢંગ કેવા બદલાઇ ગયા તે તમે ન જોયું ? "

ત્યારે તો ફીકાશેઠની આ સફર સફળ થઇ એમજ માનવાનું. વારુ, ત્યારે આપણે બંનેએ એ દિશામાં પ્રયાસો કરવાના-તેમાંય તારે તો ખાસ. "

' પાસા કે કે જનો સવે, દા દેવો હરી હાથ છે. ' બાલા જતાં જતાં ગણગણી.

" આ બાલા ! બિચારી ગરીબ ગાય જેવી છે. માબાપ પાસે પૈસો નથી, અને પૈસા વગર એનો હાથ ઝાલવા કોઇ તૈયાર નથી. પેલો મધુકર જો માને તો બંનેનો ઉદ્ધાર થઇ જાય ! જોઉં છું, એને અહીં બોલાવ્યો છે એટલે એ જરૂર આવવો જોઇએ. એ નહિંજ માને-એ પણ પૈસાનો પૂજારી નીકળે-તો પછી ફીકાશેઠની ખનાખનની કોથળીનું મ્હોં ખોલાવવું પડશે. બીજો શો ઇલાજ ? ' કેશાકાકા વિચારતરંગે ચઢ્યા.

અને કીર્તિપરાનો નિવાસનું અઠવાડિયું અનેક અવનવા અનુભવો વચ્ચે પસાર થયું. ગંગાશેઠાણીને પોતાને પણ લાગ્યું કે અહીં આવ્યા પછી પોતાને ઘણુંય નવું જોવા જાણવાનું મળ્યું. પોતે ગામડામાં ઉછરી હોવા છતાં દુનિયાની લીલીસૂકીનો અનુભવ થાય કે ગરીબોના દુઃખો સમજી શકે તે પહેલાં જ ભરીબાદરી સુખસાહેબીમાં તે પડી હતી, એટલે જગત આખું સુખી જ છે એવો એનો અભિપ્રાય કેળવાઈ ગયો હતો અને બંગલા તથા મોટરમાં જ ફરનારી એ ગંગાને ગરીબના આંસુ લુંછવાનો પ્રસંગ પડ્યો ન્હોતો. ગામધણીની પત્ની તરીકે અહીં અનેક દુઃખી સ્ત્રીઓ-જુવાન તેમ જ ઘરડી ડોસીઓ એની પાસે આવતી અને પોતાના દુઃખનું પારાયણ કરી જતી. ગૃહકંકાસ, કુટુંબકલેશ, જ્ઞાતિકલહ, અને કુદરતના રૂસણાંના પરિણામે કેટલાકના માથે ફકત દુઃખનાં ઝાડ ઉગવા બાકી હતા એમ સહૃદયી ગંગાના મનમાં વસી ગયું અને એનો આત્મા જાગી ઉઠ્યો. એણે ફીકા શેઠને વાત કરી, ફીકા શેઠ

પટેલને બોલાવ્યા, અને ગામના પટેલ તરીકે આવી-વાતોનો તોડ જોડ તેણે ન કાઢયો, તેમ જ પોતાના લક્ષ ઉપર આવી વાતો આજસુધી ન લાવ્યા તે માટે મૃદુ ઠપકો આપી પોતાની રૂબરૂમાં જ એવા ઝઘડાઓનો નિકાલ કરી નાખવાની પોતાની ઈચ્છા બતાવી.

પટેલ આવી તકની રાહ જોઈ રહ્યો હતો. " મને પોતાને પણ આ વસ્તુ સારે છે, શેઠ સાહેબ, પરંતુ કહેવત છે કે ' ઘરકી મુરગી દાલ બરાબર ! ' બંને પક્ષ–દુભાયલા તેમજ દુભાવનાર–ને અમારામાં એક સરખો વિશ્વાસ બેસે નહિ. એ તો ' પારકી મા જ કાન વીંધી શકે ! ' "

" વારુ, અમારું કહ્યું એ લોકો માનશે ખરા ? "

" આ તો અંદર અંદરના ઝઘડા અને મનદુઃખની વાત છે, એટલે મુરબ્બી તરીકે આપની શેહમાં દબાઈને આપની રૂબરૂમાં ડાહ્યાડમરા બની જઈ બધું કબુલ કરશે, પરંતુ જેવા આપ અહીંથી ખસ્યા કે પાછું એ ભગવાન એના એ ! "

" પણ એમનો ખરા પરસેવાનો પૈસો વકીલ અને કોર્ટોમાં બરબાદ થાય છે અને વળી કામધંધો પણ બગડે છે એ બાબતનું તેમને કંઈ લાગતું નથી ? "

" લાગે તો ખરું, પરંતુ મમતની વાત છે ને ! બેમાંથી કોઈ નમતું ન તોળે એટલે શું થાય ? "

" ત્યારે એનો કંઈ ઇલાજ નથી ? "

" જોઉં છું, હમણાં હમણાં કેટલાક જુવાન પક્ષ એમ કહ્યા કરે છે કે પેલા મધુકરભાઈ આવે તો તેમના પાસે વિષ્ટી કરાવીએ–એને તો બેય આંખો સરખી એટલે એ જે કહે તે બંને પક્ષના હિતનું જ હોય ! "

" મા...જો ! મધુકર આટલો બધો ફાવી ગયો ? ગ્રામજનતા ઉપર એનું આટલું બધું ચલણ ? ત્યારે તો એની સાચા દિલની સેવા ફળી ખરી ! " કેશા કાકા જે અત્યાર સુધી પોતાનું કામ કરતાં કરતાં આ વાતચિત લક્ષપૂર્વક સાંભળી રહ્યા હતા તે એકાએક બોલી ઉઠયા.

" મધુકર કોણ ? " કીકાશેઠની જીજ્ઞાસા ઉશ્કેરાઈ.

" મારો પુરાણો મિત્ર. " બિપીને બહારથી આવતાં પ્રશ્ન સાંભળ્યો અને પોતેજ શેઠને સીધો ઉત્તર આપી દીધો, " એણે અભ્યાસને અળગો કરીને ગ્રામોદ્ધારની દિક્ષા લીધી, એ ગામડે ગામડે રખડયો, શરૂઆતમાં સ્વાર્થી, ઢોંગી, બેભાણુ, અને એવા કંઈક વિશેષણો મેળવ્યા, પરંતુ પોતાના ધ્યેયમાંથી એ ન ડગ્યો. આજે એ ગામડિયાનો લાડીલો થઈ પડયો છે. એનો પડયો બોલ ઝીલી લેવા સૌ કોઈ તત્પર રહે છે. "

" તો પછી આપણે એને અહીં બોલાવીએ. અહીં પણ જો એની મીઠાશથી કામ પાર પાડે તો એ આશીર્વાદરૂપ થઈ પડશે, નહીં તો પણ આપણે એની કામ કરવાની રીત જાણીને એની પાસેથી ઘણું મેળવી શકીશું. " કીકાશેઠે સૂચના કરી.

" અહીંથી પાંચેક ગાઉ દૂર પંચગામ છે ત્યાં એ આજે આવવાના વાવડ મળ્યા હતા. હું હમણાં જ ચોકિયાતને મોકલીને ખબર કઢાવું છું." પટેલે શેઠની સૂચના ઝીલી લીધી.

" ઉભા રહો, હું એક ચીઠ્ઠી લખી આપું. હું અહીં છું એ જાણશે એટલે આવ્યા વિના એનો છુટકો જ નહિ થાય. " બિપીને ચીઠ્ઠી લખવા માંડી.

" એમને માટે ગાડું કે બીજું કંઈ વાહન પણ મોકલજો." ગંગા શેઠાણી પોતાના

અંતરમાં વસેલા દયાધર્મને મૂર્ત સ્વરૂપ આપી રહ્યા હતા.

" ગાડાને તો જતાં આવતાં બહુ વખત લાગે. ઘોડું મોકલીશ એટલે એમને પણ ફાવશે. " પટેલે તોડ કાઢયો.

" ગાડુંયે નહિ અને ઘોડુંયે નહિ, એ મારા મિત્ર મધુકર તો ગુડિયાવેલમાં આવવાના ! " બિપીને હસતાં હસતાં નવી વાત જણાવી. "

" ગુડિયાવેલ એટલે ?" કીર્તિ વિચારમાં પડી. તેની પાસેના શબ્દકોષોમાં આ શબ્દ એની નજરે ચડયો ન્હોતો !

" ગુડિયાવેલ એટલે કુદરતે આપેલા બંને પગો રૂપી ગાડી ! મધુકર ગામડિયા ઉપર બનતાં સુધી કોઈ જાતનું ભારણ લાદતો નથી. એ તો એક સાથે દસબાર માઈલની મુસાફરી પગપાળા ખેંચી નાંખે છે ! " બિપીને મધુકરની ટેક અને ટેવ જણાવી દીધી.

" તમે ચોકિયાત સાથે ઘોડું મોકલો તો ખરા. પછી ભલેને એમને ઠીક પડે તેમ કરે." શેઠે રસ્તો કાઢયો.

મધુકરનું નામ સાંભળતાં જ બાલાના મુખ ઉપર અજનબો ફેરફાર થયેલો કીર્તિએ જોયો. અને એ વિચારમાં પડી, ' બાલાએ આજસુધી મધુકર વિષે પોતાને કંઈ જ કહ્યું નથી. ત્યારે મધુકરની વાત સાંભળતાં એના મુખ ઉપર આવી વિષાદની છાયા કાં ફરી વળી ?' એકાંત મળતાં બાલા પાસેથી ખુલાસો માગવા તે અધીરી બની.

×

" આ જોયા તારી દિકરીના ઢંગ ? કુંદનપુરથી અત્યારે કોઈ આવી ચડે તો એને કીર્તિ તરીકે કોઈ ઓળખી શકે ખરું ? "

" ઓળખવાની વાત તો ક્યાં રહી, એને તો કોઈ ખેડુની છોકરી-રૂપડી કે મોતડી કે એવી જ ધારી લે ! " ગંગા શેઠાણી હસ્યાં, અને રૂપીયાના કપડા ઉપર બે રૂપીયા સીવાઈના આપીને સીવડાવેલાં કાબરચીતરા કબજા અને ઘાઘરા કરતાં હાથની કારીગીરીથી તૈયાર થયેલા ભરતકામના ચણિયો ચોળી ખૂબ કળામય લાગે છે એવી ખાત્રી કરાવતા કીર્તિના વેષ તરફ જોઈ રહ્યા. "

" કીર્તિ ! આ બધું ચાર દિવસની ચાંદની જેવું કે કાયમ ટકવાનું ?" કીકાશેઠને આ બધું રોનક અને ઘેઘડીનું તૂત લાગતું હતું.

" તે જોજોને ! કહેવા કરતાં કરી બતાવવું વધારે સારું, કેમ ન બોલ્યા કેશા કાકા ! " કીર્તિએ કેશા કાકાની સાક્ષી આપી.

" ખરું ખરું, બ્હેન, રણસંગ્રામમાં ઝુકાવ્યું તો પછી રજપૂતાણી જેવી ટેક રાખવી જોઈએ. ભલેને પ્રાણ જાય પણ ખરી ક્ષત્રિયાણી એક ડગ પણ પાછળ ન હઠે ! મારી કીર્તિ પણ એવીજ ટેકીલી છે ! " કેશા કાકાએ તેને પાનો ચડાવ્યો.

" ત્યારે ? " કીર્તિને પોરસ ચડયો.

કીકાશેઠને તો આ બધી કીર્તિની નરી બાલીશતા લાગતી હતી. ' ખાલી ધૂન ! મનુષ્ય માત્રને નવિનતાનો મોહ હોય છે. એ મોહ ઉતરી ગયો કે પાછું એ ભગવાનને એના એ!' મનમાંજ એ વિચારતા. છતાંય એમને પણ આ બધી નવિનતા નીરખવાનું કૌતુક થતું, અને એમની કુતુહલવૃત્તિ દરેકની હિલચાલનું બારીક નિરીક્ષણ કરતી. જે થાય છે તે સારા માટે એમ એનો અંતરાત્મા કહેતો, અને વાત્સલ્યભર્યા ભાવે એ બધું જોયા કરતા અને મનમાં રાચતા.

પટેલે પણ સરભરામાં કંઈજ કમીના રાખી ન્હોતી. ખાનપાન અને રહેવા કરવાની સગવડમાં તો જરાય ન્યુનતા આવે તેમ ન્હોતું, માત્ર ગામડામાં વખત કેમ ગાળવો એ આ શહેરીઓ માટે મુશ્કેલીનો પ્રશ્ન હતો અને વ્યવહારકુશળ પટેલને તેનો પણ રસ્તો મળી ગયો હતો. એણે જોયું કે ગામડિયાને જે વસ્તુ સહજ અથવા નજીવી લાગે છે તેજ વસ્તુ શહેરિયોને નવી અને આનંદજનક જણાશે. તેણે ગરબાની ગોઠવણ કરી, રાસમંડળીઓનો મેળો ભર્યો, વૃદ્ધ વાર્તાકારો અને હસીહસીને પેટ દુખવા આવે એવા ટુચકા કહેનારા વૃદ્ધ અનુભવીઓને એકઠા કર્યાં. ભજનિકો આવ્યા, તુરીઓ આવ્યા, ભવાયા અને ભાંડનો પણ વારો આવ્યો. નજીકના ગામડેથી એક મદારીનો પણ પત્તો લાગી ગયો. અડખેપડખેના ગામડાના આમંત્રણો શેઠાણીને ગમે એવી ગોઠવણ પણ થઇ ગઇ, અને કીકા શેઠ અને તેમની મંડળીનું બાદશાહી સ્વાગત થતું હોય એવી તમામ રચના સાંગોપાંગ પાર ઉતરી. મંગળાશેઠાણીનો હરખ માતો ન્હોતો. કીકાશેઠ મૂછે તાવ દેતા હતા, કીર્તિ કિલ્લોલ કરી રહી હતી. કેશાકાકા એ જોડાનો મેળ સાધવાની તરકીબમાં ગુંચવાઇ ગયા હતા, બિપીન અને બાલા 'શેરડીની માફક એન્ડી ની મારક અર્ધી મળતા આનંદ અને અનુભવમાં શક્ય તેટલો ભાગ પડાવી રહ્યા હતા.

કેશાકાકા દરેક રંજન કાર્યક્રમમાં ભાગ લેતા બધાની સાથે હસીખુશીથી વાત પણ કરતા, પરંતુ બિપીનનો મનોભાવ જાણી લેવાની તાલાવેલી તેમને ચેન પડવા ન્હોતી દેતી. બિપીનને મળીને રૂબરૂમાં બધો ખુલાસો કરી લેવાનો તેણે નિશ્ચય કર્યો.

*

"બિપીન, ઘણા દિવસો થયાં એક વાત પૂછવાનું મન થયા કરે છે. પૂછું પૂછું થાય છે અને રખેને તને એ રૂચે કે નહિ અથવા તારું દિલ દુભાય એ વિચારથી વળી મનની વાત મનમાંજ દબાવી દઉં છું." કેશાકાકાએ બીપીનને એકલો જોઇને વાત કાઢી.

"જે કહેવું હોય તે ખુશીથી કહોને ! તમને તો હું મારા મુરબ્બી જેવા ગણું છું."

"મુરબ્બી ગણવામાં જરા જોખમ છે હો બિપીન, જેને મુરબ્બી ગણીએ તેનું કહેવું પણ માનવું પડે."

"તે તમારું વેણ મેં કેંદિ ઉથાપ્યું છે?"

"એ તારી સજ્જનતા બિપીન, પણ આજે હું જે વાત કરવા માગું છું તે તું માનીશ કે નહિ તેનો મનમાં વસવસો રહે છે."

"માનવા જેવી હશે તો જરૂર માનીશ, કેશા કાકા !"

"એની તો મને ખાત્રી જ છે ભાઇ, તું હવે ઉમ્મર લાયક થયો. તારે લગ્નનો વિચાર કરવો જોઇએ."

"ફરી ફરીને એજ વાત કરી ! અરે કાકા, મારા વિચારો જાણ્યા પછી પણ તમે હજી મને પૂરો ન ઓળખ્યો !"

"બરાબર ઓળખ્યો છે તને બીપીન, તારા જેવો આદર્શવાદી યુવાન બીજો મેં જોયો નથી. પરંતુ એ આદર્શો વધારે સારી રીતે સિદ્ધ કરવા માટે તારે સંસારની ધુંસરીમાં તો જોડાવું જ પડશે."

"વખત આવ્યે બધુંય થઇ રહેશે, કેશાકાકા !" બિપીને ટુંકામાં પતાવ્યું.

"એ વખત આવી લાગ્યો છે, બીપીન, તારી સ્થિતિ હું સારી રીતે જાણું છું. એ સ્થિતિ તારો ભાવિ ઉત્કર્ષ સાધવા માટે કોઇ રીતે અનુકુળ તો નથીજ, બલ્કે પ્રતિકુળ છે. તને કીર્તિ કમાવાની ભૂખ છે..."

" અને કીર્તિભૂખ્યો હું જાત પ્રયાસથી કીર્તિ મેળવીશ. " બીપીને પોતાનો નિશ્ચય જણાવ્યો.

" બીપીન, જગતમાં કેટલીક વસ્તુઓ આપણે માનીએ એટલી રહેલી નથી. તું તો હજી ઉછળતો યુવાન છો. મેં જગતમાં કંઇક અનુભવો મેળવ્યા છે. એટલે કલદાર વિના કીર્તિ મેળવવી મુશ્કેલ છે એ ચોક્કસ માનજે !"

" કલદારનો મને મોહ નથી. કીર્તિની લાલસા જરૂર છે, અને મારા આદર્શ સેવાભાવી જીવનથી હું તે જરૂર મેળવીશ. "

" પરંતુ કીર્તિ અને કલદાર બંને મળે તો શું ખોટું ? ".

બીપીનને સમજ ન પડી. આજે કેશાકાકા આવી ગોળગોળ વાતો કેમ કરે છે ?

" પરંતુ મને તો પૈસાનો મોહ નથી. પૈસા એ જ બધા અનર્થનું મૂળ છે ! "

" અને સત્કાર્યોનું પણ. પૈસાથી પરમાર્થ સાધી શકાય છે એની તું ના કહીશ ? "

" ખરૂ, પણ તેથી એને માટે હત્રાતિયાં શા માટે મારવા જોઇએ ?"

" એ પણ ખરૂં. પરંતુ અનાયાસે ધન આવી મળતું હોય તો ?"

" પરસેવા વગરના પૈસાની કંઈ જ કિંમત નથી. "

' એ જો અનીતિનો હોય કે અવળે માર્ગે મેળવ્યો હોય તો. પરંતુ સારા કાર્ય માટે પૈસો મળતો હોય અને આપણે માત્ર ટ્રસ્ટી તરીકે એની વ્યવસ્થા કરવાની હોય તો અનાયાસે મળી આવતી પુણ્યગંગામાં સ્નાન કરી લેવાની તક શા માટે જવા દેવી જોઇએ ?"

" એમ હોય તો બીજાની વતી સદુપયોગ કરવામાં ખાસ વાંધા જેવું તો નહિ."

" બરાબર એજ રીતે ફીકાશેઠ પોતાની કમાણીનો સદુપયોગ કરવા માટે એ ધન તારા હાથમાં મુકવા માગે છે. એ કલદારનો જનસેવામાં થનાર ઉપયોગ તને જગતમાં શાશ્વત કીર્તિ તો અપાવશે જ, પરંતુ તે સાથે સાથે તને જીવતી જાગતી કીર્તિ પણ મળશે. "

" અર્થાત ! " .

" અર્થાત કીર્તિનો હાથ તને સોંપાશે. બિપીન, વગર વિચારી વાત કરવાની મને ટેવ નથી તે તું જાણે છે. મેં ફીકાશેઠ અને ગંગાબ્હેનનાં અંતર વખતો વખત વાંચી જોયા છે. બંનેને તારા માટે પક્ષપાત છે અને તું તેમનું-મારૂં આટલું વેણ સ્વીકારે તો કીર્તિને સુખી થયેલી જોઈ તેઓ પોતાનું જીવન ધન્ય માને. "

" ત્યારે તમે બધી તૈયારી સાથે જ આવ્યા છો એમ જ કહોને ! પરંતુ કેશાકાકા, તમને નથી લાગતું કે આ પ્રશ્ન ગંભીર વિચારણા માગે છે ? કયાં કીર્તિ ? કયાં હું ? કયાં લક્ષ્મીને ઝૂલે ઝૂલતી એ શ્રીમંત કન્યા, કયાં ગરીબાઇની ભીંસમાં દબાતો જતો હું એકલવાયો યુવાન ? એ એકબીજાથી ઉલટી જ સ્થિતિનો મેળ શી રીતે મળે ? "

" એ બાબતમાં હું ખાત્રી આપું છું, બીપીન, કીર્તિ દિવસે દિવસે બદલાતી જાય છે-તારા ઉચ્ચ સેવાભાવી આદર્શોને તે સંપૂર્ણતાથી ઝીલી શકે એવી એની તૈયારી થતી જાય છે. અહીં આવીને એણે માત્ર સાદાઇ કેળવી છે, એટલું જ નહિં, પરંતુ ગ્રામજીવનને એ અપનાવતી જાય છે. નથી હવે એનામાં મોટાઇનો ઘમંડ કે નથી શ્રીમંતાઇની ઉચ્છૃંખલતા. તારા વિચારોને, તારા વર્તનને, અને તારા જીવનક્રમને અનુસરવામાં એ સંપૂર્ણ સફળ થશે, એટલું જ નહિ, પરંતુ

[ અનુસંધાન પાન ૨૮૧ ને છેડે ]

# શારીરિક સ્વાસ્થ્ય

## ગર્ભવતી બહેનોને સામાન્ય સૂચના

[ ઓકટોબર અંકના પાન ૨૧૬થી ચાલુ ]

આગળ આપણે ખાસ ધ્યાનમાં રાખવા જેવી મુખ્ય બાબતો જોઇ ગયાં એટલે હવે થોડું સામાન્ય તબીયત માટે જોઇશું.

તંદુરસ્ત તબીયતની નીશાની નીચે પ્રમાણે છે.

(૧) ઝાડો તથા પીશાબ ખુલાસે થાય છે.

(૨) ભુખ કકડીને લાગે છે.

(૩) ઉંઘ ઘસઘસાટ અને પુરતી આવે છે.

(૪) શરીરમાં સ્ફુર્તિ અને આનંદ લાગે છે.

ઉપર જણાવેલી ચાર બાબતો પણ અગત્યની છે. સગર્ભા બહેને ખોરાક સાદો અને પ્રમાણસર લીધો હશે તો તેમને કાંઇ પણ ઉપદ્રવ થવાનો સંભવ નથી.

### ખોરાક

ખોરાક વિષે આપણે આગળ પણું જાણી ગયાં છીએ, તે પ્રમાણે સગર્ભા બહેને પુરતાં તત્વોવાળો અને સારો ખોરાક લેવો કે જેથી તે ઝટ પાચન થઇ જાય.

આપણા વડોદરા શહેરમાં જોવામાં આવ્યું છે કે મધ્યમ વર્ગની બહેનો ઘણે ભાગે સવારે બેવડી રસોઇ કરી રાખે છે અને સાંજે ટાઢું જ ખાય છે અને ખવડાવે છે. એ બહુ ખોટું છે કારણ કે આવો ટાઢો પડેલો ખોરાક જેવો જોઇએ તેવો પચી શકતો નથી અને તેથી શરીરમાં સુસ્તી, અશક્તી વા, અનેક ઉપાધિઓ થયાં કરે છે અને તબીયત તંદુરસ્ત રહેતી નથી અને તેને પરિણામે એક પ્રસુતી થતાં સુધી તેમજ પ્રસુતી થયા પછી પણ દવાઓ પીવા જ કરવી પડે છે. પણ બહેનોએ ધ્યાન પહોંચાડવું જોઇએ કે શરીર બગડવાનું મૂળ કારણ ટાઢો ખોરાક જ છે. એકવાર રાંધીને ઘણા કલાકો સુધી રાખી મુકવાથી ખોરાકના ગુણમાં ઘણો જ ફેરફાર થઇ જાય છે. સવાર સાંજ જરૂર પુરતો ગરમ ખોરાક બનાવીને જ ખાવાની રીત સારી છે. એથી તમારી એકલાંની જ નહીં પણ ઘરના પુરૂષવર્ગ તથા બાળકોને પણ તેથી ફાયદો થશે અને તેઓ પણ તંદુરસ્ત રહેશે.

થંડા ખોરાક વિષે બહેનોને કહેવામાં આવે છે ત્યારે તેઓ અનેક દલીલો કરે છે, જેવી કે છૈયાં છોકરાં સાથે બેવાર રસોઇ કરવાનો વખત નથી મળતો, વળી કોઇક કહે છે કે બે વખત બળતણ બાળવાનું પોસાતું નથી વી. વી. પણ બહેનોની એ દલીલ ખોટી જ છે. કારણ કે બેવડી રસોઇ સવારે કરી રાખવામાં પણ વખત તો વધારે જ જાય છે. અને થોડું બળતણ બચાવવા જતાં પેટંટ દવાઓ તથા ઇન્જેક્શનોનો ખર્ચ વધારે થઇ જાય છે અને શરીર નિર્માલ્ય થઇ જાય છે તે તો જુદું. એકી વખતે બેવડી રસોઇ કરી રાખવાનું મુખ્ય કારણ તો આળસ અને આરામપાટ મારવાનું જ હોય છે. કદાચ સામાન્ય તબીયત હોય તો ટાઢું ચાલે પણ સગર્ભાવસ્થા તથા બાળક જ્યાં સુધી માતાનું દુધ પીતું હોય ત્યાં સુધી તો બન્ને વખત તાજો જ ખોરાક બનાવીને ખાવો જોઇએ.

ખાવા માટે પણ એટલો નિયમ રાખવો જોઇએ કે ખુબ પેટ ભરીને ખાવું નહીં

કદાચ ભુખ સારી લાગતી હોય તો બપોરે કાંઇક ખાવું પણ એકી વખતે ઠાંસીને ખાવું નહીં આપણા વૈદક શાસ્ત્રમાં પણ કહ્યું છે કે બે ભાગ ખોરાક લેવો તથા એક ભાગ પાણી માટે રાખવો તથા ચોથો ભાગ વાયુ માટે રાખવો કે જેથી ખાધેલો ખોરાક સહેલાઇથી પાચન થઈ શકે. વળી આપણાં અનુભવી વૃદ્ધોની પણ કહેવત છે કે "ભુખ્યું તેને કાંઇ ના દુખ્યું."

વળી સાંજનો ખોરાક સાત સાડા સાતે જ ખાઇ લેવો સારો છે. કારણ કે વહેલો ખોરાક ખાધો હશે તો સુતી વખતે લગભગ પાચન થઇ જવા આવ્યો હશે. રાત્રે ઉંઘ બરાબર ન આવે અને પાણી પીવા માટે કે બીજી કાંઇ હાજતે જવા માટે વારંવાર ઉઠવું પડે તો જાણવું કે ખોરાક બરાબર પાચન થયો નથી. માટે સુતી વખતે પેટ હલકું થઇ ગયું હોય એવી રીતે ખાવું જોઇએ.

હવે પુરા દીવસ થવા આવે એટલે કે ૮ મહીના પુરા અને નવમો માસ શરૂ થાય ... આપણા જુના જમાનામાં મેથી ...નાની શરૂ કરતાં હતાં (મેં જાતે ખાધેલી છે અને ખવડાવી પણ છે) તે એવી રીતે કે કાચી મેથીને સાફ કરીને દળાવવી અને અંદર પીપળીમૂળના ગંઠોડા ઝીણા ખંડાવીને નાખવા અને ગોળ તથા ઘીમાં મેળવીને લીંબુ જેવડી ગોળીઓ કરી રાખવી અને સવારમા સૌથી પહેલી એજ ખાવી. એનાથી અનેક ફાયદા થાય છે એક તો એક મહીના અગાઉથી કડવાશ પેટમાં જવાથી સુવાવડમાં તાવ આવવાનો સંભવ ઘણો ઓછો રહે છે તેમજ મેથીમાં નસોને મજબુત કરવાનો ગુણ છે અને ગોળ લોહીને સાફ કરીને લોહી વધારનાર છે એટલે એ ખાવાથી 'ઘનશિંયા' જેને આપણે થંડું દરઃ કહીએ છીએ તે થતું નથી કારણ કે મેથીથી ગર્ભસ્થાનના વીકારો દુર થઇને નસોમાં શકતી આવે છે.

મેથી આપણા વપરાશમાં થોડી ઘણી તો આવે છે પણ દરરોજના વપરાશને લીધે આપણને તેની કીમ્મત નથી. પણ વૈદો એને 'મહારસાયણ' કહે છે. કદાચ દરેકને એ ન ભાવે એ સ્વાભાવિક છે પણ દવા તરીકે પણ સુવાવડ અગાઉ થોડી મેથી તો ખાવી જ જોઇએ.

કાઠીઆવાડ તરફ આઠ મહીના પુરા થવા પછી રાત્રે સુતી વખતે દુધ ગરમ કરીને તેમાં ઘી નાખીને પીવાનો રીવાજ છે તે પણ સારો છે. કારણ કે પાછના દીવસોમાં બીજીવાર બહુ અનાજ ખાઈ શકાતું નથી માટે આવું દુધ પીધું હોય તો અનાજ કદાચ ન ખવાય તો પણ માતાને તથા બાળકને પુષ્ટિ મળશે અને શકતી પણ કાયમ રહેશે.

વળી રાત્રે સુતી વખતે સુવા અને મેથી ફાકવાનો રીવાજ આપણા વડીલોના વખતમાં હતો અને તે એવી રીતે કે સુવાને છડાવીને સાફ કરવા અને તે સુવા તથા શેકયા વગરની મેથી એ બન્ને સરખે ભાગે (એનું માપ એ છે કે દરેક બહેને પોતાની હથેલીનો ખાડો હોય તેટલું બન્ને મળીને લેવું) લઇને તેમાં ત્રણ ચાર ટીપાં દીવેલ નાખીને ગળી શકાય એવું મેળવવું અને સુતી વખતે ગગાને સુવું. એનાથી પેટનો વાયુ વી. દુર થઇને સવારે પેટ સાફ આવશે એટલે બીજો જુલાબ લેવો પડશે નહીં. ડૉક્ટરો પણ કહે છે કે સુવા અને મેથી ગર્ભસ્થાનને બહુ મદદ કરનારાં છે માટે આગળથી જ આવા સસ્તા અને નિર્દોષ ઉપાયો લેવાથી ગર્ભસ્થાનની નબળાઇને લીધે પ્રસુતીમાં જે વિલંબ થાય છે તે થશે નહીં અને શરીરના વિકારો સાફ થઇ ગયા હોવાથી પ્રસુતી વખતે બીલકુલ હેરાનગતી ભોગવવી પડશે નહીં.

### કસરત

કસરત માટે કહેવાનું કે ગર્ભવતીની

બહેનોને ઘર કામની કસરત મળે તો છે જ પણ એકલી ઘર કામની કસરત પુરતી નથી કારણ કે એકનું ઘર કામ જ કર્યાં કરવાથી થાક લાગે છે તેમજ દરરોજ એકનું એક જ કામ કરવાથી મનને આનંદ તથા સ્ફુર્તિ રહેતાં નથી. માટે ઘરનું કામ વ્યવસ્થિત અને ટુંકું બનાવીને સાંજે થોડો વખત પણ ખુલ્લી હવા ખાવાની ઘણી જરૂર છે. માટે કામ આટોપીને થોડી ચાલવાની કસરત અવશ્ય જ કરવી જોઇએ. કારણ કે લાંબુ ચાલવાથી શરીરનાં દરેક અવયવોને કસરત મળે છે તેમજ લોહી એક સરખું બધે ફરી વળે છે. તેમજ શરીરની અંદરનો કચરો પરસેવા રૂપે બહાર નીકળી જવાથી શરીર તંદુરસ્ત રહે છે. અને તેના દાખલા રૂપે જેને આપણે મહેનતુ વર્ગ કહીએ છીએ જેવાં કે કડીઆ કામે જનારાં, ઘાસના ભારા વેચવા જનારાં વિ. વિ. ચાલવાની મહેનત કરનારો વર્ગ છે તેઓમાં જોવામાં આવ્યું છે કે તે બેનોની પ્રસુતી જોતજોતામાં ઘણીજ સરળ રીતે કોઇ પણ અડચણ વગર થઈ જાય છે તેમજ પેટના ભાગોને પુરતી અને સારી કસરત મળવાથી એ બેનોનાં બાળોનાં માથાં નાનાં અને ગોળમટોળ હોય છે અને શરીર પણ પાટીલાં હોય છે. જ્યારે શ્રીમંત વર્ગમાં ઘણે મોટે ભાગે શરીરના પ્રમાણમાં માથાં મોટાં જ હોય છે. એ કુદરતી કસરતનો અભાવ જણાવે છે.

ઘરની કસરતમાં પણ ખાંડવું કે ભારે વજન ઉંચાવું એવી ભારે થાકી જવાય એવી કસરત કરવી નહીં. તેમજ પુરા દિવસ થતા આવે ત્યારે માથા પર ભારે વજન લેવું નહીં કારણ કે માથે ભાર લેવાથી પેટ પર દબાણ આવે છે અને કોઇવાર બાળકનાં કોઇ અવયવો પર હંમેશ દબાણ આવવાથી બાળક ખોડવાળું જન્મે છે. વળી બહાર ફરવાથી ઝાડ પાન ફળ ફુલ વીગેરે નજરે પડવાથી મનને નવીનતા અને આનંદ થાય છે અને તેને લીધે બાળકની ખીલવણી સારી થાય છે. રાત્રે ઉજાગરા કરવા નહીં કારણ કે ઉજાગરાથી આખા શરીર પરા માઠી અસર થાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ઘરની તથા બહારની હળવી કસરતો કર્યા પછી રાત્રે સુતી વખતે ઠંડા પાણીથી હાથપગ મોઢું ધોઇને સ્વચ્છ ધોયેલાં કપડાં બદલીને સુવું કે જેથી મીઠી ઉંઘ આવશે. હવે નીચે થોડા અગત્યના નિયમો જણાવીને સૂચનાઓ પુરી કરીશું.

(૧) ખોરાક તાજો અને માફકસર લેવો.
(૨) સ્વચ્છ પાણી હમેશના કરતાં વધારે પ્રમાણમાં પીવું.
(૩) તાજાં શાકભાજી તથા લીંબુનો ઉપયોગ વધારે કરવો.
(૪) સાંજને વખતે ખુલ્લી હવામાં ચાલીને જવું.
(૫) કપડાં સ્વચ્છ અને ધોયેલાં પહેરવાં.
(૬) રાત્રે નિયમિત રીતે વહેલાં સુવું અને વહેલાં ઉઠવું.
(૭) કોઇપણ હાજતે જવાની ટેવ નિયમિત રાખવી.
(૮) શરીરમાં કાંઇપણ બેચેની જેવું લાગે તો તરત ડોકટરની સલાહ લેવી.

સૌ. શાન્તા મહેતા



## [ ૧ ] નૃત્ય કે કસરત ?

આજે આપણાં શહેરોમાં અને હવે તો ઠેઠ ગામડાંમાં પણ યુવકો, યુવતીઓ અને બાલિકાઓ કલાને નામે લેવલાશભર્યે મુખે, અર્થહીન મરોડ વડે, વિકારને આવાહન આપતી આંખ-મટક વડે અને લૂગડાંઘરેણાંથી નૃત્ય ઉપજાવવાના જે પ્રયત્નો કરે છે, તે જોઇને આપણા કલાવિધિના અભ્યાસક અને સાહિત્યક ભાઇ રમણલાલ દેસાઇનો આત્મા રડી ઊઠયો છે. તેમણે 'ચરોતર'ના સપ્ટેમ્બરના અંકમાં એ વિષે લેખ લખીને પોતાના અંતરની વરાળ બહાર કાઢી છે અને જણાવ્યું છે કે આવી અધમ નૃત્ય કળા કરતાં તો યુવકો કસરત કરીને શરીર સુદૃઢ બનાવે તો જાતિનું ને દેશનું કલ્યાણ થાય. બેશક યોગ્ય હેતુએ કરાતી કસરત અને યોગ્ય હેતુએ સધાતી કલા, એ બંનેને જીવનમાં સ્થાન છે જ. કસરતથી શરીર સુદૃઢ કરીને આક્રમણને પ્રસંગે પોતાનું, કુટુંબનું અને જાતિનું રક્ષણ કરાય તો જ કરેલી કસરત સાર્થક છે; મેળાવડામાં બબે મણનાં વજન ઉપાડીને તાળીઓ પડાવનાર યુવકો સ્ટેશન ઉપરથી પાંચ શેરનું પોટલું લઇને ઘેર આવતાં શરમાય અને જરા જરામાં બાંહ્યો ચઢાવીને નિર્બળ ઉપર આક્રમણ કરે તો તેની એ કસરત ભ્રષ્ટ છે. નૃત્યનું પણ એમ જ. વનવાસી લોક તો શું, પણ તેના યે પૂર્વજો પશુપંખીઓ પણ આત્માનંદને માટે નિર્દોષ નૃત્ય કરે છે. પણ આજે તો ભાઇ રમણલાલ કહે છે એમ, મોટે ભાગે વિલાસી અને શૃંગારયુક્ત કલાઓનો વાયરો વહી રહ્યો છે. અનેક શાળાઓના મેળાવડામાં બાળાઓ પાસે આ ભ્રષ્ટ નૃત્યનાં પ્રદર્શન કરાવાય છે. 'દેવમંદિરોમાં દેવની આરાધના માટે નર્તિકાઓ નૃત્ય કરે, એવો સંપ્રદાય કોઈ કાળે દક્ષિણ દેશમાં દાખલ થયો. પણ એનો પવિત્ર ઉદ્દેશ ભુલાયો અને આજે આપણે અહીં થયું છે, એમ ત્યાં પણ નૃત્યમાં ભ્રષ્ટ તત્ત્વો દાખલ થયાં, ત્યારે એ કલા મટી અપકલા થઇ, પવિત્ર મનાતી દેવદાસી આજે ત્યાં વેશ્યા જેવી થઇ પડી છે. અને ત્યારે ભાઇ રમણલાલ કહે છે એમાં ઘણું તથ્ય છે. અને ત્યારે આપણે નૃત્યકલાને વિશુદ્ધ કરી નિર્દોષ આનંદ પમાય એવી વ્યવસ્થા જરૂર કરવી ઘટે.

[ 'પાટીદાર'માંથી ]

---

## [ ૨ ] બાળકો અને સીનેમા

શહેરોનાં બાળમંદિરમાં અને કુમારમંદિરમાં એવો દિવસ ભાગ્યેજ જતો હશે જ્યારે એકાદ માબાપની ચિઠ્ઠી ન હોય: 'અમારે આજે સિનેમા જોવા જવું છે એટલે ચિ. ......ને વહેલી રજા આપશો' આમ ન લખી આપે તો માબાપ બાળકની સાથે મોઢે કહેવરાવે, કાં તો બપોરે નોકરને શાળાના ચાલુ કામે તેડવા મોકલે. કોઇ કોઇ વાર તો પોતાનાં બાળકને સિનેમા જોવા તેડી જવાની હોંશમાં માબાપ જાતે પણ બોલાવવાં આવે.

બાળકને સિનેમા બતાવવાના પ્રશ્નનો માબાપો અને શિક્ષકો સાથે મળીને વિચાર કરી લે અને તેને અંગે કંઇ ચોક્કસ ધોરણ વહેલી તકે નક્કી કરે એ ખાસ જરૂરી છે.

પ્રાથમિક શાળામાં અભ્યાસ કરતાં બાળકો-ખાસ કરીને બાળાઓ-ઉપર ખરાબ સિનેમાની માઠી અસર દેખાય છે. સિનેમાના હાવભાવનું અને નાચનખરાંનું હલકું અનુકરણ છોકરાંઓ કરતાં છોકરીઓમાં વધારે પ્રચલિત છે. કેટલાંક પ્રતિષ્ઠિત કુટુંબોમાં આવા અનુકરણને નૃત્યકળા તરીકે ગણીને પ્રોત્સાહન આપવામાં આવે છે તે વધારે દુર્ભાગ્યની વાત. આ ચેપ છોકરાઓ કરતાં છોકરીઓમાં વધારે કેમ ફેલાયો છે તેનાં

કારણ આપણે શોધી કાઢી શકીએ: પણ એનો તો એક જુદા જ વિષય તરીકે કોઇ વાર વિચાર કરીશું.

આપણા અત્યારનાં ચિત્રોનું ધોરણ જોઇએ. કળા, વિચાર, વાર્તા, ભાષા અને હાવભાવમાં ૯૫ ટકા ચિત્રો જે કંઇ બતાવે છે તે અસહ્ય છે. બાકીના ટકા કદાચ મોટાંઓ માટે ચલાવી લેઇ શકાય. બાળકની દૃષ્ટિએ વિચાર' કરીએ તો અત્યારનાં આપણાં ચિત્રો એક ખાળકૂવો છે. ખાળકૂવાનું પાણી આપણે બાળકના શરીર પર નથી રેડતાં, પણ ખરાબ ફિલ્મો બતાવીને તો તેના મન ઉપર રેડીએ છીએ. ખાળકૂવાઓ અને કુંડીઓ આપણા દેશનાં મોટાં મોટાં શહેરોમાં પણ જેમ કાયમ માટે સદી ગયાં છે, તેમ હલકાં ચિત્રો પણ આપણને કોઠે પડી ગયાં છે. સમાજમાં જવાબદાર ગણાતી વ્યક્તિઓ પણ હલકાં ચિત્રો વિષે સારો અભિપ્રાય આપે છે. ઘણી વાર તો એમ લાગે છે કે જેમ સિનેમા માત્ર વેપારી દૃષ્ટિએ ચલાવવામાં આવે છે, તેમ મોટા માણસો પોતાના અભિપ્રાય પણ વેપારી-કમાણીની-દૃષ્ટિએ જ આપતા હશે ! અથવા આપણને સારાં ચિત્રોની સમજણ જ નથી !

ત્યારે આ સિનેમાની બદીમાંથી બાળકોને ઉગારી લેવાં હોય તો તાત્કાલિક ઉપાય શો ? બાળકોને સિનેમા જોવા ન જ જવા દેવાં એ ઉપાય સાચો અને કાયમી નથી. સિનેમા લોકશિક્ષણનું અને બાળશિક્ષણનું એક અજોડ સાધન થઇ શકે તેમ છે. તેનો તે રીતે આજે ઉપયોગ નથી થતો, પણ ખોટી રીતે ઉપયોગ થાય છે. વિજ્ઞાનની ઘણી શોધખોળો જેમ આશીર્વાદરૂપ થવાને બદલે શાપરૂપ થઇ પડી છે, તેમ જ સિનેમાની બાબતમાં પણ આપણે અહીં બન્યું છે.

ખરું જોતાં તો બાળકો માટેનાં ચિત્રો ખાસ જુદાં જ તૈયાર થવાં જોઇએ, જેમ બાળસાહિત્ય જુદું હોય છે તેમ. આવાં બાળચિત્રોની વાર્તા, વસ્તુ, કળા અને સંગીત વગેરે બાળમાનસને લક્ષમાં રાખીને યોજવાં જોઇએ. યુરોપમાંના કેટલાક દેશોમાં આ વ્યવસ્થા છે. શનિ-રવિવારે ઘણાં થીએટરોમાં દિવસના ભાગમાં બાળકો માટેનાં ખાસ ચિત્રો બતાવવામાં આવે છે. આમ પહેલાં બાળકો માટે ચિત્રો તૈયાર કરીને પછીથી મોટાંઓ માટેનાં ચિત્રોમાં બાળકોને સાથે લેઇ જવાની મના કરવામાં આવે છે. ત્યાંના થીએટરમાં ૧૦-૧૨ વર્ષ સુધીનાં બાળકોને આડે દિવસે દાખલ કરવામાં ન આવે. માત્ર શનિ રવિવારે ખાસ તૈયાર કરેલ બાળચિત્રો જોવા થીએટરમાં બાળકોના મોટામોટા મેળા ભરાય. ત્યાં આવાં બાળચિત્રો ઉપરાંત બાળકને યોગ્ય એવું સંગીત અને વાર્તા પણ પીરસવામાં આવે.

આપણે ત્યાં પૂર્ણપણની વાત કોઇ કરે ત્યારે છટકી જવાની એક દલીલ કાયમ આગળ લાવવામાં આવે છે: 'આપણો ગરીબ દેશ એવું બધું ક્યાંથી કરી શકે ?' આપણાં થીએટરોમાં ચાલુ ચિત્રે જઇને જોનારને તરત જ દેખાશે કે આ દલીલ પાયા વિનાની છે, છેલ્લા વર્ગથી માંડીને ઉપરના બધાય વર્ગોમાં ૧૦-૧૨ વર્ષની ઉમર સુધીનાં ઘણાં બાળકો આપણને જોવા મળશે. ચિત્રો બાળકોને બતાવવા પાછળ આપણે પૈસા ખર્ચીએ જ છીએ. માત્ર તે પૈસામાંથી બાળકોનાં ખાસ ચિત્રો તૈયાર કરીને કોઇ ચોક્કસ દિવસે તેમને બતાવવાની સારી વ્યવસ્થા કરવાનો જ પ્રશ્ન રહે છે. જો સારી સરકાર, સમજુ વેપારી અને જાગ્રત માબાપો તથા શિક્ષકો ભેગાં મળીને આ સગવડ કરવા ધારે તો પાઇના પણ નુકશાન વિના કરી શકાય અને બાળકોને અનેક જાતનાં નુકશાનમાંથી કાયમને માટે બચાવી લેવાનો મોટામાં મોટો ફાયદો આપણને હાંસલમાં રહે. ગરીબ કે તવંગર સૌ પોતાનાં બાળકને સિનેમા બતાવવા પાછળ પૈસા ખર્ચે છે જ.

આ બાબતમાં ઊંઘતાં માબાપ અને શિક્ષકને જગાડવા માટે માત્ર એક દાખલો આપું. ગુજરાતી પહેલા ધોરણના વર્ગમાં લગભગ ૬ થી ૭ વર્ષની આસપાસની ઉમરનાં બાળકોને એક દિવસ તેઓના વર્ગમાં જઇને કહ્યું: 'તમે જેટલાં ચિત્ર જોયાં હોય તેટલાંનાં નામ તમારી નોંધપોથીમાંથી લખી બતાવો.' એકે એક બાળકે કામ ઉત્સાહભેર ઉપાડી લીધું. દરેક જણે પોતે જોએલ ચિત્રોનાં નામની યાદી લખવી શરૂ કરી. ચાર પાંચ ચિત્રો તો એક બે જણે જ જોયાં હતાં. બીજાં બધાંની યાદીમાં ૧૫-૨૦ અને તેથી વધુ જોએલાં ચિત્રોનાં નામ હતાં. ઘણાંએ યાદી બતાવતાં કહ્યું: 'જોયાં છે તો બીજાં ઘણાં, પણ અત્યારે એટલાં જ યાદ છે.' છ સાત વર્ષના બાળકોની આ યાદીમાં કેટલીક (સારી ન હોવા છતાં) સારી ગણાતી કૃતિઓ ઉપરાંત રેશમી સાડી, જાદુઇ કંગન, તકદીરકી તોપ, મુંબઇવાલી, ચશ્માવાલી, ખૂની ખંજર વગેરે બાળકો માટે તો નકામાં ચિત્રોનાં નામ હતાં.

બાળકોને હલકાં અને ગંદા ચીત્રો બતાવીને આપણે બાળકોનું અને આપણું કયું હિત સાધવાના છીએ, કયા સંસ્કારો પાડવાના છીએ અને કેવું ભવિષ્ય ઘડવાના છીએ ?

['ઘરશાળા,' ઑક્ટોબર, ૧૯૪૧]






### કોંગ્રેસ અને અંગ્રેજ સરકાર

અંગ્રેજ સરકાર અને યુદ્ધ પ્રત્યે કોંગ્રેસની નીતિ પુ. મહાત્મા ગાધીજીના નેતૃત્વ નીચે હતી તેવી જ છે. તાજેતરમાં બ્રીટનના વડા પ્રધાન ચર્ચીલે તેમજ હિન્દી વજીર એમરીએ હિન્દ પ્રત્યેની બ્રીટનની નીતિ સંબંધી ખુલાસા કર્યા પણ તે સંતોષકારક જણાયા નથી.

દરમીયાન ગવર્નર કારોબારીના હિન્દી સભ્યોએ રાજદ્વારી કેદીઓની મૂક્તીનો સવાલ ઉપાડયો અને સરકાર પાસે તેઓની મૂક્તી ... પ્રયાસ કર્યો આને પરિણામે શ્રી. રાજગોપાલાચારી વિ. નેતાઓ જેલ બહાર આવ્યા છે.

શ્રી ભૂલાભાઇ દેસાઇ અને શ્રી. રાજગોપાલાચારી ધારાસભામાં જઇને પાર્લામેન્ટરી લડત ચલાવવાની તરફેણ કરે છે. પૂ. મહાત્માજીનો અભિપ્રાય હતો તે જ છે અખીલ હિન્દ મહાસભા સમીતી શું ઠરાવે છે તે જોવાનું છે.

*

### યુદ્ધ :

યુરોપીય યુદ્ધ દારૂણ રીતે ચાલી રહ્યું છે મોસ્કો, લેનીનગ્રેડ હજી રશીયનોના કબજામાં છે. જર્મની અખુટ માનવ અને શસ્ત્ર ભંડાર યુદ્ધમાં ઠાલવે છે અને જીત મેળવતું જાય છે પણ તેની ગતી પશ્ચીમ યુરોપમાં હતી તેવી રહી નથી પરંતુ ધીમી પડી છે. મિત્ર રાજ્યો ચાંત્રાક યુદ્ધ સામે સજ્જ થતાં દેખાય છે અને અનુભવથી સામનો કરતાં શીખ્યા છે. તેમનું શસ્ત્ર જોર વધતું જાયુ છે અને તૈયારી માટે વખત મળે છે. યુદ્ધનું પરિણામ શું આવે છે તેની અટકળ કરવી મુશ્કેલ છે. જર્મનીની મુશ્કેલીઓ વધતી જાય છે. મીત્રરાજ્યો તૈયાર થયાં છે અને થાય છે એ વાત સરળ રીતે સમજાય છે.

*

### ડૉ. દેશમુખનું બીલ :

મધ્યસ્થ ધારાસભામાં ડૉ. દેશમુખનું સ્ત્રી હક્ક સંબંધનું બીલ મૂકી શકાયું નથી. પુરૂષો સ્ત્રીઓની ઉન્નતીની વાતો કરે છે પણ સ્ત્રીઓની દશા—આર્થિક સામાજીક સુધરે તે તેમને ગમતું નથી એ શોચનીય છે. હમે પુરૂષ-સ્ત્રી સહકારમાં માનીએ છીએ પણ સ્ત્રી દરેક રીતે પુરૂષની સમોવડીઆ રહીને સંપૂર્ણ સમજથી સહકાર કરે તો જ ઉન્નતી થાય એમ માનીએ છીએ. હમે સર્વ ભાઇઓને સ્ત્રીઓના પ્રશ્નમાં રસ લેવા અને તેમની સ્થીતી સુધારવા મદદ કરવા વિનંતી કરીએ છીએ કે ભવિષ્યમાં કોઇ પણ વખતે સ્ત્રીઓમાં પુરૂષો માટે સન્માનની લાગણી ઓછી ન થાય.

*

### મહિલા વિદ્યાલયનો રજત મહોત્સવ :

થોડા વખતમાં પ્રો. કર્વે સ્થાપીત મહિલા વિદ્યાપીઠનો રજત મહોત્સવ ઉજવાશે. ગુજરાત અને મહારાષ્ટ્રમાં ફક્ત સ્ત્રીઓ માટે જ ચાલતી વિદ્યાપીઠ આ એક જ છે. ૨૫ વર્ષમાં ઉપયોગી સંગીન શિક્ષણ સ્ત્રીઓને આપ્યું છે. એ વીદ્યાપીઠની સ્નાતક બ્હેન દેશપ્રેમી અને સેવાભાવી નીવડયાં છે ઘણી બ્હેનો તેમની બીજી બ્હેનોની સ્થિતિ સુધારવા શિક્ષક તરીકે કામ કરી રહી છે અને સેવાભાવથી તેમની ફરજ અદા કરે છે. વિદ્યાપીઠના સંચાલકોને હમે અભિનંદન આપીએ છીએ પ્રાર્થના કરીએ છીએ કે તે ભવિષ્યમાં સંપૂર્ણ રીતે ફતેહમંદ થાય.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી · નાગરદાસ ઇ પટેલ, મલાડ

વર્ષ ૧૧ : અંક ૧૧–૧૨ પુસ્તક ૧૧ નવે–ડિસેમ્બર : ૧૯૪૧

## સાગરને તીરે

[ નાગર વેલીઓ—એ રાગ ]

ચાલો જઇએ ફરવા આજ બ્હેની સાગરને તીરે,
સાથે આનંદ કરવા કાજ બ્હેની સાગરને તીરે.

સહુ ધીરે ધીરે ફરશું ને રમ્મત ગમ્મત કરશું,
જોશું તરતાં મોટાં જહાજ બ્હેની સાગરને તીરે.

ખુલ્લી હવામાં ફરીએ કે સ્ફૂર્તિ શરીરે ભરીએ,
જઇએ સહુ મળી સંગાથ બ્હેની સાગરને તીરે.

શંખ, છીપલાં લઇએ ને બા, બાપાને દઇએ,
કરીએ નવી નવી કંઇ વાત બ્હેની સાગરને તીરે.

ઉછળે મોજાં કેવાં કે મોટા ડુંગર જેવાં,
ઉછળે હૈયાં સૌનાં એમ, બ્હેની સાગરને તીરે.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# ગોરીલા વાનર

'ગોરીલા વાનર માણસથી પણ વધારે ઊંચા હોય છે.' વાનરોની મહાસભામાં એના પ્રમુખ ગિરજાશંકર ગોરીલાએ પોતાની જાતનું ઓળખાણ આપતાં કહ્યું: 'અમારી ઊંચાઇ ૬ ફૂટથી પણ વધુ હોય છે. અમે શરીરના વજનમાં માણસ જાત કરતાં વધારે છીએ. ખરી ખુબી તો અમારા હાથમાં છે. હિંદુઓ જે પરદુઃખભંજન રાજાના નામનો સંવત્સર ગણે છે એ વિક્રમ રાજાના હાથ બહુ લાંબા હતા. માણુસ જાતમાં લાંબા હાથ હોવા એ સદ્ભાગ્યની નિશાની ગણાય છે. અમારા ગોરીલા વાનરના હાથ માણુસના હાથ કરતાં પણ પ્રમાણમાં ખૂબ લાંબા હોય છે. અમારી દેહરચના એવા પ્રકારની હોય છે કે ઊંચા ઊંચા ઝાડ ઉપર ચડવા અને એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર જવા માટે એ અમને હરેક રીતે ઉપયોગી થઈ પડે છે. અમારા પગ અને હાથ બંનેનાં આંગળાં એવી રીતે વળે છે કે ઝાડ ઉપર આસાનીથી હરવા ફરવા માટે એ પગ અને હાથ બંને એકસરખા ઉપયોગી થઇ પડે છે. અમારો દેહ આવડો મોટો કદાવર હોવા છતાં એની રચનાજ એવા પ્રકારની છે કે અમે ઝાડ ઉપર ખીસકોલી જેટલી ચપળતાથી હરી-ફરી શકીએ છીએ. અમે અમારા કુટુંબની સાથે ઝાડ ઉપર જ રહીએ છીએ.

આગળ જણાવ્યું તેમ અમારો વસવાટ ગીચ જંગલમાં માત્ર મધ્ય આફ્રિકાના જ પ્રદેશમાં છે. ત્યાં સઘન વનવૃક્ષોમાં અમે માણુસ જાતથી અદૃશ્ય રીતે વસીએ છીએ. આફ્રિકા અંધારખંડ ગણાય છે. માણુસ જાત જેમ જેમ એ પ્રદેશમાં વસવાટ કરતી થશે અને જેમ જેમ જંગલનાં ઝાડ ઓછાં થતાં જશે તેમ તેમ અમારી ગોરીલા જાતિનો જતે દહાડે નાશ થતો જશે.'

બોલતાં બોલતાં પ્રમુખ સાહેબનો અવાજ ગળગળો થઇ ગયો. વાંદરીબાઇએ પણ આંખે હાથ દઇ રડવાનો ઢોંગ કરવા માંડયો. આખી સભામાં એક જાતનું દિલગીરીનું વાતાવરણ ફેલાઇ ગયું.

પ્રમુખે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું: "આખા જગતમાં બધા મળી વધારેમાં વધારે પચાસ હજારથી વધુ ગોરીલા વાંદરા નહિ હોય એવો અંદાજ છે. અમારો જતે દહાડે સર્વનાશ થશે તેની અત્યારથી ચિંતા કરવા કારણ નથી. માણસજાત પોતેજ અંદર-અંદર લડી આત્મનાશને નોતરે છે તો એમનાં પગલાં થતાં એક કાળે અમારો નાશ થવાનો હશે ત્યારે ભલે થતો."

હવે હું તમને એક વાંદરાની વાર્તા કહીશ. આફ્રિકાનાં જંગલમાં એક ગોરીલા વાંદરીને એક શિકારીએ મારી નાખી ત્યારે એની પાસે માત્ર એક દિવસની ઉંમરનું એક બચ્ચું હતું.

શિકારીએ એ ગોરીલા બચ્ચાને જીવતુંજ પકડી લીધું, અને એક સ્રીને એ ઉછેરવા આપ્યું. માનવીની માતા જેમ પોતાના બાળકને ઉછેરે એવું જતન કરી પ્રેમથી અને માયાથી એ સ્રીએ ગોરીલા બાળકને ઉછેર્યું. એનું નામ 'જહોની' પાડવામાં આવ્યું.

માણુસ જાતની સ્ત્રીના હાથે ઉછરેલું આ ગોરીલા બાળક આબાદ જાણે માનવીનું જ બાળક હોય એવા સ્વભાવવાળું અને વર્તનવાળું ઉછરીને મોટું થયું.

એને ઇંગ્લાંડ લઇ જવામાં આવ્યું અને ત્યાંના પાટનગર લંડનના એક ઘરમાં એના કુટુંબમાં એ રહ્યું. હવે તો એ વાંદરાનાં બે નામ પડયાં. જ્હોન અને દાનીએલ. જ્હોન દાનીએલ બહુ સારા સ્વભાવનો હતો અને માણસો સાથે એટલો બધો હળી ગયો હતો કે એને આમ તેમ શહેરમાં રીતસર ફરવા પણ લઇ જવામાં આવતો હતો.

આફ્રિકાનાં ઘનઘોર જંગલનો આ જીવ માણુસ જાત સાથે એટલો બધો હળી ગયો હતો કે રાત્રે એ માણસના બાળકની માફક રીતસર પથારીમાં ઊંઘી જતો. એ જમવાની વેળાએ મેજ ઉપર છરી, કાંટા અને ચમચાની મદદથી ગોરા લોકોની માફક રીતસર સભ્યતાપૂર્વક પોતાનું ભોજન જમતો.

જ્હોનને રમતગમત કરતો જોઈ લંડનનાં માણસોને ભારે મજા પડતી. જ્હોન બિલાડીનાં બચ્ચાં સાથે લહેરથી રમત રમતો અને એની સાથે દોડમદોડા કરતો. ઝપાઝપ જ્યાં મરજી ફાવે ત્યાં હાથ–પગનો ઉપયોગ કરી ચપળતાથી ચડી જતો. એને કોઇ હસાવતું ત્યારે એક જાતના ઘેરા ખોખરા અવાજથી માણસોનાં નાનાં બાળકની માફકજ એ ખડખડાટ હસી પડતો. એ ગુસ્સે થતો ત્યારે એક પ્રકારનો 'હોક–હોક' જાતનો અવાજ કરતો હતો.

એના કહ્યા પ્રમાણે કોઇ ન કરે, અથવા એને કશું જોઇતું હોય તે કોઇ એને ન આપતું હોય તો એ પોતાના પંજા જોરથી જમીન ઉપર ઠોકી બધાનું ધ્યાન ખેંચતો હતો. કોઈ ચીજથી એ રાજી થતો તો બે હાથ જોડી તાળી પાડી નાચતો હતો. એ દરરોજ આશરે ૧॥ શેરથી ૨ શેર દૂધ પણ પીતો હતો અને પાણી પણ પીતો હતો. એને મેવો ખૂબ ભાવતો હતો. બધી જાતનો મેવો એને ખપતો હતો. જો કોઇ અળસીયું કે એવી જીવાત એ જોતો તો ગભરાઇને આઘો હઠી જતો. એણે જીંદગી ધારણુ કરીને જો કે સાપ જોયો ન હતો પણ આફ્રિકાના જંગલમાં વસતા અજગર અને ઝેરી સર્પોનો પેઢી દર પેઢીનો કુદરતી ભય એની રગોમાં થોડો ઘણો પણ ઊતરેલો જ હતો. એ કારણથી જ એ સાપ જેવા આકારના નાના અળસીયા કે કાનખજુરાથી પણ બીતો હતો.

ઝાડનું પાંદડું ખરે કે બીજો ઓચિંતેઃ ધબાકો થાય તો માણસના બાળકની માફક જ એ ચમકીને ધ્રુજી ઊઠતો હતો. એના આવા માણસ જાતને બિલકુલ મળતા આવતા સ્વભાવથી ત્યાંના લોકો ખૂબ ખુશી થતા હતા. બીજા ગોરીલા વાંદરાનાં બચ્ચાંઓ ઇંગ્લાંડની ઠંડી હવામાં આ અગાઉ આણુતાની સાથે જ મરણ પામ્યા હતા, પણ જ્હોન દાનીએલ તો લગભગ બે વર્ષ જીવ્યો હતો. એ કદાચ વધારે આયુષ્ય ભોગવત, પણ એને ઉછેરનાર સ્ત્રીની પાસેથી એને બીજી જગાએ લઇ જવામાં આવ્યો. પાળક જનેતાનો વિયોગ આ સ્નેહાળ વાંદરબાળને એટલો બધો લાગ્યો કે એ ઝૂરીઝૂરીને હૃદય બંધ પડવાથી મરણ પામ્યો.

શ્રી. રમણુલાલ નાનાલાલ શાહ

ચારેક વાગે ચ્હા પીને રૂગબી પોઈન્ટ ફરવા લાગ્યા. ત્યાં સુરતી લોકો ઘણા હતા તે સુરતના રતાળુનાં ભજીયાં ને દુકાનદારની ખાંડવી વીશે વાતો કરતા. કેટલાક ' રૂની તેજી કે મંદી કે ડીફ્રન્સની તેજીની ઘાંટા પાડી વાતો કરતા, મેં એક લાકડી લીધી. ઘેર જતાં સાંજ પડી, ઘેર ગયા. હોળીનો દીવસ હતો તેથી મીઠું મઝાનું જમવાનું મળશે એમ ધારેલું પણ બહુ ગીરદીને લીધે સાદું જ ખાવાનું મળ્યું. ખાઈને ગપાટા મારી સુઈ ગયા.

બીજે દિવસે શારલોટ લેઇકથી ડેન્જર પાથ ગયા. ત્રીજે દિવસે માઉન્ટ બેરી ગયા. ત્યાં બેરી ખાવાની મઝા પડી હતી. ચોથે દિવસે ઓલીમ્પીયા મેદાન-રેસ્ટ હોટેલમાં છાસ પીને એલેક્ઝાન્ડ્રા પોઈન્ટ થઇને ઘેર ગયા.

જમી, સુઇ પત્તા રમી ચ્હા પીને આરટીસ્ટ પોઇન્ટ ને મેલેટ ગયા. મેલેટ જતા રેશન ને તેની મમી રીક્ષામાં મળ્યા. "સાહેબજી" "સાહેબજી" કરીને હસ્યાં. રૂગબી પાર્કમાં થોડીવાર બેસી બધાને મળી ઘેર ગયા. રેડીયો સાંભળી વાત ચીત કરી જમીને સુઇ ગયા.

રવીવારે સ્હવારના બજાર હતું. લીલાં અંજીર, પપઇયાં, ચીકુ વગેરે મળ્યું. થોડી મમશ ને તલની મળતી. થોડું ખાવાનું લઇ અમે માધવજી પોઇન્ટ ઉપર ઉજાણી કરી થોડું ફરી ઘેર ગયા. રવીવારના લાડુનું મિષ્ટાન જમ્યા ને નીરાંતે ઉંઘ્યા. સાંજે છબીવાળાને ત્યાં છબીઓ લેઇ ફરી રૂગબી પાર્કમાં ગયા.

સોમવારે ઘણાખરા મુંબાઇ પાછા જવાના હતા એટલે રીઝર્વ કરાવવા દોડાદોડ થતી. ઘોડાવાળાઓ ને રીક્ષાવાળા ને બુટવાળા ખુબ આવતા. સોમવારે સાંજે કોઇની બાઇ છોકરા સાથે ભુલી પડેલી. શોધાશોધ થયેલી. બાઇ ને બેબી સ્ટેશન ઉપર મળ્યા.

મંગળવારે મુંબાઇ પાછા ફરવાનું હતું, એક વાગ્યાની ગાડીમાં જવાનું હતું. સ્હવારના થોડું ફરી આવ્યા. સામાન ને બિસ્તરો બાંધ્યાં. ન્હાઇ ખાઇ વાતો કરી પૈસાનું બીલ આપ્યું. નોકર ને રસોઇઆને "બક્ષીસ" આપી. મેનેજર ને બીજા ભાઇને સાહેબજી સલામ કરી.

સ્ટેશને પહોંચ્યા. ખાસ ગીરદી નહી હતી. તાપ લાગ્યો. અમારી જોડે હોરાજીનું કુટુમ્બ હતું. બોબડી બોબડી વાતો કરતાં. નેરલ આવ્યું એટલે ચ્હા પીધી. થોડી વારમાં પૂનેથી ગાડી આવી. અમારી સાથે "રેશન" ને તેનું કુટુમ્બ આવી ચ્હડયા. અમે ને તેઓ હસ્યાં ને માથેરાનની ગમ્મતની વાતો કરી. એક જણે કહ્યું કે "એકો પોઇન્ટ" ઉપર સાંજે પાંચ છ વાગે પેલે દિવસે ચિત્તો આવેલો. વાત સાંભળીને અમે જરા ઠંડા થયેલા.

કલ્યાણ આવ્યું, પાણી પીધું દાદર આવ્યું, 'મુંબાઇમાં જરૂર મળજો, સાહેબજી.' એમ કરી અમે દાદર સ્ટેશને છૂટા પડયા. લોકલમાં બેસી સામાન લઇ અમે ઘેર આવ્યા. માથેરાનમાં ઇસ્ટરમાં બહુ મઝા પડી.

શ્રી. વા. ઇ. ઠાકોર

આ માસિક વડોદરા-રાવપુરામાં શ્રી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે
પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૦-૧૧-૪૧

Registered No. B. 1775

# યંગ ઇન્ડીયા રેકર્ડઝ



હરિશંકર જાની.

શ્રીમાન રેકર્ડ રસીકો
અને
શ્રીમતી રેકર્ડ રસીકાઓ

મારામાં મીઠાની તાણ હોવાથી ગામના આગેવાનોએ મરહુમ ગવર્નરના હાથે મને રાગપાતર આપવાનું નક્કી કર્યું હોવાથી આકડાના ફુલની માળા લઇ મારી મુલાકાતે પધારશો તો ફૂટેલા ડબ્બાના ડંકાનિશાન ગડગડાવી હરિશંકર જાનીની પાર્ટી

"પશા પટેલની પાવલી ગૂમ"

એમ બોલીને તમોને સત્કારવા લલકારશે કે—

"સહુ સાહેબો પધારી
બહુ શોભા છે વધારી
કોઇ પાટો ના ખૂમ
અહીં પાવલી છે ગૂમ."

રજુ કરે છે
હરિશંકર જાની અને પાર્ટી
ટી. એ. ૬૫૯૨




ડીસેમ્બર ૧૯૪૧
નવી રેકર્ડઝ



ભક્ત સતારશા

ભક્ત સતારશા
ટી. એ. ૬૫૯૦
કાનુડો કાળો કાળો,
ગોરલી ઘેરણ થઇ.

શ્રીમતી જ્યોત્સના મહેતા
ટી એ. ૬૫૭૧
જશોદાના છૈયા,
ઓ રાધિકા, ઓ રાધિકા

મો. બુંદુખાં
ટી. એમ ૮૩૮૮
સુરખ કૌન તુઝે સમજાયે
ચાર શીજ તેરે ગુરૂ મંગાવે

સંત સખૂ, દર્શન,
સોહાના ગીતના
ગાયનોની રેકર્ડઝ સાંભળો.



મો. બુંદુખાં

સચિત્ર મફત કેટલોગ માટે અમારા ઓથોરાઇઝડ ડીલર્સને મળો અથવા લખોઃ—

ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુફેક્ચરીંગ કંપની લિ.
૧૧૦, મેડોઝ સ્ટ્રીટ, મુંબઇ ૧.

# હોમિયોપેથીની દવાઓ

સમાજને આશીર્વાદરૂપ છે એ આજ સહુ સ્વીકારે છે

આ રહી સ્ત્રીઓ માટેની સુવાવડ પ્રસંગની, સુવાવડ પહેલાં અને સુવાવડ પછી દરેક જાતનાં દર્દોને દૂર કરનારી આશીર્વાદરૂપ દવા.

# સરલ સુવાવડ

ગર્ભ રહ્યા પછી ત્રીજે મહિનેથી આ દવા શરૂ કરે તે બાળક અવતરે ત્યાં સુધી અને ત્યાર પછી પણ સુવાવડનો એક પણ રોગ ન થાય અને અશક્તિ ન રહે એ પ્રકારની આ દવા **સૌ. ડૉ. દુર્ગાદેવી નીગમે** ખાસ તૈયાર કરી છે.

ગર્ભમાં બાળક સુકાઈ જાય, સુવાવડમાં બાળક આડું થાય એવો કોઈ પણ પ્રસંગ આ દવા શરૂ કર્યાથી આવતોજ નથી એટલે સુવાવડની ભયંકરતા પહેલેથીજ દૂર કરનારી આ સર્વોત્તમ દવા છે.

બાળક પણ તંદુરસ્ત ભર્યું અવતરે છે અને બાળકને થતા શરૂઆતના સર્વે રોગોથી બાળક મુક્ત રહે છે.

એટલે આ દવા એક એક સ્ત્રીએ પોતાની પાસે રાખવા જેવી છે.

પાંચ શીશીનું એક બોકસ ત્રીજા મહીનાથી શરૂ કરી બાળક અવતરે ત્યાં સુધી અને એ પછી પણ એક માસ સુધી ચાલે છે.

બોકસની કિંમત રૂપિયા ૫-૮-૦ ( પોસ્ટેજ જુદું )

**મેસર્સ નીગમ એન્ડ સન્સ, હોમિયોપેથીસ્ટ્સ**

જોગીદાસ વીઠ્ઠલની પોળ, રાવપુરા—વડોદરા

આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ:-લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી


| વ્યવસ્થાપક : | તંત્રી : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ ઠક્કર | ચો. જયવતી દેસાઇ | અંબાલાલ વિ. ઠક્કર |
| લુહાણામિત્ર પ્રેસ. વડોદરા. | | વડોદરા. |

પુ. ૩૭ મું ]  જાન્યુઆરી : ૧૯૪૨  [ અંક ૫ મો


## અનુક્રમણિકા



### — બાલવિભાગ —



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ એક રૂપિયો.

# બાલવિનોદનું બાલસાહિત્ય

બાળકો માટે સર્વોત્તમ છે.
પાંચથી પંદર વરસનાં બાળકો માટે
બાલવિનોદે સવાસો પુસ્તકો તૈયાર કર્યાં છે.

*

## અક્ષરમાળા

ઉંચી જાતનાં આર્ટ કાર્ડ ઉપર પાંચ રંગમાં છાપેલી
પુષ્કળ ચિત્રો વાળી આ ચોપડીથી બાળકોને
કક્કો શીખવવો એ રમત વાત છે.

## બાલવિનોદ ગ્રંથાવલી

બે રંગમાં સુંદર ચિત્રો સાથે મોટા અક્ષરે છાપેલાં
છ થી આઠ વરસનાં બાળકો માટે તૈયાર કરેલાં
ખૂબ મનોહર અને સુંદર પુસ્તકો

## બાલવિનોદમાળા

બારોબાર ચિત્રોવાળાં, રસ ગળે ને કટકા પડે એવાં
સરસ, આઠથી બાર વરસનાં બાળકો માટેનાં એક
એકથી ચઢિયાતાં બેતાલીસ મનહર પુસ્તકો

## અશોક બાલપુસ્તકમાળા

ગુજરાતના જાણીતા લેખકોએ તૈયાર કરેલાં સુંદર
ચિત્રોવાળાં, વિવિધ પ્રકારનાં, દસથી પંદર વરસનાં
બાળકો માટેનાં અત્યંત રસિક પોણોસો પુસ્તકો

નામ વિગત અને કિંમત માટે
અમારું સુચિપત્ર મંગાવો.

**બાલવિનોદ કાર્યાલય : મલાડ [મુંબઇ]**



પુસ્તક ૩૭મું　　જાન્યુઆરી : ૧૯૪૨　　અંક ૫ મો

# ગુણસુન્દરી

*

ચારૂ ભારતને ચોક ગરબે રમે ગુણસુન્દરી,
ધન્ય હર્ષે ત્રિલોક ગરબે રમે ગુણસુન્દરી.
　　હળીમળી એકમેક
　　ઇશ્વરના અભિષેક
　　　　　ગરબે ઝીલો ગુણસુન્દરી...ચારૂ૦

અમરપુરનાં અમી અમર બની લાવજો,
પૃથ્વીને પાટ પડ્યા પત્થર પીગળાવજો,
　　સેવા સાધો અનન્ય
　　કરો જીવન ધન્ય
　　　　　ગુર્જર મોંઘી ગુણસુન્દરી...ચારૂ૦

ચંદ્ર ને ચાંદનીની તેજ ભાતમાં,
સ્નેહ શૌર્ય-ભીનાં નર્મદના ગુજરાતમાં,
　　આર્યઉજળા ઇતિહાસ,
　　અણઆથમ્યા ઉજાસ,
　　　　　ગરબે ગુંજો ગુણસુન્દરી...ચારૂ૦

માનો સાધન ધન જીવન ક્ષણિક છે,
આત્માના બળિયાને કોની બીક છે ?
　　એવાં અખંડ સૌભાગ્ય,
　　પામો આશિષ પરાગ,
　　　　　ધર્મને પંથ ગુણસુન્દરી...ચારૂ૦

શ્રી. યોગી

# ઝૂલું એકલડી

: : આવેલ આશાભર્યાં : એ ઢાળ : :

સાગર વચ્ચે ઝૂલું એકલીને,
મ્હારો નાવિક છે બહુ દૂર રે,
ઝૂલું એકલડી....

આકાશી મોજાં ઉછળેને,
કાંઇ ગેબી સુણાતા સૂર રે,
એમાં ઓસરે જીવન નૂર રે,
ઝૂલું એકલડી....

ખડકે થડકે છે દિલડું ને,
મ્હારે ઝૂઝવું સામે પૂર,
મ્હારૂં નાવડું નીર ભરપૂર,
ઝૂલું એકલડી....

દશ્યો દેખાય બીહામણાં,
મ્હારૂં મનડું શોકાતૂર રે,
હું તો નિરખું થઇ આતૂર રે,
ઝૂલું એકલડી....

સાદ કરૂં સખિ ! આવવા,
એ તો બ્રહ્માંડે એકલ શૂર રે,
એને રોકે અનંતનાં પૂર રે,
ઝૂલું એકલડી...

ઓળા પડે એના આભમાં,
આત્મ દીવડો પ્રકટે ઉર રે,
ન્હોય નાવિક દૂરના દૂર રે,
ઝૂલું એકલડી...

શ્રી. મનોરમા મંગળજી શાસ્ત્રી.

# કુસુમ

લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોશી

તનસુખ આજે બહારથી ધુવાંપુવાં થઈને ઘેર આવ્યો હતો; ગુસ્સાથી લાલચોળ થઈ ગયું હતું. કપડાં ઉતારી તેણે પ્રથમ બે ગ્લાસ ઠંડા પાણીના પી લીધા; અને એક લાત મારી ચટાઈનો વીંટો ઉકેલતાં તેના પર પડતું નાખ્યું. સવારે દુકાનમાં બનેલી હકીકતથી તેનો જીવ અકળાઈ ગયો હતો અને તેને કાંઈ આજુબાજુ સૂઝતું ન હતું; "માત્ર સ્ત્રી જાત કેટલી નીમકહરામ—" એટલું જ વાક્ય તેણે અત્યાર સુધીમાં સેંકડો વાર ઉચ્ચાર્યું હતું. અને તનસુખ અકળાય એમાં કાંઈ નવાઈ પણ નહિ!—દુકાનમાં કુસુમ આવી શું, તેને જોઈતી ચીજો બબરૂ પાસે માગી શું, ને દુકાનમાંથી પાછી ફરતા સુધી તનસુખના સામી નજર પણ નહિ નાખતાં બેપરવાઈથી જતી શું રહી? બધી અજાયબી જ કહેવાય!

કુસુમ અત્યાર સુધીમાં કેટલીયે વાર તનસુખની રૂમ પર આવી હતી. તેણે આણેલી નવી નવી નવલકથાઓ અને ચોપડીઓ ઘેર વાંચવા લઈ જતી; અને તે નિયમિત પાછી ન આપવા જેટલી ઓળખાણ પણ તેને થઈ ગઈ હતી. રજાના દિવસે બંને જણ ચોપાટી પર ફરવા જતાં ગંડેરી અને ભેળ મનમાન્યાં ઉડાવી પાછાં આવતાં—અને તેજ કુસુમ આજ તનસુખ સાથે આમ વર્તે?

તનસુખ અને બબરૂ એક જ ખોલીમાં ભેગા રહેતા હતા તેઓ એકજ લોજમાં જમતા અને એક જ દુકાનમાં નોકરી કરતા; માત્ર એક જ બાબતમાં તેમના વચ્ચે ગુપ્ત હરીફાઈ ચાલતી. તનસુખને લાગતું કે પાડોશમાં રહેતા ફુલશંકર કાકાની કુસુમ મારા પર આફરીન છે; બબરૂને કુસુમ આકર્ષક લાગતી પણ તેને તેના પ્રત્યે કોણ જાણે કેમ પણ સગી બ્હેન જેવો જ મનમાં ભાવ આવતો—પણ તનસુખને એ વાતનો ખ્યાલ ન હતો! આથી કુસુમના નામની વાત નીકળતાં તેઓ નનામો જ ઉલ્લેખ કરતા—જો કે કુસુમને માટે તનસુખ કેવા રૂમાલ ખરીદે છે, તેની ગુપ્ત તપાસ બબરૂ રાખતો અને બબરૂ તેને આપવા ટોઇલેટ માટે શું શું ખરીદી લાવે છે તેનો હિસાબ તનસુખના ખીસામાં પણ તૈયાર જ રહેતો.

છતાં આજે તનસુખે નિશ્ચય કર્યો 'બસ, બસ, આજથી કુસુમ સંબંધી વિચાર કરવો પણ હરામ છે."

તત્કાળ ઉઠીને તેણે ખીસામાંથી પૈસાનું પાકીટ બહાર કાઢ્યું, અને તેમાંથી કુસુમનો ફોટો ખેંચી કાઢી તેણે તેના ટુકડે ટુકડા કરી નાખ્યા; અને બારીએથી પવનમાં ઉરાડી પણ દીધા; તે વખતે તેનું મન કેમ જાણે તેને કહેતું હતું કે "કુસુમ શી એટલી મોટી ઇન્દ્રની અપ્સરા છે કે તેનો ફોટો વળી ખીસામાં રાખવો પડે?"

અને આ વિચારથી તેને કાંઈક સારૂં લાગતાં તે પાછો બીછાનામાં પડયો.

૨

"લે હિંમતસે કામ બદે જીવન હૈ સંગ્રામ—"ની લહેરી આંદોલનો પસારતો બબરૂ રૂમમાં દાખલ થયો; તનસુખ કંઇપણ પૂછશે એમ તે ધારતો હતો; અને ઉતાવળે ઉતાવળે કુસુમે દુકાનમાં આવી તેની સામે શી શી વાતો કરી તે કહેવાને તલપાપડ થઇ રહ્યો હતો! પણ તનસુખે તેના તરફ તીરછી નજરે જોઇ પછી આંખો મીંચી દીધી અને પાસું મરડી તેણે બબરૂ તરફ પીઠ કરી.

બબરૂ સમજી ગયો કે તનસુખ ભાઈ આજ કાંઇક ઉપડેલા લાગે છે!–તેણે ઠોટ કાઢી ખીંટીએ ભેરવતાં જ પાછું પોતાનું ગીત ગાવું શરૂ કર્યું:—

જન્મ લિયા તો જી લે બંદે, ડરનેકા કયા કામ–
બંદે જીવન હૈ સંગ્રામ.

ગાતાં ગાતાં તેણે ખીસ્સામાંથી પિતાનો આવેલો પત્ર ખોલી વાંચવા માંડયો–તેમાં એ જે કુમારી લતાને ચાહતો હતો તેની જ સાથે વિવાહની સંમતિ સંબંધી હકીકત હતી–તેણે તનસુખની પીઠ સામું જોયું અને પાછો સંગીતના તાનમાં તણાયો:—

યું રોના થા કયોં આયા તું, જીવનકે મેદાન–
બંદે જીવન કે મેદાન.

× × ×

જો ડરતા સો મરતા બંદે,
જો લડતા કુછ કરતા બંદે,
ડરનેકા કયા કામ—
લે હિંમત સે કામ બંદે
જીવન હૈ સંગ્રામ—

સંગીતની લહરીઓમાં તેની આંખ ઠરી ગઈ!

ગીરગામની એક મોટી કાપડની દુકાનમાં બબરૂ નોકરી કરતો હતો. આજે કુસુમ દુકાનમાં આવી તે વખતે બબરૂ બીજી બાજુએ કાંઈ કામમાં રોકાયો હતો, તેથી તેનું તેના તરફ ધ્યાન ન હતું. તેણે પાસે આવીને ચોકખું " બબરૂભાઇ " કહી આસ્તેથી હાંક મારતાં તેણે ચકિત થઈ તેના સામું જોયું!"

" બબરૂભાઇ " શબ્દો કુસુમના મોંમાંથી નીકળેલા તે યાદ આવતાં તેનાં શરીરનાં રોમાંચ ખડાં થઇ ગયાં–તેને તેની બહેન કલા યાદ આવી. ' આનંદના આવેશમાં તે પાનાં લઈ પેશન્સ રમવા બેઠો. પાનાં પીસતાં બબરૂ ખાલી ગણગણતો હતો પણ થોડીવારે તેનો અવાજ પૂરા તાનમાં આવ્યો—

દુઃખ સુખ કા હૈ નીત બનાતા,
એક જાતા એક આતા બંદે—
એક જાતા એક આતા—
લે હીંમત સે કામ બંદે
જીવન હૈ સંગ્રામ—"

" ચાલ બંધ કર. " તનસુખ પાસું બદલતાં ત્રાડી ઉઠયો.

બબરૂએ ગાયન બંધ કર્યું અને તનસુખ તેના સામું દયામણી નજરે જોઇ રહ્યો. આથી કેટલીક વારે તે બોલ્યો, " દોસ્ત તનસુખ, આજ કેમ તું અખિાટયા કરે છે? મને તો લાગ્યું કે કંઇ ફીટ બીટ તો નહિ આવ્યું હોય?"

ને બબરૂએ પાછાં પાનાં પીસવા માંડયાં.

" આ શું માંડયું છે આજ? " તનસુખ ગાજી ઉઠયો.

" બચ્ચા, પેશન્સની પાટ માંડી છે. "

પુનઃ બબરૂએ ગાવા માંડયું:—

ફેંક ખેલાડી ફિર સે પાસા,
જબ તક સાંસા, તબ તક આશા,
લે હીંમત સે કામ બંદે
જીવન હૈ સંગ્રામ—

" બંધ કરે છે કે નહિ? "

" શું રમવાનું? "

" નહિ રે, આ તારા લહેકા. "

સાશંક નજરે તનસુખ શેતરંજી પર પડેલા પાનાં તરફ જોવા લાગ્યો.

પત્તાં ભેગાં કરતાં બબરૂ બોલ્યો " આ રમત તને નથી પસંદ?

" પાનાં પર પાનાં મૂકવાં એમાં શું? ખાલી છોકરાંની રમત-Simply Children.

ને બબરૂ હસ્યો.

( ૩ )

દુકાનના શેઠ શંભુપ્રસાદે દાદરમાં પોતાની દુકાનની શાખા હમણાં જ ખોલી હતી. તે

" વા–હ, વા–હ ! એ બહુ સરસ ! આવાં સાડી પોલકાં પહેરાવીને તમે મને કોઇ નર્સ બર્સ ધારી કે વર્નાક્યુલર ફાઇનલ પાસ થયેલી નિશાળની કોઇ મહેતી માની ?' કુસુમે અટ્ટહાસ્ય કર્યું.

બબરૂ જરા ખસીઆણો પડી જઈ બોલ્યો. " ત્યારે આ પોપટી રંગની સાડી ને તેના પર કેસરી વેલની ડીઝાઇન જોઇ બેન ? " કાઢી આપું નીચેથી ? "

" મારે શું જોઇએ છે ને તમે શું બતાવો છો તેનો તો ખ્યાલ કરો ભલા આદમી. મારે પહેરવાને જોઇએ છે–શેતરંજી કે ગાદી તકીઆના ગલેફ કરવા નથી જોઇતી !

કુસુમ રૂવાબભેર દુકાનમાં આવી હતી તેથી શંભુપ્રસાદ તેની હીલચાલ પર બારીક નજરે જોયા કરતો હતો; બબરૂ તેને કેટલી વારથી જાતજાતના નમૂનાઓ બતાવતો હતો; અને તે બધા તે એક પછી એક મોં મચકોડી દૂર ફેંકતી હતી તે બધો માલ એ જોતો હતો. આખરે એકકે જાત પસંદ ન પડવાથી તે દુકાનમાંથી ઉઠી બહાર જવા તૈયાર થઇ; અને નવી ફેશનનો જમાનો આવવા છતાં દુકાન હજી સોળમી સદીના *હિસાબે જ ચાલે છે એનો પણ ટાણો* કાઉન્ટર પર આવતાં તે કરવાનું ચૂકી નહિ; આથી બબરૂએ તુર્તજ કહ્યું. " રમખાણો ચાલુ હોવાથી નવો માલ હજી કેટલોય માર્કેટમાંથી આવી શક્યો નથી–તે જોયા પછી તો તમે એટલાં ખુશ થશો બેન કે આજની તુમારી નિરાશા તમને યાદ પણ નહિ આવે અને જેને તેને તમે એમજ કહેશો કે નવી ડીઝાઇનની સાડીઓ લેવી હોય તો શંભુ સ્ટોર્સમાં જ જવું ! પાંચ છ દિવસ પછી પાછો એકાદ આંટો મારી જજોને બેન ! "

કુસુમે આનો કંઇ જવાબ આપ્યો નહિ; સહજ પાછું પણ ન જોતાં તે ટેક્સીમાં ચઢી અને ખટાક દઇને મોટરનું બારણું બંધ કરતાં મોટર ચાલી. "

( ૫ )

શંભુપ્રસાદને બબરૂનું અત્યારનું વર્તન અને કુસુમના છેલ્લા ટોણાનો દીધેલો સમયસૂચક જવાબ બહુ ગમી ગયાં; આખરે દુકાન બંધ કરતા પહેલાં તેણે બબરૂને પોતાની દાદરની શાખાના મેનેજર નીમવા સંબંધી નિર્ણય જણાવી દીધો.

બબરૂ પોતાની રૂમમાં શેતરંજી પર બેઠો બેઠો એનો જ વિચાર કરતો હતો. એનાં ભાવિ સુખ અને વૈભવનું ચિત્રપટ એની નજર આગળ ફરવા લાગ્યું.

" જાણે એની દાદરની શાખામાં મેનેજર તરીકે બદલી થઇ; પોણોસોથી વધીને પગાર સો રૂપીઆ થયો; લતા સાથે લગ્ન થઈ જતાં તેને લઇને પોતે શિવાજી પાર્કમાં નાનો સરખો બ્લોક લઇને રહે છે; અને એક દિવસે દુકાને જવા નીકળે છે તે વખતે લતા આવીને કહે છે કે આજ આવતી વખત હાર્મોનિયમ લાવજો હોં–નહિ તો હંમેશ મુજબ કહેશો કે ભૂલી ગયો !–તો પછી યાદ રાખજો તમારી સાથે બોલવાની નથી ! "

" એ..હ,–એટલું જ ને ! પણ આના અબોલા ભુલાવી તેને બોલતી કેમ કરવી તેનો મહામંત્ર મને આબાદ આવડે છે ! " બબરૂ તરફથી ખુલાસો થયો.

" હાં, કહો જોઇએ, તે કેવો મહામંત્ર!"

લતાએ ઉત્સુકતાથી એકદમ પૂછ્યું.

બબરૂએ નજીક આવી મોં આગળ કરતાં જ લતા તેનો કહેવાનો ઉદ્દેશ સમજી ગઇ ને દૂર હઠી જતાં બોલી " આં...આં...આં... આ શું ? કોઈ જોશે તો !... "

અને લાલચોળ મોં કરી માથાના વાળ સમારતી તે ઝટપટ અંદર જતી રહી.

કુસુમ અટકચાળી તો હતી જ. તેણે તેના કાનમાં "ફુક–" કરી કાનમાં તમરાં બોલાવ્યાં.

તનસુખ તત્કાળ બેઠો થયો ને બોલી ઉઠયો, "બસ બસ, મહામાયા ! તારાં ઠઠ્ઠા મશ્કરી બહુ થઇ ગયાં, કહે તો હાથ જોડું પણ આમ રંજાડીશ નહિ. પેંડા ખાવા હોય તો તારા પ્રિય બબરૂ પાસે માગી લે."

"બબરૂ મને ગમી જાય એવો તું ખરાબ અને નાલાયક છે તનસુખ !" કુસુમે તેનાં ઝુલફાં પર હાથ ફેરવતાં કહ્યું.

"નાલાયક નહિ, પણ તારી ગોળ ગોળ વાતો પર ભરોંસો રાખું એવો હું ભોટ નથી. બબરૂની મેનેજર તરીકે નીમણૂંક કરાવવા માટે તેં શું શું કર્યું છે, અને તે દિવસથી તેના પ્રત્યે તું કેટલી આકર્ષાઇ છે તે હું જોયા જ કરૂં છું." તનસુખે-ચીડાઇ જઇ મનનો ઉભરો ખાલી કર્યો.

આ સાંભળી કુસુમ નીચે બેસી ગઈ અને ખડખડાટ હસી પડી. આથી તો તનસુખ ખૂબ જ ચીડાયો. એટલે હસવું ખાળી રાખતાં કુસુમ બોલી, "જો તનસુખ, આમ ચીડાઇશ નહિ, નહિ તો મને વધારે હસવું આવશે. સ્રીના પેટમાં વાત ટકે નહિં એ વાત હું ખોટી પાડું છું-એમ તું તે દહાડો કહેતો હતો ને ?–પણ પુરૂષનો શંકાખોર સ્વભાવ અને ઈર્ષ્યા એ તો મોં પરથી જ દેખાઇ આવે છે, નહિ ? જોને પાકેલા ટામેટા જેવો તારો લાલચોળ ચહેરો !"

આ સાંભળી તો તનસુખનો પારો ઓરજ ચડેલો. તે ગાજી ઉઠયો. "Shut up please, તારૂં પુરાણ બંધ કર હવે."

કુસુમ ગંભીરતાથી પલાંઠી વાળી હાથ જોડી કાંઇક કથાકારની અદાથી બોલી, "શ્રોતાજ્જન, પુરાણ સાંભળો તો ખરા સાંભળવામાં પુણ્ય છે ! 'એક સમયને વિષે મુંબાઇ નગરીમાં તનસુખ નામે એક દેખાવડો, ચાલાક અને હસમુખો યુવક રહેતો હતો; કુસુમ નામે કુમારિકાને તે બહુ ગમતો અને પ્રેમ જેવી કોઇક અટપટી ચીજ તેના પર ચોંટી. પણ લગ્ન સંબંધી વાત કાઢતાં તેણે તે યુવક આગળ પોતાનો એવો મક્કમ નિશ્ચય જણાવ્યો કે અત્યારે જેટલું કમાઓ છો તેથી વધારે પગાર ન થાય ત્યાં સુધી હું પરણવા કબૂલ નથી !" તેને પણ વાત તો ગમી ને તનસુખને વધુ પગાર મળે એવી કોઇક તરકીબ શોધી કાઢવાનો તેણે મનમાં સંકલ્પ કરી દીધો.

એક વાર એમ બન્યું કે તનસુખ અને તેનો સહચર બબરૂ દાદરમાં આવેલી તેમની દુકાન સંબધે વાતો કરતા હતા તે કુસુમે સાંભળ્યું દુકાનના માલીક શંભુપ્રસાદ શેઠની છોકરી વીણા કુસુમની સખી હતી. તેની મારફત દદરની શાખા માટે નવીન માણસ અને બંને દુકાનનો હિસાબ કિતાબ સંભાળે એવો બાહોશ વિશ્વાસુ માણસ શેઠ ખોળે છે એવી કુસુમને ખબર પડી–અને આમાંની બીજી બાબત બહાર કોઇને જ ખબર ન હતી !

સતત બોલતાં શ્વાસ લેવા કુસુમ સહજ થોભી; અને સામે પડેલા કુજામાંથી પાણી પીવા ઉઠી.

## ( ૮ )

તનસુખને હવે કાંઇક રસ પડયો. તેણે કુસુમ પાણી પી પાછી આવતાં કહ્યું.

"હાં, પછી ?"

"કેમ કથા રસિક લાગીને ?" કહેતાં કુસુમે આગળ ચલાવ્યું. "હવે બબરૂ જો દાદરની શાખા પર મેનેજર તરીકે બદલાય તો બીજી જગ્યા તનસુખને મળવાને કાંઈ હરકત ન આવે; વળી બંને દુકાનનો હિસાબ રાખવાનું કામ જવાબદારી ભરેલું અને મહત્વનું હોવાથી દુકાન જેમ જેમ સારો

પાથા પર આવતી જાય તેમ તનસુખનો પગાર વધ્યા જ કરે એમાં પણ શંકા નહોતી—ને શાખાની દુકાનના મેનેજરનું કામ તો એકધારૂં હતું! આથી કુસુમે બબરૂના ખાસ ગુણો શેઠના ધ્યાનમાં આવી જાય એવી યુક્તિ કરવાનું મનમાં ધાર્યું—એટલે તે તેને નવી દુકાને નીમે અને તનસુખને હિસાબી કામના વડા મુનીમ—

એટલામાં બબરૂ હસતો હસતો અંદર આવ્યો અને છાપખાનામાંથી તાજું આવેલું બંડલ બંનેની વચમાં મૂક્યું.

" આ શું ? કંકોત્રીઓ કોની છપાવી ?" કુસુમે ઉતાવળી નજર ફેરવતાં કહ્યું. " ઓહો, તનસુખ! બબરૂભાઈનાં લગ્ન!—અહાહા, બસ લહેર, હાશ, હવે સુરત જોવાનું મળશે—

" ને પછી તારૂં—તનસુખનું—કેમ દોસ્ત હેં ?" બબરૂએ આનંદથી તાળીઓ પાડી—તત્કાળ " હે હીંમત સે કામ બંદે—"ની પ્રિય પંક્તિનો ગુંજારવ સંભળાયો. અને ત્રણે સુખી આત્માઓ વિવિધરંગી આનંદના રસ સાગરમાં તણાયા !

---

# અભ્યર્થના

આંખલડી મુજ ખોલો,
દયામય ! આંખલડી મુજ ખોલો. ધ્રુવપદ.

ભવોદ્યાનની ભોડી પગાગે,
ભરમાયો હું ભોળો;......દયા૦

મૃગજળને સાચું જળ માન્યું,
રૂદન કરે જીવ મોંઘો......દયા૦

અમૃત પામવા સાગર મોળ્યો,
પામ્યો ઝેર કટોરો......દયા૦

ધન સ ત્તા કી ર્તિ માં મોહ્યો,
સ્ખલનોનો ન તોટો......દયા૦

ઘોર રજનીમાં માર્ગ ન સૂઝે,
દિવ્યદષ્ટિ મને દો દો......દયા૦

દિવ્ય વારિ વિણુ કંઠ સુકાતો,
સ્નેહ-સુધારસ ઢોળો......દયા૦

ચરણ પડી વિનવે આ બાળક,
પ્રેમે ઉછંગે લો લો......દયા૦

શ્રી. રમણ કાટવાળા.

# સાહિત્યપર્વ

* * *

:: રાગ : ભીમપલાસ ::

ઉજવેરે સખિ સાહિત્યપર્વ આજ
ગુર્જરીનાં લાડીલાં સંતાનો ઉત્સવે
ભજન ધૂનમાંહીં નરસૈયો નાચે
વલ્લભની ગરબી ઘૂમે મહાશક્તિ રાસે
કેમ ભુલાએ ગોપાલની ભાવભીની ભક્ત મીરાં રાણી
ભાલણ કાદંબરી સાહિત્ય સોહણી
પ્રેમાનંદ રસભર આખ્યાનો સુણવા
ફાલીફુલી અમોલી જેણે ગુર્જર ગિરા
શ્યામરંગ સંગે દર્શાવતી દ્વારે
દયારામ પ્રીતમ પ્રેમ ગરબી પુકારે
નર્મદની વાણીએ પ્રેમ શૌર્યે શું દીપતી
ગોવર્ધનરામના અલંકારે રેહાલતી
કેકારવ ગુંજને હૃદયવીણા ડોલતી
ગુણીયલ ગુજરાત કરે ભારત ટંકાર
રાસ યુગ દેવની પ્રેમ બંસી વાજતી
ગુર્જરી કુંજે વિશ્વગીતા સુણાવતી
અહા સુરતાના મોરલાની કલગી મુગટમાં
વાગ્દેવી ગુર્જરીને ચાલો હો પૂજવા.
કોના વાંકે ઉદાસ એમ શિશુ પૂછે
સ્વપ્નદ્રષ્ટા બની ઉદ્ધારવા માતને
અહા દિવ્યચક્ષુ ખોલ્યાં સ્નેહયજ્ઞ કાજે
જગ રમણે ચડ્યું રસ રેલવે કનૈયા
કેશવની રંગલીલા છાંટે રસ છાંટણાં
રાસ કવિ ચરણ ધરે પ્રેમભક્તિ માળા
અહા મોહનની જગતમોહિ સ્વીકારો પ્રાર્થના
વટપુરીના દીપકો આરતી ઉતારતા
સહુએ ફરકાવ્યો ધ્વજ તારો દિગંતમાં.

- શ્રી. દ્વારકાભાઈ તેલંગ

# કળાની વિભૂતિઓ

લેખિકા :
શ્રી. વનબાળા હરિપ્રસાદ દેસાઇ

મહર્ષિ શેરિક નામ સાંભળતાંજ તે મહાન વિભૂતિનું તૈલચિત્ર આપણી આંખ સમક્ષ ખડું થાય છે; અને રશિયાની એ મહાન વિભૂતિ તરફ માથું નમી પડે છે. અને હૃદયની અંદર અપૂર્વ આદરની ઉર્મિઓ પ્રગટે છે. એ બ્રહ્માંડવ્યાપી ભાવો અને કલ્પનાઓને ઝીલનાર એક પયગમ્બર આત્મા છે. અત્યારે તે હિમાલયનાં ગિરિશૃંગોમાં વિહાર કરે છે, ભારતવર્ષનાં ભવ્ય અને જીવંત હિમાલયનું દર્શન ચિત્રો દ્વારા કરાવી રહ્યો છે. માત્ર ચિત્રકાર નથી એ તો મહર્ષિ છે. તેમના જીવનનો મુદ્રાલેખ જગતની શાંતિ એ છે. તેને માટે તે કળાની ઉપાસના કરે છે અને તેમને કળા પર એટલી બધી શ્રદ્ધા છે કે તે માને છે કે કળા તે મનુષ્યનું ઐક્ય સાધી જગતમાં શાંતિ સ્થાપશે. તેમની કળા એ જીવંત છે. તેમના ચિત્રોની અંદર હિમાલયનાં સુંદર ખડકો અને કન્દરાઓ; એ કન્દરા વચ્ચેનો માર્ગ એ ભલે જડ હોય પણ તે જીવંત લાગે છે. સાક્ષાત હિમાલયનું દર્શન તેમનાં ચિત્રો દ્વારા થાય છે. જેવી રીતે ઇશ્વરનું સામ્રાજ્ય કૈલાસમાં છે તેવીજ રીતે કળાનું સામ્રાજ્ય પણ કૈલાસમાંજ છે. શેરિકની કળા એટલે creation—એક સુંદર સર્જન. કવિવર ટાગોરે તેમનાં ચિત્રોની સમીક્ષા કરતાં કહ્યું છે કે " શેરિકની કળા એટલી બધી અદ્દભુત છે કે તે બીજી કોઇ પ્રવૃત્તિને સાંખી શકતીજ નથી. અર્થાત્ શેરિક જેટલું ધ્યાન તેમની કળામાં આપે છે તેટલું ધ્યાન બીજા કશામાં આપી શકતા નથી. એટલે એમનો યોગ કળામાંજ છે. તે કળા બીજા કોઇનામાં જોડાઇ શકતી નથી. મને આ મહાન કળાકારનાં ચિત્રો જોવાનું સદ્દભાગ્ય ફરીથી પ્રાપ્ત થયુ. અને એ નવી દુનિયામાં વિહાર કરવાનું અરે, એમની કળાનો આસ્વાદ લેવાનું ખૂબ મન થયું. બે વર્ષ પૂર્વે એમના ચિત્રોનું પ્રદર્શન અમદાવાદમાં ભારતકલા મંડળ તરફથી યોજાયેલું અને આ વખતે પણ તેજ મંડળના પ્રયત્નથી ફરીથી યોજાયું તે સાંભળતાંજ મને અપાર આનંદ થયો કે આ મહાન વિભૂતિનાં સર્જનો ફરીથી મારી સમક્ષ આવે છે. એ જીવનનો ધન્ય પ્રસંગ કેમ જવા દેવાય? વળી આ પ્રદર્શનમાં ચિત્રો ઉપરાન્ત મહર્ષિના પુત્ર જાતે આવેલા. અને તેમણે પોતાના પિતાની કળા વિષે વ્યાખ્યાન કર્યું. તે પણ એક મહાન પિતાના મહાન પુત્ર છે. જેને ગળથુથીમાંથી જ કળાનો રસ પીધો છે અને કળા પ્રેમી પિતાએ પુત્રને પોતાની કળા વારસારૂપે બક્ષી છે. આ મહર્ષિના બીજા પુત્ર, સ્વેટો સ્લાવ શેરિક. ઇ. સ. ૧૯૦૪ માં સેન્ટ પીટર્સ બર્ગમાં ( હાલનાં લેનિનગ્રાડમાં ) તેમનો જન્મ થયો હતો. ૧૯૧૮ માં તેઓ લન્ડનમાં કળાના અભ્યાસ અર્થે ગયા. અને ૨૦ માં તે U. S. A. માં હાર્વર્ડ યુની. ઓફ આર્કિટેકચરમાં રહી ત્યાંના ગ્રેજ્યુએટ થયા. તેમને પણ પિતાની માફક પુષ્કળ પ્રવાસ ખેડયો છે. કળામાં તેમને પ્રથમ દરજ્જાના તસ્વીરકાર તરીકે પ્રખ્યાતી મેળવી છે. અને તેમને કરેલી તેમનાં પિતાની કેટલીક તસ્વીરો તો દુનિયાના દેશોમાં પ્રસિદ્ધિ પામી છે. તસ્વીરી કળામાં નિષ્ણાત હોવા ઉપરાન્ત વિવિધ વિષયો ઉપર પણ તેમણે ઘણાં સુંદર ચિત્રો દોર્યાં છે અને તે અનેક ચિત્રાલયોમાં સ્થાન પામ્યાં છે. ૧૯૨૩ માં તે હિન્દમાં આવ્યા

અને ત્યારથી પિતાની સાથે રહીને જ તેમના આદર્શોમાં સાથ આપી રહ્યા છે. તેઓ ન્યુયોર્કનાં આંતર રાષ્ટ્રીય કળા કેન્દ્રના નિયામક છે અને ત્યાંનાં કલા જગતમાં અગ્ર ભાગ લેનાર છે. તે ઉપરાન્ત અમેરિકા અને યુરોપનાં સંસ્કાર તેમજ વિજ્ઞાનનાં કેન્દ્રો સાથે તેઓ ખૂબ સંકળાએલા છે.

વિશેષમાં તેઓ વનસ્પતિ જન્ય ઔષધો અને વનસ્પતિ સંગોપનમાં પણ ખૂબ રસ ધરાવે છે. એમનાં પણ ૧૪ ચિત્રો પ્રદર્શનમાં હતાં. તેમની પોતીકી ચિત્ર શૈલીનું વ્યક્તિત્વ અને શિષ્ટતા નિરાળાં જ છે. આ એકે એક ચિત્ર એટલાં બધાં મહત્તર છે કે તે દરેક પર એક એક કાવ્ય લખાય અર્થાત એક એક નિબંધ લખાય. પણ મારી કલમ પ્રત્યેક ચિત્ર પર નથી કાવ્ય સર્જવાની કે નથી નિબંધ લખી શકવાની, આ તો થોડાક ચિત્રોનો આસ્વાદ લીધો છે તે વાંચકને ચખાડીશ. દરેક ચિત્રનું આલેખન કરું તે પહેલાં ઉન્નત ભાવો અને મહાન આદર્શો રજુ કરે છે તેવાં ચિત્રો પ્રથમ લઉં. "ધરતીમાતા" એ ચિત્રની અંદર ખેડુત ખેતી કરતા પહેલાં 'માતા તને વંદન' એમ માતાને વંદે છે. તેમાં ખેડુતના મોઢાપર અપ્રતિમ ભાવો છે; જો કે ખેડુત ઘુંટણીએ પડીને માતાને વંદે છે. તેની સમક્ષ ધરતીમાતા પોતે આશીર્વાદ આપતાં ઉભેલાં છે. તેમનું મુખ તેજસ્વી તથા શાન્ત અને પુજ્યભાવ પ્રગટાવે તેવું છે. તેના રંગો તેનું માપ તે બધું જ ભક્તિનું વાતાવરણ ઉત્પન્ન કરે છે. તેના રંગો અને ભાવોથી આખું ચિત્ર જીવન્ત લાગે છે. ખેડુતને ખેડતા પહેલાં ધરતીમાતા તરફ કેવો ભાવ ! કેવી લાગણી ! કેવી અપ્રતિમ શ્રદ્ધા અને કાર્ય પ્રત્યેની વફાદારી હશે તેનો સમગ્ર ખ્યાલ આ ચિત્ર આપે છે. "Holy words" "પુનિત વાણી" એ ચિત્રમાં કોઇ સંત પોતાના ચેલાને હિમાલયની રમ્ય ટેકરીઓ પર સંદેશ આપી રહ્યા છે. તે સંતના હાથમાં માળા છે. હાથે રૂદ્રાક્ષની માળા પહેરેલી છે. અને ભગવાં વસ્ત્રો ધારણ કરેલાં છે; પાસે નાનકડી દહેરીમાં એક પુસ્તક ઉપર પુષ્પો ચઢાવેલાં છે, અને ધૂપદીપ પ્રગટી રહ્યાં છે. એક સુંદર વૃક્ષની નીચે આ ગુરૂ અને તેમનો ચેલો બેઠા છે. ચેલાના મુખ ઉપરના અકથ્ય ભાવો; તેની આતુરતા; તેનું જીજ્ઞાસાવાળું મુખ જાણે કેમણું ખોલી ઉઠશે એમ લાગે છે. તેનું એકાગ્રચિત્ત અને ગુરુપરતી અનન્ય ભક્તિ તથા શ્રદ્ધા તે મુખ ઉપર સ્પષ્ટ દેખાય છે. ગુરૂનાં મુખ ઉપરનું ગાંભીર્ય અને શાન્ત એવી મુખમુદ્રા ચીતારતાં ચિત્રકારની પીંછી જરાકે પાછી હઠી નથી. ઘડીભર એ ચિત્ર પાસે ઉભા રહીએ તો એ ચિત્ર આપણને ઉન્નત કલાનો સંદેશ આપે છે. 'સંદેશ' એ પણ એક સુંદર ચિત્ર છે. તેમાં એક યુવતી ગિરિ પ્રદેશમાં પક્ષીએ પાસેથી સંદેશ મેળવે છે. તેમાં એ યુવતીના મુખ ઉપરનો સમાચાર સાંભળવાનો ઉત્સાહ સ્પષ્ટ દેખાય છે. અને તેનું જીજ્ઞાસુ મન પક્ષીઓને તેના ઉંચા કરેલા હાથ વડે આમંત્રી રહ્યું છે તે ચિત્ર જોતાં ટપાલી-જે અનેક સંદેશાએ લાવે છે; અને જે સંદેશા માટે આપણે આતુર હોઇએ તે જ્યારે હાથમાં પડે; ત્યાં ટપાલી તરફથી આપણી આભાર અને ઉત્સાહથી ભરેલી લાગણીઓ અનુભવીએ; તે પ્રસંગ યાદ આવે છે અને બરોબર તેવા જ ભાવો ચિત્રકારે ચિત્રમાં ચીતરી દશ્યમાન કર્યો છે.

જગતની સૂક્ષ્મતા નિહાળવા માટે આપણાં ચર્મચક્ષુ કામ લાગતાં નથી અને તે સુક્ષ્મતાનો આસ્વાદ ચાખવા આપણે ભગીરથ પ્રયત્ન કરવા પડશે તેવું કહેવામાં આવે છે; પરંતુ એ સૂક્ષ્મ ભાવોનું આલેખન આપણને આ ચક્ષુઓ દ્વારા કળાકાર બતાવે છે. "Study" "અધ્યયન" એ ચિત્રમાં એ

માણસ એકાગ્રતાથી પુસ્તકનું અધ્યયન કરે છે. તેની આસપાસ સારી એવી કુદરત છે. એ કુદરતનો દેખાવ ખૂબ સુંદર છે. અને અભ્યાસ માટે અનુકૂળ એવું વાતાવરણ ચિત્રકારે આ ચિત્રમાં સર્જી દીધું છે. આ ઉપરાન્ત તેમને પોતાની બ્હેનનું તૈલચિત્ર દોર્યું છે. તે ચિત્ર પણ ખૂબ પ્રમાણસર અને આબેહૂબ છે. તેના કપડાનાં રંગની પસંદગી ઉત્તમ છે. અને ચામડીનો રંગ એ એટલો બધો સરસ છે કે આપણે તેમની બ્હેનને નજરે ન જોઇ હોય છતાં જોઈ જ હોય તેવી લાગે. એ ચિત્રથી તેમની બ્હેન કેવી સૌમ્ય અને શીલવતી હશે તેનું ભાન સહેજે આવે. તેના મુખ ઉપરનું તેજ જાણે અજાણે તેમાં દોરાઇ ગયું છે.

હવે મહર્ષિ રેરિકનાં ચિત્રો લઉં. તેમનું એક ચિત્ર ' પ્રકાશદાન ' જેમાં ચિત્રની ભૂમિકા કાળારંગની છે. એક માણસ કાળાં વસ્ત્રો પહેરીને એક દ્વારમાં દાખલ થાય છે. તેની આગળ અંધકાર છે; પણ તેની પાછળ પ્રકાશ છે. એ રંગો તે જીવનમાં રૂપકરૂપે યોજાયા છે. કાળો રંગ તે અજ્ઞાનરૂપી અંધકાર બતાવે છે. જ્યારે માનવી જગતનાં મહાન દ્વારમાં પ્રવેશે છે એટલે જન્મે છે, ત્યારે તેની આગળ અંધકાર દેખાય છે. તેનું કારણ એ કે તે સમયે તેને જીવનની ફિલસુફી-જીવનનું જ્ઞાન નથી. પણ તેનું ભાવિ ઉજ્જ્વળ છે. તે ભાવિની સમજ મનુષ્યને જન્મ પછી કેટલેક કાળે પડે છે માટે તે પ્રકાશનો રંગ તેની પાછળ દોરેલો છે. બીજી રીતે સમજીએ તો પણ એમ કહેવાય કે મનુષ્યનું ભાવિ ઉજ્જ્વળ છે પણ તેની તેને ખબર નથી. એટલે ચિત્રકારે તે જ્ઞાનરૂપી કિરણ મનુષ્યની પાછળ બતાવ્યું છે, જો કે તે પ્રકાશમાન છે છે કારણ ભાવિ ઉજ્જ્વળ છે, એ રંગોની અંદર જે પ્રકાશના રંગોની મિલાવટ કરી છે તે ખરે જ અદ્ભુત છે; અને તે એવો સુમેળ સાધે છે કે આખું ચિત્ર જાણે કોઇક મહાન જીવની ઉપાસના કરતું ન હોય ? તેવું લાગે છે.

' Book of Life ' ' જીવનપોથી ' એ પણ સુંદર ચિત્ર છે. કોઇ એક માનવી કુદરતને ખોળે પોતાની જીવન પોથી માંડી રહ્યો છે. એવું વાતાવરણ ઉત્પન્ન કરવામાં તેની આસપાસનું દૃશ્ય, તેના રંગો વગેરે ઘણો જ મ્હોટો ભાગ ભજવે છે.

' ચીની શૌર્ય ' એ ચિત્ર એક ઐતિહાસિક ઘટના બતાવે છે. તેમાં ચીનની ભવ્ય દિવાલ બતાવી છે. અને તેની પાછળ એક ચીની પુરુષ હાથમાં લડવાનું હથીઆર લઇને તત્પર થઇને ઉભો છે. તેની આંખોમાં જ ચિત્રકારે શૌર્ય રેડ્યું છે. તેના મોઢા પરની એકેએક રેખા જીવન્ત લાગે છે. અને જાણે હમણા કુદી પડશે એવો જુસ્સો એ સૈનિકનાં મુખ ઉપર સ્પષ્ટ આલેખાયો છે અત્યારે પણ ચીન પોતાની સ્વતંત્રતા ટકાવવા માટે જે શૂરાતન બતાવી રહ્યું છે તેનું સૂચન આ ચિત્ર કરતું ના હોય ? તેમ લાગે છે.

" Victory " " વિજય " આ એક અદ્ભુત ચિત્ર છે. ચિત્રકારે વાદળની અંદર એક મનુષ્યની આકૃતિ કરી છે; અને દૂર એક તીર ફેંક્યું છે. બસ, આમાં વાદળામાં આકૃતિ એ જ જાણે ચિત્રકારનો પોતાનો વિજય ના હોય તેમ લાગે છે. અને લાગે છે કે આ ચિત્રમાં કંઇક ગૂઢ એવું રહસ્ય સમાએલું હશે. તે રહસ્ય કળાકારે કળાદ્વારા પ્રગટ કર્યું છે. જે રહસ્ય સમજી શકવા હું સંપૂર્ણ શક્તિમાન નથી. ઘણું કરીને આ જગતમાં મહાન આદર્શો સાધતા મનુષ્ય માટે આ ચિત્ર આલેખાયું હોય. મહાન આદર્શ સાધતાં મનુષ્ય કેવી રીતે પોતાના આદર્શોની

સાધના કરે છે તે બતાવ્યું છે. ખરેખર, આદર્શ તો વાદળા જેટલા જ ઉંચા હોય અને તે આદર્શો આ જગતની અંદર પૂર્ણ કરવાના છે. માટે તીર જેવું તીક્ષ્ણ છે તેવું આદર્શ સાધતા મનુષ્યને જીવન તીક્ષ્ણ જણાય. આ પ્રમાણે તીર; વાદળાં અને મનુષ્યનો સુંદર સુમેળ સાધી કળાકાર પણ એક મહાન આદર્શ રજુ કરે છે એમ મને લાગે છે.

આ ઉપરાન્ત ' હિમ લયનાં વિવિધ દ્રશ્યો;' તથા ' નંગા પર્વત; ' ' સિંધુ નદીનું મૂળ ' ' ગિરિ સરોવર ' વગેરે કુદરતનાં વર્ણાત્મક ચિત્રો દોરેલાં છે. તેમના પર્વત અને ખડકો ચેતનથી ધ્રુજી રહ્યા છે. અને જે શુભ ભવિષ્ય તરફ સૃષ્ટિ ગતિ કરી રહી છે તેની વધામણી લાવતા હોય તેવા દીસે છે. તેમનું આકાશ એ ઇશ્વરનો સ્વર્ગનો વૈભવ બતાવે છે; જાણે સમસ્ત દુનિયાનો મહાન પિતા-જગન્નાથ આવવાનો હોય અને જે વૈભવ ને ભવ્યતા આપણે કલ્પી પણ ન શકીએ એ ભવ્યતા રોરિક પોતાનાં ચિત્રોમાં દર્શાવે છે. તેમની કળાનો અંતિમ હેતુ સૌન્દર્યનું દર્શન કરાવવાનો છે. તેમનાં રંગોમાં એક જાતનું લય છે-તાલમયતા. જેમ નૃત્યકાર તાલબદ્ધ નૃત્ય કરે તેવી રીતે મહર્ષિનાં રંગો પણ એક પ્રકારનું તાલબદ્ધ નૃત્ય કરે છે. એક ગાયક તેના ગાયનની અંદર તાલ સુર, અને રાગની મિલાવટ કરી આપણને સંગીત સંભળાવે અને જેવો આનંદ આપણે અનુભવીએ તેવો જ આનંદ આ ચિત્રોનાં રંગો જોઇને આપણને થાય છે. પર્વતોની ટેકરીઓ સાથે અથડાઇ મોડી જતી વાદળીઓનું સાક્ષાત દશ્ય એ ચિત્રમાં જ ખડું થાય છે. તેનું પ્રમાણ, રંગ, એ બધાનો એવો સુમેળ સાધે છે કે તેમાંથી ઉન્નત એવું સૌન્દર્ય આંખ સમક્ષ દેખાય છે. એ કળાનું સૌન્દર્ય જોવામાં આપણે એવા લીન થઈ જઇએ છીએ કે આપણી જાતને પણ ભૂલી જઇએ. એ સૌન્દર્ય જગતને સાચો ઉપદેશ આપે છે; અને કળાકાર પોતે કહે છે કે " આજ સૌન્દર્ય જીવનને ઉચ્ચ માર્ગે લઈ જશે; અને રાષ્ટ્રોનાં ભાવિ ઉજ્જવળ કરશે. " તેમના ચિત્રોની અસર મન ઉપર ફક્ત ચમત્કારિક જ નહિ પણ આધ્યાત્મિક અસર ફેલાવે છે. જે ચિરંજીવી છે. તેમના રંગો તે રંગો જ છે. " રોરિકસ કલર " એમ કહેતા જ તે બધાએ ચિત્રનાં અદ્દભુત રંગો આપણી સમક્ષ ખડા થાય છે. માટીમાંથી બનાવેલાં કુદરતી રંગો ખરે જ કુદરતી છે; તે કાલ્પનિક નથી. ઋતુએ ઋતુએ અને ક્ષણે ક્ષણે જ હિમાલય જે રંગો ધારણ કરે છે તેનું સૌન્દર્ય આ મહર્ષિ પકડી શકે છે અને તેના સૌન્દર્યનો સંપૂર્ણ ખ્યાલ આપવા તે ભગીરથ પ્રયત્નો કરે છે. કદાચ બીજા કોઇ કળાકારને આવા રંગો મળે પણ તેમની પીંછી અદ્દભુત છે. કળાકાર તે પિંછીનું કૌશલ્ય કયાંથી મેળવે ? કળાકારો રસિકજનો કરતાં તેમાં રહેલાં સૌન્દર્યને વધુ સમજી શકે; તેમાં રહેલી ગહનતા, ભવ્યતા, અને નવીનતા, એ બધાનો સ્વાદ ચાખી શકે એ નિર્વિવાદ છે. કોણ કહેશે કે " કળા એ મુંગી છે. કળા એ તો સાક્ષાત વાણી જ છે. હૃદયનું અવિરત એવું ઝરણું જ છે. રંગોરૂપી ભાષા વડે આખું ચિત્ર બોલીને નાચી રહે છે. કળામાં નીતિ હોવી જોઇએ કે નહિ ? કળા એ જીવનને ઉન્નતમાર્ગે લઇ જાય છે કે નહિ ? આમાનો એક પણ સવાલ મહર્ષિ તથા મહર્ષિના પુત્રની કળા જોઇને મગજમાં ઉભો રહી શકે જ નહિ. એ સુંદર ચિત્રો આગળ માથું અને હૃદય બન્ને નમી પડે છે. અને કળાની ઉપાસનાથી આપણા જીવનને મહાન બનાવીશું એવો સંકલ્પ કરીને ત્યાંથી ઉઠીએ છીએ.

કળા એ કહેરની હોય; દેશની હોય પણ મહર્ષિ રોરિકની કળા તો વિશ્વની છે. તે આખા જગતને લાભદાયી છે. સમસ્ત જન-સમાજને તે સંદેશ આપે છે. શાન્તિના પાઠ છે. તેમનાં અન્ય પુસ્તકો અગ્નિયોગ 'Roam of Sight' 'Tiery' એ પણ સૌન્દર્ય તથા યોગનો ઉપદેશ આપે છે. તે આજે નવિ સંસ્કૃતિના નેતા તરીકે જગત સમક્ષ ઉભા છે. તે સમસ્ત માનવ-જગતનાં સાચા મિત્ર છે. વિશ્વ એ જ જેનો સ્વદેશ છે એવા મહર્ષિ એક સાચા નાગરિક છે. આ મહર્ષિના પુત્ર હજી નવજુવાન છે. તેથી તેમની ભાવી કારકિર્દી પણ વિશ્વને ખૂબ લાભદાયી અને સોગાત આપનારી નીવડશે. જે શાશ્વતતાનું ભાન કરાવે છે તેવા ચિત્રનો સંદેશ જગતભરને સુણાવશે. અને તેમના પોતાના જીવનમાં પ્રકાશ પામી આપણા જીવનને પણ તેમની કળા વડે પ્રકાશવંતુ કરશે. અત્યારે તો જગતમાં સંહાર મચી રહ્યો છે તે વખતે ઉચ્ચ આદર્શોની આરાધના થતી હોય એમ લાગતું નથી. પણ આપણે આશા રાખીશું કે આજે નહિ તો કાલે રોરિક જેવા કલાકારોનો વિજય થશે. અને શાંતિનો પતાકા સમસ્ત જગતમાં ફરકશે.



# કોકિલાનાં ગાન

નિરખી આંબલીયા આજ, ટહુકે કોયલડી,
ગાય છે ગીત રસાળ, સાંભળ સાહેલડી...........નીરખી૦

ફરી વસંતનાં મીઠાં વધામણાં, ટહુકે વધાવે ઋતુરાજ,
ભાવના ભરેલ સખી ગીતડાં મધુરવાં, ઉર જગાવે અભિલાષ—નીરખી૦

ન્યારા મધુર ત્યારાં ટહુકા કોયલડી, પ્રેમના મૂમનો પરાગ,
આવે વસંત સુધી ત્યારા વધામણાં,
તોય વળી કોકિલ શું ગાય—નીરખી૦

શ્રી. જયંતિલાલ મોહનલાલ ઝવેરી.

# સતી બયાબાઈ

લેખક :
શ્રી. કૃષ્ણરાવ મોહિલે,
બી. એ. (ઓનર્સ)

સંવત અઢારસો સીત્તેરની વાત છે. ધરમપુર રાજ્યમાં મહામારી (કોલેરા) નો ઉપદ્રવ પૂરજોશમાં ચાલતો હતો. ઘેરઘેર કોલેરાના ભોગ થઈ પહેલા માણસો પથારીવશ થઈ પડયા હતા. વિનોબા ચૌબળ (મુજમુદાર) પણ એ ઉપદ્રવના ભોગ થયા. દિવસે દિવસે એમની શક્તિ ક્ષિણ થવા લાગી અને રોગનું 'જોર વધવા લાગ્યું. છેવટ એ મહાન દિવસ પાસે આવી લાગ્યો. વિનોબાની પત્ની સતી બયાબાઈએ અપવાસ શરૂ કર્યો. બાયા બાઇના અપવાસને આજે ત્રીજો દિવસ હતો. ફાગણ સુદ પાંચેમ અને ગુરૂવારનો શુભ દિવસ હતો. બયાબાઇ તુળસી કયારાની પ્રદક્ષણા ફરી રહી છે; એના શરીરનું ભાન ઉડી ગયું છે; એની આંખમાં સતી અનસૂયાના સતીત્વનું તેજ ચમકારા મારી રહ્યું છે; કંકુના પગલાં પડે છે; એને સત ચઢયું. બીજી બાજુ વિનોબાની છેવટની ઘડી આવી રહી. એની પથારીની આસપાસ સગાં સંબંધીઓ બેઠા હતા. એક બાજુ જગન્નાથ કર્ણીક, સતીના પિતા બેઠા હતા. પોતાના જામાતૃની આવી સ્થિતિ જોઇ એમના હોંશકોશ ઊડી ગયા. ઉપરણાના છેડાથી એમણે આંખમાંનાં આંસુ લુછયાં.

પ્રદક્ષિણા પૂરી થતાં તુળસી માતાને વંદન કરી, સૂર્ય ભગવાનને નમન કરી; કુળદેવતાનું સ્મરણ કરી, સતી બયા બાઇ પોતાના પતિ પાસે આવી. આવીને જુએ છે તો પતિની છેવટની ઘડી ચાલતી હતી. સ્નેહાળ પતિ-પત્નીની છેવટની આંખો મળી; પતિના સ્થૂળ દેહમાંથી પ્રાણ ઉડી ગયો. સતીના મુખ ઉપર મધુર ને અલૌકિક હાસ્ય પ્રગટયું, શોકનું વાદળ એના મુખચંદ્રને અડકી ન શકયું; એના મુખ ઉપર આનંદની છોળો ઉછળી, ભેગો મળેલો જનસમૂહ આશ્ચર્ય સાગરમાં ડુબ્યો. સતીની આંખોમાંથી વરસતા તેજથી સૌ કોઇ એવા તો અંજાઇ ગયા હતા કે બયા બાઇના આવા વિચિત્ર વર્તન બદલ પ્રશ્ન પૂછવા જેટલી હિંમત પણ કોઇનામાં રહી ન હતી. બયાબાઇએ રેશમી પીતાંબર અને મખમલની જરભરીત ચોળી પહેરી; શરીર ઉપર સૌભાગ્યનાં આભૂષણો ધારણ કર્યાં, સૌભાગ્યનો તિલક એના ભાલપ્રદેશ ઉપર ઝગમગવા લાગ્યો. બયાબાઇના પિતા એના તરફ એક નજરે જોઇ રહ્યા.

"બેટા, બયા ! આ શું કરે છે ?" એમણે ધીમેથી પૂછયું.

"કંઇ નહિ, પિતાજી." બયાબાઇએ ટુંકમાં જ જવાબ આપ્યો.

"કંઇ નહિ શું ? આ બધું શું લઇ બેઠી છે ?"

"પિતાજી, ગભરાશો નહિ. આ તો બહોતેર પેઢી તારવાનો રસ્તો છે; મારા પતિરાજને અમ્મર બનાવી અમરોમાં બેસાડવાનો ઉપાય છે; યશકીર્તિ સંપાદન કરી, અમ્મર થવાનો આ એક મારા માટે સીધો માર્ગ છે, સમજયા ?" બયાબાઇની સ્થિર આંખમાંથી તેજ વરસતું હતું.

આપે ?" એ એકી નજરે એના તરફ જોઈ રહી.

"ના, બા. ઝાડવું કેટલું ઊંચું છે ! કદાચ ઉપરથી પડું તો મારાં હાડકાંનાં ચૂરે-ચૂરા થાય. એ મારાથી ન ચડાય."

"આમ શું કરે છે, ગોવાળ ! તમારા લોકોને તો ઝાડ ઉપર ચડવાની ટેવ. આમલી નહિ પાડી આપે ?" આશાભરી દૃષ્ટિએ ગોવાળ તરફ એ જોઈ રહી.

"ના. પડીને મરી જાઉં તો મારો બેલી કોણ ?"

"ગભરાઈશ નહિ ગોવાળ, તને જો કાંઈ થાય તો તેની જોખમદાર હું છું; પણ મને આમલી પાડી આપ."

વણઝારાની છોકરીના સત્યાગ્રહને વશ થઈ, પેલો ગોવાળ આમલી પાડવા ઝાડ ઉપર ચડયો; આમલી પાડી અને છોકરીએ ધરાઈને ખાધી પરંતુ ઝાડ ઉપરથી ઉતરવા જતાં એ ગોવાળનો પગ લપસી પડયો, એ ગબો થઈ નીચે પડયો. એના પ્રાણ પિંજર-માંથી ચાલ્યા ગયા. વણઝારાની દિકરીને સત ચઢયું. બધા લોકો એને સમજાવવા લાગ્યા. પરંતુ એ એક જ કહેતી, "મેં એને અભયવચન આપી એને ઝાડ ઉપર ચડાવ્યો તો તે હું પાળીશ અને એને અમર બનાવીશ."

આ પ્રમાણે સતીનું વચન સત્ય થયું અને બીજી સતી આવી સતીએ * પત્થર ટચલી આંગળી ઉપર ઊચકી જે જગ્યાએ મૂકયો ત્યાં આગળ મહારાજાએ મંદિર બંધાવ્યું.

આજે પણ શ્રદ્ધાળુ ભકતો, પ્રસંગોપાત સતીને માનતા કે બાધા રાખે છે અને તેમની શ્રદ્ધા પ્રમાણે તેમને તેનું ફળ મળે જાય છે. ફાગણ સુદ પાંચેમના દિવસે એની સંવત્સરી ઉજવવામાં આવે છે. અને નવરાત્રીના દિવ-સોમાં, સતીના મંદિરમાં ઘટ સ્થાપન કરવામાં આવે છે. તેમજ હોમહવન કરવામાં આવે છે.

* બીજી દંતકથા એવી છે કે જે પત્થર ઉપર બેસી સતી સ્નાન કરતી તે પત્થરની પૂજા કરવા સતીએ આજ્ઞા આપી હતી.

"મારે તે મારી ડાહી દીકરીની દયા ખાવી, આ દીકરીને શાપ આપવો કે દુષ્ટ જમાઈ ઉપર કોપ કરવો તેની મને સમજણુ પડી નહિ. સાથી પહેલો તો મને એ વિચાર આવ્યો કે આ દીકરીને ઝેર આપી બધી બાબતનો અંત લાવવો. પણ પાછો વિચાર થયો કે બધો વાંક તો પેલા દુષ્ટનો છે, ત્યાં જઈ એનો જ હું જીવ લઉં. આવો નિશ્ચય કરી હું મારી દીકરીને ગામ ગયો. દીકરીએ મને ઠંડો પાડયો, આ દીકરીની દયાજનક સ્થિતિ સમજાવી બાળહત્યાના પાપનું ભાન કરાવ્યું અને જમાઈનો અમારે સહુ કોઈએ ત્યાગ કરવાથી તેને પૂરતી શિક્ષા થશે તેવી દલીલ કરી, એ દીકરીની સૂચનાથી જ હું એને અહીં આપની પાસે લાવ્યો છું. આ છોકરીને હું આપને સોપું છું. ભગવાન એને જીવતી રાખશે તો એ અહીં આપના આશ્રમમાં રહી જીવન ગુજારશે. મંદવાડમાંથી નહિ ઉઠે તો એના દુખી જીવનનો અંત આવશે અને બધી બાબત પૂરી થશે. એના ખર્ચ માટે આપને સો રૂપિઆ હું આપી જાઉં છું. હવે આપ જાણો અને એ દીકરી જાણે આ જન્મમાં હું એનું મોઢું ફરી જોવા માગતો નથી."

મારી સામે સો રૂપીયાની નોટ મૂકી પોતાનું નામઠામ પણ આપ્યા વિના તરતજ ઊભો થઈ એ માણસ ઝપાટાબંધ આશ્રમમાંથી ચાલ્યો ગયો.

એ બાળા લગભગ પાંચ છ માસ સુધી અનાથાશ્રમમાં બહુ દુઃખી મને રહી. છ માસ પછી તેને એક દીકરો જન્મ્યો. દીકરાની અતિશય પ્રેમથી અને નર્સની બરાબર સૂચના મુજબ તેણે સારવાર કરી.

દીકરો ત્રણ માસનો થયો તે બધા સમય દર્મિયાન તે બાળાનો પિતા તો કદી આશ્રમમાં આવ્યો જ નહિ, પણ તેની બહેને પણ એની કાંઈ ખબરઅંતર પૂછી નહિ. ત્રણ ચાર માસનું બાળક થયા પછી આવી બાઈઓ પોતપોતાને સ્થળે ચાલી જાય છે અગર આશ્રમમાં રહી પોતાનાં અને બીજાં બાળકોની સારવારનું કામ કરે છે. એટલે, એક દિવસ લેડી સુપરવાઈઝર મારફત મેં એ બાઈને પુછાવ્યું કે તેની શી ઇચ્છા હતી. તે બાળાએ લેડી સુપરવાઇઝરને જણાવ્યું કે તે પોતાના બાળકને લઈને બહેનને ઘેર જવા માગતી હતી. ચારેક દિવસ પછી એ બાઈ બાળક સાથે ચાલી ગઈ.'

તેના ગયા પછી આઠમે દિવસે તેનો પિતા મારે મકાને આવ્યો અને કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના એક પત્ર તેણે મારા હાથમાં મૂક્યો. પત્ર લખનાર એની મોટી દીકરી હતી. પત્ર શુદ્ધ હિન્દીમાં સુંદર અક્ષરે લખેલો હતો.

પૂજ્ય શિરછત્ર પિતાજી,

આ પત્ર બહુ ભારે હૈયે લખું છું. અમદાવાદના આશ્રમમાંથી નીકળીને સુભદ્રા અહીં આવવા નીકળી હતી, પણ રસ્તામાં તેને વિચાર થયો કે જે દુષ્ટ માનવીએ તેનું જીવન બરબાદ કર્યું હતું તેને તેનો બાળક સોંપી પોતે જો એ રહેવા દે તો ત્યાં જ બાળકને ઉછેરવા રહેવું. અને જો તેમ ન બને તો બાળકનો હવાલો તેને સોંપી પાછા આશ્રમમાં ચાલ્યા જવું, પણ કોઈ પણ હિસાબે બાળકને આશ્રમમાં રાખવું નહિ. ત્યાં પહોંચી ત્યારે તેને બહુ કપરો અનુભવ થયો. એ માણસ દુષ્ટ તો હતો જ પણ હૃદયહીન અને છેક હલકી મનોવૃત્તિનો હશે એની તો મને પણ ખબર ન હતી. એણે તો બૂમબરાડા પાડી ગાળો દઈને પાંચ પચાસ માણસો એકઠાં કરી દીધાં અને બેનને ત્યાંથી હાંકી મૂકી. શરમ, પસ્તાવો અને ક્રોધથી તે બિચારી અતિવ્યાકુળ થઈ ગઈ. શું કરવું તે સુઝે નહિ એ તો તરત ત્યાંથી નીકળી મારી પાસે ચાલી આવી. બધી બીના ઝીણી ઝીણી

સુધી તેણે મને જણાવી. મેં તેને ખૂબ સાંત્વન આપ્યું. પણ એ બાળક હું કેમ રાખી શકું ? મેં એને એ બાળકને અનાથાશ્રમમાં મોકલી આપવાનું માથે લીધું. થોડી વાર તે મારા સામું એવી નજરે જોઈ રહી. પછી બાળકને લઈને ઝપાટાબંધ ત્યાંથી ચાલી, મકાનનું બારણું બંધ કરી હું તેની પાછળ ગઈ. પણ હું પહોંચું તે પહેલાં અમારા આંગણાના કૂવામાં મોટો ધબાકો થયો, બાળક સાથે એણે કૂવામાં પડતું મૂક્યું. બે કલાકે બન્નેની લાશ બહાર કાઢી યોગ્ય વ્યવસ્થા કરી. પિતાજી ! તમારા ચિત્તની વ્યથાની કલ્પના કરું છું, ત્યારે મને કંઈનું કંઈ થઈ જાય છે. એ બિચારી તો દુઃખી ઓશીઆળા જીવનમાંથી છૂટી. મને એમ થયા કરે છે કે બહેનના મૃત્યુ માટે મારી પણ જવાબદારી જરૂર ખરી ! પણ હવે એ બધાનો વિચાર નિરર્થક છે. આપણે બે દુઃખી થઈ ગયાં ! ભગવાનને ગમ્યું તે ખરું. પેલા દુષ્ટને કોઈ આંચ પણ આવી નહિ એ સમાજનો કેવો ન્યાય !

લિ. તમારી દુઃખી પુત્રી.

---

# સ્મરણાંજલિ !

## સુંદર પુષ્પ

૧ તું છે પુષ્પ એકજ મનોહર મધુરૂં,
 પ્રભુએ તને ખુદ પોતે સર્જેલું;
અનુપમ, અનેરૂં, સૌન્દર્ય ત્હારૂં,
 કરી મુગ્ધ હૈયાં લહે સ્થાન ન્યારૂં.

૨ સુવાસો પ્રસારે પ્રતી અંગ ત્હારાં,
 મધુકર બને મુગ્ધ ત્હારા વદનમાં;
ભમે ભોગી ભ્રમરો ચોપાસ ત્હારી,
 સદા જેની વૃત્તી તને ચુમવાની.

૩ પ્રતિ પાંખડીમાં જુદા રંગ ભાસે,
 તને જોઇ દુઃખો વિસરાય સ્હેજે;
પ્રકાશી અનેરાં સૌન્દર્ય તેજે;
 મહર્ષી શિરે સ્થાન તારૂં તું લેજે.

૪ પરાગે પરિમલ પ્રસારી જીવનમાં,
 પ્રભુતા વહાવી રહે તું હૃદયમાં;
પ્રજાળી જગે જ્યોત સૌન્દર્યતાની,
 રહે તું વીકારયું ચહુ઼ં થીરનામી.

**શ્રી. જયન્તકુમાર ભટ્ટ**

## ઓરડે આવો

અંતરને ઓરડે આવો,
 મનમોરલા! અંતરને ઓરડે આવો;
સૂનાં મંદિરિયાં સોહાવો,
 મનમોરલા ! અંતરને ઓરડે આવો.

ઉગતી ઉષા ને વળી આથમતી સંધ્યા,
 વાટડી હજી શું વિલોકાવો ?
 *મનમોરલા ! અંતરને ઓરડે આવો.*

વીતી વસંત, વીતી વર્ષા અમીભરી,
 પ્રેમનાં પીયૂષ વહાવોઃ
 મનમોરલા ! અંતરને ઓરડે આવો.

ફુલડાં ફાલ્યાં ને ફૂટયા ફોરમ ફુવારા,
 હૈયાની કુન્જ મહેકાવોઃ
 મનમોરલા ! અંતરને ઓરડે આવો.

મીઠડા કૈકારવે ચનગનતા આવો,
 સ્નેહનાં સંગીત સુણાવોઃ
 મનમોરલા ! અંતરને ઓરડે આવો

**શ્રી. ચંદ્રકાન્ત મંગળજી ઓઝા**

# પૈસાનોજ સગો

## [ ટૂંકી વાર્તા ]

લેખક : શ્રી. આ.

તે માણુસ વૃદ્ધ હતો, અને તેણે માથામાં બંધબેસતી ટોપી તથા ઘાટઘુટ વગરનો ઘૂંટણુ સુધી પહોંચતો લાંબો પહોળો ઝભ્ભો પહેરેલો હતો. આલુનાં ઝાડની વાડીઓ અને ડાંગરનાં ખેતરોની વચમાં, ઘાસની કિનારીવાળા રસ્તા ઉપર, તે પગ ઢસડતો ચાલ્યો જતો હતો; પરંતુ તેની આંખો કારમીરની સુંદર ખીણોની ખુબીઓ જોતીજ નહોતી. ડુંગરના પથ્થરોની બાજુમાં ઉગેલા જાંબુડા રંગના છોડવાઓ, ખેતરમાંના લાલ રંગનાં નાનાં ઝાડો, મીઠી સુવાસવાળા જંગલી ગુલાબોનાં ઝુંડો, બરફથી ઢંકાયેલા પર્વતો અને આકાશ તરફ જાણે આંગળી ચીંધતાં હોય તેવાં સુંદર ઊંચાં સરોનાં ઝાડોથી પણ તેના કંટાળેલા અને રીઢા બની ગયેલા મગજમાં, આવી કુદરતની કદર કરતી લાગણીઓ ઉદ્ભવી નહીં.

તેનું જીવન બહુજ મુશ્કેલી ભરેલું હતું. તેઓ અને તેની પત્ની એક નાના હોડીમાં રહેતાં હતાં, અને તે ખીણમાં વીલોઝના ઝાડની કિનારીવાળી નહેરમાં ખોરાકની ચીજો ઘાસ, કચરો અને બીજું જે કાંઇ મળે તે *એક જગ્યાએથી બીજી જગ્યાએ હોડીમાં લઇ* જઇને, તેમાંથી જે મળતું તેના ઉપર પોતાનું જીવન ગુજારતાં હતાં. તેમની હોડીના હવા ઉજાસ વગરના અંધારા ખુણામાં તેમને એક પુત્ર પણ જન્મેલો હતો.

× × ×

આ નાનીશી હોડીની ઓરડીમાં તેની સ્ત્રી અત્યારે મરવા પડી હતી; અને તેના પુત્રની એકવાર ઝાંખી કરાવવાની આજીજી કરી રહી હતી. તેઓના જીવનની શુષ્કતાથી કંટાળીને તથા થાકીને તેમનો પુત્ર કેટલાંએ વર્ષો થયાં તેમને છોડીને ચાલ્યો ગયો હતો. તે એક સરસ નાનો બાળક હતો, પણ બચપણમાંથીજ તે આળસુ અને એકલપેટો જણાતો હતો, જેથી તેના બાપને બહુ ચીડ ચડતી હતી. જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તેને હોડીને માલ ભરીને એક જગ્યાએથી બીજી જગ્યાએ હંકારીને લઇ જવાની વાંસો તોડી નાખતી મજુરી તરફ તેને તિરસ્કાર આવતો ગયો. પરીણામે એક દિવસ એવો આવ્યો કે આ કેદખાના જેવા ડુંગરોની બીજી બાજુ દુનિયા કેવી હશે, તે જોવાની ઇચ્છાથી તે તેમને છોડીને ચાલી નીકળ્યો. તેની મા, જે તેને બહુજ ચાહતી હતી, તે ત્યારથી નબળી પડવા લાગી, અને એમ લાગતું હતું કે જાણે તેણીની જીંદગીનું મુખ્ય ઝરણું સુકાઇ ગયું હોય.

તે કદાચ આજ સુધીમાં મરી પણ ગયો હશે અને તે ઠીકજ થયું, એમ તે ડોસો મનમાં બબડતો હતો. જ્યારે તે પોતાના છોકરાનો વિચાર કરતો, ત્યારે તેને જુની *હોડીમાં બેસી માછલાં પકડતો અથવા તેની* મા પાસે રહેતો, એક નાનો બાળક કલ્પનામાં આવતો. પણ શ્રીનગરની બજારોમાં તળેટીમાંથી આવતા ઘોડા સાથે ગપ્પાં મારતો, તેનાં માબાપને માથે સખત મજુરી નાંખી ચાલી ગયેલા જુવાનનો કદી પણ ખ્યાલ આવતો નહીં.

તે ડોસાને તો તેને ફરીથી મળવાની

પ્રચ્છાજ નહોતી, પરંતુ હોડીમાં એક સ્ત્રી મરવા પડી હતી, જે નમ્ર અવાજે તેને બોલાવવાનું કહેતી હતી, અને તેના કરચલીઓવાળા મોઢા ઉપરની નબળી પડી ગયેલી આંખો, કલાકોના કલાકો સુધી અને દિવસોના દિવસો સુધી, તે હોડીના બારણા તરફ પોતાના-કદી પાછા નહીં ફરેલા-પુત્ર માટે રાહ જોયાજ કરતી હતી.

× × ×

પોતાની હોડી છોડી તે વૃદ્ધ માણસ, ચાલતો ચાલતો આગળના પહેલા ગામડા પાસે પહોંચ્યો, ત્યાં એક ચીનારવૃક્ષની છાયામાંથી કોઇ માણસ બહાર નીકળતો તેને સામો મળ્યો. તેણે પણ તે ડોસાના જેવાંજ ફાટ્યાં તૂટ્યાં કપડાં પહેરેલાં હતાં. તે યુવાને પુછ્યું " કેમ બુઢ્ઢા ક્યાં સુધી-શું શ્રીનગર તરફ ? " તે ડોસો થંભી જઇ સ્થિર ઉભો રહ્યો, અને એકાદ મિનીટ સુધી તે વિચારમાં પડી ગયો. તેના કપાળ ઉપર કરચલીઓ પડી, અને તેની નબળી આંખો તેની સામે ઉભા રહેલા યુવાનના પાતળા અને મોટા નાકવાળા ચહેરા તરફ તાકી રહી.

યુવાને પુછ્યું—શું તું બહેરો છું ? તેનો જવાબ ન આપતાં તે ડોસાએ પુછ્યું—તારે થોડા પૈસા કમાવા છે ? જો કે રકમ બહુ નાની છે કારણ કું ગરીબ છું.

સામા માણસે તેના ચીંથરેહાલ વેશ તરફ જોયું, અને પોતાના હોઠ દબાવીને કરડાકીમાં તે બોલ્યો. ગમે તે પ્રકારમાં મળતો પૈસો મને આવકારદાયક થઇ પડશે, પણ તારી પાસે મને આપવા માટે વધારે પૈસા હોય એમ જણાતું નથી.

તે ડોસો અદ્દર બેઠો, અને પોતાનું ગળું ખોંખારી ચુંકીને બોલ્યો: કે જો હકીકત આમ છે; અને પછી નાશી ગયેલા દીકરાની તથા તેની મરવા પડેલી; અને મરતા પહેલાં તે દીકરાનું મોઢું જોવાને ઝંખતી માતાની વાત કહી.

બુઢ્ઢા તું મને શું કરવાનું કહે છે ?

હું તને મારી સાથે આવવા તથા તેણીનો દીકરો હોવાનો દેખાવ કરવાનું કહું છું.

તું મને શું આપીશ ?

આઠ આના.

અને તે આઠ આનામાં મારે તારી સાથે રહીને, તેવો ઢોંગ ચાલુ રાખવો પડશે !

તે બહુ લાંબુ ચાલશે નહીં. આજ રાત સુધીમાં તો તે મરી જશે, તે ગુંગળાતે અવાજે બોલ્યો, અને તેને થતી લાગણી તથા ગમગીનીની અસર પોતાના ચહેરા ઉપર બીલકુલ થવા દીધી નહીં.

આ તો મરતાં પહેલાં તેણીને માત્ર સુખી કરવા પુરતુંજ છે, અને તેમ કરવામાં મુશ્કેલી પડશે નહી, કારણ તેણી લગભગ આંધળી જેવીજ છે.

તે યુવાન વાદળથી ઢંકાએલા પર્વતો તરફ જોતો જોતો, થોડો વખત વિચારમાં મુંગો મુંગો ઉભો રહ્યો. ઊંચે એક ચંડોળ પક્ષી મધુર અવાજે ગાતું હતું. અને દૂર આવેલાં ડાંગરનાં ખેતરોમાંથી, ડાંગરના છોડવાને ફરી રોપતા મજુરોનું ગાન સંભળાતું હતું.

એકાએક તેણે કઠોર હાસ્ય કર્યું, અને તે બોલ્યો. મને તે આઠ આનાની ખરેખર જરૂર છે-ચાલ બુઢ્ઢા આગળ થા.

× × ×

તે બન્ને જણા ગામડામાંથી પસાર થઇ પાસેની નદીને કીનારે પહોંચ્યા, જ્યાં કેટલાંક જર્જરિત થયેલાં બુરા રંગનાં હોડકાં પડેલાં હતાં. રસ્તામાં બેમાંથી કોઇ એક શબ્દ પણ બોલ્યા નહિ. નદીના કીનારા સાથે જોડેલા એક પાટીયા ઉપર થઇને, આમાંની એક હોડીની અંધારી ઓરડીમાં તે યુવાન ડોસાની પાછળ વાંકો વળીને બેઠો, અને મૃદુ

ધાબળાઓના ઢગલા ઉપર નીચો વળીને તે ડોસો બોલ્યો.

તે આવ્યો છે.

હું જાણતી હતી કે તે આવશે.

તે દુબળા હાથો કામળામાંથી બહાર લંબાયા.

મારા દીકરા, મારા મારા બહુકગ દીકરા.

થોડીક ક્ષણ ખંચકાઇ, તે યુવાન તેણીની પાસે બેસી ગયો.

પછી તે અંધારી ઓરડીમાં શું વાતો થઈ તે ડોસાએ જાણ્યું જ નહીં, કારણ તે બહાર નીકળી તડકામાં ગયો અને સામેના કાદવવાળા કિનારા ઉપર પગવતી પોતાની પીંછાં પસરાવતાં ધોળાં બતકો તરફ જોતો જોતો બેસી રહ્યો. થોડીવાર પછી પોતાની સ્ત્રી પડી હતી ત્યાં તે ગયો ત્યારે તેણે જોયું કે તેણીનો અંતકાળ આવી પહોંચ્યો હતો.

આનંદના આવેશથી તેણીની જીંદગીનું છેવટનું જેમ બળી ગયું હતું, તો પણ તેણીએ ખોખરા અવાજે ચોખ્ખા શબ્દોમાં ડોસાને કહ્યું કે હવે હું શાંતિથી મરીશ.

તુરત તેણીએ છેલ્લો શ્વાસ લીધો અને પોતાનો દેહ છોડી દીધો.

× × ×

બન્ને જણા કિનારા ઉપર ગયા, અને તે ડોસો તેના કરચલીયો વાળા ઝબ્બાના ખીસાં ખંખોળવા લાગ્યો. તેણે સ્વસ્થ થઇને સામા ઉભેલા માણસના હાથમાં આઠ આના ગણી આપ્યા.

આ રહ્યા તારા પૈસા...જા......

બાપા તમે મને ન ઓળખ્યો ?

કરડી નજરે સામા માણસ તરફ જોઇને તે બોલ્યો, હા–પહેલેથી જ મેં તને માતાના હૃદયના ચૂરેચુરા કરનાર દીકરા–ઓળખી કાઢયો હતો...જા......*

* ફ્રાન્સીસ સ્ટુઅર્ટની, ટાઇમ્સ વીકલી, તા. ૭–૯–૪૧ માંની વાર્તા ઉપરથી અનુવાદ.

# ચિત્રા કવિવર્ય રવિન્દ્રનાથ ટાગોર કૃત એકાંકી નાટિકા

અનુવાદક : શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી, એ.

[ ડિસેમ્બર અંકના પાન ૨૬૮ થી ચાલુ ]

### દશ્ય ત્રીજું

પાત્ર } : તરૂતલમાં ચિત્રા
સ્થળ }

**ચિત્રા :** નહિ, અશકય એ કદિ ન બને. આ તો હૃદયમાં સોંસરી ઊતરી જાણે બાહુ-પાશથી મને બાંધી લેવા મથતા હોય એવા તલસાટ ભર્યો એના નયનોની નજર;–આખા શરીરમાંથી કરૂણ અસહ્ય આક્રંદ ભરતું, એના અંગેઅંગને તોડી વછોડી, મર્યાદા છોડી બહાર નીકળી આવવા મથતું એનું સંતપ્ત હૃદય;–અને એજ આંખો જોઇને, એ હૃદયને સ્પર્શીને...પછી એક ભિક્ષુકની પેઠે તેને પાછો હાંકી મૂકવો !...ના, એ કદિ ન બને.

[ મદન તથા વસંત પ્રવેશે છે. ]

હે મદનદેવતા ! આ કઇ ભયંકર જ્વાળા વડે આપે મને ઘેરી લીધી છે ! હું બળ્યા કરૂં છું, અને જે તે પદાર્થને સ્પર્શ કરતાં બાળી મૂકું છું.

**મદન :** કહે, કાલ રાતે શું બન્યું... એ જાણવાની મને ઘણી ઉત્કંઠા છે.

**ચિત્રા :** કાલે સાયંકાલે હું વસંત-પુષ્પોની પાંદડીઓથી છવાયેલી તૃણશય્યા પર સૂતી, અને આખા દિવસ દરમ્યાન જે અમૃતમધુ એકઠું કર્યું હતું તેનું ટીપું ટીપું પીતાં, હું અર્જુનના મુખેથી શ્રવણ કરેલી મારા અદ્ભૂત લાવણ્યની પ્રશસ્તિ સ્મરણ કરવા લાગી. પૂર્વભવોનો ઇતિહાસ હોય એમ મારા ભૂત જીવનનો ઇતિહાસ પણ હું ભૂલી ગઇ. ( પોતાનું જીવન સમર્પણ કરી દેતા ) પુષ્પ જેવું મને લાગ્યું–કે જે પુષ્પ પ્રભાતના થોડા જ પ્રહરો આયુષ્ય ભોગવે–ભ્રમરોનો પ્રશંસાભર્યો ગુંજાર તથા આનંદમર્મર વનનો કલરવ કાન પર નાખી, અને પછી આકાશ-માંથી નયનો નીચે ઢાળી, મસ્તક નમાવી, એક જ શ્વાસે એક પણ આક્રંદ વિના, પોતાની જાતને માટીમાં મીલાવી દે...અને આમ આદિ અંત, કે ભૂત ભાવિ વિનાની સંપૂર્ણ પળની પોતાની ટૂંકી કુસુમકથાને સમાપ્ત કરે...એવા પોતાનું જીવન સમર્પણ કરી દેતા પુષ્પ જેવું મને લાગ્યું.

**વસંત :** પ્રભાતના એક પ્રહરમાં તો અનંત યશજીવન પ્રકટ થઇ પોતાને પ્રસારી શકે છે.

**મદન :** જેમ સંગીતની જરા સરખી તાન–લહરીમાં અનંત ( સૂચક ) અર્થ ગુંજી ઉઠે છે.

**ચિત્રા :** દક્ષિણવાયુએ મારા અંગેઅંગ-માં નિદ્રા–લિંગન પ્રેર્યું. ઊંચે માથા પરના કુસુમિત માલતી મંડપમાંથી મારા અંગો પર મુગ્ધ ચુંબનો પર્યાં...પુષ્પોની વૃષ્ટિ થઇ. મારા કુન્તલ પર, વક્ષઃસ્થલ પર અને ચરણ પર, પ્રત્યેક પુષ્પે જાણે-કાલ આધીન થતા-પોતપોતાની પથારી પસંદ કરી. હું નિદ્રાધીન થઇ. અને, ગાઢ નિદ્રાની અંદર, એકાએક મને એવો અનુભવ થયો કે જાણે કોઇની તીવ્ર મુગ્ધ-આતુર દૃષ્ટિ, દીપજ્યોતની ટમટમતી અંગુલિશિખાઓ પેઠે મારા નિદ્રાવશ અભાન દેહને સ્પર્શી રહી છે. હું ચમકી અને

જાગીને જોયું તો પેલો સાધુ તપસ્વી મારી પ્રત્યક્ષ ઊભો રહેલો જણાયો. તુચ્છ માનવતનુ-આકારમાં ગૂંથેલી દિવ્યકળાના આ આશ્ચર્યને નિહાળતો, પત્ર પલ્લવોમાંથી ડોકિયાં કરતો ચન્દ્ર પશ્ચિમ તરફ સરકી રહ્યો હતો. પરાગપૂર્ણ પવનવડે વાતાવરણ પમરી રહ્યું હતું; નીશાની નીરવતા તમરાંના ગણગણાટથી મુખરિત બનતી હતી; સ્વચ્છ સરોવરમાં તરૂઓની પ્રતિચ્છાયા નિશ્ચલ ઝૂકી રહી હતી; અને તેના હાથમાં તેના દંડસહિત તે કોઇ વનવૃક્ષ સમો ઊંચો ટટ્ટાર અને સ્થિરતાથી ઊભો હતો. મને એમ ભાસ થયો કે મીંચેલાં નયન ખોલતાં હું જીવનનાં સઘળાં વાસ્તવિક સ્વરૂપો માટે મૃત થઇ ગઇ હતી અને કોઇ છાયા પ્રદેશમાં સ્વપ્ન પ્રભવ પામી હતી. ઢીલાં પડી ગએલાં વસ્ત્રોની માફક, મારા ચરણતળમાં શરમ-સંકોચ સરકી પડયાં. મેં તેનો સંબોધનસાદ સાંભળ્યોઃ-" પ્રિયે, ઓ મુજ પ્રિયતમે ! " જીંદગીમાં એકત્ર થઈ તેને પ્રત્યુત્તર આપ્યોઃ " લઇ લ્યો મને, હું જે કાંઇ છું-મારામાં જે કાંઇ છે તે સર્વસ્વ સ્વીકારી લ્યો!" અને મેં મારા બન્ને હાથ તેના તરફ લંબાવ્યા. ચંદ્ર વૃક્ષોની પાછળ અસ્ત પામ્યો; અંધકારના એક જ પડદે બધું આવરી લીધું. દ્યાવાપૃથ્વિ, કાળ અને દેશ, સુખ અને દુઃખ, જીવન અને મૃત્યુ-એક અસહ્ય આનંદ-સમાધિમાં એકમેક થઇ ગયાં......પ્રભાતના પ્રથમ પ્રકાશના ઝબકારે, પક્ષીના પ્રથમ ગાનની સાથે હું ઊઠી, અને ડાબા હાથને અઢેલીને બેઠી. પ્રાતઃકાલની વિકસતી બીજકલા સમું એક આછું સ્મિત ઓષ્ઠપર પ્રસારી, તે સુખનિદ્રામાં સૂતો હતો. પ્રભાતની પુલકિત લાલીભરી ગુલાબી તેના ઉન્નત લલાટ પર વર્ષતા રવિકિરણોને આંતરવા મેં પર્ણલતાઓ એકઠી કરી. મારી આસપાસ મેં નજર ફેરવી તો એજ પ્રાચીન પૃથ્વી જણાતાં મને મારી પોતાની જાતનું ભાન થયું. હું પોતે પૂર્વે શી હતી તેનું મને સ્મરણ થતાં, પોતાના જ પડછાયાથી ભયભીત બનેલી મૃગલીની જેમઃ હું શેફાલી ( shephali ) પુષ્પોથી છવાયેલી વનવાટે દોડી-હું દોડે જ ગઇ. એક એકાંત ખૂણો મારી નજરે ચઢયો, અને નીચે બેસી, બન્ને હાથ વડે મેં મારૂં મુખ ઢાંકી દીધું, અને રડવાનો-આક્રંદ કરવાનો યત્ન કર્યો. પરંતુ મારી આંખોમાં આંસુ આવ્યાં જ નહિ.

**મદન** : અરેરે, ઓ માનવદુહિતા ! સ્વર્ગીય ભંડારમાંથી મેં દિવ્ય સુવાસિત સોમરસ આણી, તેમાંથી એક ભૌતિક રજનીની પ્યાલી છલોછલ ભરી, અને એ રસપ્યાલી પીવા સારૂં તારા હાથમાં મૂકી, છતાં શું હજુએ હું આ વ્યથાપૂર્ણ આક્રંદ સાંભળું છું !...

**ચિત્રા** : (સરોષ ઉગ્રતાથી) કોણે પીધી છે એ પ્યાલી ? મારા જીવનની આશાની વિરલતમ પરમ સિદ્ધિ-પ્રેમનો પ્રથમ સંયોગ મને અપાયો. પણ-પણ હાથમાં આવતાં વેંત જ તે ઝૂંટવી લેવામાં આવ્યો. પ્રપૂર્ણ ખીલી ઊઠેલા પુષ્પમાંથી પાંખડીઓ ખરી પડે તેમ, આ ઉછીનું લીધેલું લાવણ્ય, મારી કાયાને વીંટતું માયામય સૌન્દર્ય પણ, મારા પ્રથમ મધુર મિલનનું એક માત્ર સંસ્મરણ સ્મારક ચિહ્ન લઇને મારી પાસેથી સરકી પડશે; અને પછી તેના નિર્બળ દારિદ્રથી શરમંતી એ અબળા નારી રાત અને દિવસ રૂદન કરતી બેસી રહેશે. ઓ-પ્રેમાધિપતિ ! રતિનાથ ! આ અભિશાપયુક્ત સદેહછાયા, રાક્ષસીની માફક, મારા પર આધિપત્ય જમાવી રહી છે-તે મારો સાથ છોડતી જ નથી; અને જેના માટે મારૂં આતુર અંતર તલસી રહ્યું છે તે પ્રેમનો પ્રસાદ-મીઠાં ચુંબનોથી એ મને વંચિત રાખે છે.

**મદન** : અફસોસ ! તો તારી ગઇ કા-

લની આખી રાત નિષ્ફળ જ નીવડી ! આનંદનોકા દ્રષ્ટિમર્યાદામાં તો દેખાઇ ચૂકી પણ ઊર્મિ તરંગના આઘાતે તે કિનારાને પહોંચી શકી નહી.

**ચિત્રા :** સ્વર્ગ મને એટલું મારા હસ્ત-સમીપ લાગ્યું કે સાન ભાન ભૂલી, હું પળ-વાર એ પણ વિસરી ગઇ કે સ્વર્ગ સુખ હજી મને મળ્યું જ ન હતું. પણ સ્વપ્નમાંથી જાગીને સવારે મેં જોયું તો મારું શરીર પોતે જ મારું પ્રતિસ્પર્ધી બની ગયું હતું. તે સુહાગી શરીરને રોજ રોજ શણગારી પ્રિયતમ પાસે મોકલવાનું અને પ્રિય વડે આદર-આલિંગન અપાતું આ આંખોથી નિહાળવાનું...ઓ ! એ ધિક્ક્ કાર્ય હવે મને અકારું થઇ પડયું છે, અરે અનંગદેવ ! તમારું વરદાન પાછું ના લઇ લ્યો !

**મદન :** પણ હું તારી પાસેથી તે પાછું લઈ લઉં તો તું તારા પ્રિયતમની પાસે કેવી રીતે ઊભી રહી શકીશ ? સુખ-આનંદનો પહેલો ય ઘૂંટડો હજી એણે પીધો નથી. એટલામાં તો એના ઓષ્ઠ આગળથી અમૃત-પ્યાલી ખેંચી લેવી-એ ક્રૂરતા ન કહેવાય ! તે પછી તે કેવી ક્રોધ ભરી દ્રષ્ટિથી સરોષ, તારા સામું જોશે ?

**ચિત્રા :** એમ થાય તો તે આના કરતાં તો વધારે સારું. આ દંભવેષ દૂર કરી મારી સમુન્નત, અસલ સ્વાભાવિક જાતને હું તેની સમીપ પ્રગટ કરીશ. તે તેનો અનાદર કરે, ઘૃણા કરી અસ્વીકાર કરે...અને મારા હૃદયના ભૂકો ભૂકા થઇ જાય તો પણ હું તે શાંતિથી સહી લઇશ.

**વસંત :** મારા શિખામણના એ શબ્દો સાંભળી લે. શરદના આગમને, ફૂલોની ઋતુનો સમય પૂર્ણ થાય છે પરંતુ ફળકાળનો વિજય શરૂ થાય છે. એવો એક સમય એની મેળે આવશે કે જ્યારે તારી તાપ-ક્લિષ્ટ કાયાની કાંતિ કરમાશે, અને અર્જુન તારામાં રહેલા સનાતન સત્ય-ફલનો આનંદપૂર્વક સ્વીકાર કરશે. માટે વત્સ ! અત્યારે તો તું પ્રેમથી તારા ઉન્માદોત્સવમાં ભળી પાછો જા.

---

### દ્રશ્ય ચોથું

પાત્રો : ફૂલમાળ ગૂંથતી ચિત્રા અને અર્જુન.

**ચિત્રા :** આમ એકી ટશે મને કેમ જોઇ રહ્યા છો મારા રણવીર ?

**અર્જુન :** આ પુષ્પમાળા તું કેવી રીતે ગૂંથે છે તે હું જોઇ રહ્યો છું. નિપુણતા અને લાલિત્ય,-જાણે એ ભાઇબ્હેનો જોડકે જન્મ્યા હોય તેવાં-તારી આંગળીઓને ટેરવે નૃત્ય કરી રહ્યાં છે. તે હું જોઇ રહ્યો છું અને વિચારી રહ્યો છું.

**ચિત્રા :** શો વિચાર કરો છો પ્રિયતમ !

**અર્જુન :** હું એ વિચાર કરું છું કે આજ મીઠાશ અને મૃદુ સ્પર્શની તરલતા વડે, તું મારા વનવાસના દિવસોની એક અમર માળા ગૂંથી રહી છે...કે જે માળા ઘેર પાછા ફરતી વેળાએ મારા મસ્તકે આરોપવાની છે.

**ચિત્રા :** ઘેર ? પણ આ પ્રેમ કોઈ ઘર માટે છે જ નહિ !

**અર્જુન :** ઘર માટે નથી ?

**ચિત્રા :** નહિ. કદી એની વાત જ ન કરશો. જે કાંઇ ચિરસ્થાયી સ્થિર અને નિત્ય હોય તેને તમારે ઘેર લઇ જજો. પણ આ નાનકડા જંગલમાં જન્મેલા પુષ્પને (પ્રણય પુષ્પ) તો જંગલમાં જ રહેવા દેજો; સાયંકાળે અસંખ્ય કરમાતી કળીઓ સાથે અને સૂકાઈ જતાં પાંદડાઓ સાથે, એને પણ સુંદરતાથી લય પામવા ત્યાંજ રહેવા દો. કરમાતી અને ભૂલાઇ જતી વસ્તુઓ માટે જેમાં જગ્યા કરવામાં નથી એવા તમારા રાજભવનના પત્થર-તલ પર નાંખી મૂકવા તેને તમે ના લઇ જશો.

અર્જુન : શું આપણો પ્રેમ એવા પ્રકારનો છે ?

ચિત્રા : હા, એથી વિશેષ કાંઇ નથી. પણ તેથી દુઃખી શા માટે થાઓ છો ? નવરાશના–આળસના દિવસોમાં જે કાંઇ ઉપભોગ કરવાનો નિર્ધાર કર્યો હોય, તેનો તે સમયથી વધારે ઉપભોગ કરવો જોઇએ નહિ. સુખ વિદાય લે તે સમયે તેને અટકાવી તેને નીકળવાનું દ્વાર બંધ કરવામાં આવે તો સુખ ક્ષણવારમાં દુઃખમાં પરિવર્તન પામે. જે કાંઇ જેટલા સમય માટે હોય તેનો તેટલા સમય સુધી સ્વીકાર કરો. તમારી આશાના ઉષઃકાળે જે કાંઇ પ્રાપ્ત થઇ શક્યું હોય તેથી અધિકની આકાંક્ષા, આશાના અવસાનકાળે ન કરો... દિવસ પૂર્ણ થયો છે. આ માળ ધારણ કરી લો. હું થાકી ગઇ છું. મારા પ્રાણવલ્લભ ! મને તમારી ભૂજાઓમાં સમાવો. આવો, આપણા અધરયુગના મધુર મિલનમાં અસંતોષનો મિથ્યા નિનાદ વિલય પામો.

અર્જુન : આમ જો, પ્રિયતમા ! સાંભળ ! દૂર પેલા આમ્રમંદિરમાંથી શંખ–ઘંટાનો પ્રાર્થના–આરતીનો અવાજ, પ્રશાંત વૃક્ષવૃંદમાં થઇને સંધ્યાના સમીરની સાથે આવતો સંભળાય છે !

# —: નોંધપોથીને પાનેથી :—

લેખક : શ્રી. 'હસિતમ્'

[ જુલાઇ ૧૯૪૧ ના પાન ૨૭૬ થી ચાલુ ]

**તા. ૧-૧૨-૪૦ (ભાઇબીજ)**

કડકડતી ઠંડીમાં બધા કરતાંયે વધુ ઉત્સાહ આશાથી પ્રફુલ્લિત બની હું ભાઇબીજના મંગળ મળસ્કે અલ્હાબાદ સ્ટેશને ઊતર્યો. મ્હારે મન અલ્હાબાદ હિન્દનું અત્યારનું સર્વોત્તમ શહેર હતું, કારણ અલ્હાબાદ એ મહાસભાની સત્તાવાર પ્રવૃત્તિઓનું કેન્દ્ર છે, કારણ અલ્હાબાદના અંકમાં ગંગા-યમુનાનો મનોહર સંગમ છે તેવો જ બીજો સંગમ પંડિત મોતીલાલજી અને પંડિત જવાહરલાલનો હતો, કારણ આજે પણ ત્યાં જવાહરલાલનો નિવાસ છે. પંડિત નહેરૂને જોવા તલપાપડ થતા મ્હારા હૃદયમાં આશા હતી કે ગઇ કાલે બપોરે પંડિતજીની જબલપુરથી વિદાય અલ્હાબાદ થઇ હોવાથી આજે તેઓના નિવાસસ્થાને તેઓને જોઇ કૃતાર્થ થઇશ. પણ આશાએ અટકચાળાં આદર્યાં !

કુલીએ સામાન ઊંચકતાં ઊંચકતાં જ ભારે હયે પૂછયું કે, "સા'બ, પંડિત જવાહરલાલ પકડા ગયે !"

"ક્યા કહા ? જવાહરલાલજી ?" હું દિગ્મૂઢ બની ઊભો રહ્યો.

"જી હાં-પંડિત જવાહરલાલ નહેરૂ ! કલ રાતકો છવકી સ્ટેશનપે પકડા ગયે ન ! આપ નહીં જાનતે હો ?" કુલીએ કહ્યું.

"નહીં-કલ તો-દુપરકો જબલપુર થે !" મ્હારી નવાઇનો પારો હજુ રહેજે ઊતર્યો નહોતો-કદાચ મારા જેવી દશાના ભાગીદાર અસંખ્ય હશે. પંડિત જવાહરને હું જોઇ નહીં શકું-મારા જીવનની એક પરમ ધન્ય પળ હું નહીં ભોગવી શકું, પંડિતજી શોખંડી બેડીઓ અને સળીયાના સાથી બન્યા, વિશ્વની એક માનનીય ઉમદા વ્યક્તિ તથા મહાસભાની લોકપ્રિય, બહાદૂર, પ્રમાણભૂત અને યુવાનોની પ્રિયમાં પ્રિય એવી વિભૂતિની હિન્દના રાજકારણમાંથી આમ ઓચિન્તી ગેરહાજરીનાં પરિણામો ? અને તે પણ આવી કટોકટીમાં ? આ બધા ખ્યાલો અને વિચારોએ મને એટલો ઘેરી લીધો કે અમારો નિવાસસ્થાન લગીનો માર્ગ કયાં ગયો એની મને ખબરેય ન રહી. અલ્હાબાદનો મારો એક દિવસનો મુકામ આનંદથી સભર બનવાને બદલે ગ્લાનિની લાગણીથી છવાઇ ગયો.

થોડીવાર પછી અમે અલ્હાબાદનાં સુપ્રસિદ્ધ ગંગા-યમુનાનાં સંગમનીરમાં પાવન થવાને ઉપડયા. મેયો હૉલ, આલ્ફ્રેડ પાર્ક વગેરે જોતા જોતા અમે મોટરમાં ફોર્ટ રોડ ભણી આગળ વધ્યા, ને થોડીવારમાં તો એ ઐતિહાસિક કીલ્લાની દીવાલો પણ દ્રષ્ટિગોચર થઇ. એક બાજુએ ઝુસીકા પૂલ અને બીજી બાજુએ જમનાપૂલ છે, અને ત્રિવેણીઘાટની હસ્તીનું પ્રબલ ભાન કરાવવા હાંફતા હાંફતા દોડી આવતા પંડાઓ અને નાવિકોની દોડાદોડી નજરે પડે છે. નાવિકોનાં તથા પંડાઓનાં બૂમાબૂમ અને તાણાતાણ કરતાં ટોળાંઓમાં ઊભા રહીને અકળાઇ જવાની પણ ગમ્મત પડી—"સા'બ, બોટ તૈયાર હૈ—આપ દોગે વો લેંગે...બૈયા—યે મહકી દો ! મૈં મૂક દેતા હૂં !"—આમ બોલી અમારા નોકર પાસેથી હસતાં હસતાં એના

દાયનો ભાર હળવો કરવાનો ઉપકાર દર્શાવતાં દર્શાવતાં અમને એમની બોટમાં લઇ જવા માટે ઊંચા નીચા થતા નાવિકોને કાન દઇ સાંભળીયે ત્યાં તો "જી! આપ કહાંસે આતે હો! તમારો નામ શી? તમારી નાત કેરી છે? તમારો પિતાનો નામ શી!" વગેરે સવાલોની ઝડીઓ વરસાવતા પંડા મહાશયો અમને સ્તબ્ધ બનાવી રહ્યા હતા.

અમે એક નાવમાં બેઠા ત્યાં બે પંડાઓ પણ જોડે જોડે બેઠા. બન્નેને અમારા દેખાવ ઉપરથી ખૂબ આશા! એક તો સોળેક વર્ષનોજ લાગ્યો, પણ બોલવામાં તો એ બીજા યુવાન પંડાને પણ ટપી જાય એવો હતો. અમે એના કલબલાટથી કંટાળી ગએલા. તેથી નાવિકને કહ્યું કે, "આ પંડાઓને બોટમાંથી વિદાય આપો!" અને પછી તો પેલા કિશોર પંડાજીને મુખે તો સાક્ષાત્ સરસ્વતી જ પ્રગટ થયાં દેખાયાં— "આપનો ગોત્ર શું છે? આપકા નામ નહીં કહેના ઔર ગંગામૈયામેં જાત છો—આપની પાસે પૈસા નહીં જોઇએ—પણ આપનો નામ તો કહોજ—બ્રાહ્મણ છો! વાનીયા છો! લુહાણા છો! શું છો!" અમને આ જ્ઞાનેશ્વર (!)ને રોકડું પરખાવી દેવાની ચટપટી ક્યારનીયે ઊપડેલી પણ સંયમ જાળવેલો—હવે તો એ સંયમના બંધ તૂટી ગયા.

"પંડાજી, હમ કુછ નહીં હૈ! ભગવાન કે સ્વરૂપ ઔર ગંગાજી કે આગે અસ્વરૂપ કયા હૈં? આપ તકલીફ મત લો! જયશ્રી રામજી કી!" અમને ખાત્રી હતી કે પંડાજીઓ સ્વમાન ઉપર આમ કાતર ફેરવાતી જોઇ 'જયશ્રી રામજી કી' કહી વિદાય લેશે—પણ પંડયાજીએ વધુ પાસા ફેંકવા માંડયા અમારી હોડીએ હવે વહવું શરૂ કરી દીધું.

"હમને સંતોષ નથી થયા! હમ આપ કેમ આવગે વહાં તક બૈઠેંગે! અભી ચોપડા દેખકર આઇએ! આપકી જાત કયા? આપકા નામ કયા? નહીં કહોગે? વહાં આ કર—"

અમારી નાવ તો કિનારાથી ઠીક ઠીક દૂર ગએલી પણ પંડયાજીના શોરબકોર મચાવતા પ્રશ્નોનો મારો હજુ મંદ નહોતો પડયો!

"અરે! આપ કૌન છો? કહો તો ખરા!" હવે પંડયાની પરિશ્રમ વૃત્તિએ અમારામાં અનુકમ્પા જન્માવી!

"બ્રાહ્મણ-" અમે ટહુકો કર્યો!

"કૌનસે બ્રાહ્મણ?" સામો પ્રશ્ન તૈયાર હતો!

"આપસે અચ્છે—" અને પંડયાજીનાં નયનોના પરિઘો વિસ્તરતા લાગ્યા—પણ હવે તો અમારે અને તેમને દષ્ટિ સંબંધ જ રહી શકે એમ હતું. પણ-પેલા બીજા પંડાની ઉસ્તાદીએ તો અમને આંબળો જ કરડાવ્યાં. અમારી 'ગુફા'માં આ 'વાઘ' ભરાઇ ગયેલો જોઇ અમને ગુસ્સો ચડયો—આ પંડાજીઓ આપણો સ્વભાવ અને સહનશક્તિને ઠીક ઠીક તાવે છે.

"પંડાજી આપનો" કંપતાં સ્વરે અમારામાંના એકે કહ્યું!

"જી હાં—મેં—ત્રિવેણી ઘાટપે હી જાના હૈ! માફ કીજીયે હજુર!"

પંડા-જગતનો અમને બીજો પ્રતિનિધિ મળ્યો! અમે હવે એની જોડે લમણાંઝીક કરવી મૂકી, કારણ હવે અનેક કવિ કલમો તથા કવિ કલ્પનાઓ જેના દષ્ટિ સુયોગથી સગર્ભા થઇ છે તેવું અદ્દભુત અને રમણીય કાલિન્દી અને ભાગીરથીનું સંયમ શીલ આલિંગન અમને અત્યંત આકર્ષક લાગ્યું.

જમનાનાં નિષ્કલંક શુરાં પાણી ઉમળકાપૂર્વક દોડયા આવતાં ગંગાના સ્ફટિક શુદ્ધ જલને હોંસમાં આવી જઇને હહેસરસાં ચાંપે છે

અને એ નિર્મલ અને અજોડ જલસંયોગ આજે પણ આર્યાવર્તનાં ઉજળાં-અંધારિયાં તવારીખ પાનાંઓનો પ્રેરણાદાયી મુખપાઠ કરતો, અસંખ્ય શ્લોક-કથાઓ, લોકગીતો પૌરાણિક વાર્તાઓ અને કવિ હૃદયોની ગેલ ગમ્મત નિહાળીને એ બધાંને ચિરંજિવીતાનાં અન્તરો સુંધાડતો,' અગણ્ય મનુબળોની નિર્દોષ રમતો, કરુણ અને ગંભીર ફરિયાદો, પ્રફુલ્લેલી અને કરમાએલી આનંદ-વિલાસકેલીઓ અને અનેકાનેક અનર્ધ્ય અંજલિઓની જીવન્ત પ્રતીતિસમો—અદ્યાપિ પોતાની ભવ્ય વીણા બજાવતો બજાવતો અનેકના તારો છેડી રહ્યો છે. મને કવિ સમ્રાટ' કાલિદાસની પ્રતિભા ઝરતી મૂર્તિ સંગમજલના આકાશીય સેતુબન્ધ ઉપર ઊભી ને ઉચ્ચારતી સંભળાઈ કે,

"क्वचित्प्रभालेपिभिरिन्द्रनी-
    लैर्मुक्तामयीव यष्टिरिवानुविद्धा ।
अन्यत्र माला सितपङ्कजाना-
    मिन्दीवरैरुत्खचितान्तरेव ॥
कचित्खगानां प्रियमानसानां
    कादम्बसंसर्गवतीव पंक्तिः ।
अन्यत्र कालागुरुदत्तपत्रा
    भक्तिर्भुवश्चन्दनकल्पितेव ॥ "

એ રસાળપ્રજ્ઞા ચક્ષુઓના તેજમાં અંજ-વાળાતો હું વંદન કરવા નમું છું ત્યાં કવિવાણી સ્ફુરી—

"क्वचित्प्रभा चान्द्रमसी तमो-
    भिश्छायाविलीनैः शबलीकृतेव ।
अन्यत्र शुभ्रा शरदभ्रलेखा
    रन्ध्रेष्विवालक्ष्यनभः प्रदेशा ॥
कचिच्च कृष्णोरगभूषणेव
    भस्माङ्गरागा तनुरीश्वरस्य ।
पश्यानवद्याङ्गि विभाति गङ्गा
    भिन्नप्रवाहा यमुनातरङ्गैः ॥ "

જગતના આ એક મહાન કવિવરની અમૃત-વાણીથી ભીંજાતું-અભિષેકાતું મસ્તક ઊંચકીને જોઉં છું ત્યાં કવિમૂર્તિ વિલીન થાય છે, મધુર વાદ્યપ્રવીણ એ સંગમપ્રવાહ હવે અમારાથી વેગળો નહોતો.

" વિશ્વોદ્યાને ઉભય ઝરતી
    પૂર્ણિમા ને અમાસે,
જુદી બન્ને પણ ન વિખુટી
    થાય આ સ્રોત ઓધે."

મોટાભાઈ મહામહેનતે હસવું ખાળી રાખી બીજાને ઇશારાથી ' તાલ ' જોવા આમંત્રણ આપતા હતા, પણ મારી તરંગ-વૃત્તિને વાણીએ ફરી પાછો એક ધક્કો દીધો—

" આજે તો કાળનાં મોજાં
    ભક્ષવા વિશ્વ મહાલતાં,
આરસી આજ કાલિન્દી,
    કાલ ગંગા બને ભલે ! "

મોટાભાઈ અને બીજાંઓએ—કેટલાકે સમજીને તો કેટલાકે સમજ્યા સિવાય પણ—મારી વિચાર મગ્ન મુખમુદ્રાની ગંભીરતાના કકડે કકડા કરી નાંખે એવું પ્રબલ હાસ્ય મચાવી મૂક્યું. મારી વિચાર ઘોડીને થભા-વીને મોટાભાઈ મજાકભર્યા અવાજે આકાશ તરફ હાથ લંબાવી, ઘડીકમાં સંગમ તો ઘડીકમાં દૂર દૂરની ક્ષિતિજ પટી પર તાકી તાકીને જોતા બોલવા માંડ્યા, " જાણે—આણી ને પેલી શેતરંજી પાથરી ન હોય ને શું ! " અને બધાંએ વળી પાછાં " વાહ-વાહ-કવિ-રાજ " કરી—આડકતરી મારી મજાક કરી, નાવની સ્થિર ગતિને અસ્થિર બનાવી રહ્યાં. પણ પેલી નાની અરૂણે તો આબાદ કટાક્ષ કર્યો કે, " પણ મોટાભાઈ ! કોઈ ઓને સેંથીની એક બાજુએ સફેદ ને એક બાજુએ કાળા વાળ હોય રહોયે એને આપણા કવિઓ તો—" અરૂણ આગળ બોલતી હતી પણ મેં કહ્યું, " ચૂપ-છે તો ટીચુકડીને—" મારી ધમકીની ગરમી મારામાં જ ભરાતી નહોતી ત્યાં બીજાને તો એની ક્યાંથી જ અસર થાય ?—ને બધાં હસવા માંડ્યાં.

સંગમ સ્થાન વટાવીને અમારી નાવ ગંગાજીમાં નહાવા જેટલી જરૂર જેટલા ઉંડાણવાળી-જગ્યાએ થોભી, ત્રિવેણી-ઘાટની આખી કલ્પના જ દબાઇ છે. એટલે જુવાન બેઠી દડીના વ્યવહાર એકકા લાગતા પંડાજીની "સરસ્વતી"ની સ્તુતિ કથા સાંભળવા અમે કોઇ રોકાયાં ન રોકાયાં અને નાવા પડયાં. અનેક હિન્દુ હૃદયોને ગંગાજીનાં સ્નાન-દર્શનાદિથી પાવન થવાની ઉત્કંઠ અભિલાષા હોય છે, ઘણા તો ગંગાજીને ખુબ જ આર્દ્ર ભક્તિભાવે વંદતા દેખાયા. અહીં મછવાઓમાં રામ-સીતાદિની મૂર્તિઓ મંદિર જેવા ઘાટની ઝૂંપડીઓમાં નિહાળી શ્રદ્ધાળુઓ ખુબજ આસ્થાપૂર્વક આ પૂજારીઓ કહે તેમ વિધિઓ-દાન-દક્ષિણા આદરી કૃતાર્થ થાય છે. કેટલાક જુવાનીઆઓ ટોળ-ટીખળ પણ કરે છે, પણ મને એ ન ગમ્યું. કારણ કે આપણને જો અમુક વિચાર-આચારમાં વિશ્વાસ યા પ્રેમ ના હોય તો ભલે પણ જેઓને એ હોય તેઓનો ઉપહાસ અગર તેઓની પ્રત્યક્ષ હાંસી કરવાનો આપણને કોઇ અધિકાર નથી. આ ત્રિવેણી સંગમને કેટલાયે ભાવપૂર્વક વંદે છે-અભિલાષાભરી એના નામની રટણ કર્યા કરે છે-જીવનનું પવિત્રમાં પવિત્ર કર્તવ્ય સમજીને ઘણા અહીં દોડી આવે છે-અરે ઘણું ગુમાવી-ખોઇને પણ આ યોગ મેળવે છે, તો પછી આપણે જો એમાં શ્રદ્ધા ન ધરાવીએ તોયે એ બધાની ટીકા કેમ કરી શકીએ? એક યા બીજી રીતે પણ ધર્મ તો મહાત્માજી કહે છે તેમ પ્રજાનો 'પ્રાણવાયુ' છે. ધર્મની આચાર ક્રિયાઓ ઘણાને હસવા જેવી લાગે, તોપણ સામાન્ય પ્રજાનો મોટામાં મોટો વર્ગ હજુ પણ આપણા દેશમાં એની અત્યંત આવશ્યકતા જુએ છે-એને ફગોટી દેવું એ દુષ્કૃત્ય સમજે છે. અલબત્ત આવી ધાર્મિક આચારક્રિયાઓ તેઓમાંના લગભગ બધા જ અમલમાં મૂકતા હોવા છતાં એ પાછળના ઉદ્દેશોને આંખ પાસેથી "વ્યવહારદક્ષ"નો ખીતાબ પડાવી પણ લે છે, એ આક્ષેપ બીલકુલ વજુદ વગરનો તો ન જ કહી શકાય! આ સડામાંથી જ ધર્મના ઇજારદારો બની બેઠેલા પાખંડીઓ અને સ્વાર્થી ક્ષણસાધકો પોતાનાં ખીસ્સાં તર કરે છે એ પણ સાવ તો અસત્ય નથી જ! આપણા ઘણા પંડાઓ-આચાર્યો-પૂજારીઓ ને મહારાજશ્રીઓની જીવનઇમારતોના પાયા રેતીના જ છે એ તો હવે ઘણી જાણીતી વાત છે. આપણા ધર્મ-દેહપરનાં આ ગુમડાંઓ સ્હામે સત્વર ઇલાજ લેવો જોઇએ ખરો. પણ એ ગુમડાંઓને કાપાં કાપવા જેટલી ઉચ્છૃંખળતા અને ઉતાવળની તો આવશ્યકતા નથી જ! આ વિચારધારામાં પૂર્તિ કરતા-"તીનવાર-જય ગંગા, જય ગંગા, જય ગંગા-બોલો; ચાર-આઠ આને ગંગાજીમેં યહાં અર્પણ કરો-યે પંડાજીસે પુષ્પ ચંદનાદિ લે-યહાં રકુઓ-બાપ કે માતપિતા કો યાદ કરો-" વગેરે વચન ગોળીઓ ગબડાવે જતા પંડાઓ અને બ્રાહ્મણો અને મારી આજુબાજુ દેખાયા!

હવે અમારી હોડીમાં અમે પાછા તીર ભણી જવાને બેઠા. હોડી ચાલી, ને પેલા શાન્ત અને મૂંગા બેઠા રહેલ જુવાન પંડાજીને સળવળાટ થવા માંડયો. ધીમે ધીમે એમનું યે પોત પ્રકાસ્યું. એમણે અમારા નોકરને પૂછી લીધેલું કે, "યે સાબ કૌન હૈ? કહાં સે આ રહે હૈ? બડે અમીર સ્વભાવકે આદમી લગતે હૈ!", વગેરે. અને હવે એ જ્ઞાનસામગ્રીથી સજ્જ બનેલ પંડાજીની આંખો અમને વધુ ચળકતી લાગી.

"આપને ગંગાજીમેં કુછ ક્રિયા નહીં કી?"-પહેલો પ્રશ્ન.

"નહીં પંડાજી! ક્રિયા-બિયા સબ ઠીક હૈ-દેખો અપના દીલ અચ્છા તો સારા જગત અચ્છા! કહ્યું નહીં?"

" જી હાં–આપકી બાત સચ હૈ, હજુર! યે સ્થાન બડા પવિત્ર કહા જાતા હૈ! યહાં સ્નાન કરનેસે બડા પુણ્ય મીલતા હૈ—"

" પુણ્ય ભી કયા બઝારકી ચીજ હૈ, પંડાજી! જિંદગી મેં પાપ કરેંગે તો ભી કયા યહાં પુણ્ય કે બંડલ મીલેંગે, પંડાજી!" પંડાજીની જાહેરાત ગર્ભિત વાણીને અટકાવવા મ્હેં સીધો પ્રશ્ન કર્યો!

" આપ બરાબર કહતે હો ભૈયા! મગર મૈં હજુરકો કહેતા હૂં–" કયાં, કયારે અને કોની પાસે શું અને તેપણ કેવી રીતે બોલવું એમાં સિદ્ધહસ્ત થઇ ચૂકેલ પંડાજીએ આટલું ધીમેથી બોલીને મોટાભાઇ ભણી જોઇ ભાષણ શરૂ કર્યું—" આપ બડે વિદ્વાન ગ્નાની ઔર અમીર હો હજુર! આપ સાધુ પુરૂષ ઔર યહ બહન ભી સાધ્વીશ્રી લગતે હૈ! આપ કયા નહીં કર શકતે હો?" પંડાજીએ ધીમે રહીને માખણ મૂકી સોગઠી ફેંકી પણ એ માખણના પીંડ પર જામવાને બદલે લપસી પડી કારણ મોટાભાઇએ પણ પૂરેપૂરી ધીરજથી ફેંકયું; " પંડાજી–ગ્નાન–અગ્નાન સબ માયા હૈ! આપ ભી બડે પંડિત હો! ઔર અપન કયા કર સકતે હૈ? પરમાત્મા સબ કુછ કર સકતે હૈં!"

બગડી ગએલા દૂધ જેવું પંડાજીનું મુખ ખૂલ્યું, " નહીં હજૂર! આપ બરાબર કહેતે હો, મગર આપ ભી બ્હોત કુછ કર શકતે હો! હમ લોગ આપકી ચરણરજ જૈસે હૈં! આપ બડે ખાનદાન–બડે ગુણવાન–બડે ગ્નાનવાન ઔર બડે ધનવાન હો!" ઘણી આગગાડીઓમાં સૌથી છેલ્લો ડબ્બો ગાર્ડનો હોય છે પણ એનું મહત્વ ઓછું નથી હોતું, એમ પંડાજીના મુખમાં આ "ધનવાન" શબ્દ છેલ્લો છતાં બહુ જ સૂચક હતો.

આમ પંડાજીને હસાવતા–રમાડતા અમે તીરની નિકટમાં આવ્યા હતા ત્યાંજ પેલો કિશોર પંડયો પોતાના શબ્દસંગરો નાંખી રહેલો દેખાયો. અરે આપ બ્રાહ્મણ હો! હમ સબ ચોપડે દેખ કર આયે હૈં! તમારા બાપ–દાદા યહાં આવી ગએલા એવું અંદર લખ્યા છે–તમારા નામ લખાવી જાઓ–ગૂજરાત તો બહુ અચ્છા દેશ છે!" હવે કિશોર પંડાની મજાક કરવા અમે એને જણાવ્યું કે એ અમારી જોડે મોટર લગી આવે તો એને બધું કહેવા અમે તત્પર હતા–એ બિચારો આવ્યો!

" દેખો પંડાજી! ઇતની વયમેં આપને બડી પ્રવીણતા મીલ ગઇ હૈ! હમ નાગર બ્રાહ્મણ હૈ!" પંડયાજીના હર્ષનો વેગ વધી પડયો.

" નાગર બ્રાહ્મણ? નાગર કેવો? વડનગરો–વિસનગરો–સાઠોદરો?" નાના પંડામાં પણ રસ આવ્યો.

" બધો." અમે પણ 'બોમ્બ' ફેંકયો.

" જી કયા? બધો? વિસનગરો–વડનગરો–સાઠોદરો–બધો?"

પંડાજી અમારી રમત કળી ગયા–કળી જાય માટે તો માથે ચલાવ્યા હતા! એમની પણ મજાક કરતા કરતા આ લોકો પોતાની વાતમાં કેવા પાવરધા હોય છે તે જોતા–અનુભવતા અમે મોટરમાં બેઠા, અલબત બધાનાં હાથ ને આંખ સંતોષીને જ!

× × ×

પણ અમારો એ વિનોદ ખૂબ જ ઝડપી ચાલે પલાયન થવા માંડયો!–પંડિત જવાહરલાલજીના નિવાસ સ્થાન તરફ અમારી મોટર ધપે જતી હતી. અલ્હાબાદ શોકમાં ગરકાવ દેખાયું–પંડિતજીના નિવાસસ્થાનની દીવાલો પણ રડતી દેખાઇ, છતાં

[ અનુસંધાન પાન ૩૬૫ને છેડે ]

# શારીરિક સ્વાસ્થ્ય

## પ્રસૂતિ માટેની તૈયારી

[ ડિસેમ્બર અંકના પાન ૨૭૭થી ચાલુ ]

પ્રસૂતિ માટેની તૈયારી બાબત અહીં આપણે મધ્યમ વર્ગ માટેનો ઉલ્લેખ કરીશું કારણ કે શ્રીમંત વર્ગ અથવા તો પોતાની જરૂરીઆતો સ્હેલાઇથી મેળવી શકે એવા વર્ગને માટે ખાસ કહેવાનું નથી. કારણ કે તેઓ તો દવાખાનામાં જે જે સાધનો હોય છે તેવાં સાધનો તથા થોડા વખતને માટે સારી અનુકૂળ જગ્યા પણ મેળવી શકે છે એટલે કે પોતાના ઘરમાં સારી જગ્યા ન હોય તો બીજી સારી જગ્યા થોડા વખતને માટે રાખી શકે છે અને તેથી ઉલટું ગરીબ અને મહેનતુ વર્ગનું છે. ધારો કે તેઓને બધું સમજાવવામાં આવે અને બધું જાણે તે છતાં સાધારણ કામ ચલાઉ સાધનો પણ આપણી સૂચના મુજબ તૈયાર કરી શકતાં નથી અને એ બધો દોષ એકલી અજ્ઞાનતાનો નહીં પણ ગરીબાઇનો પણ છે. વળી એ લોકોનાં મકાનો પણ ઘણાં જ નાનાં ને અગવડવાળાં હોય છે. માટે ખરૂં જોતાં એ વર્ગને માટે જ પ્રસૂતિ ગૃહો હોવાં જોઇએ. કારણ કે ત્યાંનાં સાધનો તેમજ આઠ દીવસ મળતો શરીરને તથા મનને આરામ એ લોકો આખી જીંદગીમાં ભાગ્યેજ ભોગવી શકતાં હશે.

મધ્યમ વર્ગ સંપૂર્ણ રીતે તો નહીં તો પણ કરકસરથી પણ જરૂર પુરતાં સાધનો રાખી શકે છે. વળી મારો પોતાનો અભિપ્રાય જણાવું તો આ માટે બહુ અયોગ્ય નહીં ગણાય અને તે એ કે જે બેનની તબીયત તંદુરસ્ત અને પેટમાં બાળકની સ્થિતિ કુદરતી રીતે બરોબર હોય અને લેડી ડૉક્ટરો પાસે વારંવાર તપાસી આવ્યાં હોય તેમણે તો ઘેર સુવાવડ કરવી એજ યોગ્ય છે (સિવાય કે લેડી ડૉક્ટરે ઘેર સુવાવડ કરવાની ના કહી હોય તો તેવે વખતે ખોટી હિમ્મત કરવી નહીં). કારણ કે એ પણ પ્રસૂતિ શાસ્ત્રનું મોટું જ્ઞાન અને અનુભવ છે. અને જે ગામમાં સુવાવડખાનાં તથા ડૉક્ટરોની મદદ ઝટ મળે એમ હોય છે ત્યાં તો ઠીક છે પણ અકસ્માત કોઇ ગામડાં કે સવડ વગરની જગ્યાએ એવો પ્રસંગ ઓચીંતો આવી પડે તો અનુભવ હોવાથી ગભરામણ કે નુકસાન થતું નથી. માટે સારી રીતે સ્વચ્છતાથી સુવાવડનું જ્ઞાન મેળવવું ઘણુંજ અગત્યનું છે અને તેને માટે જ આ લેખ શરૂ થયો. તેની શરૂઆતમાં જ લખ્યું છે કે બ્હેનોએ સ્કુલ અને કોલેજોની કેળવણી સાથે ૭ મહીના તો સુવાવડખાનાનું જ્ઞાન મેળવવું જ જોઇએ. હૉસ્પીટલના જીવન પર બધો ભાર નાખીને એ બાબતમાં અજ્ઞાન રહેવું એ સારૂં નથી

### સુવાવડનો ઓરડો

મધ્યમ વર્ગની બહેનોને માટે કહેવાનું કે તેમણે પોતાના ઘરમાં જે ઓરડો વધારે બારી બારણાંવાળો અને ભેજ વગરનો હોય તે ઓરડો પસંદ કરવો. સૌથી તળીઆનો ઓરડો હમેશાં ભેજવાળો હોય છે. એવા ભેજવાળા અંધારા ઓરડાંમાં પ્રસુતિ થનારી બ્હેનની તબીયત બગડવાનો સંભવ રહે

છે. પણ ધાર્મિક કારણોને લઇને હજી પણ ઘેર પ્રસુતિ થાય છે તે ઘણે ભાગે ભોંય તળીએ જ હોય છે અને સમજાવવાના ઘણા પ્રયત્નો છતાં હજી તેમાં બીલકુલ સુધારો કરી શકતાં નથી એ ઘણું દીલગીર થવા જેવું છે. ઘણે ઠેકાણે તો કોઠારનો ઓરડો હોય તેમાંજ ખાટલો મુકે છે એટલે ત્યાં ધૂળ જાળાં તથા ઉંદર બલાડીનું પણ જોર. એક જગ્યાએ તો તરતનાં જન્મેલાં બાળકનો પંજો બીલાડી ચાવી ગઇ અને તેથી બાળક ગુજરી ગયું એ દાખલો પ્રત્યક્ષ જોયલો છે. માટે એવા અંધારા અને જીવજંતુ વાળા ભોંય તળીએ કદીપણ સુવાવડીને માટે જગ્યા કરવી નહીં, કારણ કે એવા ઓરડાઓમાંથી પ્રસુતિના મુકરર કરેલા દિવસોમાંથી છુટી થઇને તે બ્હેન જ્યારે બહાર આવે છે ત્યારે પીળી પડી ગયેલી તથા અશક્ત બનેલી હોય છે અને પછીથી દવા પી પીને પૈસાની તથા શરીરની બરબાદી કરી નાખે છે. માટે બ્હેનોએ વિચાર કરવો જોઇએ કે પ્રસુતિનો સમય એ શારીરિક સ્થિતિનો ફેરફારીનો સમય છે અને એ વખતે જુનું લોહી જવાથી ફરીથી તાજું લોહી આવે છે માટે એવા ખરેખરા અગત્યના દીવસો અંધારા અને સામન સીચેલા ભેજવાળા ઓરડામાં પસાર કરે ત્યારે તંદુરસ્તી અને શકિત ક્યાંથી આવે ? અને તેને પરિણામે નબળી માતાઓ અને અશક્ત બાળકો પેદા થયાં કરે છે અને તે આપણા દેશને કલંકરૂપ છે. માટે બહેનોએ પોતાની ધાર્મિક માન્યતાઓમાં થોડો ફેરફાર કરીને પણ તંદુરસ્તી મેળવવી જોઇએ અને ઘરનાં બીજાં માણસોને થોડા દીવસ અગવડ ભોગવવી પડે તો તે ભોગવીને પણ માળ ઉપર હવા તથા તડકો આવતો હોય તે ઓરડો વાપરવો.

પ્રસુતિ માટેના ઓરડામાં પ્રસુતિ માટેની તૈયારી શિવાયનો બીજો સામાન હોય તે એક જુદે ઠેકાણે થોડા વખતને માટે મુકવો આમ કરવાથી પ્રસુતિનો ઓરડો વાળી ઝુડીને સાફ રાખવાનું પણ ફાવશે. ચોકડી હોય તેને પણ ઇંટથી ઘસીને ફિનાઇલ નાખીને સાફ રાખવી. તથા એ ઓરડામાં સવાર સાંજ ધૂપ પણ કરતાં રહેવું. કારણ કે ધૂપનો ધૂમાડો પણ જંતુનાશક છે એ તો દરેક બ્હેનને ખબર હશેજ.

**ખાટલો**

પ્રસુતિ માટે જે ખાટલો વાપરવાનો હોય તેને થોડા દીવસ અગાડીથી તડકે અવારનવાર તપાવવો તથા અંદર માંકડ કે ધૂળ ન રહે તેની કાળજી રાખવી. ઓઢવા પાથરવાનાં સાધનો હોય તેને પણ તડકે નાખ્યાં કરવાં, બાળકને સુવાડવા માટે નાની ઢોલકી રાખવી. પાસામાં સુવાડવું નહીં અને તેને માટે પણ ફાટેલાં નકામાં કપડાંમાંથી ગોદડીઓ વીગેરે આગળના દીવસોમાં તૈયાર કરી રાખવું અને તેને પણ તડકે નાખ્યાં કરવું.

**કપડાં**

પ્રસુતિ માટેનાં કપડાં બધાંજ નવાં જોઇએ એવું કાંઇ નથી. ધોતીઆં તથા સાડીઓ વપરાતાં નકામાં થયાં હોય તેને ધોબી પાસે ધોવડાવીને અથવા તો સોડામાં ઘેર બાફીને સાબુથી ધોઇને સ્વચ્છ કરીને એક જુદી પેટીમાં વ્યવસ્થિત રીતે મુકી રાખવાં કે જેથી જરૂર પડે તો અજાણ્યાં હોય તેમને પણ જડે અને તે વખતે દોડાદોડ થાય નહીં.

સગર્ભા માતાએ પોતાના છેલ્લા દીવસોમાં કે જ્યારે બહુ મહેનતનું કામ ન થઇ શકતું હોય ત્યારે પોતાનાં તથા બાળકનાં કપડાં તૈયાર કરી રાખવાં જોઇએ. વપરાઇને નકામાં બનેલાં કપડાંમાંથી તેપકીનો તથા ત્રણ ચાર પડ ભેગાં કરીને નાની નાની ગોદડીઓ તથા બે પડ ભેગા કરીને ઓઢવા માટે હલકી અને સુંવાળી રજાઇ જેવી ગોદડીઓ શીવી મુકવી. બાળકને પહેરાવવા માટેના ઝભલાં બટનવાળાં અથવા ગળામાંથી પહેરાવવાનાં બનાવવાં નહીં

પણ એક બાજુથી તથા ખભા ઉપરથી કસવાળાં બનાવવાં કે જેથી પહેરાવતી વખતે બાળકનું માથું ઉંચું નીચું કરવું પડે નહીં અને સૂતાં સૂતાં જ પહેરાવી શકાય–બાળકનાં કપડાં માટે પણ એક જુદી પેટી અગર એક જુદી પોટલી બાંધી રાખવી કે જેથી જરૂર પડે ત્યારે ઝટ હાથમાં આવી જાય. બાળકને ડીલ લુંછવા માટે સુંવાળો ટુવાલ અથવા તો તેવું જ કાંઇ કપડું હોય તે પણ અંદર મુકવું તેમજ એકાદ બે ગરમ કકડા પણ રાખવા.

પ્રસૂતાને પેટે પાટો બાંધવો એ ઘણું અગત્યનું છે માટે માદરપાટ અથવા તો જાડી ખાદીનો ૧૨ ઇંચ પહોળો અને આશરે ૩૭ ઇંચ લાંબો કપડું બેવડું કરીને તેને ચારે છેડે બખીઆ દઇને પાટો તૈયાર રાખવો અને તેની સાથે મોટી સેફટીપીન પાંચ છ મંગાવીને તેને પણ પાટાની સાથે જ મુકવી.

**પરચુરણ સામાન**

પ્રસુતિ કરાવવાને જ્યાં નર્સની સવડ હશે ત્યાં તો પરચુરણ એટલે નીચે જણાવેલી ચીજોની બહુ જરૂર નહીં પડે કારણ કે નર્સની સાથે તો બધાં સાધનો હોય છે પણ જે ગામમાં નર્સ ન મળી શકે એવે વખતે સર્ટીફીકેટવાળી દાયણને બોલાવવી પડે તો તેથી સામાન તો આપણે તૈયાર રાખી મુકવો જ જોઇએ. નર્સ કે દાયણ જેમને બોલાવવાં હોય તેમાંથી એક જ જણ પર ભરોસો ન રાખવો. બે જણને કહી મુકવું કે એકની ગેરહાજરીમાં બીજાને ઝટ બોલાવી શકાય.

પરચુરણ સામાનમાં બેએક પીત્તળની તપેલીઓ અથવા ઇનેમલનાં વાસણો હોય તો તે તથા એક ચાળણી તપેલી પર બરાબર બેસતી આવે એવી ઢાંકણી સાથે રાખવી. બીજાં સાધારણ વાસણો પાણી વીગેરેને માટેનાં તો જે ઘરમાં વપરાશમાં હશે તે ચાલશે–તે શિવાય નીચેની ચીજો રાખવી.

૧ કાતર.
૨ ગુંથવાની આંટીનો દોરો.
૩ પોટાસ પરમેન્ગેનેટ.
૪ થોડું એબસોર્બન્ટ કોટન
૫ બાંડી અથવા કાંદા
૬ મીઠું તેલ.
૭ ચણાનો લોટ
૮ સાબુ
૯ કોરી.

ઉપર જણાવેલી ચીજો કાંઇ બહુ ખર્ચાળ કે ન બની શકે એવી નથી માટે સાદી પણ સ્વચ્છ સુવાવડ માટે જરૂર છે માટે ઘેર સુવાવડ કરનાર બહેનોએ કાળજીથી તેનો ઉપયોગ કરવો કે જેથી બીજી બહેનોમાં પણ પ્રચાર થાય.

આ બધી ચીજોને પ્રસુતિના ઓરડામાં રાખી મુકવી.

શાન્તા મહેતા

---

[ નોંધપોથીને પાનેથી : અનુસંધાન પાન ૩૧૬નું ]

અમે અંદર જવાની ઇચ્છાને ન જ રોકી શક્યા. પંડિતજીનું સ્નેહીમંડળ ઓસરીમાં હતું. ખબર પડી કે આ તો आनंद–भुवन–સાચે જ એ મકાનને 'આનંદ ભુવન' બનવાનો હક્ક છે, કારણ કે આત્મસમર્પણનો જ્વલંત સક્રિય પયગામ આપતું કુટુમ્બ આજે ત્યાં વસે છે. 'સ્વરાજ ભુવન'માં ગયા તે પહેલાં જવાહરલાલજીનો બહુજ નિકટનો સગો લાગતો (કદાચ ભાણેજ હોય) એક ખૂબ જ ચપળ, તેજસ્વી અને આશાસ્પદ કુમાર સ્વચ્છ ખાદીની કફની અને ધોતી પહેરી અમને કહી રહ્યો—" આઇએ ! "—મધુર મુખમાંથી વિવેક નીકળતો એ શબ્દ અમને ખૂબ મોહક લાગ્યો. એ મધુરતા અને એ નિર્દોષતા ભર્યું વદન–ગૌરું વદન હું નહીંજ ભૂલી શકું ! અમે ખાલીખમ 'સ્વરાજ–ભુવન' જોયું !

અલ્હાબાદ નામ તો અકબરે પાડ્યું, પણ આ પ્રયાગ બહુજ મહત્વનું સ્થાન ભોગવી રહ્યું છે સંયુક્ત પ્રાંતની વિદ્યાપીઠની મહાછાવણી અહિં જ છે. એ એક મહત્વનું રેલ્વે–કેન્દ્ર પણ બની ગયું છે. બાપાજીની રાતે જ અમે અલ્હાબાદ છોડ્યું. (ચાલુ)



## [ ૧ ] આજના રાજકારણમાં સ્ત્રીઓનું સ્થાન

. અમારા જેવા વિશાળ ક્ષેત્ર ખેડનારાઓ તો જાણે છે કે આજ કોઈ પણ કાર્ય સ્ત્રીના કાર્યક્ષેત્રની બહાર નથી. હું સ્ત્રી–ઉન્નતિના કાર્યમાં બહુ રસ લઉં છું છતાં આજે વિશાળ ક્ષેત્રમાં કામ કરૂં છું; કેમકે એમાં કેવળ સ્ત્રી જાતિની જ ઉન્નતિનો નહિ પરંતુ સમાજની, સમસ્ત દેશની ઉન્નતિનો પ્રશ્ન ચર્ચાઇ રહ્યો છે.

### સુરતનો દુઃખદ ભૂતકાળ

સુરતની મારી આ પહેલી જ મુલાકાત છે. સુરતનું ઇતિહાસમાં અજબ સ્થાન છે. અહીંજ વિદેશી વેપારીઓ સૌથી પ્રથમ આવ્યા હતા. વેપાર કરવા આવેલા એ પરદેશીઓએ તક જોઇને રાજસત્તા પ્રાપ્ત કરી લીધી અને ત્યારથી હિંદનું ભાવી હિંદ-માં નહિ પરંતુ હિંદથી છ હજાર માઇલ દુર વિલાયતમાં ઘડાવા લાગ્યું છે. એવા સુરતની પાસેજ આજે દેશનું ભાવી ઘડાઈ રહ્યું છે. ત્યાં અમને સુરતના આ ભૂતકાળનું સ્મરણ થતાં ભારે દુઃખ થાય છે.

### રાજકારણ અને સમાજસુધારો

તમારા સ્ત્રી મંડળને રાજકારણ સાથે સંબંધ નથી, એ હું જાણું છું. છતાંયે હું રાજકારણની વાત કર્યા વિના રહી શકતી નથી, કેમકે રાજકારણ તો આજે હરકોઇ પ્રશ્ન સાથે સંકળાયેલું છે. રાજકારણના મધ્યબિંદુ આસપાસજ હરકોઇ કાર્ય કરે છે. તેથી રાજકારણ અને સમાજસુધારાને વિખુટા પાડવાનુ મુશ્કેલ છે.

આજે દુનીયામાં શું બની રહ્યું છે તેથી તો તમે સૌ કોઈ વાકેફ છો. કેવા કારણોસર અને કેવી રીતે આજ લડાઇઓ ચાલી રહી છે તે પણ તમે જાણો છો. અહીં એ વાત કરવાનો કશો અર્થ નથી. એવી વાત તો ગામડાંઓના અભણ અને અજ્ઞાન લોકો સમક્ષ કરવી જોઇએ; કેમકે તેઓ બહારના જગતથી સદંતર અલિપ્ત રહે છે.

આ સંજોગમાં, આજના યુગમાં, આપણી મહિલાઓની શું ફરજ છે તેનો આપણે વિચાર કરવો જોઇએ.

આ લડાઈનાં મૂળ તપાસવાનું આપણે માંડી વાળીએ. પરંતુ એ તો ચોક્કસ વાત છે કે દરેક રાષ્ટ્ર આજે એમ માને છે કે તેની આઝાદી ભયમાં છે. કોઇ પણ દેશની પરદેશનીતિને આપણે વેગળી રાખીએ. પરંતુ દરેક રાષ્ટ્ર પોતાની રાષ્ટ્રીય આઝાદી માટે લડે છે એ વાત તો ખરીને ?

### ઇશ્વરનો ન્યાય

અને આઝાદી એ એવી વસ્તુ છે કે જે વિના કોઇ ઉન્નત જીવન ગુજારી શકે નહી. આઝાદીનો સંબંધ પ્રજાના સમગ્ર જીવન સાથે રહેલો હોય છે. યુરોપમાં તો

આજે સવા બે વર્ષથી આઝાદી માટે લડાઇ ચાલી રહી છે, જ્યારે આપણે તો તે આજે પોણીબસો વર્ષથી લડવી જોઇતી હતી. આમ છતાં છેલ્લા પચાસ વર્ષથી હીંદમાં આઝાદીની લડત ચાલી રહી છે. અને ઇશ્વરનો ન્યાય તો જુઓ, કે જે દેશોએ બીજા દેશોની આઝાદી છીનવી લીધી અને તેમને ગુલામ બનાવ્યા, તે જ દેશોને આજે તેમની આઝાદી માટે લડવું પડે છે!

## ગુલામીનો ખરો ખ્યાલ

આજે આપણી શું હાલત છે? આપણે પણ અડધી સદીથી ગુલામી મીટાવવા માટે લડી રહ્યા છીએ. પરંતુ આપણામાં એ જંજીરો તોડવાની તાકાત ને શકિત જ રહી નથી. તે હોત તો આજે આપણે આઝાદી માટે લડનારાઓના ગુલામ ન હોત. આપણા અંગમાં ગુલામીનું ઝેર એટલું વ્યાપક બન્યું છે કે તેની અસરમાંથી આપણે હજુ સુધી મુકત થઇ શકયા નથી. શહેરમાં રહેનારાઓને ગુલામીનો વેધક અને વ્યાપક ખ્યાલ, સંભવ છે કે, નહી આવી શકે. પરંતુ હીંદ તો ગામડાઓનું બનેલું છે, અને તમે ગામડાં પર દ્રષ્ટિ ફેંકશો કે તરત જ ગુલામી એ શું છે તેનો સચોટ ખ્યાલ મળી રહેશે.

## જાગૃતિ પેદા કરો

આપણી કમજોરી એટલી બધી છે કે તેથી જ આપણી માગણીને ઠોકરાવવામાં આવે છે. પરંતુ આથી નિરાશા અને હતાશ થઇ હાથ જોડી બેસી રહેવું જોઇએ નહીં, એનો કશો અર્થ નથી. આપણે આપણા પ્રયાસો ચાલુ જ રાખવા જોઇએ. આપણે દેશના ખુણેખુણામાં એની જાગૃતિ પેદા કરવી જોઇએ કે દરેક સ્ત્રી અને પુરૂષમાં, જનતાના અંગે અંગમાં ગુલામી નષ્ટ કરવાની ભાવના જાગે.

## પિંજરના પંખી જેવી દશા

પરંતુ અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે આપણી ગુલામી દુર કેવી રીતે થઇ શકે? આપણી પાસે તો હથીયારો નથી, બીજાં કોઇ સાધનો પણ નથી. આપણે તો લાચાર છીએ. આપણી હાલત પિંજરામાં પુરાયેલા પંખી જેવી છે. એ પંખી પિંજરામાંથી બહાર નીકળવા અત્યંત ઉત્સુક હોય છે, છતાં તે બહાર નીકળી શકતું નથી; કેમકે તેને પિંજરામાં જકડનાર તેના કરતાં વધુ તાકાતવાન છે. આપણી હાલત પણ આ પંખી જેવી જ છે. આ પિંજરાને તોડીને આપણે બહાર કેવી રીતે નીકળી શકીએ, તેનો આપણે વિચાર કરવાનો છે.

## અંધારી રાતમાં એક જ દીવડો

આમ સર્વત્ર છવાયેલા અંધારામાં માત્ર એક જ તેજદાર–એક જ તારો આપણને જણાય છે. હીંદની અંધારી રાતમાં ગાંધીજી આજે એક દીવડા સમ પ્રકાશી રહ્યા છે. ગાંધીજી ગુજરાતના છે એ ગુજરાતનું મહાભાગ્ય છે. તમારે તો એ માટે ગૌરવ લેવું જોઇએ. ગાંધીજી આજે હિંદના જ નહિ પરંતુ જગ–નેતા છે. આજે ભલે પશ્ચિમને એની કદર નથી, પરંતુ એક સમય એવો આવશે કે જ્યારે તેમના પડળ પર છવાયેલો અંધારપટ દૂર થશે અને ત્યારે જરૂર તેઓ એ મહાપુરૂષની કદર કરશે.

## બ્હેનોની દ્વિગુણિત ગુલામી

આ મહાપુરૂષનો લાભ આપણે બ્હેનો કેવી રીતે ઉઠાવી શકીએ? આપણી કમજોરી તો દ્વિગુણિત છે. એક તો દેશ ગુલામ અને આપણે ઘર–ગુલામ છીએ. આમાં દોષ કોનો છે તે, આપણે જાણતા નથી. પરંતુ એ વાત તો છે જ કે સામાજિક

કાનુનો આપણા વિરોધિ છે, તે કાનુનો આપણને પુરા અધિકાર આપતા નથી, એ અધિકાર-પ્રાપ્તિ માટેના કેટલાયે પ્રશ્નો આજે હસ્તી ધરાવે છે કે, જે માટે આંદોલન કરવાની જરૂર છે. અને આ આંદોલન અને આઝાદી માટેનું આંદોલન વાસ્તવમા તો એક સમાન જ છે. જો આપણે આંદોલન આરંભીએ તો કોઇનામાં તકાત નથી કે આપણો અધિકાર રોકી શકે. આપણે કોઇને પણ એ માટે દોષ દેવા માગતાં નથી. આપણે આપણું જ કમભાગ્ય માનીને, પુનઃ પ્રવૃત્તિશીલ બનવું જોઇએ. સ્ત્રીઓના અધિકાર પણ પુરુષોના અધિકારના જેવા જ હોવા જોઇએ.

## કમજોરી કેવી રીતે દૂર થાય

પરંતુ આપણે ઢીંગલી બનીને અને શણગાર સજીને ઘરમાં જ ગોંધાઈ રહેવાનું પસંદ કર્યું. તેથી જ આજે આપણી આ થઇ છે. આપણે દુનિયાના બનાવો સાથે સંપર્ક ન રાખ્યો અને અંધારામાં જ રહ્યાં. આપણે તો કેવળ ઘરની શોભામાં અભિવૃદ્ધિ કરનારાં જ બન્યાં અને એ રીતે આપણે આપણા આરામને ખાતર આપણા અધિકાર વેચી દીધા. પરંતુ હવે આપણામાં ધીમે ધીમે જાગૃતિ આવવા લાગી છે. આપણે આપણી કમજોરીનો વિચાર કરી, તેની શોધ કરો, તે દૂર કરવા કટિબદ્ધ બનવું જોઇએ. ઘર, સમાજ અને રાષ્ટ્રમાં સ્ત્રીઓની શું ફરજ હોય શકે તેનો આપણે ખ્યાલ કરવો જોઇએ. આત્માની ઉન્નતિ કેવી રીતે થઇ શકે તેનો આપણે વિચાર કરવો જોઇએ અને એ આપણે સમજીશું ત્યારે મુલ્કની ગુલામી દૂર કરવાની પણ આપણી બહેનોની ફરજ એમ આપણે માનવા લાગીશું.

આઝાદી આપણો જન્મસિદ્ધ હક્ક છે. તે હક્ક રોકવાનો કોઇને હક્ક નથી. એ આપણી સૌથી પ્રથમ ફરજ છે. અને આઝાદી પ્રાપ્ત થતાંજ બીજા હરકોઇ પ્રશ્નોનો ઉકેલ આપોઆપ થઇ જશે.

## રચનાત્મક કાર્યક્રમનું મહત્ત્વ

આમ છતાં રાજકારણના કાંટાળા માર્ગે ન જઇ શકનાર માટે ગાંધીજીએ રચનાત્મક કાર્યક્રમનું પણ અત્યંત વિશાળ ક્ષેત્ર તૈયાર કર્યું છે. રાજકારણમાં પડયા વિના જ તે કાર્ય થઇ શકે એમ છે. રાજકારણ અત્યંત કઠીન કામ છે. એ માટે ઘણી શક્તિ, ઘણી હિંમત, ઘણાં બલિદાનની આવશ્યકતા રહે છે. ગુલામીના ઝેરે આપણામાંથી એ શક્તિ શોષી લીધી છે; જ્યારે આજ જે દેશો આઝાદી માટે લડી રહ્યા છે ત્યાંની પ્રજામાં આઝાદીની શક્તિ હતી અને તેથીજ તેઓ અત્યત જોશપૂર્વક લડી રહ્યા છે.

ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમનું મહત્ત્વ અનન્ય છે. તેનો આપણે અમલ કરવો જ જોઇએ. મહિલાઓ પાસે તો મુલ્કને મહાન ઉમેદ છે. પરિણામે મહિલાઓ પર મહાન જવાબદારી આવી પડી છે. જો સમાજસેવા-સમાજસુધારાની ભાવના આપણે મહિલાઓ દીલમાં ઉતારીએ તો—આજે દેશનાયકો જે જોશથી રાજદારી કાર્ય કરી રહ્યા છે તે જ, જોશથી આપણે મહીલાઓ રચનાત્મક કાર્ય કરીએ તો આઝાદી પંથે આગેકૂચ કરવાનું કાર્ય ઘણું સુગમ અને સરળ થઇ પડશે.

## એમાં તે શું મોટી કુરબાની

તમે ખાદી પહેરો અને ગ્રામઉદ્યોગોની જ ચીજો વાપરો, નિરક્ષરતાનું નિવારણ કરો, મદ્યપાનની બદીની નાબુદી માટે આંદોલન જગાવો, કોમી એકતાના સ્થાન માટે પ્રતીજ્ઞા

બનો. અસ્પૃશ્યતાના કલંકને ફગાવી દો-આ બધી પ્રવૃત્તિ કરવામાં તેમને કશો અંતરાય નડવો જોઇએ નહીં. ખાદી પહેરવાથી ભુખ્યા કીસાનોનું ભલું થાય છે અને સ્વદેશી વાપરવાથી દેશ આબાદ બને છે, એ માટે ગાંધીજી તમારી પાસે ખાદી અને સ્વદેશીને અપનાવવાની માગણી કરે છે. એમાં તે ગાંધીજી તમને શું કોઇ વિકટ કાર્ય કરવાનું કહે છે યા તમારી પાસે ભારે કુરબાનીની માગણી કરે છે ! અને આઝાદી માટે લડતા દેશોની પ્રજા આજે જે કુરબાની આપી રહી છે તેની સરખામણીમાં ગાંધીજી તો તમારી પાસે કશી પણ આકરી કુરબાનીની માગણી કરતા નથી.

### પ્રણાલિકાને અનુરૂપ બનવું જોઇએ.

હિંદની સ્ત્રીઓમાં પણ ઘણી ભારે શકિત રહેલી છે. એ હીંદ છેલ્લા પચ્ચીસ વર્ષથી જગતને બતાવી આપ્યું છે. હીંદ આજે દુનીયાના ઇતિહાસમાં નવું પૃષ્ઠ ઉમેરવા માગે છે. એ કાર્યમાં સ્ત્રીઓએ પણ તેમને હીસ્સો આપવો જોઇએ. ગાંધીજી દરેકને જાતજાતનાં હથીયારો આપી રહ્યા છે. તેનો સૌ કોઇએ અમલ કરવો જોઇએ. આજે આપણે ગાંધીજીની મહત્તા પુરેપુરી સમજી શકતાં નથી. એ મહા ખેદની વાત છે. પરંતુ ઇતીહાસ તો જરૂર એ મહત્તાની નોંધ લેશે. જો આજે આપણે ગાંધીજીનો લેવાય તેટલો લાભ ન લઇએ તો આપણે મહાન ભુલ કરી બેઠાશે. હીંદની ગુલામીના બંધન ફેડવામાં મહીલાઓ પણ ઉન્નત ફાળો આપી શકે એમ છે. અને આપણી ઐતિહાસિક અને ધાર્મિક પ્રણાલિકાઓએ નિઃશંક રીતે પુરવાર કરે છે કે આપણે એવું મધ્યબિંદુ છીએ કે જેની આસપાસ જ જીવનનાં ચક્રો ફરી રહ્યાં છે. આપણે પણ એ પ્રણાલિકા સાચવી રાખીએ એવી શકિત કેળવીએ અને અમર બનીએ.

[ સુરત સ્ત્રી મંડળના દ્વિતીય વાર્ષિક ઉત્સવ પ્રસંગે શ્રીમતી અરૂણા અસફઅલીએ આપેલું વ્યાખ્યાન. ]

---



**શ્રી. સ્વ. મણીબેન શેઠ** રાજપીપળામાં પહેલાંજ સ્ત્રી સત્યાગ્રહી છે.

**પંદર હિંદુ વિધવાઓ મુસ્લીમ થશે?** પંદર હિંદુ વિધવાઓ મેજીસ્ટ્રેટ કોંગા સમક્ષ હાજર થઇ મુસ્લીમ ધર્મ અંગીકાર કરી મુસ્લીમો સાથે લગ્ન કરવા માટેના ડેકલેરેશન નોંધાવ્યાં છે.

**અમદાવાદમાં વિદ્યાર્થીની પરિષદ** ભરાવાની છે તેના પ્રમુખ તરીકે કુ ઇંદીરા નહેરૂને આમંત્રણ આપ્યું છે.

**શ્રીમતી અંબાબેન પરાગજી કન્યાશાળા :** કતારગામમાં ૨૦૦ છોકરીઓ શિક્ષણ લે તેવી છોકરીઓની નિશાળનું મકાન બાંધવા શ્રીયુત પરાગજી દેસાઇએ રૂ. ૪૫૦૦નું દાન કર્યું છે. તે કન્યાશાળાનું ખાત મુહુર્ત સુરત જીલ્લા સમિતિના પ્રમુખ શ્રી. કનૈયાલાલ દેસાઇના હસ્તે કરવામાં આવ્યુ છે.

**શ્રી દેવયાની દેસાઇ** : પાની અંધેરી મ્યુ. ચુંટણીમાં ચુંટાયા છે. તેઓ મહાસભાવાદી ઉમેદવાર તરીકે બહાર પડયાં હતાં.

**મીસીસ ગુલબાઇ વાડીઆના** પ્રમુખપણા નીચે વડોદરામા હિંદવિજય જીમખાનાની સ્ત્રી વિભાગની રમતો રમાઇ હતી

**મહારાણી શાન્તાબાઇ સાહેબના** પ્રમુખપણા નીચે ,, જીમખાનાની રમતોનું ઉદ્દ્ઘાટન થયું હતું.

**શ્રી. પ્રમીલાબહેન દિક્ષીત તથા શ્રી. દ્વારકાબાઈ તેમંગે** વડોદરા સાહિત્યસભાના રૌપ્ય મહોત્સવ પ્રસગે રંજન કાર્યક્રમમાં સારી મહેનત ઉઠાવી હતી.

**કુ૦ જયસ્વીની**—રા. હરીરાય બુચના પૌત્રીએ વડોદરાના સાહિત્યસભાના રૌપ્ય મહોત્સવ પ્રસગે પુજારણનું નૃત્ય સારી રીતે બજવી બતાવ્યું હતું. સભાસદમાથી એક ભાઇએ ખુશ થઇ રૂ. દસનું ઈનામ આપ્યું હતું.

કુ૦ **નીલધારા દેસાઈ** ને કુસુમસુંદરીને વડોદરા સાહિત્યસભા તરફથી ક્રિડાપ્રમાં કપ મળ્યો છે.

**સૌ. જયવતી દેસાઇના** હસ્તે વડોદરામાં કરોળીઆ પોળમાં ઊદ્યોગાલય ખુલ્લું મુકાયું છે.

**શ્રી સુરત સ્ત્રી મંડળનો બીજો વાર્ષિકોત્સવ :** તા. ૨૬-૧૨-૪૧ ની સાંજે શ્રીમતી અરુણા અસફઅલીના પ્રમુખપદ નીચે સાર્વજનિક હાઇસ્કુલ ફોર ગર્લ્સના ચોગાનમાં મળ્યો હતો. શરૂઆતમાં પ્રાર્થનાગીત થયા બાદ શ્રીમતી શાંતાબેન વોરાએ સભાને પ્રમુખની ઓળખાણ કરાવી હતી. ત્યારબાદ ઉત્સવને લગતો મનોરંજક કાર્યક્રમ શરૂ થયો હતો, જેમાં સંગીત, સમૂહવાદન, નૃત્ય, મૂકદૃશ્ય, નાટક, સંવાદ અને ડ્રીલ, એવી વિવિધ રસાળ વાનગીઓ ચંચળે પ્રેક્ષકજનોને પીરસી હતી. એ સામાં કુ. શશિબાળા ઠક્કર અને કુ. ઉષા વોરાએ કરાવેલું ભવાની માતા અને શિવાજીનું મૂક દર્શન આખા કાર્યક્રમની કલગીરૂપ બન્યું હતું, અને બંને પાત્રોના અભિનયથી નિમંત્રિત સ્ત્રી પુરુષોને ભૂતકાળના એ પ્રસંગનો સાક્ષાત્કાર થયો હતો. એ ઉપરાંત કુ. નલિની જોગળેકર, કુ. શશિકળા ઠક્કર, કુ. મંજુલા જોગળેકર અને કુ. વીમલ સુબેદારે અર્પેલ અહલ્યોદ્ધારનું મૂકદૃશ્ય તથા અનેક બાળાઓએ કરેલું મત્સ્યગંધાનું સમૂહનૃત્ય તેમજ કુ. નલિની ઠક્કરનું નૃત્યગીત એ બધી વાનગીઓએ પણ પ્રેક્ષકોના ચિત્તનું સરસ રંજન કર્યું હતું. મંડળનાં મંત્રી શ્રીમતી ઇન્દિરા

[ અનુસધાન પાન ૩૨૬ને છેડે ]





**વર્તમાન યુદ્ધ :**

અત્યાર સુધી યુદ્ધનો વંટોળ માત્ર યુરોપમાં જ ઘૂમ્યા કરતો હતો, પરંતુ હવે એ આગળ વધતો વધતો અમેરિકા અને એશિયા સામે પણ ડોળા ઘૂરકાવી રહ્યો છે.

રશિયાનો મોરચો માત્ર દસ અઠવાડિયામાં ખતમ કરવાની જાહેરાત કરનાર જર્મન ફુરરર હીટલર એની એ જાહેરાતમાં જુઠ્ઠો પડયો છે અને એ મોરચેથી તેને લગભગ તેનું લશ્કર પાછું ખેંચી લેવું પડયું છે.

આ સમય દરમિયાન શાંતિસ્થાપન માટે અમેરિકા સાથે વાટાઘાટો કરવાના ઢોંગ-ધતૂરા લઇ બેઠેલું જાપાન અમેરિકાના ટાપુઓ, મલાયા, અને છેક બર્મા અને એના પાટનગર રંગૂન સુધી ધસી ગયું છે આ પ્રસારાને પરિણામે હોંગકોંગ બ્રિટિશરોના હાથથી લગભગ ગયું છે અને મનીલાને ખાલી શહેર તરીકે જાહેર કરી દેવા છતાં ત્યાંનાં નિર્દોષ અને સામનો ન કરનારાં પ્રજાજનો પર જાપાનીસો બોમ્બમારો કરવાનું ચૂકયા નથી.

આ રીતે યુદ્ધવિસ્તાર આગળ વધીને હવે તેણે વિશ્વયુદ્ધનું સ્વરૂપ ધારણ કર્યું છે. અને યુદ્ધની એ ભયંકરતા ઠેઠ આપણા દેશ સુધી આવી પહોંચી છે. પરિણામે બંગાળ પ્રાંતને સરકારે ભય વિસ્તાર તરીકે જાહેર કર્યો છે અને આસામને પણ ટુંક વખતમાં જાહેર કરશે, એવી આગાહી વર્તમાનપત્રો કરી રહ્યાં છે.

આ પરિસ્થિતિનો વિચાર કરીને અથવા ગમે તે કારણે સરકારે રાજદ્વારી સત્યાગ્રહી કેદીઓને જેલમુક્ત કર્યાં છે, અને હાલ મહાસભાની કારોબારી હાલની પરિસ્થિતિ પર વિચારણા ચલાવી રહી છે. એનો જે નિર્ણય જાહેર થશે તે પરથી દેશ યુદ્ધપરિસ્થિતિ અંગે કેવું વલણ અખત્યાર કરે છે તે જાણવા મળશે; દરમિયાન સરકાર સંરક્ષણ અંગેનાં પગલાં લઈ રહી છે.

આપણે આશા રાખીએ સરકાર અને મહાસભા વચ્ચે માર્ગ મળી આવી આપત્તિકાળમાં સંયુક્ત સહકાર સાધીને દેશને આવતી આંધી અને આફતમાંથી ઉગારી લે.

*

**વધતી જતી મોંઘવારી :**

ઉપર જણાવ્યું તેમ યુદ્ધ હવે હિંદના આંગણે આવી ઉભું છે. એની આફતના ઓળા જુદી જુદી રીતે હિંદને પણ અસર કરવા લાગ્યા છે. તેમાં મુખ્યત્વે મોંઘવારીની આફત સૌ કોઇને મૂંઝવી નાખે તેવી છે.

દરરોજની જરૂરિયાતની ચીજોના ભાવ, એટલા બધા વધી ગયા છે કે આ પરિસ્થિતિમાં સામાન્ય માણસો માટે પણ ગુજારો કેમ કરવો તે વિચારણીય પ્રશ્ન થઇ પડયો છે તો બિચારા ગરીબ લોકોનું તો પૂછવું જ શું ! ! અનાજ, કાપડ, દીવાસળી, ગ્યાસતેલ-અને એવી નિત્યના વપરાશની ચીજોના ભાવો બેહદ વધી જવા પામ્યા છે,

એવા સંજોગોમાં સૌએ સમજીને વર્તવા જેવું છે; તેમાં પણ બહેનો જો ધારે તો સારી કરકસર સાધી શકે. કાપડ ખરીદી ખપ પૂરતી જ રાખે; ઘરના બારણામાં કોઇ પણ ચીજની લારીવાલાને જોતાંજ તેમાંથી કંઇક પણ ખરીદ કરી લેવાની ઊર્મિને આ યુદ્ધકાલ દરમિયાન દબાવી રાખે, પોતાના ઘરના ઓરડાને પૂછીને સવડ પ્રમાણે જ ખર્ચ રાખે, ન છૂટકે જ વધારાની ચીજો બજારમાંથી વહોરી લાવે અને તો જ નિત્યની જરૂરિયાતોના ખર્ચને પહોંચી વળી શકાશે અને પોતાના ઘરનાં કમાનાર માણસોને, તેમની એકધારી કમાણીમાં વિશેષ ખર્ચો થતો અટકાવી તેમને સહાયભૂત થઇ શકશે તો પણ, આવા કપરા કાળમાં તેમણે ઘણું કર્યું લેખાશે.

*

**ધર્મપરિવર્ત્તન :**

હમણાં હમણાં આપણે ત્યાં સ્ત્રીઓના ખાસ કરીને ધર્મપરિવર્ત્તનના કંઇક કંઇક બનાવો બનતા બહાર આવે છે. આ ધર્મપરિવર્તન પાછળની ભૂમિકા તપાસવી જોઇએ; તેનાં ઊંડાં કારણો શોધી કાઢવાં જોઇએ; અને તે મિટાવવા પ્રયત્ન સમાજના અગ્રગણ્ય નેતાઓએ ગતિમાન કરવા જોઇએ.

કેટલીકવાર, વિધવા સ્ત્રી ભરણપોષણના અભાવે આવા માર્ગે વળતી જણાઇ આવે છે; કોઇવાર ઉપલક આકર્ષણોથી આકર્ષાઇ આવાં ધર્મપરિવર્તન માટે કેટલીક વિધવાઓ આકર્ષાતી હશે.

આ બધી બાબતની તપાસ આપણા સામાજિક કાર્યકરોએ તત્કાળ હાથ ધરવી જોઇએ અને કોઇ સામાજિક અંતરાયને કારણે તેવો તેમ કરવા પ્રેરાતી હોય તો તેમને તેમ કરતી અટકાવવા માટેનાં પગલાં લેવાવાં જોઇએ. અખિલ હિંદ મહિલા પરિષદ ધારે તો આ દિશામાં સારું કામ કરી શકે.

હા, જો ધર્મચિંતનને અંતે એ બહેનો ધર્મ પરિવર્તન કરવા પ્રેરાતી હોય—જે તે ધર્મના સિદ્ધાંતો સમજી તેને અનુસરવાની પ્રેરણા પામીને એ ધર્મ પરિવર્તન કરતી હોય તો તે બાબતમાં પણ પોતાના ધર્મ કરતાં નવા સ્વીકારાતા ધર્મમાંથી તેમણે કયાં વિશેષ તત્ત્વો મેળવ્યાં તે જોઇ વિચારી અંતરમાં ઉતાર્યા પછી એવું પગલું લેવા પ્રેરાવું જોઇએ. છતાં એવી બહેનો સમક્ષ ગીતાકારનું વચન તો મૂકવુંજ જોઇએ કે.

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः।**

---

[ સ્ત્રીજગત્ : અનુસંધાન પાન ૩૨૪નું ]

જોગળેકરે મંડળનો અહેવાલ વાંચતાં મંડળ સુરતના સ્ત્રી સમાજની જે સેવા કરી રહ્યું છે તેનો ઉલ્લેખ કર્યો હતો અને મંડળને નાણાંની તંગી રહે છે એ બાબતનો પ્રેક્ષકોને ખ્યાલ કર્યો હતો. પછી પ્રમુખ શ્રીમતી અરુણા અસફઅલીએ બહેનો અને બાળાઓને ઇનામ વહેંચી આપ્યા બાદ દર્દભરી વાણીમાં સભાજનોને અને ખાસ કરીને સ્ત્રીઓને સંબોધી કહ્યું હતું કે આજના સમયને પીછાનો અને એમાં પ્રાપ્ત થતાં કર્તવ્યને બરોબરનાં થાઓ. ભવાનીમાતાએ શિવાજીને તો એક શસ્ત્ર આપ્યું પણ મહાત્માજીએ તો આપણને અનેક અમોઘ શસ્ત્ર આપ્યાં છે. તે શસ્ત્રોમાંથી તમને ફાવે તેનાથી સજ્જ થાઓ અને રાષ્ટ્રની આઝાદીની લડતમાં તમારી સેવા આપો. ભારે બલિદાન ન આપી શકો તો કમમાં કમ રચનાત્મક કાર્યક્રમને તો અપનાવોજ.

અંતમાં જન્મભૂમિ પૂજનનો સુલલિત ગરબો થયા પછી કુ. પદ્મિની મહેતાએ નવી જ ઢબથી વંદેમાતરમનું ગીત ગાયું હતું અને કાર્યક્રમ મોડેથી ખતમ થયો હતો.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૧૨ : અંક ૧ પુસ્તક ૧૨ જાન્યુઆરી : ૧૯૪૨

## વાડીમાં

મારી વાડીમાં આંબો ને આંબલી
શીળી આંબા કેરી છાંય;
રમવા આવોને.

જાઇ, જુઇ ને ગુલાબ-મોગરો,
ફૂલડાંની વિધવિધ જાત;
ચુંટવા આવોને.

આંબાની ડાળીએ પોપટ ઝૂલે,
કાળી કોયલ કરે ટહૂકાર;
સુણવા આવોને.

પાસે સરોવર સુંદર છલકે,
મીઠાં એ સરવરનાં નીર;
ભરવા આવોને.

નિર્મળ નીરમાં હંસલા રમતા,
હરણાં ફરે છે તજી બ્હીક;
નીરખવા આવોને.

સોહ'તી સઘળે લીલી લીલોતરી,
કુદરતની લીલા અપાર;
માણવા આવોને.

મારી વાડીએ શાન્તિનું ધામ છે,
આનંદે ખેલવાને આજ;
બાલુડાં આવોને.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા.

# ધનિયો

મારૂં નામ ધનિયો.

ધનશાત વાવડી ચસ્કી અથવા ધનિયો હજામ એ બેઉ નામે હું જાણીતો છું.

આવડે તો ભલભલાની હજામત કરીએ અને ના આવડે તો પાઠા મૂંડીએ. નવરા બેઠા પાટલા પણ મૂંડીએ. કોઇપણ રીતે અમે અમારો કસબ જાળવી રાખીએ.

નાનેથી મોટા ને રાયથી રંક સૌ અમારી પાસે માથું નમાવીને બેસે ને અમે એમનું વત્તું કરીએ. મારા બાપદાદાએ ભલભલાને મૂંડેલા, હું પણ રાજા મહારાજાની હજામત કરૂં છું ને મારો દીકરો છગલો પણ કેંકના વત્તાં કરશે.

અમે દેશ તેવો વેશ રાખીએ ને સૌમાં ભળી જઇએ. અમારી જાત ભારે અદકપાંસળી ને ભટક બોલી. અમારા પેટમાં વાત ટકે નહિ. બિલાડીના પેટમાં ખીર ના ટકે એ રીતેસ્તો !

પણ તમારે જાણવું છે કે અમે વાવડી ચસ્કી કેમ કહેવાયા, ખરૂંને ? લ્યોને એ જ વાત સૌથી પહેલાં કરૂં. પછી તમને મારા બાપદાદાની ને મારા દીકરા છગલાની મા, કાશીની વાતો કરીશ.

× × ×

મારા દાદાએ મને એ વાત કહેલી.

એમણે એ જાતે અનુભવેલી.

વાત એમ બની હતી કે અમારી નાતમાં કોઇ ઘરડું માણસ મરી ગયું હશે તેની પાછળ આખી નાતને જમવા નોતરેલી.

અમારે ત્યાંના વીસ પચીસેક જણ ત્યાં ગયેલા. સૌની સારી મહેમાનગિરિ થઇ. રંગેચંગે નાત થઇ ગઇ.

એ ગામની ભાગોળે એક સુંદર વાવ હતી.

એનું પાણી ભારે મીઠું. સારૂંયે ગામ એમાંથી પાણી ભરે ને એનું જ પાણી વાપરે તો ય ખૂટે નહિ. મારા દાદાના અને ગામના બીજા જે ગયેલા હતા તેમના મનમાં એમ થયું કે આવી મઝાની વાવ આપણા ગામની ભાગોળે હોય તો કેવું સારૂં ! એકે કહ્યું.

" તો તો પાણીનું જરાયે દુઃખ ન રહે. "

" ખરી વાત. " બીજો બોલ્યો.

" ચાલોને આપણે આજ વાવને ખેંચી જઇએ. " ત્રીજે સૂચના કરી.

"હનુમાનજી આખો પર્વત ઉપાડી ગયા હતા ત્યારે આપણાથી આ નાની સરખી વાવ પણ નહિ ખેંચી જવાય ?"

"કેમ નહિ! બધા ભેગા મળીને જરા વારમાં ખેંચી જઈશું."

"પણ શી રીતે ખેંચી જઈશું ?"

"આ તોડા છે તેને દોરડાં બાંધીને ખેંચે જઈશું."

"એટલાં બધાં દોરડાં લાવવા પૈસા જોઈશે એ કોણ આપશે ? મારૂં માનો તો આપણાં ફાળિયાં છે ને ફેંટા છે તે ગાંઠીને બાંધીએ અને વાવને ખેંચી જઈએ."

"ખરી વાત! એ જ ઠીક છે."

બધાંને એ વાત ગમી ગઈ.

સૌએ પોતપોતાનાં ફાળિયાં ને ફેંટા કાઢ્યા ને એ ગાંઠીને બે લાંબાં દોરડાં જેવું કર્યું. બેઉ તોડાએ એ બાંધીને દરેક બાજુ દસ દસ બાર બાર જણે ઉભા રહીને ખેંચવા માંડયું.

"ખેંચો મારા ભાઈલા! જરા જોર કરો." એમ બોલાવા લાગ્યા ને બધાંએ સામટું જોર કરવા માંડયું.

એક સામટા જોરથી ઘસાયેલા ફેંટા ચીરાવા લાગ્યા ને અવાજ થયો. વાવ ખસતી લાગી.

"હાં મારા ભાઈલા! ખેંચો મારા ભાઈલા! વાવડી ચસકી, વાવડી ચસકી."

"વાવડી ચસકી, જોર કરો મારા બાપ!"

ને બેઉ દોરડાં તૂટયાં. ધબા ધબ બધા એક બીજા ઉપર પડયા. હાડકાં ભાગ્યાં ને માથાં ફૂટયાં.

આ બધામાં મારા દાદા આગેવાન હતા એટલે તે દહાડાથી એમનું નામ વાવડી ચસકી પડી ગયેલું. ને પછી તો એ પેઢી દરપેઢી ચાલતું આવે છે ને ચાલ્યા કરશે.

*

હવે તમને કાશીનાં પરાક્રમ કહું.

કાશી તો રતન છે રતન!

કાશી કોણ તે તો ઓળખી ને ? ના ઓળખી હોય તો કહું કે એ મારા દીકરા છગલાની મા.

કાશી ને એનો ભાઈ અમથો એક નાના ગામમાં રહે.

ભાઈ મોટો ને બહેન નાની.

ભાઈમાં મીઠું ઓછું.

બેઉને નાનાં મૂકીને એમનો બાપ મરી ગયેલો.

જેમતેમ કરીને આએ ઉછેર્યાં.

મા પણ મરણ પામી.

થોડે દહાડે એમનો કાકો પણ મરી ગયો ને એનું સાત આઠ વીઘાંનું પડતર ભાઈ બહેનને વારસામાં મળ્યું.

કાશી ને અમથાએ એ પડતર જોયું.

કોણ જાણે કેટલાં યે વરસનું પડતર હશે ! એમાં બોરનાં જાળાં ને કેરડાનાં ઝાંખરાં કંઇ પાર વિનાનાં હતાં.

" આપણી પાસે નથી બળદ કે નથી હળ લાકડાં, આ પડતર તો પડતર જ રહેશે."

" એનો યે ઉપાય કરીશું." કાશીએ કહ્યું. " હું કહું તેમ કરે તો એ ખેડાય ને વવાય પણ ખરૂં."

" તું કહે તેમ કરીશ." અમથો બોલ્યો.

" આવતી કાલે સવારે આપણે આ પડતરમાં આવવું ને વાંકા વળીને કંઇ શોધતા હોઇએ એમ ફરવું. પેલા રસ્તા ઉપર કોઇને જતું આવતું જોઇએ એટલે બેસી જવું." કાશીએ કહ્યું.

" પણ એનાથી પડતર ઓછું ખેડાવાનું હતું ?"

" હું કહું છું તેમ કરજે તો ખરો પછી સૌ થઇ રહેશે." કાશીએ કહ્યું.

અમથે હા પાડી.

બીજે દિવસે ભાઈ બહેન પેલા પડતરમાં ગયાં ને વાકાં વાકાં વળીને કશું શોધતાં હોય એમ ફરવા લાગ્યાં. બાજુના રસ્તા ઉપર કોઇ જતુ આવતું દેખાય તો ચટ દઇને બેસી જાય.

એ રસ્તે થઇને સાત જણની ટોળી નીકળી. એમણે આ બેઉ જણને વાંકાંવાંકાં વળીને કૈં શોધતાં જોયાં. એ નજીક આવ્યા એટલે બેઉ જણ બેસી ગયાં તે પણ જોયું. એમને નવાઈ લાગી,

" આમાં કૈંક ભેદ છે." એક જણે કહ્યું. " વાંકાં વાંકાં કૈંક શોધે છે ને કોઇને જુએ છે તો બેસી જાય છે."

" તેને આપણે પૂછીએ." એના સરદારે જણાવ્યું.

સાતે જણ કાશી ને અમથાની પાસે આવ્યા.

" તમે શું કરો છો ? વાંકાં વળીને શું શોધો છો ? કશું ખોવાઈ ગયું છે ? કોઈને જોઈને બેસી કેમ જાવ છો ? " સરદારે સવાલ કર્યો.

" જુઓ ભાઈ ! " કાશી બોલી, " તમે કોઈને કહો નહિ તો કહું. વાત એમ છે કે અમારા દાદાએ આ ખેતરમાં ચાર સોનાના ચરૂ દાટયા છે. એમની પોથીમાંથી નોંધ જડી એટલે બરાબર એ ધાણી શોધીએ છીએ. નિશાન જડે એટલે ત્યાં ખોદીએ. આખુ ખેતર ખોદવાથી શો ફાયદો ! "

" ખરી વાત છે. નિશાન જોઈને ખોદો તો મહેનત ઓછી. "

" હાસ્તો. પણ જોજો, કોઈને કહેશો નહિ " કાશીએ આગ્રહ કર્યો. " દરબારમાં વાત જાય તો ભાગ માગે એ જુદો. "

" એવી વાત તે કોઈને કહેવાય ! " સરદારે કહ્યું. " તમે અમારો વિશ્વાસ કર્યો તેનો અમે ભંગ નહિ કરીએ ! તમારી વાત બીજે કાને નહિ જાયને. "

" તો સારૂં. "

અને એ સાતે જણ ગયા.

સાંજ પડી એટલે ભાઈબહેન ઘેર આવ્યાં.

" મારી તો વાંકા વળીને કેડાયે દુઃખી ગઈ ! "

" ખેતર ખેડવા કરતાં ઓછી. " કાશી બોલી.

થાકયાં પાકયાં બેઉ ભાઈબહેન સુઈ ગયાં. ઘસઘસાટ ઊંઘ આવી ગઈ.

પેલા સાતે જણે નકકી કર્યું કે રાતોરાત જઈને આખું ખેતર ખોદી નાખવું.

અજવાળી રાત હતી. લઈ તીકમ ને સાતેજણા ઉપડયા. એકકી સાથે સાત સાત તીકમે પડતર તૂટવા માંડયું. જાળાં ને ઝાંખરાં ખોદાવા લાગ્યાં.

" અલ્યા જોજો, કોઈ નક્કર વસ્તુ પર તીકમ પડે એટલે મને કહેજો. " સરદારે સૂચના કરી.

" એ તે કૈં કહેવું પડે ! "

અને આખુંયે પડતર એમણે ખુબ ખુબ ખોદી નાખ્યું. ઉંડું ઉંડું ખોદી નાખ્યું. ખુણે ખુણો ખોદી નાખ્યો પણ કશુંયે જડયું નહિ.

" હશે કાલે જોઈશું, " સરદાર બોલ્યો. " આજે તો જઈએ. "

સવાર થવા આવી એટલે થાકયા પાકયા લોથ જેવા થઈને સાતે જણ ઘેર ગયા.

સવાર પડયું.

" આલ ભાઈ ! પડતરમાં. " કાશી બોલી.

"આજે પણ પાછું ઉગડા વળીને ચાલવાનું છે ?" અમથાએ પૂછ્યું.

"જેવો વખત ! ચાલ તો ખરો."

બેઉ ભાઈ બહેન પડતરમાં પહોંચ્યાં.

જુએ તો આખુંયે પડતર ખોદાઇ ગયેલું. જાળાં ઝાંખરાં પણ સાફ થઇ ગયેલાં.

એમણે જાળાં ઝાંખરાં એકઠા કરવા માંડયાં ને એમાં દેવતા મૂકવા માંડયો.

આખુ પડતર મઝાના ખેતર જેવું થઇ ગયું.

"આ કોણે ખોદ્યું હશે ?" અમથે પૂછયું.

"પેલા આપણને પૂછવા આવ્યા હતાને એ સાતે જણાએ." કાશીએ કહ્યું.

"શું કરવા ?" "આપણા દાદાએ દાટેલા સોનાના ચરૂ શોધી કાઢવા." કાશી બોલી, "હજીયે ખોદશે."

બીજી રાતે પણ પેલા સાતે જણે ફરીથી આખું ખેતર તળે ઉપર કર્યું પણ કશુંયે જડયું નહિ.

વખતે છોકરાં ભૂલ્યાં હશે ! એમ મન મનાવીને એ સાતે જણ પાછા ફર્યા.

એમની મહેનત છૂટી પડી હતી.

એ સાતે હતા ચોર. અઠંગ ચોર.

ચોમાસુ આવ્યું એટલે ભાઇબહેને જઇને ખેતરમાં વાવણી કરી.

એમનાં ખેતરમાં સારામાં સારાં તૂલ થયાં. થાયજને ! પડતર જમીન ને પેલા સાતે જણે ખુબ ખુબ ખોદેલું પછી તો તૂલનું ને પાકનું શું પૂછવું ?

ગામનાં બીજાં ખેતરો કરતાં એમાં બમણો પાક થયો. અમથો તો રાજી રાજી થઇ ગયો.

પૈસા પણ સારા ઉપજ્યા. બેઉ ભાઇ બહેન સુખે રહેવા લાગ્યાં.

× × ×

પેલા ચોરોના સરદારના મનમાં ખટકી રહી ગઇ હતી કે માન ન માન પણ આ છોકરાંએ એમને બનાવ્યા.

એ જતાં આવતાં પેલા ખેતર ઉપર નજર રાખતો હતો. એમાં સારો પાક થયો તે એના ધ્યાનમાં હતું.

કાશી પણ જાણતી હતી કે કોઇ દહાડો આ લોક એના ઉપર વેર વાળશે અથવા બદલો લેશે. એને અમથાને શીખવી રાખ્યું હતું કે રાતવરત હું કૈં પૂછું તો સામે હા કહવું.

એક વખત કાશીને લાગ્યું કે એના ઘરમાં કોઇ પેઠું છે. એણે જાણ્યું કે નક્કી એ પેલા સાતેનો સરદાર હશે. એણે ધીરે રહીને અમથાને પૂછ્યું:

"અમથા! તેં પેલાં ઘરેણાં કરાવ્યાં તે ઠેકાણે મૂક્યાં છે ને ?"

"હા રે હા! ઠેકાણે મૂક્યાં છે." અમથાએ જવાબ આપ્યો.

"કોઠારામાંના દાબડામાં મૂક્યાં ને ?" કાશીએ પૂછ્યું.

"હાસ્તો. પણ એનું શું છે ?"

"કૈં નહિ. તું તારે સૂઇ જા."

સરદારે જોયું કે ઠીક થયું. ચારે તરફ શોધવાની માથાકૂટ મટી ગઇ! એણે તો કોઠારો ઉઘાડ્યો ને દાબડો શોધી કાઢ્યો. એ બહાર લાવીને ઉઘાડ્યો. ઘરેણાં લેવા અંદર હાથ નાખ્યો ત્યાં તો એના હાથે દેવતા અડ્યો હોય એવી વેદના ઉઠી.

દાબડામાં કાળો વીંછી હતો અને એ સરદારને કરડ્યો હતો. એ તો બિચારો હાથ પંપાળતો પંપાળતો નાસી છૂટ્યો.

એને પણ લાગ્યું કે આ છોકરી માથાની મળી!

એ પછી થોડા દહાડામાં અમારાં લગ્ન થયાં.

કાશી મારે ઘેર આવી અમથાને પણ મેં ઠેકાણે પાડ્યો. એ હવે શહેરમાં રહે છે ને લહેર કરે છે.

એનું ખેતર દાણે આવ્યું છે ને બીજાં ખેતરો કરતાં એની દાણ પણ વધારે ઉપજે છે.

આ તો તમને મારાં સગાં વહાલાંની વાતો કરી તમે કહેશો કે તારી વાત તો કૈ કરી નહિ!

પણ મારાં વખાણ મારી જાતે તે શાં કરવાં? એવું મને ના આવડે. એ કામ કરવાવાળાં માણસ આજકાલ અનેક છે.

હવે તમને છેલ્લી ભલામણ કરી જાઉં.

કોઇને અમારી ઉપમા આપતાં પહેલાં એટલું યાદ રાખજો કે તમે અમારી કોમની હડહડતી બદનક્ષી કરો છો.

બીજું જે કહેવું હોય તે કહેજો પણ કોઇને 'હજામ' કહીને અમારી જાતને હલકી પાડશો નહિ.

કોઇ વખત ધનિયાને સંભાળજો.

શ્રી. નાગરદાસ ઇ. પટેલ.

# બાળ અભિલાષા

બા ! ઓ બા ! આકાશ સામે જો તો !

જો, પે'લો ચંદ્ર આકાશમાં કેવો શોભે છે ? રૂપાળો પણ બહુ છે, હો ! પણ, હેં બા ! એને આકાશમાં એકલા રહેવું કેમ ગમતું હશે ? આકાશમાં એકેકેય ચાંદરડા નથી. મને તો બા ! તું ન હો તો કયાંય ગમેજ નહિ ! તું ન હો તો હું ખુબજ રડું ! પછી કોઇ દિ' છાનોજ ન રહું. બા ! ઇ ચંદ્રને ' બા ' હશે કે નહિ ?

અને આકાશમાં ચંદ્રમા ન હોય કેટલાય ચાંદરડા હોય. હું તેના સામું જોઉં એટલે તેઓ મારા સામે જોઇને હસતા હોય. હેં, બા ! મારા સામું જોઇને તેઓ શા માટે હસતા હશે ?

બા ! હું મોટો થઇશ ત્યારે ઇ ચંદ્ર પાસે જાઇશ. એની સાથે રમીશ. એને પણ હું જઇશ એટલે મઝા પડશે, કાં ?

બા ! ચંદ્ર સામે જો તો !

તેમાં એક ડોશી રેંટિયો કાંતે છે; પાસે બકરી ઉભી છે. બા ! મને પણ રેંટિયો લઇ દઇશ ? હું મોટો થઇને પરિક્ષામાં પાસ થાઉં ત્યારે એક નાનકડો રેંટિયો લઇ દેજે, હો ! હું ખુબ રાજી થઇશ !

બા ! સૂર્ય તો બહુજ તેજસ્વી હોય, હો ! હું તેના સામું જોઇ પણ ન શકું ! પણ સાંજે જ્યારે તે આથમેલો હોય ત્યારે હું તેના સામું જોઉં તો તે બહુજ રૂડો લાગે. ત્યારે તો તે એકદમ લાલ રંગનો હોય–અસલ મારી કેશરી રંગની ટોપી છે એવોજ હોય !

પણ, બા! વરસાદ આવતો હોય ત્યારે તો બિચારો સૂરજ કયાંક સંતાઇ જાય. હું પણ ત્યારે ઘરમાં આવતો નથી રે'તો ? એમજ બરાબર તે સંતાઇ જાય !

અમારા શિક્ષક તો કહે કે, વરસાદમાં ના'વાથી તંદુરસ્તી વધે છે. મને પણ, બા ! વરસાદમાં નાવાની ખુબ મઝા આવે, હો !

બા ! હું મોટો થઇશ પછી ખુબ ભણીશ, હો ! ખોટું તો કોઇ દિ' નહિ બોલું ! ખોટું બોલીએ તો પાપ પડે, કાં ?

અને જો, આકાશમાંથી પે'લા બધા ચાંદરડાને અહીં તેડી લાવીશ. અમે બધાં સાથે રમશું. અમને રમવા દઇશ ને ?

બા ! મને આશિર્વાદ આપજે, હો !

શ્રી. રેવાયત સોની.

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપ્યું અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૧૨-૪૧

# ખાસ સંગ્રહ કરવા લાયક પુસ્તકો

| | |
|---|---|
| બલહઠ બંકાન્દેવડા ભા. ૧-૨ | ૬-૮ |
| રાજયોગી યાને પરમાર ધારાવર્ષદેવ ભા. ૧-૨ | ૮-૦ |
| મહાત્મા ગાંધીજીનું જીવન | ૪-૦ |
| રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ ભા. ૧-૨-૩ | ૧૧-૦ |
| વિશ્વભારતી અથવા હિન્દી સંસ્કૃતિનું કેન્દ્ર | ૧-૦ |
| ઋગ્વેદ સંહિતા ભા. ૧ | ૨-૦ |
| " " ૨ | ૨-૦ |
| " " ૩ | ૨-૦ |
| " " ૪ | ૨-૪ |
| " " ૫ | ૨-૦ |
| જુવાનીની ચાવી | ૧-૮ |
| વેપારની ચાવી | ૧-૧૨ |
| આપણું પ્રાચીન રાજતંત્ર | ૧-૪ |
| કળા વિષે પ્રવચનો | ૦-૭ |
| નેલ્સનનું જીવનચરિત્ર | ૧-૦ |
| વલ્લભ | ૧-૦ |
| મહિપતરામ | ૧-૧ |
| નરસિંહ મહેતો | ૦-૧૧ |
| પરિવર્તનવાદ | ૦-૧૦ |
| ઇંગ્લાંડ અને હિંદુસ્તાન | ૦-૧૫ |
| હિંદુસ્તાનના લોકો | ૦-૧૧ |
| જગતની રાજનીતિ અને હિંદ | ૦-૮ |
| આર્યોનું આદિ નિવાસસ્થાન | ૦-૬ |
| સ્થાનીક સ્વરાજ્યની સંસ્થાઓ | ૦-૯ |
| સામાજીક સુખરૂપતા | ૦-૧૧ |
| સરોવરના જીવો | ૦-૧૩ |
| તરવાની કળા | ૦-૭ |
| ગર્ભવિદ્યા | ૦-૧૨ |
| નૌકા બળ | ૦-૧૧ |
| સૂર્ય | ૦-૧૨ |
| ધનવિદ્યા | ૦-૧૧ |
| ખેતીના ઉપદ્રવો | ૦-૧૪ |
| ફળઝાડનો બગીચો | ૧-૨ |
| છોડવાનું જીવન | ૦-૪ |
| કરોળીઆના કાવત્રાં | ૦-૬ |
| મનુષ્ય ભ્રમણ | ૦-૧૨ |
| કેનેડાનું જવાબદાર રાજતંત્ર | ૧-૮ |
| ઉદભિજ્જોની ઉત્ક્રાંતિ | ૧-૪ |
| કેળવણી | ૧-૮ |
| સીતા | ૦-૬ |
| બુદ્ધ ભગવાનની વાતો | ૦-૬ |
| મેગેસ્થીનીસના સમયનું હિન્દ | ૦-૮ |
| પ્રકાશ | ૦-૬ |
| ઇત્સીંગના સમયનું હિન્દ | ૧-૧૦ |
| મીલની મુલાકાત | ૦-૬ |
| પ્રાચીન પૂર્વ | ૦-૧૨ |
| હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ | ૦-૧૧ |
| વેપારની ચાવી | ૧-૧૨ |
| મહમદ બેગડો | ૦-૬ |
| સુર્ય નમસ્કાર | ૦-૮ |
| પચાસ પ્રેરક પ્રસંગો | ૦-૬ |
| આપણા મહારાજા | ૦-૬ |
| ભારતીય સમાજશાસ્ત્ર | ૧-૬ |
| વિદ્યુત | ૨-૦ |
| વિજ્ઞાનના વિધાયકો | ૧-૧૨ |
| હિંદુસ્થાનમાંના જુદા જુદા થર | ૦-૧૨ |
| પ્રાણીઓનાં શુભાશુભ લક્ષણો તથા વય વિજ્ઞાન | ૦-૧૦ |
| વાઘેલાઓનું ગુજરાત | ૦-૧ |
| ભાષાવિજ્ઞાન પ્રવેશિકા | ૧-૧-૬ |
| મારું જીવન અને કાર્યક્ષેત્ર | ૦-૧૨-૦ |
| પંચતંત્રની વાતો ભા. ૧ | ૦-૮-૦ |
| " " ભા. ૨ | ૦-૮-૦ |
| રેડીઓ અને ટેલીવિઝન | ૦-૮-૦ |
| ફુલવાડી | ૦-૪-૦ |

## લુહાણામિત્ર પ્રિ. પ્રેસ, વડોદરા.

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન સાહેબ: લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર ગુણાલમિત્ર પ્રેસ: વડોદરા.

તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
સહતંત્રી: શ્રી. રમા ઠાકોર

પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર વડોદરા.

[પુ. ૩૭ મું] ફેબ્રુઆરી : ૧૯૪૨ [અંક ૬ ઠ્ઠો

## અનુક્રમણિકા



### — બાલવિભાગ —

# ઝૂલું બેલડીએ

:: આવેલ આશાભર્યા—એ ઢાળ ::

હૈયાના હેતનો હીંચકો સખિ !
બાંધ્યો જગતને ચોક રેઃ
ઝૂલું બેલડીએ.—

પિયુ ઝૂલાવે રસ કોડમાં
જુઠા મોં મચકોડે લોક રેઃ
ઝૂલું બેલડીએ.—

દીપ્તિ અમોલ મુખે ઝગમગ ઝગે,
દેખી અંતર પ્રકાશ પથરાયેઃ
ઝૂલું બેલડીએ.—

ભમતી'તી એકલી ભૂલી ભવે,
મ્હને સાથી મળ્યો સુખદાય રેઃ
ઝૂલું બેલડીએ.—

નવખંડ નેહથી નિહાળતી,
ઝૂલું ઝૂલે આભની પાર રેઃ
ઝૂલું બેલડીએ.—

ગો...લાનો સાદ વ્હાલો સાંભળે,
એનો અંતરે જાગે રણકાર રેઃ
ઝૂલું બેલડીએ.—

પ્રિયતમ રમે,
...બ્રહ્મ હૈયા હાર રેઃ
ઝૂલું બેલડીએ.—

...મંગળજી શાસ્ત્રી

# અખિલ હિંદ મહિલા પરિષદ*

## [ ૧૬ મું અધિવેશન ]

## પ્રમુખ: શ્રી. વિજયાલક્ષ્મી પંડિતનું વ્યાખ્યાન

બહેનો! આજે તમારી વચ્ચે આવી ઉભવા માટે તમે મારી જે પસંદગી કરી મને માન આપ્યું છે તે માટે હું હાર્દિક લાગણી વ્યક્ત કરૂં છું. આવતા વર્ષે દરમ્યાન જો કંઇક પણ સારી સેવા બજાવી શકાશે તો હું અત્યંત આભારી થઇશ અને આદર્શોમાંના થોડાકને પણ પૂર્ણ સ્વરૂપ આપી શકાશે તો મેં માત્ર અત્યારે ખાલી આભાર માન્યો નથી પરંતુ ખરેખર આભાર માન્યો છે એમ ગણાશે.

આપણા ગયા વર્ષના સમારંભમાં હું ભાગ લઈ શકી નથી પરંતુ નૈનીની જેલમાં રહે રહે માઇસોર પરિષદની તમામ વિગતોનો મેં પરિચય મેળવ્યો છે. અને સર્વ દિશામાં આપણી બહેનોએ જે ઉત્તરોત્તર પ્રગતી સાધી છે તેનું સંતોષ અને રસપૂર્વક નિરીક્ષણ પણ કર્યું છે. આમ છતાં આજે જગત એવી ઝડપી ગતીએ આગળ વધી રહ્યું છે કે ગયું વર્ષ એ જાણે સૈકા સમાન લાગે છે! જૂના પ્રશ્નોનો નિકાલ આવે તે પહેલાં તો નવા આવી ખડા થાય છે; નવી નવી શંકાઓ આપણા મગજ-માં વમળો જગાવે છે અને આપણાં હૈયાં ભારે બની જાય છે અને તેનાં પરિણામે આપણે થાકી જઇએ છીએ. આજે આપણા દેશના પ્રશ્નો વિશાળ પ્રમાણમાં આવી ખડા થાય છે છતાં આંતર રાષ્ટ્રિય પ્રશ્નો આજે આપણને એટલા ગભરાવી રહ્યા છે કે આપણી સ્રીઓએ સ્રી તરીકે પણ તેનો સામનો કરવા વખત આવ્યો છે. આજે યુદ્ધ કુદકે અને ભુસકે આગળ વધી રહ્યું છે અને આપણા દેશની વધુ ને વધુ નજીક આવી રહ્યું છે. અનેક દેશોમાંના સંખ્યાબંધ ઘરોમાં દુઃખો અને દીલગીરીઓ એક સાથે આપી રહ્યાં છે. આજે યુદ્ધમાં સંડોવાયલાં દેશોનાં પ્રજાજનો પર સહાનુભૂતિનો સદેશો પાઠવવાને આપણે થોડોક વખત લઇએ.

અત્યંત દીલગીરીની વાત છે કે દરીયા-પારથી આ પરિષદમાં પધારનાર માટે આજે શક્યતા રહી નથી. આ વર્ષે આપણે **મીસ વેરા બ્રીટનને** આપણા મહેમાન તરીકે આમંત્ર્યાં હતાં. તેમણે આપણાં આમંત્રણનો સ્વિકાર પણ કર્યો હતો અને તે અગાઉ આપણે તેમના લખાણોથી તો તેમનો પરિચય મેળવ્યો જ છે. તેમણે લખેલા "**શાન્તિચાહકોને પત્રો**"એ અનેક હિંદી હૃદયોને અસર કરી છે પરંતુ તેમને હિંદ આવવાની પરવાનગી-આપણી ઇંગ્લેન્ડ ખાતેની "હીએસન" કમીટીના અનેક પ્રયત્નો છતાં-મળી શકી નથી. મીસ બ્રીટનના યુદ્ધ પરત્વેના વિચારો સર્વત્ર જાણીતા છે અને સત્તાવાળાઓને લાગ્યું હશે કે તેમની હિંદમાંની હાજરીથી પરિસ્થિતીમાં કાંઇક પલટો આવશે. સત્તાવાળાઓનો આ નિર્ણય આપણે માટે ખરેખર કમનસીબ છે. ખાસ કરીને અત્યારના કટોકટીના કાળે હિંદ અને ઇંગ્લેન્ડના માનવી સંબંધો અતિ અગત્યના છે. મીસ બ્રીટનની અહિંની મુલાત

* અખિલહિંદ મહિલા પરિષદ ગયા ડિસેમ્બર ૧૯૪૧-ની તા. ૨૯ મીએ કોકોનાડા મુકામે ભરાઇ હતી તે પ્રસંગે થયેલું વ્યાખ્યાન.

કાત એ સંબંધની સાંકળને વધુ મજબુત બનાવત !

અનેક દેશમાં હિંદનું પ્રતિનીધીત્વ રજુ કરી એનો 'કેસ' જાહેર કરી આવી પહોંચેલાં શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયની હાજરી માટે હાજરી માટે આપણે આભારી છીએ. તમો એમનું સ્વાગત કરવામાં મારી સાથે સહમત થશો.

કેટલાંક વર્ષો થયાં આપણી પરિષદ આંતર રાષ્ટ્રિય પ્રશ્નો ઉકેલવાની રીત માટે યુદ્ધ વિરોધી ઠરાવો પસાર કરતી આવી છે. દરેક પરિષદમાં સ્ત્રીઓએ આક્રમણકારી બળો સામે ભારે પોકાર પાડ્યો છે અને તે સામે સ્ત્રીઓનો સંયુક્ત મોરચો ઉભો કરવા જાહેર કર્યું છે પરંતુ કમનસીબે જે મંડપમાં એ ઠરાવો પસાર કરવામા આવ્યા તેની બહાર જઇ શકયા નથી તેમજ આપણા યુદ્ધ વિરોધી ઠરાવોની સમજુત આપણી બહેનોમાં થઇ હાય તેમ લાગતું નથી, અત્યારે આપણે યુદ્ધનાં ભયોથી થોડક છેટે છીએ એટલે એનાં અનિષ્ટોનો આપણને કદાચ પૂરતો ખ્યાલ ન આવે. ગયા વર્ષ દરમ્યાન અને આજે જોતાં પરિસ્થિતિમાં ભારે પલટો થયો છે અને યુદ્ધ હિંદની વધુ નજીક આવ્યું છે. આપણી આ પરિષદ આ પ્રશ્નને કઇ રીતે છણવા માંગે છે ? આ પ્રશ્ન હું રજુ કરૂં છું ત્યારે જાણે હું કોઇ ભયંકર ભૂમિપર પગ દેતી હોઉં તેમ લાગે છે, જોકે આવો પ્રશ્ન ગમે તેટલો મુશ્કેલ હોય તો પણ તેની સામે આંખ આડા કાન કરી શકીએ તેમ નથી. હું કહું છું કે આ પ્રશ્ન પર તમે વિચાર ચલાવો અને હિંદનો સ્ત્રીસમાજ શું માંગે છે એ સ્પષ્ટ કરતી ભાષામાં તમે જવાબ આપશો. આ વિષય પરત્વેના મારાં વિચારો તો જાણીતાં જ છે. હું તમારા પર તે કોઇ બેસાડવા માંગતી નથી પરંતુ ઇચ્છું તો છું જ કે પરિષદે આ પ્રશ્નનો ટુંકી દ્દષ્ટિએ નહિં પણ આજે સંસ્કારી ગણાતી દુનીયામાં જે અંધાધુંધી પ્રવર્તી રહી છે તેની પાછળ કયાં તત્વો કામ કરી રહ્યાં છે તેનો તાગ કાઢીને ખરેખર વિચાર કરજો. યુદ્ધ કંઇ અણધાર્યું આવતું નથી. કેટલીક રાજનિતીઓનાં કારણે યુદ્ધો અનિવાર્ય બને છે. યુદ્ધ એ તો આર્થિક અને અન્ય કારણોનાં પરિણામ છે. જ્યાં સુધી સરકારો આવી રાજનિતી અખત્યાર કરતી રહેશે ત્યાં સુધી યુદ્ધો લડાવાનાં છે

પશ્ચિમમાં આપણી બહેનો આ પ્રશ્નની ઉંડી છણાવટ કરી રહી છે. પ્રગતીશીલ મંડળો રાષ્ટ્રિય અને માનવી સંબંધોનો સુમેળ સાધવા માટે પ્રયત્નો કરે જાય છે આજે જે બળો આગળ આવી રહ્યાં છે તે યુદ્ધ પછીની જગતની નવી રચનામાં સારો સાથ આપશે. નવી સમાજ રચનામાં સ્ત્રીઓએ પણ હિસ્સો આપવો પડશે અને એટલા જ માટે એ જરૂરનું છે કે આપણે આ પ્રશ્નની યોગ્ય છણાવટ કરવી. આજે આપણું વળણુ જો સ્પષ્ટ નહિં કરીએ તો આવતી કાલે નવી રચનાનું કાર્ય ઉપાડવું આપણે માટે અશકય થઇ પડશે. સ્ત્રીઓની " આંતરરાષ્ટ્રિય શાંતિ અને સ્વાતંત્ર્ય લીગ " એક નિવેદનમાં નિચેની માન્યતા વ્યક્ત કરી છે.

" યુદ્ધ એ અનિષ્ટ કરતા ગુન્હો છે જે હિંસાનો બદલો હિંસાથીજ લે છે. " આ નીતિએ મનુષ્યે મનુષ્ય સાથે એકબીજાને આધારભૂત અને લુંટ તેમજ નફાખોરીની તરફદારી જાહેર કરી છે. પરંતુ આ જાહેરાતને અસરકારક બનાવવા માટે તેને અમલીરૂપ આપવું જોઇએ. જગતશાન્તિ સ્થાપવા માટે યુદ્ધનો અંતનો આધાર યુદ્ધના મૂળભૂત કારણો પર રહેલો છે એનો નાશ તો, એક દેશનું બીજા દેશ ઉપરનું વર્ચસ્વ અને એક પ્રજાની બીજી પ્રજાથી થતી લુંટની અટકાયતમાં જ છે. સ્ત્રીઓની સર્વ સંસ્થાઓએ દુનીયાની

નિઃશસ્ત્રીકરણું પર વધુ ભાર મુકવો જોઇએ અને ન્યાયી રાજકિય અને આર્થિક નીતિ સ્થાપવા માટે શાન્તિપૂર્વક પ્રયાસો કરવા જોઇએ.

કેટલાંક વર્ષો થયાં શાન્તિ અને સ્વાતંત્ર્ય માટેની સ્ત્રીઓની સંસ્થાની હું સભાસદ છું. વળી હિંદી રાષ્ટ્રિય મહાસભા જેની નીતિ અહિંસાની છે તેનાં સભ્ય હોવાનું પણ હું માન ધરાવું છું. અહિંસાની નીતિ પર કેટલાકો કટાક્ષ કરે છે; પરંતુ એવા વિચારશીલ માણસોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે કે જેઓ માને છે કે દુનીયાનો નાશ થવા દેવો ન હોય અને તેને ક્રૂર હિંસકપણામાં ફેરવાતી અટકાવવી હોય તો તે અહિંસાના સિદ્ધાંત વડે જ થઇ શકશે. સ્ત્રીઓ તરીકે આપણા પર ખાસ ફરજો આવી પડે છે કે આપણે જીવનનાં બળો સાથે છીએ અથવા મરણના આવાહન કરનાર સાથે છીએ તેનો નિર્ણય આપણે કરવાનો છે. શું આપણે જેઓ યુદ્ધની શક્યતાઓ ઉભી કરે છે તેવાઓનાં સાથીદાર બનીશું—કે આપણે એવા પુત્રોને જન્મ આપીશું કે જેઓ બીજી સ્ત્રીઓના પુત્રોને મારી નાખશે અને પોતે જ ધિક્કારપાત્ર બનેલી એવી નીતિને ચલાવવામાં મદદરૂપ થશે અથવા આપણે નવી વીર દુનીયાના સર્જનમાં આપણો સંયુક્ત અવાજ ઉઠાવીશું કે જ્યાં મનુષ્ય જીવન અને મનુષ્યની સ્વતંત્રતાને માન આપવામાં આવશે તેમજ જ્યાં વ્યક્તિસ્વાતંત્ર્ય પ્રગતી પામશે અને સ્થિરતા ભોગવશે. આ બન્નેમાંથી આપણે પસંદગી કરવાની છે. આવતી કાલ, માત્ર સ્ત્રીઓ માટે જ નહિ પરંતુ સમસ્ત માનવજાત માટે પણ, આજે સ્ત્રીઓ જે પગલું ભરશે તેના પર અવલંબે છે. આપણે આ પ્રશ્નને હળવી રીતે ન જોઇએ.

જો તમો મારી સાથે સંમત થાવ તો આપણા દેશમાં ચાલતી પરિસ્થિતિ પ્રત્યે તમારું ધ્યાન દોરવા માંગું છું. આજે જ્યારે બ્રીટન નાના દેશોના લોકશાસન અને સ્વાતંત્ર્ય માટે લડી રહ્યું છે ત્યારે હિંદને સ્વાતંત્ર્યનો નકાર સંભળાવવામાં આવે છે. હિંદી પ્રજાએ ફેસીસ્ટ દેશો સામે પોતાનો વિરોધ વ્યક્ત કર્યો છે અને દુનીયાના પ્રગતીશીલ બળો પ્રત્યે પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી છે; પરંતુ સમાનતાની ગેરહાજરીમાં ખરો સહકાર શી રીતે આપી શકાય? હિંદમાંના બ્રીટીશ સત્તાધારીઓનું વલણ બ્રીટનના ધ્યેયની આ જાહેરાતને જુઠી પાડે છે. જ્યાં સુધી હિંદી સ્વાતંત્ર્યના હક્કનો સ્વીકાર કરવામાં ન આવે ત્યાંસુધી હિંદીઓ અન્ય દેશોની સ્વતંત્રતાના રક્ષણ માટે શી રીતે લડી શકે! નવી દુનિયાની રચના સ્વતંત્ર પ્રજાના સહકારપૂર્વક થવાની ખાત્રી ન હોય ત્યાંસુધી કહેવાતા પ્રગતિશીલ બળોનાં વિજયથી શું વળવાનું છે? આપણી સામે આ પ્રશ્નો પડેલાં છે! અલબત્ત, આખી દુનિયા આજે એક મહાન કોયડો થઇ પડી છે કે જેનો જવાબ આપણે ગોતે જ છુટકો છે!

સંસ્થા તત્કાલિન રાજનીતિથી અલગ રહી શકે એ બનવું અસંભવિત છે. આજે તો રાજનીતિ એ નિત્યજીવનના એક ભાગરૂપ થઇ પડી છે અને તેની અસરથી આપણે કદી વિમુક્ત રહી શકીએ નહિ; એટલે સંકુચિત પક્ષનીતિ અને વિશાળ રાષ્ટ્રિય તત્વો જેનો આપણે સામનો કરવાનો છે તેમને ઓળખી લેવા જોઇએ.

× × ×

હું એકતામાં માનું છું. હિંદની સ્ત્રીઓ માટે કામ કરતી સંસ્થાઓ આપણે ત્યાં ઠીક ઠીક છે. આ સંસ્થાઓનાં કામકાજમાં કેટલીક ક્ષતીઓ છે તેમજ કેટલીક વખતે બીનજરૂરી ખોટી ઈર્ષા પણ જોવામાં આવે છે. આપણો દેશ આવી સંસ્થાઓ માટે વિશાળ ક્ષેત્રરૂપ છે કે જ્યાં સાથે સાથે મળીને સારૂં કામ સાધી શકાય. પરંતુ જ્યાંસુધી તેઓની પ્રવૃત્તિઓનું સમીકરણ કરવામાં ન આવે ત્યાં સુધી આપણી પ્રગતી ધીમી અને વિલંબીત થશે. આપણે ઘણો વખત ગુમાવ્યો છે અને આપણા ભાવીને નુકશાન ન કરતાં હવે વધુ વખત ગુમાવવો પાલવે તેમ નથી ! કોઈ સંયુક્ત મંડળના આશ્રય હેઠળ દેશની સ્ત્રીસંસ્થાઓનું સંગઠન સધાય એમ ઇચ્છું છું. જુદાં જુદાં મંડળોએ કરેલાં કામો જુદી જુદી જાતનાં હશે તેની કંઇ હરકત નથી અથવા સ્થાનિક જરૂરીઆતો પ્રમાણે જુદા જુદા દૃષ્ટિકોણથી એકજ કામ હાથ ધરવામાં આવ્યું હશે તો તેમાં પણ ખોટું નથી. મને લાગે છે કે આ કાંઇ સહેલું કામ નથી. આમ છતાં તેનાં સુપરિણામો આવશે અને તેને લીધે સ્ત્રીઓમાં પરસ્પર સહકારની ભાવના ઉત્પન્ન થશે.

ભૂતકાળમાં આપણે સંખ્યાબંધ ઠરાવો પસાર કરતાં હતાં-આપણે અનેક પ્રશ્નોની છણાવટ કરતાં હતાં અને કેટલેક દરજ્જે આપણને સફળતા પણ મળતી જ્યારે કેટલાંક કામો ધીમાં પણ હતાં. હું દરરોજ વિચારૂં છું કે જો આપણે દર વર્ષે એક કે બે જ પ્રશ્નો હાથ ધરીએ તો તેમાં ઝડપી પ્રગતી સાધી શકાય. તેથી હું સુચના કરૂં છું કે ફરી એક વાર વિવિધ પ્રશ્નોની છણાવટ કરવાને બદલે ખાસ અગત્યના એકાદ પ્રશ્નને ઉપાડીએ અને તેના ઉપર જ આપણું ધ્યાન કેંદ્રિત કરીએ અને જોઇએ કે તેનું આપણે શું પરિણામ મેળવ્યું ! ગયા વર્ષે આપણે નિરક્ષરતાનિવારણનું કાર્ય ઉપાડયું હતું. આ ક્ષેત્ર એટલું વિશાળ છે કે એવું પરિણામ નહિ જેવું જ જણાશે. આ પ્રશ્નને મહત્વનો માનીને દરેક પ્રાન્તમાં જો આપણે એની પાછળ એક વર્ષ ખર્ચીએ તો આપણે સારૂં પરિણામ નિપજાવી શકીશું. પરિષદે શરૂ નિરક્ષરતા નિવારણ પ્રવૃત્તિ અન્ય પ્રગતીશીલ મંડળોમાં વિશેષ ભાવના ઉત્પન્ન કરશે અને એ રીતે તેઓ આપણી સાથે નજીકનો સંબંધ બાંધવાને પ્રેરાશે—અર્થાત તેઓ ગામડાઓમાં કામ કરવા લાગશે અને ત્યાંનાં ખેતરોના કામગારો તેમજ કારખાનાઓમાં કામ કરનારના સંપર્કમાં આવશે. પરિષદના આદર્શને અનુસરતું આ કામ છે.

વળી આપણી સામે એક આદર્શ ગામની યોજના પણ છે. આ વિચાર તો સરસ છે, પણ તેમાં આવનારી મુશ્કેલીઓનો સખત સામનો કરવો પડશે. આવાં કામોમાં તેને ઉપાડનારાઓએ સંપૂર્ણ ધ્યાન આપવાનું હોય છે. સારા કામની આશા માટે તાલીમ પામેલા આખા દિવસના કામ કરનારાઓ જેઓ ગામડામાં જ રહે તેવાઓની જરૂર પડશે. આમ કરવા છતાં આપણે કેટલું કામ કરી શકીશું તેની ચોક્કસ ખાત્રી આપી શકાતી નથી. ગામડાંના પ્રશ્નોમાં મુખ્ય પ્રશ્ન—તેની સારી સ્થિતિનો એ આમજનોને જ ઉકેલ કરવો જોઇએ. અલબત્ત, આપણે તેનામાં ઉત્સાહ ઉત્પન્ન કરી શકીએ.

# સપનાં ઘેલી !

ચાંદની જેવી ચૂંદડી એની લાલ કસુંબલ કોર,
ચૂંદડીને ચાર છેડલે નાચે રંગ-કળાયલ મોર;
—ઝબૂકે વીજ છકેલી:
દીઠી એક મેં અલબેલી !

અંબોડલાની આંટીએ આંટીએ નાગરવેલનો વાંક,
ભાલમાં ટીલડી, આંખમાં આંજણ—મેનકા જાણે રાંક;
—ઝિકાતી જોબન હેલી:
દીઠી એક મેં અલબેલી !

પાછલા પહોરની મેઘલી રાતનાં વાદળ નીતરી જાય,
આભ સવારે ઉઘડે એવા મુખડે રંગ છવાય;
—જાણે વન પાંગરી વેલી:
દીઠી એક મેં અલબેલી !

કાપતી માઝાર સાગરપાણી લાખ મોજાંની હાર,
સઢ ફુલાવી નાચતી નૈયા જોબનની મજધાર:
—હતી કોઈ સોણલાં ઘેલી:
દીઠી એક મેં અલબેલી !

શ્રી. વેણીભાઇ જ. પુરોહિત



# એકજ આશા

ગાવું'તુ ગાભરુ હિમંતને હિંચોળે,
છુપીને આંગણુ ન આવ્યું રે લોલ......૧

અમૃત પાવા'તા નિઃરસને ધરાઈને,
આશને ઓવારે હું લપટી રે લોલ......૨

નિરાશા-તિમિર ભલે ચોદિશે છવાયા,
આશા-દિપે પથ ઉજળો રે લોલ......૩

પૂર્વ પુરુષોની પુરાણી સંસ્કૃતિ જે,
માનવના સાગરે વહાવું રે લોલ.....૪

આત્મભોગ ન્યૂન અમ ભારત-આંગણાં,
થઇને બલિદાન હું ઉજાળું રે લોલ...૫

શ્રી. શાકરલાલ મોહનલાલ જોષી

આ પરિષદની દરેક શાખાઓએ તેમના સભ્યોમાં તાલીમપૂર્વક શહેરીઓને અણીને વખતે મદદ પહોંચાડવા પ્રયાસો આદરવા.

અન્ય સંસ્થાઓ સિવાય અખિલ હિંદ મહિલા પરિષદે એક સ્વતંત્ર સ્વયંસેવિકા દળ નીચેની યોજના પ્રમાણે ઉભું કરવું.

**યોજના:**

(૧) જનતાને કટોકટી વખતે મદદ કરવી.

(૨) ભયભર્યાં વિસ્તારોમાંથી સ્ત્રી-બાળો વગેરેને ખસેડવામાં સહાયભૂત થવું.

(૩) પ્રાથમિક મદદ અને અણીને વખતે સારવારનાં કામો યોજવાં.

(૪) નુકશાન પામેલા વિસ્તારોમાં ખોરાક અને જરૂરી વસ્તુઓ પહોંચાડવી.

(૫) હવાઇ હુમલાબાદ ઇજા પામેલાઓને બચાવવામાં મદદ કરવી.

(૬) આંતરીક અવ્યવસ્થાનો સામનો કરવો



## ચાંદાને

ઉંચા આભલા ને ઉંચા ગગનના ઘાટ, અલા ચાંદલિયા !
કંઇ ઉંચા ઉંચા ત્હેમાં ત્હારા વાસ:
જાતાં જાતાં ઘડિક થોભતો જા !

ઝળકંતી પાંપણી ને ચળકંતી આંખડી, અલા ચાંદલિયા !
ફુલ ફુલડે ઉડે છે તુજ બાણ:
જાતાં જાતાં ઘડિક થોભતો જા !

વાજે છે દિવ્યતાની વાંસળી, અલા ચાંદલિયા !
કંઇ રાચે છે રસિયાના રાસ:
જાતાં જાતાં ઘડિક થોભતો જા !

અનંતતાને આરેથી, ડુંગરીયાની ધારેથી, અલા ચાંદલિયા !
સુધા સુરમ્ય રેલાવ:
જાતાં જાતાં ઘડિક થોભતો જા !

રૂપાળા રસાળા, આત્મા ડોલનવાળા, અલા ચાંદલિયા !
ઝરયા પ્રેમના ઝરણાં પ્રાણમાંહ્ય:
જાતાં જાતાં ઘડિક થોભતો જા !

**શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ**

# સ્ત્રી કાર્યકરોની તાલીમ યોજના

આજે એવો વખત આવી પહોંચ્યો છે કે જ્યારે અખિલ હિંદ મહિલા પરિષદે આમ જનતામાં પહોંચી જવાની યોજના ઉપાડવી જોઇએ. અને સ્ત્રીઓ દેશના તંદુરસ્ત, બુદ્ધિશાળી તેમજ ઉપયોગી શહેરીઓ થાય તેવા પ્રયત્ન કરવા જોઇએ. આવાં કામ માટે તાલીમબદ્ધ આખો વખત કામ કરનાર કાર્યકરોની જરૂર પડશે તે માટે પરિષદ સુચના કરે છે કે પાંચ જણની એક પેટા સમિતિ નીમી તેને વધુ સભ્યો ઉમેરવાની સત્તા આપી સ્ત્રીઓને તાલીમ આપવાની યોજના ઘડી કાઢવી જોઇએ. (૧) આ યોજનાના અમલ માટે (૨) શિક્ષણપ્રચાર માટે (૩) સહાયકામ માટે તેમજ (૪) ગ્રામ ઉદ્યોગો માટે.

અખિલ હિંદ મહિલા પરિષદની સ્ટેન્ડીંગ કમીટીએ કરેલા ઠરાવ મુજબ કાર્યકર્તાઓની તાલીમ સમિતિની બેઠક તા. ૨૯ મી ડીસેમ્બર ૧૯૪૧ ના રોજ રાત્રે નવ વાગે મળી હતી. જ્યારે શ્રીમતિ વિજ્યાલક્ષ્મી પંડિત, શ્રીમતિ કમળાદેવી, લેડી રામરાવ, શ્રીમતિ રામેશ્વરી નહેરૂ, મીસીસ હન્નાસેન, મીસીસ ઉર્મીલા મહેતા, કુમારી મૃદુલા સારાભાઈ, મીસીસ રાજેન નહેરૂ અને શ્રીમતી રેણુકા રે હાજર હતાં.

સભા બોલાવનારની વિનંતિને માન આપીને શ્રીમતિ મૃદુલા સારાભાઇએ કાર્યકર્તાઓની તાલીમને લગતી યોજના સમજાવી હતી. કેટલીક ચર્ચાને અંતે નીચે પ્રમાણેનો નિર્ણય નવી સ્ટેન્ડીંગ કમીટીની મીટીંગની બહાલી માટે રજુ કરવા સ્વીકારાયું હતું. વળી પહેલા પ્રાંતિક તાલીમ મથક માટે નીચેનામાંથી પસંદગી કરવા કહ્યું હતું:-અલ્હાબાદ અથવા ગુજરાત અથવા વર્ધા, સી. પી.

આ યોજના માટે નીચેના પ્રાન્તો લક્ષમાં લેવાશે.

(૧) અજમેર મેરવારા, (૨) ગુજરાત, (૩) મુંબાઇ ( શહેર અને પરાં ), (૪) મહારાષ્ટ્ર, (૫) કર્ણાટક, (૬) કેરાળા, (૭) તામેલનાડ, (૮) આંધ્ર. (૯) ઉત્કળ, (૧૦) બેંગાલ, (૧૧) આસામ. (૧૨) બિહાર, (૧૩) યુક્ત પ્રાંતો, (૧૪) પંજાબ. (૧૫) સિંધ, (૧૬) સરહદ પ્રાંતો, (૧૭) બીરાર, (૧૮) નાગપુર, (૧૯) મહાકોશલ, (૨૦) દિલ્હી. **દેશી રાજ્યો** (૨૧) મૈસુર, (૨૨) ત્રાવણકોર, (૨૩) હૈદ્રાબાદ (ડિક્કન), (૨૪) ઇંદોર, (૨૫) કોલ્હાપુર અને (૨૬) કોચીન.

## તાલીમ યોજના

તાલીમ મેળવનાર કાર્યકર્તાઓના ત્રણ ભાગો પાડવામાં આવશે. (૧) પ્રાંતિક પ્રચારકો, (૨) જીલ્લા પ્રચારકો અને (૩) પ્રચારક એકમો.

## પ્રાંતિક પ્રચારકો

(૧) અખિલ હિંદ મહિલા પરિષદની તાલીમ યોજનાની પેટા સમિતિ પ્રાંતિક પ્રચારકોને લગતી વ્યવસ્થા કરશે.

(૨) સ્ત્રીઓના તાલીમ વર્ગની પેટાસમિતિ આ કામ માટે ચાર માસ માટે તાલીમ કેન્દ્રો ખોલશે, અને પસંદ કરવામાં આવેલા ઉમેદવારોની સંખ્યા પ્રમાણેની વ્યવસ્થાની જોગવાઇ કરશે.

(૩) ઉપરની પેટા સમિતિની પસંદગી - સમિતિ આવા તાલીમવર્ગ માટેના ઉમેદવારોની પસંદગી કરશે અને જે તે પ્રાંતની આ બાબતોમાં સલાહ લેશે.

(૪) જેઓએ ગ્રેજ્યુએટ સુધીનું અથવા

એટલું જ શિક્ષણ પ્રાપ્ત કર્યું હશે અથવા જેઓ રાષ્ટ્રભાષાના સ્નાતિકા હશે અથવા જેઓએ પ્રચારકાર્ય અંગેની આવડત કેળવી હશે તેમને પસંદગી આપવામાં આવશે. કામકાજ માટે હિંદુસ્તાનીનું જ્ઞાન આવશ્યક રહેશે.

(૫) પસંદ કરાયેલા ઉમેદવારો સિવાયનાઓ જેઓ સંસ્થાઓ માર્ફતે તાલીમ લેવા આવતાં હશે અગર સીધાં તાલીમ લેવાં આવતાં હશે તેઓ જો પુરેપુરો ખર્ચ આપશે તો તેમને દાખલ કરવામાં આવશે.

(૬) આ ઉમેદવારોના ચાર માસના તાલીમ ખર્ચમાં જમવા, ઉતરવા અને શિક્ષણની ફીનો સમાવેશ રહેશે. વૈદકીય સગવડો અથવા ખાસ ખોરાક માટે જુદો ખર્ચ આપવો પડશે. આ ખર્ચ આવનાર ઉમેદવારે પુરેપુરો અથવા તેનો અમુક ભાગ જે સંસ્થા માર્ફતે તે આવતાં હશે તેની પાસેથી અથવા શિક્ષણ લેનારની પોતાની પાસેથી લેવામાં આવશે અથવા પરિષદની પ્રાંતિક શાખા માર્ફતે આવતાં હશે તો તેમને મળતા વિદ્યાવેતનમાંથી લેવાશે.

(૭) પ્રાંતિક પ્રચારકો તરીકે પસંદ કરવામાં આવેલાં ઉમેદવારોએ છ માસ સુધી પ્રોબેશન ધોરણ ઉપર કામ કરવું પડશે.

(૮) પ્રાંતિક પ્રચારકોના પ્રોબેશન વખતના તેમ જ તે પછીના વખત માટેના પગારો શ્રીઓની તાલીમ પેટાકમિટિની સલાહ અનુસાર પ્રાંતિક સમિતિઓ નક્કી કરશે. પ્રાંતિક પ્રચારકોની ફરજો અને સેવાઓને લગતાં નિયમો તાલીમ પેટાસમિતિ નક્કી કરશે.

(૯) ઉમેદવારે ઓછામાં ઓછા બે વર્ષ એ પ્રાંતમાં કામ કરવાની બાંહેધરી આપવી પડશે. નિયમભંગ કરનાર માટેની સલામનીને લગતા નિયમો તાલીમ પેટાસમિતિ નક્કી કરશે.

(૧૦) પ્રાંતિક પ્રચારકો તેમની સેવાઓને લગતી તમામ બાબતોમાં અખિલ હિંદ મહિલા પરિષદના તાબામાં રહેશે, તેમના પગારો આ સ્ટેન્ડીંગ કમિટિ આપશે. અને તેમની સેવાઓ પ્રાંતિક શાખાઓને ઉછીની આપેલી હોવાની ગણવામાં આવશે.

(૧૧) શિક્ષણનું માધ્યમ હિંદુસ્તાની અને અંગ્રેજી રહેશે.

(૧૨) પ્રાંતિક પ્રચારક એ શાળાના પ્રચારક મંત્રી તરીકે પણ કામ કરશે.

(૧૩) ઘણા વખતથી શાળા છોડી ગયેલાં એવાંઓ માટે તેમનું શિક્ષણ તાજું કરવાને લગતા વર્ગો પણ ખોલવામાં આવશે અને તેમનું જ્ઞાન તાજું કરાવી અપાશે. આ યોજનાઓ પ્રાંતિક શાખાઓએ પોતપોતાના પ્રાંતોમાં; તાલીમ સમિતિની સલાહ સુચના પ્રમાણે ચલાવવાની છે.

## જીલ્લા પ્રચારકો

(૧) પ્રાંતિક પ્રચારકોને તાલીમ આપ્યા બાદ જીલ્લા પ્રચારકોને તાલીમ આપવાની યોજના પ્રાંતિક શાખાઓ તાલીમ સમિતિની સલાહ સુચના પ્રમાણે તાલીમ વર્ગો યોજવામાં આવશે.

(૨) જેઓએ મેટ્રીક્યુલેશન અથવા સ્કુલ લીવીંગ પરિક્ષા પસાર કરી હશે તેઓ તેમ જ જેમણે પ્રચારને લગતા કામકાજનો અનુભવ મેળવ્યો હશે તેઓને પસંદ કરવામાં આવશે.

(૩) ઉમેદવારોને નિમવાને તેમજ તેમના અભ્યાસને લગતા નિયમો ઘડવાનું કામ તાલીમ પેટા સમિતિ પ્રાંતિક શાખાની કારોબારીની સલાહ સુચના પ્રમાણે થશે.

(૪) જીલ્લા પ્રચારક એ જીલ્લાના પ્રચાર મંત્રી તરીકે પણ રહેશે.

## પ્રચારક એકમો

(૧) પ્રૌઢ શિક્ષણ, સ્વાસ્થ્ય પ્રચાર અને ગૃહઉદ્યોગો દ્વારા પ્રાંતિક શાખાઓ, પ્રચાર એકમો, તાલીમ પેટાસમિતિની સુચના અનુસાર ઉભા રહેશે.

(૨) નવાં તાલીમ કેન્દ્રો ખોલવાથી દુર રહેવું અને માત્ર અસ્તિત્વ ધરાવતાં તાલીમ કેન્દ્રો દ્વારાં જ શિક્ષણ આપવું. આ માટે જ્ઞાતિભેદ સિવાયના તેમ જ સામાજિક પ્રગતિશીલ એવી સંસ્થાઓ પસંદ કરવી.

(૩) તાલીમ પેટાસમિતિએ દરેક પ્રાંતમાંથી માહિતી ભેગી કરી આ દિશામાં કામકાજની શરૂઆત કરવી, અને તેમની મારફતે પ્રચાર એકમો ઉભાં કરવાં.

(૪) આને લગતાં પરિશિષ્ટો તાલીમ પેટાસમિતિ તૈયાર કરશે.

(૫) આ પરિશિષ્ટો વખતો વખત પ્રસિદ્ધ કરીને અને તેનો પ્રાંતિક અને પેટા શાખાઓ તથા અન્ય સામાજીક સંસ્થાઓ મારફતે પ્રચાર કરવો.

(૬) નવાં વિદ્યાર્થીનીગૃહો ખોલવા માટેનાં પ્રયત્નો પણ ચાલુ રાખવાં.

(૭) આ યોજનામાં એવી સ્ત્રીઓની પસંદગી કરવી કે જેઓ કામ કરવાને ઉત્સુક હોય પરંતુ તેનું લગતું ક્ષેત્ર મેળવી શકતાં ન હોય.

(૮) ઉમેદવારના ધોરણ મુજબનો અભ્યાસક્રમ નક્કી કરવો તેમ જ તેને સોંપાયેલ કામની હકીકત એ વખતે ધ્યાનમાં લેવી.

(૯) અસ્તિત્વ ધરાવતી દરેક સંસ્થાએ અથવા તેમાંના જુથને ખાસ તબક્કા માટે તૈયાર કરવાં કે જેથી કેટલાંક પ્રાથમિક તાલીમ મેળવી શકે–કેટલાંક એથી આગળની અને કેટલાંક આખરની પણ મેળવી શકે. આમ થવાથી વિશેષ તૈયારી થઇ શકશે.

આ પછી તાલીમ અંગેના વિષયવાર વ્યાખ્યાનોની પણ યોજના કરવામાં આવી છે. તેમ જ તાલીમ યોજનાને લગતાં બજેટના આંકડાઓ પણ રજુ કરવામાં આવ્યા છે.

ॐ

# એક વાર આવજો

મ્હારે નેસલડે એક વાર આવજો,
આવવાનો સંદેશો જરૂર કહાવજો;
મ્હારે નેસલડે એક વાર આવજો...

: : સાખી : :

કહાના ! જોતાં વાટડી, ઉજાગરે ગઇ રાત;
દિવસો પણ વીતી ગયા, જપતાં મોહન ! જાપ.

નેહ ભર્યાં શામળિયા ! નોતરાં સ્વીકારજો,
ગોકુળમાં અમૃત પગલે પધારજો;
મ્હારે નેસલડે એક વાર આવજો...

: : સાખી : :

મધુરાં ગોરસ સાચવ્યાં, તમને જેનો શોખ;
પહાવીને મ્હેં જાળવી, તાજા રાખ્યા પોંખ.

દીપેલ કોલના તાલને પ્રમાણજો,
થોડું ઓછું ઝાઝું કરી નંદલાલ ! જાણજો;
નેહ ભર્યા નેસલડે એક વાર આવજો...

શ્રી. મુક્તા મંગળજી શાસ્ત્રી

# તેથી શું ?

રચ્યા રાસો રસીક રીતે, સરળ કાવ્યો લખ્યાં પ્રીતે,
રસીકતા ને સરળતા સહુ, જીવનમાં ના ગ્રહ્યાં હેતે;
બતાવીને ગીરી શૃંગો, પછાડયા પૃથ્વી પાતાળે,
લહયું ના કંઈ જીવન માંહી, થયા કવીરાજ તેથી શું ? ૧

લખ્યા લેખો અતી મોટા, ભર્યાં દરદો જગત ભરનાં,
વહાવ્યા અન્યનાં આંસુ, ન રહતાં કોઈદી શીખ્યા;
લખી ભાષા કટુશબ્દે, વિવિધતા દાખવી તેમાં,
જીવનનાં દર્દ ના લેખ્યા કદી, લેખક થયા તો શું ? . ૨

મધુરતા જો વમી કંઠે, મીઠાં ગાણું તમે ગાયો,
મૃદુ વચને પીપાસીને, ન દીધી કો મધુરતાઓ;
બનાવો મુગ્ધ હૈયાંને, તમારા કંઠ કોકીલથી,
થયુના મુગ્ધ તમ હૈયુ, કદી ગાયક થયા તો શુ ?...૩

કર્યા ભાષણ ઉંચા સાદે, ગળાને ખુબ ખહેલાવ્યું,
હજારોના સમુહ વચ્ચે, જીવનનું ધ્યેય સમજાવ્યું;
ફરજ જે જે મનુષ્યોની બતાવી તે દલીલોથી,
બધીર જો છો તમો હૈયે, કહો વક્તા થયા તો શું ? . ૪

શ્રી. જયન્તકુમાર ભટ્ટ



# શ્રી દેવી નામસ્મરણ

( અંબે આરાસુરની રાણી, ઓ મા પાવાની પટરાણી તુજને નમન નમન—ઢબ )

અંબે શૈલસુતા રુદ્રાણી, ઓ મા જગદમ્બા કાત્યાયની, તુજને નમન નમન;
માજી આપ રહ્યા ગીરનારી, ઓ મા આપ જ છો શર્વાણી, તુજને નમન નમન.

વિશ્વ વ્યાપીની શૂલ ધારીણી, વૈષ્ણવી રૂપા દેવ મોહિની;
મહામાયા તું માત-તુજનેનમન નમન અંબે...

સિંહવાહિની શ્રી પરમેશ્વરી, મહાયોગીની, જય મહેશ્વરી;
નારાયણી તું માત-તુજને નમન નમન અંબે...

શીવદૂતિ મંગલા ચંડીકે, સરસ્વતી કામદા અંબીકે,
નારસિંહી તું માત-તુજને નમન નમન. અંબે...

અસુર નિકન્દન વિશ્વ વંદીની, વિઘ્ન હારિણી, જગત તારીણી;
જગત જનુની માત-તુજને નમન નમન. અંબે...

નામ સ્મરણ ઉર હર્ષ પ્રેમનું, સ્વીકારીને અમ બાળસ્નેહીનું;
આશિષ દો ને માત-તુજને નમન નમન અંબે...

શ્રી. શાન્તારામ કૃષ્ણરાવ ભગવતે

# અખિલ હિંદ મહિલા પરિષદની કાર્યવાહી

## [ સોળમું અધિવેશન ]

કોકનાડા ખાતે ગયા ડિસેમ્બર માસમાં મળેલી અખિલ હિંદ મહિલા પરિષદનું આ અધિવેશન એક રીતે યાદગાર લેખાવું જોઇએ. કારણકે તેણે આ વર્ષે, અગાઉનાં વર્ષોની પરિપાટીથી જરા જુદો રાહ લીધો છે.

ગયા વર્ષે મળેલા અધિવેશનનાં પ્રમુખે આજની દેશની પરિસ્થિતિ પર અને તેને અનુરૂપ કાર્યક્રમ યોજવા પર ભાર મૂક્યો હતો તેજ પ્રમાણે આ વર્ષના અધિવેશનનાં પ્રમુખે પણ એજ બાબત પર ખાસ ભાર મૂક્યો છે. અધિવેશનને અંગે નિમાયેલા જુદાં જુદાં ગ્રુપોએ પોતપોતાના કાર્યના હેવાલો રજૂ કર્યા હતા; તે પરથી જણાય છે કે, પરિષદ ઠીક ઠીક પ્રગતિ ગયા વર્ષ દરમિયાન સાધી છે.

આ વર્ષે પણ, અધિવેશનનાં પ્રમુખે એક નવીન રાહ, આજની કટોકટીની પરિસ્થિતિને લક્ષ્યમાં લઇને બતાવ્યો છે. અને અધિવેશનમાં પસાર કરેલા ઠરાવોમાં મહત્ત્વના ઠરાવ તરીકે તાલીમ કેન્દ્રોને અગત્યનું સ્થાન આપ્યું છે.

આજે યુદ્ધનાં વાદળો હિંદ પર પણ ઝઝૂમી રહ્યાં છે; જાપાનીસોએ બર્મા પર આક્રમણ કરીને યુદ્ધને હિંદની વધુ નજીક આણ્યું છે અને તે તબક્કે દેશના પુરુષ કાર્યકર્તાઓ જેમ એ પરિસ્થિતિ સામે આંખો મીચી બેસી રહી શકે નહિ. તેઓએ પણ સક્રિય રચનાત્મક કાર્યક્રમમાં લાગી જવું જોઇએ તેમ સ્ત્રીઓએ પણ આવા કટોકટીના કાળે તેમને લાયકની ફરજો બજાવવી જોઇએ.

અત્યારે જ્યારે વખત ટૂંકો છે ત્યારે તેટલા ટૂંક વખતમાં પણ જેટલું કાર્ય થઇ શકે તેટલું ઓછું જ છે; એ ગણતરી લક્ષ્યમાં લઇને પરિષદ તરફથી જે સ્ત્રી તાલીમ વર્ગની યોજના કરવામાં આવનાર છે તેનો બહેનોએ પૂરતા પ્રમાણમાં લાભ લેવો જોઇએ.

આ તાલીમ વર્ગોની યોજના આ અંકમાં અન્યત્ર આપી છે. તે સૌ બહેનો અવશ્ય વાંચી જાય; અને તેનો અભ્યાસ કરે. બહેનો—શિક્ષિત બહેનો અત્યારના સમયે કેવો ફાળો આપી શકે તેને લગતી ઠીક ઠીક માહિતીઓ તેમણે મેળવી લેવી જોઇએ.

આ માટે—સ્ત્રીઓના તાલીમકેન્દ્રોની પ્રાંતિક અને જીલ્લાકેન્દ્રોની વ્યવસ્થા કરવામાં આવી છે અને તેમાં જુદી જુદી સંસ્થાઓ તરફથી અથવા વ્યક્તિગત રીતે પણ પોતપોતાના પ્રાંત કે જીલ્લામાં શરૂ થનાર વર્ગોમાં બહેનોએ જોડાઇ જઇ તાલીમ મેળવી દેશના અત્યારે અતિ ઉપયોગી થઇ પડેલા કાર્યમાં પોતાનો સક્રિય સાથ આપવો જોઇએ.

પરિષદ તરફથી બહેનોમાંથી નિરક્ષરતા નિવારવાના પ્રયત્નો ઠીક ઠીક પ્રમાણમાં થયા છે-પરંતુ હજી જોઇએ તે પ્રમાણમાં તે નિર્મૂળ થયેલ નથી. એટલે આવા અત્યારના સંજોગોમાં આવાં કામોમાં આપણા આમસમુદાયની બહેનોનો સંપૂર્ણ કદાચ ન મળી શકે; એટલે જેટલાં પણ શિક્ષિત બહેનો હોય તેમણે તાલીમ કેન્દ્રોમાં જોડાઇ જઇ દેશના આજના મહત્ત્વના કામમાં લાગી જવું જોઇએ.

પરિષદે આ વર્ષે ઠરાવોની હારમાળા પસાર કરી નથી, પરંતુ એકાદ બે અગત્યનાં કામો હાથ લેવાનો જે નિર્ણય કર્યો છે તે પ્રશંસાપાત્ર છે; અને પરિષદે તેવાં ઉપાડેલાં

કાર્યોને સાંગોપાંગ પાર પાડે એમ ઇચ્છીએ છીએ.

*

આ સ્થળે અમે પરિષદનાં સંચાલક બહેનો સમક્ષ અમારૂં એક નમ્ર સૂચન રજૂ કરીએ છીએ.

આજે જ્યારે દેશમાં રાષ્ટ્રભાષા શિક્ષણનો પ્રચાર ઠીક પ્રમાણમાં પ્રગતિ કરી રહ્યો છે અને પ્રાંતે પ્રાંતમાં એ બાબતના સારા પ્રયત્નો થઈ રહ્યા છે તે વખતે પરિષદનું કામકાજ પણ રાષ્ટ્રભાષાના માધ્યમદ્વારા ચલાવાય એ અત્યંત આવશ્યક છે.

આપણી શિક્ષિત બહેનો અંગ્રેજી ભાષા જાણનાર બહેનો જ માત્ર આ પરિષદની કાર્યવાહીનો લાભ મેળવી શકે છે; પરંતુ તેને બદલે જો પરિષદની કાર્યવાહી રાષ્ટ્રભાષાના માધ્યમદ્વારા ચલાવવામાં આવશે તો સંખ્યાબંધ નવશિક્ષિત બહેનો પણ પરિષદની કાર્યવાહીમાં રસ લેતી થશે; અને પરિણામે, આજે પરિષદ જે માત્ર અંગ્રેજી શિક્ષિત બહેનો સુધી જ પોતાનું કાર્યક્ષેત્ર પરિમિત રાખી શકી છે તેને બદલે સર્વસામાન્ય હિંદુસ્તાની ભાષા લખી વાંચી જાણતી બહેનોને પરિષદ તરફ પણ આકર્ષી શકશે અને એ રીતે પરિષદનું કાર્યક્ષેત્ર પણ વિસ્તૃત થતું જશે.

"મ"

---

# "ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ"

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના મુજબ, તમામ કોમનાં ગુજરાતી બોલતાં, કૉલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઈ તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે કે, તેમણે ગુજરાતી ભાષામાં **"ગુજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ"** એ વિષય ઉપર એક નિબંધ ૩૦ થી ૩૫ ફુલસ્કેપ કાગળના કદનો, તા૦ ૧૯-૬-૪૨ ને વાર શુક્ર સુધીમાં નીચેને શરનામે રજીસ્ટર્ડ પોસ્ટથી જે કૉલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાના સરનામા સાથે મોકલવો.

વિદ્યાર્થીઓના નિબંધોમાંથી જેનો નિબંધ કમીટી પસંદ કરશે તેને રૂ. ૫૦) સુધીનું એક, તેમ વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી એ જ રીતિએ જેનો નિબંધ પસંદ થશે તેને રૂ. ૫૦) સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે; પસંદ થએલો નિબંધ તા૦ ૨૫-૭-૪૨ ને વાર શનિની જાહેર સભામાં વાંચવામાં આવશે. સહાયક મંત્રી સાથે નીચેને શીરનામે પત્રવ્યવહાર કરવો.

**અંબાલાલ બુલાખીરામ જાની,**
સહાયક મંત્રી, શ્રી ફા. ગુ. સભા, મુંબઈ.
૩૬૫, સભામંદિર, વિઠ્ઠલભાઈ રોડ,
મુંબઈ નં. ૪.

## સ્વામી શ્રી. અખંડાનંદજીની

# સ્ત્રીઓ માટેની સાહિત્ય સેવા

પરિચયકાર : શ્રી. મણિલાલ મ. વ્યાસ

સ્વામી અખંડાનંદનું અવસાન થયું છે છતાં તેઓ હમેશ માટે અમર રહી ગયા છે. એમણે ગુજરાતને ગામડે ગામડે ઉપયોગી સાહિત્ય-જનહિતકારી સાહિત્ય પહોંચાડીને ,ગરીબ જનતાની સાચી સેવા બજાવી છે. ગુજરાતને વાંચતું કર્યું છે, ધન-લોભી ગણાતા ગુજરાતને સાહિત્યમાં રસ લેતું કરવાના શ્રીગણેશ માંડ્યા હતા એમ કહીએ તો તે જરાય અજુક્તું નહિ લેખાય.

એમણે અત્યાર સુધીમાં બહાર પાડેલાં પુસ્તકો ગણાવવા બેસીએ તોપણ સંખ્યાબંધ છે. તેમાં થોડું ભણેલાઓ માટે તેમજ ધાર્મિક જનતા માટે એમણે, બહાર પાડેલાં પુસ્તકો તો હજારોની સંખ્યાની આવૃત્તિમાં હતાં.

અહીં આપણે એ વિષે લખવા બેસીએ તો પાનાંનાં પાનાં ભરાય; પરંતુ આપણે તો એમણે સ્ત્રીઓ માટે શું કર્યું છે તેજ જોઇએ.

જ્યારે આજના જેટલાં ગુજરાતી સાહિ-ત્યમાં સ્ત્રી માસિકો નહોતાં; જ્યારે "સ્ત્રીઓના ખરું સાહિત્ય" બહાર પાડવાનો દાવો કરનારાઓની આજના જેટલી સંખ્યા નહોતી ત્યારે સ્વામી શ્રી અખંડાનંદજીએ "ભારતનાં સ્ત્રીરત્નો "ના ત્રણ મોટા ગ્રંથો બહાર પાડ્યા હતા.

આ ત્રણે કાળમાં બહેનોને ઘેર બેઠાં સરળ વાચન મળે છે; તેમાં પણ એની વિશિષ્ટતા આપણાં પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન કાળનાં ભારતમાં થઈ ગયેલાં અને કેટલાંક અર્વાચીન નારીરત્નોનાં જીવનચરિત્રો આપ્યાં છે. એના લેખક સ્વ. શ્રી. શિવપ્રસાદ દલપત-રામ પંડિતે ઊંડા અભ્યાસ અને કેટલાંક તો પરભાષામાં વખાણાયેલાં ચરિત્રો ગુર્જર બહેનો સમક્ષ રજૂ કર્યાં છે.

આજે તો આપણે ત્યાં નવીન યુગ આવી ગયો છે; બહેનો ઘરના ક્ષેત્રમાંથી બહાર આવી વિશાળ સામાજિક અને રાજકીય ક્ષેત્રોમાં કામ કરતી થઇ છે; તેના મૂળમાં જોઇએ તો આવાં પ્રેરણાત્મક ચરિત્રો હોવાનું સહેજે કહી શકાય.

એ જીવનચરિત્રોના પહેલા ભાગમાં આપણાં પૌરાણિક નારીરત્નોનાં, આજના સામાજિક જીવનમાં અત્યંત માર્ગદર્શક થઇ પડે તેવાં ચરિત્રો હોઇને તેના બીજા ભાગમાં ભારતની વીર રમણીઓ પતિપરાયણા હોવા ઉપરાંત તેમણે રણક્ષેત્રમાં પણ કેવાં કાર્યો કરી બતાવ્યાં હતાં તેના ઉત્તમ આદર્શો મળી આવે છે; જ્યારે એના ત્રીજા ભાગમાં અર્વાચીન કાળની બહેનોએ રાજદ્વારી અને સામાજિક ક્ષેત્રોમાં કેવી કેવી ફરજો બજાવી છે અને રાષ્ટ્રીય કાર્યોમાં કેવો કિંમતી ફાળો નોંધાવ્યો છે તેનાં દૃષ્ટાંતો છે.

આ ત્રણે ભાગો બીજેથી બહાર પડ્યા હોત તો તો તે દસ રૂપિયાની કિંમતે વેચાતા

હોત પરંતુ સ્વામી શ્રી અખંડાનંદજીએ તે સ્વલ્પ મૂલ્યે બહાર પાડયા હતા અને ઘણા વખત સુધી તો તે અર્ધા મૂલ્યે મળતા હતા.

"ભારતનાં સ્ત્રીરત્નો" ઉપરાંત, તેઓ ધીમે ધીમે ગુર્જર બહેનો સમક્ષ એક આદર્શ બાળાની જીવનરેખાની ઝરમર સમજાવતી નાની પુસ્તિકા પ્રકટ કરી હતી, જે માત્ર નામના મૂલ્યે મળતી હતી અને કેટલાકોએ તો તેની મોટા પ્રમાણમાં-સંખ્યામાં એની લહાણી કરી હતી. સાચે જ, એ પુસ્તક લહાણી કરવા જેવું હતું.

આ ઉપરાંત સસ્તુ સાહિત્યની આ સંસ્થા દ્વારા સ્વામીજીએ ટૂંકી વાર્તાઓના જે ભાગો બહાર પાડયા છે તે દરેકમાં ખાસ સામાજિક વાર્તાઓ-સ્ત્રીઓપયોગી વાર્તાઓ અગ્રસ્થાન ધરાવતી હતી. અને તેમાં પણ ટૂંકી વાર્તાઓનો પહેલો ભાગ તો આપણે સામાજિક પ્રસંગો હુબહુ રીતે રજૂ કરે છે.

વળી તેમના તરફથી પ્રકટ કરવામાં આવેલ "મનુસ્મૃતિ"માં સ્વામીજીએ, મનુમહારાજના કેટલાક શ્લોકોનો ઉલ્લેખ કરી સ્ત્રીજાતિ પ્રત્યે મનુમહારાજ ઉદાર ભાવનાવાળા હતા અને કેટલાક અનુદાર શ્લોકો જે તેમાં આવે છે તે પાછળથી ક્ષેપક રૂપે પેસી ગયેલા હોવાનું જણાવ્યું છે.

આમ સ્વામીશ્રી અખંડાનંદજીએ સ્ત્રીઓપયોગી સાહિત્ય ઠીક પ્રમાણમાં આપ્યું છે; ઘરમાં ગોંધાઇ રહેતી બહેનોને આશીર્વાદરૂપ અને ઘડીભરના વિસામા સરખું નીવડ્યું છે.

આજે એ સ્વામીશ્રી નથી; એમનો સ્થૂલ દેહ, એમના આત્માની અમર સુવાસ ફેલાવતો રહી આપણી વચ્ચેથી અદશ્ય થઇ ગયો છે પરંતુ એમણે વાવેલા વૃક્ષનાં મીઠાં ફળનો આપણે આસ્વાદ લઇએ છીએ; અને હમેશ માટે લઇ શકીએ તેવી વ્યવસ્થા પણ તેઓ કરી ગયા છે.

અમર હો સ્વામીશ્રી અખંડાનંદજી; અમર રહો સસ્તુ સાહિત્ય કાર્યાલય.

---

# દુનિયાની નવરચનામાં સ્ત્રીઓ ફાળો આપી શકે.

સ્વ. જયાવતી દુર્લભરાય સ્મારક લેખિત ઇનામી નિબંધ યોજના મુજબ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના સભાસદ બહેનો તેમજ ગુજરાત કાઠિયાવાડમાં વસતાં તમામ ગુજરાતી હિંદુ બહેનોને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ-મુંબઇ તરફથી નિમંત્રણ કરવામાં આવે છે કે ઉપર જણાવેલ વિષય ઉપર ફુલસ્કેપ કાગળની એક બાજુએ શાહીથી લખેલો ૧૪ થી ૧૬ પાનાં સુધીનો હોવા જોઇએ તે તા. ૨૮-૨-૪૨ સુધીમાં મંડળને મોકલી આપવો.

ફતેહમંદ થનાર પહેલાં ત્રણ બહેનોને રૂા. ૩૦-૨૦-૧૦ નાં ઇનામો આપવામાં આવશે.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ
વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબાઇ, ૪

# પહેલો નંબર

લેખક :
શ્રી. બાળકૃષ્ણ જોશી

આજે માલા બારે આનંદમાં હતી. તેની છમાસિક પરીક્ષાનું પરિણામ બહાર પડી ગયું હતું. તેની સમોવડીઅણ શોભનાને પાછળ હઠાવી દઇ તેણે પહેલો નંબર મેળવવાથી તેની છાતી ગર્વથી ફૂલતી હતી; અને પોતાનો એ આનંદ ઘેર જઇ માને કયારે બતાવાય તેની તેને ચટપટી થઇ ગઇ હતી.! હવે વાર્ષિક પરીક્ષામાં પણ પહેલો નંબર મેળવી આવતી સાલ મેટ્રીકની પરીક્ષામાં પણ પહેલાં કેમ કરી આવશે તેની તેને ફિકર પેઠી હતી; અને તે માટે આજથીજ અપૂર્વ ખંતથી મહેનત કરવાનો તેણે મનમાં નિશ્ચય કરી દીધો હતો !

વાસ્તવિક રીતે તેનું ઘર નિશાળથી પાંચજ મિનિટમાં પહોંચી જવાય એટલું નજીક હતું; પણ ઘેર પહોંચવાની બીલકુલ ઉતાવળ લાગવાથી તેને એટલું અંતર પણ કેટલું બધું લાંબુ લાગ્યું ! તે દોડતી ઘરમાં પેઠી.

ચોપડીઓ જેમતેમ ટેબલ પર ફેંકી તેણે શાંતાને કહ્યું, " બા, બા, જો મેં કહેવા મુજબ મારો પહેલો નંબર આવ્યો કે નહિ ? ને બા, પેલી શોભા એની હોંશીયારીની બહુ શેખાઇ મારતી હતી તે-પણ આજ એની બધી શેખાઇ, બધું ઘમંડ ઉતરી ગયાં. હાં પણ બા—"

શાંતાના ખભા પર નમીને લાડથી માલા બોલી, " મને આજ તું શું ઇનામ આપીશ? કંઇક મજાનું ખાવાનું ?—"

" માલાં, જો મેં હમણાંજ તારા માટે લહેજતદાર ચહા તૈયાર રાખી છે. તું કહેતી હતીને કે આજ બપોરે તારૂં પરિણામ જણાવાનું છે-તે હું જાણતી હતી કે મારી માલા પહેલે નંબરજ આવશે ! ચાલ ત્યારે વહેલી વહેલી ચહા પીને નાસ્તો પરવારી લે; પછી મારે તને થોડુંક કામ સોંપવું છે ? જોઉં છું કે પહેલો નંબર કેવું મારૂં કામ કરે છે !"

" શેનું કામ બા ? મધુને ત્યાંથી ચોપડીઓ લઇ આવવાની છે? કે બચુબાઇને ત્યાં કોઇ સંદેશો લઇ જવાનો છે ?"

" ના, ના, એવું તો કાંઇ નથી. " તેને વચમાંજ અટકાવતાં શાંતા બોલી, " આપણે ત્યાં આજ સાંજે સાત વાગે મદનકાકાના ઘરનાં બધાં જમવા આવવાનાં છે, તેમની બદલી સોનગઢ થઇ છે ! ને તારા બાપાને એમને આટલો સ્નેહ છે તો એક દિવસ આપણે તેમને જમવા તેડવાં પડે ને ? મદનકાકા અને તેમનાં ચાર પાંચ છોકરાં એ સૌ આવવાનાં છે; ને મેં તો હજી કશુંય કર્યું નથી. માટે બેન, આટલું શાક સમારી નાખ બા. "

છેલ્લું વાકયતો શાંતા બહુજ આજીજીથી બોલી.

" એં એં એં—" ચૌદ વરસની મુગ્ધ માલાએ નાક મરડી મોંનો તોબરો ચડાવતાં કહ્યું.

" અમે નિશાળમાંથી આટલાં થાકયાં પાકયાં આવીએ છીએ ને હમણાં જરા ' ગુણસુન્દરી 'નો નવો અંક વાંચવા બેસવું હતું !-ને તું આવું કરે તો પછી પરીક્ષામાં અમારો પહેલો નંબર કેવી રીતે આવશે ?"

શાંતા ખસીઆણી પડી ગઇ; કેમકે જ્યારે જ્યારે તે કાંઇ કામ કરવાનું કહેતી ત્યારે માલા આમ જ રોદડાં રડતી હતી.

આથી શાંતા કાંઇક ભવાં ચડાવી બોલી. " અલી, માલા, પણ હું તને કાંઇ રોજ ઓછું જ કામ સોંપુ છું. આજે મેમાન આવવાના છે ત્યારે કહેવું પડે છે, ને આટલું કામ કરવાથી તારો પહેલો નંબર જતો રહેશે ? "

એટલું કહી શાંતાએ શાક સમારવા માંડયું; એટલામાં પડોશમાંથી પુષ્પા કાંઇ કામસર ત્યાં આવી ને તે તકનો લાભ લઇ માલા ઉઠીને એના અભ્યાસ ખંડમાં ચાલી ગઇ.

૨

" શું કંઇ મા દીકરી બહુ વાદે વળગ્યાં હતાં ? " પુષ્પાએ હસતાં હસતાં અંદર આવી પૂછ્યું.

" શું ત્યારે બળ્યું પુષ્પા ભાભી, આ આજની છોકરીઓને ઘરનું કામ કરતાં કેટલો કંટાળો આવે છે ? એમને તો ખાલી ચોપડીઓ વાંચવા આપો, ગાયન ગાવાનું કહો, સંવાદોમાં રમુજી પાર્ટ ભજવવાના કહો કે ગમે તેની નકલ કરી બજાવવાનું કહો તો કહે તૈયાર !–" પુષ્પા કાંઇક ગંભીરતાથી બોલી. " તમારૂં કાંઇ ખોટું નથી બેન ! આજકાલ છોકરીઓમાં એવું જ વલણ જોવામાં આવે છે; કપડાંલત્તાં છેલ્લી ઢબનું અનુકરણ કરે છે; વાદવિવાદ કરવામાં એકકો, ગાયનવાદનની પરીક્ષામાં પાસ થાય છે; પણ આ બધી બાબત તેઓ જેટલા આનંદથી. હોંસથી અને સ્વેચ્છથી કરવા તૈયાર થાય છે થાય છે તેટલી ઘર કામ કરવા તૈયાર થતી નથીઃ ' કોઇક સોમાં પાંચ વળી નીકળતી હશે, બાકી મોટે ભાગે મેં કહ્યું તેવું જ ' મને આનો ઘણીવાર વિચાર આવે છે; પણ મારા ધારવા પ્રમાણે એમાં બધો એ છોકરીઓનો જ વાંક નથી ! વાલીઓ અને ખાસ કરીને માતાઓએ છોકરીઓને નાનપણથી જ ઘર કામ કરવાનું વલણ પાડવું જોઇએ-તેમનામાં કામ કરવાનો રસ ઉત્પન્ન કરવો એટલે પાછળથી મોટી થતાં તેમને ઘરકામ કરવામાં નાનમ કે શરમ જેવું કાંઇપણ નહિ લાગે !

પણ આ બધો ટીકાત્મક વાર્તાલાપ સાંભળવા માલા ત્યાં કયાં હાજર હતી ? શાંતાએ કંકોડા સમારી આઘાં મૂકયા અને કરેલાંનાં સંભારિયાં ભરવા માંડ્યાં. પુષ્પાએ કહ્યું " લાવો ને હું કરવા લાગું ? " કહી તેણે છીંકણીનો એક સડાકો લગાવ્યો અને ઝટપટ ચોકડીમાં જઇ હાથ ધોઇ સાફ કર્યો.

૩

કારેલાંની ચીરોમાં સંભાર ભરતાં પુષ્પા બોલી " શાંતાબેન, શી રડી ગંમતની એક વાત તમને કહું ? એક વાર હું મારી એક કોલેજની સહાધ્યાયીની વિદ્યાને ત્યાં ગયેલી. બપોરનો વખત હતો; એના બાપાએ એને ચહા બનાવવા કહ્યું. તુર્ત જ પોતાની સાડી જરા ઠીક ઠીક કરી, મોં પર પાઉડરનો હાથ ફેરવ્યો, પગમાં સટાક દઇને ચંપલ પહેર્યાં અને કહ્યું " હું હમણાં આવી—" કહીને વહેલી વહેલી બહાર નીકળી.

મેં પૂછ્યું " કયાં ચાલી, વિદ્યા ? "

" ચહા બનાવવા બાને તેડી લાવું; અહીં પાડોશમાં રાધા માશીને ત્યાં બેસવા ગઇ હશે ! "

" પણ તું જ ચહા બનાવી દે ને ! બાને તેડી લાવીશ એટલીવારમાં તો તારી ચહા તૈયાર પણ થઇ જશે. " મેં કહ્યું.

" હા, તે ખરૂં " નાક મરડી વિદ્યા બોલી.

" પણ મને બળ્યું આવું કથાકવણનું કામ કરવું નથી ગમતું. જરાક હાસ્યવિનોદની વાત કરવા બેઠાં ત્યાં આવ્યું ચહા બનાવવાનું ફરમાન ! ઉભી રહેને,—ના. ના. બેસજે; હું

હમણાં પાછે પગલે આવી." કહી હરણીની માફક તે ફલંગ મારી દોડી ગઈ.

હું તો આશ્ચર્ય બની ગઈ; આ છોકરી ઇન્ટર આર્ટસમાં મારી સાથેજ ભણતી હતી. રૂપે સુંદર, બુદ્ધિમાં ચાલાક, કૉલેજમાં સૌના મોંનું પાન. ભરતસીવણ ગાયનવાદન, નૃત્ય બધામાં હોશિયાર પણ આવી સર્વગુણસંપન્ન છોકરીને ઘરકામનો આટલો કંટાળો ?–એમને મારે ઉણપ લાગી. તેના આ વર્તનથી તેના બાપાને કેવું લાગ્યું હશે–એ વાત મેં તેને પાછળથી પૂછી. ત્યારે તેણે જે જવાબ આપ્યો તે સાંભળીને તો હું છક્જ થઇ ગઈ! જેણે નફ્ટાઇથી હસતાં હસતાં કહ્યું. "ચાલ બા, મારા વીરભાઇજ બાને કહે છે તે કે આપણે છોકરાના જેટલી છોકરીઓની કૉલેજમાં ફી ભરીએ છીએ તે શું તેમને ઘરકામ કરાવવા માટે ? તેમને ભણવાનો વખત ન આપવો પડે ? નહિ તો પછી તે પાસ શી રીતે થાય?"

એનો જવાબ હું શો દઉં ? તે વખતે તેની સાથે લમણાઝીક કરવામાં કાંઇ અર્થ ન હતો ! પણ કૉલેજમાં કે શાળામાં ફી આપી ભણવા જતી છોકરીઓએ ઘરકામમાં ધ્યાન ન જ આપવું એ સિદ્ધાંત તો મને અજબજ લાગ્યો ! જેમને ઘેર નોકર ચાકર રસોયો હોય તેમને ઘરકામ કરવાની જરૂર ન પડે એ વાત જુદી; પણ માબાપજ જો સાધારણ રીતે છોકરીઓને નાનપણથી એવું વલણ ન આપે તો તેમાં દોષ કોનો ? છોકરી કોઇ શ્રીમંત કે અમલદારને ઘેરજ પરણીને જશે એવી પત્ની કેમ કરીને રખાય ?"

છેલ્લું સર્વસું ભરાઇ જતાં શાંતા તુરત ને સ્ટવ લઇ આવી અને પુષ્પાની વાતમાં એને રસ પડયો.

૪

સ્ટવ સળગાવતાં પેણીમાં તેલ રેડી સંભારિયાં મૂકતાં શાંતા બોલી. "ખરેખર પુષ્પા, મેં પણ એવો તાલ એકવાર જોયેલો. એક વખત મારે ત્યાં મારી એક જૂની સાહેલીની છોકરી તેની દસ બાર વરસની બેનને લઇ ચાર દહાડા મેમાન આવેલાં હવે ભગવાનનું કરવું તે તેજ અરસામાં મારી કામ કરનાર બાઇ માંદી હતી તેથી ઘરનું કામકાજ બધું મારે જ કરવું પડતું હતું. શીઆળાનો દિવસ ને પોષ મહિનાની કડકડતી ટાઢ ! મારી મેમાન મંજુલાએ ઉઠતાંજ પૂછયું:

"મોં ધોવા ગરમ પાણી મળશે કે શાંતામાસી ?" હું કાંઇ બીજા કામમાં હતી. તેથી તેનેજ મેં સ્ટવ પર પાણી ગરમ કરી લેવા કહ્યું.

હવે આ છોકરી બી. એ. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પસાર થઇ હતી. પહેલા વર્ષની પરીક્ષા વખતે તેણે "સ્ટવનાં કાર્ય" એ પ્રશ્નપત્રના ઉત્તરમાં સેંકડે ૮૦ ટકા માર્ક મેળવી Distinction લીધું હતું ! પણ અર્ધો કલાક મથવા છતાં તેનાથી સ્ટવ ન સળગાવાયો, પછી તો 'પડયા તો કે' નમસ્કાર'–નહિતો 'નહારા નિશાળીઆને વતરડાં ઘણાં' એ કહેવત મુજબ તે સ્ટવનોજ વાંક કાઢવા લાગી. આખરે તેને તેજ સ્ટવ પર મારે પાણી ગરમ કરી આપવું પડયું. ને પાછું એની બેનનો ચોટલો વાળવાની, નવડાવવાની વગેરે કામગીરી મારા પર નાખી તે છોકરી મજેથી દિવાનખાનામાં ચોપડીઓની અંદર માથું ઘુસાડી બેઠી તેતો વધારામાં—

ઘડીઆળમાં છના ટકોરા થયા, તે સાંભળતાંજ શાંતા ચમકી ને બોલી ઉઠી: "હાય, બાપ ! છ વાગ્યા ને પેલાં તો હમણાં સાતે આવીને ઉભાં રહેશે ને મારું તો કાંઇ ઠેકાણું નથી, આ છોકરી તો ફરકીને આ તરફ ભાળતી યે નથી !" શાંતાની આંખમાં અકળામણનાં માર્યાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

" અકળાઓછો શું કરવા શાંતાબેન ? લો, હું ઘેર જઇ સાળુ પહેરી આવું, હમણાં બધું કરી નાખીએ છીએ. " કહેતાં પુષ્પા પવનવેગે ત્યાંથી સરી ગઇ.

૫

પાંચજ મિનિટમાં પુષ્પા પાછી આવી તે દરમ્યાન શાંતાએ સગડી પર વરણ દાળ મસાલા નાખી મૂકી દીધી અને સ્ટવ પર પેણી ચડાવી દીધી. જેમાં ઘી પૂરી દીધું ને તે થતાં એણે ઝટપટ પૂરીના લુવા કરવા માંડયા. વળી પુષ્પા આવતાં તો ખૂબ જ સરળતા થઈ ગઇ. પુષ્પા પૂરી વણતી જાય ને સાંતા પેણીમાં મૂકી તળતી જાય. આમ રસોઇનું કામ તડામાર ચાલ્યું પણ જીભને કાંઇ જંપ વળે ! શાંતાને હજી એની માલાની કોચરાઇ ભૂલાઇ નહતી. તે તેના જ વિચારમાં મશગુલ હતી. ત્યાં શાંતિનો ભંગ કરી પુષ્પા બોલી. ' રકયું, શાંતા બેન, આવી છોકરીઓ જોઇએ છીએ ત્યારે ખરેખર આજની ભણેલી ..કરીઓ ખાલી ચોપડીઓના કીડાજ હશે એમ થઇ જાય છે. ચોપડીઓ વાંચવી મળે તેટલું જ્ઞાન મેળવવું વાંચવાથી પણ અનુભવમાં વધારો થાય છે એ બધુંય ખરું પણ તેથી બીજી બાબતોમાં દુર્લક્ષ કરવું એમાં કાંઈ ઓછું જ છે ? આપણે પણ શાળા-કોલેજમાં ભણતાં જ હતાં તે ? પણ હવે સંસારમાં પડતાં બધું ઘરકામ કરવું પડે છે ને ? એટલે છોકરીઓએ ભણેલી હોવા છતાં વખત આવ્યે ગમે તે કામ કરવા તૈયાર રહેવું જ પડે એ તત્વ આપણે માબાપે છોકરીઓના મગજ પર ઠસાવવું જોઇએ. ' છોકરીઓ બધા ક્ષેત્રોમાં અત્યારે ભારે ચીવટથી ભાગ લે છે એ ખરેખર ખુશી થવા જેવું છે ! પણ સ્ત્રી એટલે ઘરની મંત્રી-પ્રધાનએ સૂત્ર સાવ ભૂલી ગયે કાંઇ ચાલે ? " નહિંતો ! " શાંતાએ હાવકાશથી ડોકું ધૂણાવ્યું. " અને પુષ્પા શ્વાસ લેવા થોભી,

૬

પૂરી તળાઇ જતાં શાંતાએ પેણીમાં વધેલું ઘી કાઢી લઇ તેમાં તેલ પૂર્યું અને ખીરામાં ચમચો ઘાલી એક રસ કરતાં તે બોલી. " એની શી વાત કરે છે? એક પારસી વિદ્વાન પ્રૌઢ સ્ત્રીની વાત મને યાદ આવે છે। તે સરસ સરસ લેખો અને વાર્તાઓ લખે છે; ઉત્તમ વાદવિવાદ કે ભાષણ કરી શકે છે; શીખવે છે પણ સરસ; પણ ઘરકામની વાત આવી કે ગોતીઆ ભરી ગયાં જાણવાં ! ઘરમાં રસોઇ કરે પણ મહિનામાં પંદર દહાડા તો લૉજમાંથી જ ભાણાં મંગાવવાનાં, કે બજારનાં ચવેણાં પર ચલાવવાનું ? પતિ બિચારો કેળવાયલો ન કેળવાયલી સ્ત્રીને શું કહી શકે ? ને રસોઇ કરનાર માણસ રાખવાની શક્તિ નહિ એટલે જેમ તેમ નભાવે છે. "
" પણ બજુ બા શાંતાબેન ? એમ કેમ હશે એજ મને તો સમજાતું નથી ! સ્ત્રીને ઘરકામનો કંટાળો આવે-એ તો બીલકુલ ઇચ્છવા જોગ નથી-પછી ભલેને. તે વિદ્વાન હોય કે અભણ હોય !-શ્રીમંત હોય તોપણ શું થયું ? માબાપ નાનપણથી છોકરીઓને ઘરનું કામ કરવાની ટેવ ન પાડવી પડે ? સાધન ભલેને પીઅર સાસરા બંને ઠેકાણે હોય-પણ વખત આવ્યે કંટાળો તો ન જ આવવો જોઇએ ! મધ્યમ સ્થિતિની છોકરીઓએ તો રોજ કલાક બે કલાક માને તેના ઘર કામમાં મદદ કરવી જ પડે ! એમ થાય તો પછી પાછળથી ગમે તેવું સાદું સાસરું મળે તોપણ આવા કામના રડાકૂટા કે ભવાડા ન થાય ! " પુષ્પા બીજા ચૂલાપર કઢી વઘારતાં બોલી.

શાંતાએ દહીં ભાંખી તેમાં રાવના માટે કચુંબર ભભરાવતાં કહ્યું " પુષ્પા, બજુ હું,

તો એ બધુંય સમજું છું, ને દયા કરું છું પણ તારા નણદોઇ-જરા બહાર સુધરેલા કહેવડાવે છે ને-ને મારો મુકુન્દ તો અદ્દલ નવા વિચારનો તે. એ બન્નેએ માલાને ચડાવી દીધા."

સાયંકાળ થવા આવ્યો હતો. રસોઇ થઇ જતાં શાંતાએ બત્તીઓ સળગાવી અને તુલસીનો દીવો મૂકવા જતી હતી ત્યાં સાતના ટકોરા થયા. મેમાનોનાં પગલાં વાગ્યાં.

"ચાલો, આજે તો માલા પરીક્ષામાં પહેલે નંબરે પાસ થઇ તેના પેંડા પણ ખાવાના છે ને?" કહેતાં મીનાક્ષીએ પ્રવેશ કર્યો, પાછળ પુરૂષવર્ગ પણ હસતો હસતો આવ્યો.

શાંતાએ સૌને આવકાર આપ્યો, પણ તેજ વખતે તેની નજર પુષ્પા સામે ગઇ અને ઉભય મૂઢું હસ્યો. પુષ્પા પણ કામ પરવારતાં ત્યાંથી ઉઠીને પોતાના ઘર તરફ ચાલી; પરંતુ "માલાનો પરીક્ષામાં પહેલો નંબર"ના ભણકારા તેના કાનમાં વાગ્યાજ કરતા હતા! છતાં શાંતા તો મેમાનોની સારવારમાં ને માલાના ભણતરનાં વખાણ સાંભળવામાં સર્વ વીસરી જ ગઇ! મા તે મા!

# પુર્ણિમાના ચંદ્રને નિમંત્રણ

આભલે શાને હસન્તો
'લ્યા ચાંદલા !
આભલે શાને હસન્તો ? ૧

વિભારીમાં શું મોહ્યો
'લ્યા ચાંદલા !
વિભાવરી શું રસથી ભરી ?! ૨

તા'ર લિ યા ળો સા ણુ
'લ્યા ચાંદલા !
પંખીને શું લોભાયો ? ૩

૧ કે'તો જા તું મુજને
'લ્યા ચાંદલા !
કાળું એ મુખડું શાને ગમ્યું ? ૪

દેખને ધરતીને ખોળે
'લ્યા ચાંદલા !
સુંદરીઓનો સંઘ આ ફરે. ૫

એકને ચાહી જોને
'લ્યા ચાંદલા !
રસે મસ્તાની કેવી કરે ? ૬

આભલેથી હસવું છોડી
'લ્યા ચાંદલા !
આવને રૂપમતિ સંગે રહે. ૭

જાની મધુસૂદન પુરુષોત્તમ

# પ્રભુનું પારિતોષિક

લેખક :
શ્રી. જયંત દેસાઈ

## [ એક ટાગોરકૃતિ ]

' મહાપુરુષ, અસત્ય દોષાક્ષેપથી મુક્ત થવા, પોતાની નિર્દોષતા સિદ્ધ કરવા યત્ન ન કરતા, આક્ષેપ સ્વીકારી સહન કરી લે છે.

—' કબીરજી '

ભક્તરાજ કબીરની કીર્તિસુવાસ સમસ્ત દેશમાં સર્વત્ર પ્રસરી ગઈ હતી. તેમનાં રચેલાં ભજનોની જમાવટથી સ્થળે સ્થળે વાતાવરણમાં પવિત્રતા અને ભાવની તલ્લીનતા પ્રકટ થતી.

કબીરની નાનકડી કુટિર તરફ અસંખ્ય ચરણો ગતિ કરતાં. જનસમુદાય, સાગર સમો તેમની ઝુંપડીના દ્વાર પર ઉભરાતો.

' બાપજી ! એકાદ મંત્રનો પવિત્ર ઉચ્ચાર કરી આ દુ:ખીયાનું દર્દ દૂર ન કરો ! ' કોઈ દીનતાભર્યો સ્વરે કકળતું.

' મહારાજ ! આપના ચરણોમાં શરણ લીધું છું, હું પુનર્દર્શનની પ્યાસી છું. ઈચ્છા પૂર્ણ થાય એવી આશીષ આપોને ? ' હૃદય હલમલાવી નાંખે એવી આર્દ્ર વાણીમાં કોઈ નવયૌવના વિનંતી કરતી. પોતાને નિષ્કામ ભક્ત માનતો કોઈ વૈષ્ણવ હાથ જોડી કબીરજીની કૃપા યાચતો. ' ભક્તરાજ, ભગવાનની સાક્ષાત ભેટ કરાવી આપો ! ' અને કદિ કોઈ નાસ્તિકનું અન્યભાવયુક્ત માર્મિક નિવેદન પણ કબીરને કર્ણે પડતું કે ' હે ભક્તશિરોમણિ ! જગતને છેતરવાનું રહેવા દો. પ્રભુ પ્રભુ કરીને નામરટણ કરો છો તો ઈશ્વરના અસ્તિત્વને પ્રમાણિત કરી આપો !'

સર્વ જિજ્ઞાસુ અને વાંછુઓને કબીર સાંભળતા, સર્વની સમક્ષ એ ભક્તકવિ મધુર હાસ્ય હસી કેવલ એજ અક્ષર બોલતા— ' રામ, રામ. '

× × ×

અનેક રાત્રીઓ વ્યતીત થઈ ગઈ અને મનુષ્યોની ભીડ પણ ઓછી થતી ગઈ. નિર્જન ઝુંપડીમાં એકાન્તવાસમાં કબીરજી એકલા બેઠા, ઈશ્વરની આરાધના કરી રહ્યા હતા. તેમની બન્ને આંખોથી અશ્રુધારા વહી રહી, અને ગદ્‌ગદ્ સ્વરે તે ભગવાન્ પ્રતિ બોલવા લાગ્યા.

' હે રામ ! કંગાલ પવનગૃહમાં મને જન્મ આપી તેં મારા પર મોટો અનુગ્રહ કર્યો એમ હું તો સમજતો હતો. મને કોઈ બોલાવે નહિ, આદર સન્માન કરે નહિ, સઘળો સંસાર પવન સમજી મારો તિરસ્કાર કરે, ઘૃણા દાખવે અને હું એ નિરાદરની પરવા ન કરતાં, તારી સમીપ આવી શાંતિથી કીર્તન કર્યા કરત—આમ તારી અને મારી નિરંતર ગુપ્ત મુલાકાત થયા કરત. પણ હે પ્રભુ ! એ તો માત્ર ભ્રમણા જ રહી. તેં આવું કપટ કેમ કર્યું ? તેં મારો પરિત્યાગ શા માટે કર્યો ? તું ખરે જ નિષ્ઠુર માયાવી છે ? તું જ રોજ રોજ મનુષ્યોના મહામંડલને ચૂપચાપ મારી ઝુંપડી તરફ પ્રેરે છે. મને સતાવવા મારા આંગણે જનસમાજને મૂકી તું ક્યાં નાસી જાય છે ? આમ આક્રંદ અને રૂદનમાં કબીરજીની આખી રાત પસાર થતી જતી.

× × ×

પુણ્યધામ કાશીના પંડીત બ્રાહ્મણોમાં ભારે કોલાહલ થયો. બ્રાહ્મણત્વનો પ્રકોપ સ્પષ્ટ રીતે પ્રકટ થયો.

" ત્રાહિ ! ત્રાહિ ! 'શાન્તમ્ પાપમ્ ?'

એક મ્લેચ્છ મુસલમાનના મુખમાં પરમ પુરુષોત્તમનું પવિત્ર નામ ? એક દુષ્ટના પગની ધૂળ લઇ લઇને લોકો ભ્રષ્ટ થઇ રહ્યા છે ? અરરર ! ખરેખર કલિકાળ આવી પહોંચ્યો. પૃથ્વીમાતા પાપનો ભાર હવે ક્યાં સુધી સહન કરી શકશે ? "

"વસુંધરાનો ઉદ્ધાર કરવો આવશ્યક હોય તો સતત ઇલાજ કરો, નહિ તો પૃથ્વી રસાતળ પાતાલમાં ચાલી જશે. "

બ્રાહ્મણોએ પ્રપંચનો પંથ પકડ્યો. એક નીચ નારીને નિમંત્રણ કર્યું. એ રૂપવતીના કોમળ કરોમાં રૂપિયાની થેલી પડતાં તેનામાં હિંમત આવી. " કામ આજે જ ફત્તેહ કરીશ. ભર્યા બજારમાં એ પાખંડીને હું બેઆબરૂ બનાવીશ. "

ભક્ત કબીરજી એક દિવસ પોતે તૈયાર કરેલાં વસ્ત્રની (વેચાણ) વિક્રી કરવા બજારમાં નીકળી પડ્યા. યોગમ બ્રાહ્મણસમુદાય એકત્રિત થયો. અચાનક પેલી અધમાડ'ના દોડતી દોડતી ત્યાં આવી અને આંસુ વટાવતી, નિઃશ્વાસ નિકળતા મુખે કકરાટ કરવા લાગીઃ

" આ અબલાને શું તારે આવી જ સ્થિતિમાં રાખવી હતી ? શું જોઇને તું તે દિવસ વચન આપી ગયો હતો ? મને નિરાધાર પરાસ્ત સ્થિતિમાં મૂકી, તું સાધુનો સ્વાંગ સજી બેઠો ! હાય, આ પાપી પેટ ભરવા મુઠી અનાજ પણ મને નથી મળતું, અંગ ઢાંકવાને એક કાટલું કપડું પણ ન મળે ! હે ભગવાન ! આવા પાખંડી પુરુષની આ સંસારમાં પૂજા થાય અને પ્રતિષ્ઠા વધે ? "

કબીરજી નિસ્તબ્ધ ઉભા રહ્યા. તેમણે લેશ પણ લજ્જા કે ક્ષોભ ધારણ કર્યો નહિ. તેમનું પવિત્ર મુખારવિંદ તેજપૂર્ણ ચળકતું હતું.

તેજ તકે બ્રાહ્મણોએ આવીને રમખાણ મચાવ્યું, શોરબકોર કર્યોઃ " ધિક્, ધિક્ પ્રપંચી ! ધર્મના નામ પર આવો પાખંડ ? ગૃહલક્ષ્મી રસ્તે રઝળતી ભૂખની મારી ભીખ માગી રહી છે. અને તું પ્રભુના પવિત્ર નામના ઓથા હેઠળ લોકોને ઠગી ભોગવિલાસ માણે છે ? ધિક્કાર છે તને અને તારા અન્ધ અનુયાયીઓને. "

કબીરજીએ નમ્રતાપૂર્વક કહ્યુંઃ " ખરેખર હું અપરાધી છું. જ્યાં સુધી મારી પાસે અન્નજળ હશે ત્યાં સુધી હું તને ભૂખી નહિ રખડવા દઉં. મને ક્ષમા કર અને ઘેર ચાલ. "

ધિક્કાર અને નિંદાના શબ્દો શ્રવણ કરતા મહાનુભાવ કબીરે તે સ્ત્રીનો હાથ પકડી કુટિર પ્રતિ પગલાં માંડ્યા. માર્ગમાં કોઇએ હાસ્ય કર્યું, કોઇએ ગાળો દીધી, કોઇએ ગાળો સાથે પત્થરના પણ પ્રહાર કર્યા. પરંતુ કબીર તો તેમની નાદાની જોઇને શાંતિ અનુભવવા લાગ્યા.

સ્નેહથી નમણાં ચમકતાં એવાં નયનોમાં આજે અદ્‌ભૂત અને નવીન તેજ ઝળકતું જણાયું. પોળે પોળે અને ગલીએ ગલીએ સ્ત્રી-પુરુષનાં ટોળેટોળાં દેખાવા લાગ્યાં; પદે પદે બિભત્સ વાણી સંભળાવા લાગી–' આ સાધુને જોઇ લો, મહાત્મા બની બેઠો, દુનિયાને પણ બનાવી.' લોકોપવાદની મધ્યમાં કબીરજીએ પ્રયાણ કર્યું.

ઝુંપડીમાં પહોંચી કબીરે પેલી સ્ત્રીને આદરપૂર્વક આસન આપ્યું. ભોજનથાળ આગળ ધરી, હાથ જોડી સંતપુરુષે વિનમ્રતા દાખવી,

" બહેન, ડરશો નહિ. શરમાશો નહિ. મારા પરમ પ્રિય પ્રભુએ જ આજે તને મારા જેવા ગરીબને ઘેર ભેટ તરીકે મોકલી છે. " આટલું બોલી સંતે સ્ત્રીના સમક્ષ પોતાનું શિર નમાવ્યું.

**सत्संगतिः किं न करोति पुंसाम् ।**

બસ, એક જ ક્ષણમાં સત્સમાગમનો ચમત્કાર થયો. અધમ નારીના હૃદયનું એક પળવારમાં પરિવર્તન થયું. મિથ્યા આંસુ અદૃશ્ય થયાં. સાચા આંસુની ધારા વહેવા

માંડી. તેને વાચા સ્ફુરીઃ " મને ક્ષમા કરો, મહારાજ! પૈસાના પ્રલોભને હું મહાપાપના પ્રવાહમાં ઘસડાઇ. પ્રભુ! હવે હું આત્મહત્યા કરી પાવન થઇશ."

" નહી, બહેન! મને તો આજે અત્યંત આનંદ થયો. પ્રભુએ મારી પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. સંસાર હવે મને સુખથી એકલો રહેવા દેશે. આપણે બન્ને અહીં હરિકીર્તિગાન કરી શકીશું. ડરીશ નહિ, ગભરાઇશ નહિ, બહેન."

વખત જતાં સંતના સાન્નિધ્યે એક અધમ જીવાત્માને ઉન્નત બનાવ્યો. દેશભરમાં તો એક જ અવાજ સંભળાતો કેઃ ' કબીર એક પાખંડી દુરાચારી છે. '—કોઇ કબીરની કુટિરે જતું નહિ.

કબીરજીને કાને પણ લોકનિંદા ચડતી. મસ્તક ઝુકાવી કબીરજી એટલું જ કહેતા કે ' ધન્ય પ્રભુ! હું સર્વથી નીચો, બરાબર તારા ચરણકમળમાં. '

× × ×

" ભક્તરાજ! ચાલો, મહારાજા તમને યાદ કરે છે. " રાજદૂતોએ ઝુંપડીમાં રાજસંદેશ સંભળાવ્યો. કુટિરનિવાસીએ નમ્રતાથી ઉત્તર આપ્યો. " ભાઇ! રાજદરબારમાં મારૂં સ્થાન ન હોય. "

" રાજાનું અપમાન થશે તો અમારી નોકરી જતી રહેશે, મહારાજ! "

" બહુ સારુ, હું આવું છું."

રાજદરબારમાં કબીરે ધર્મભગિનિ સહિત પ્રવેશ કર્યો. સુંદર સભાસ્થાનમાં કોઇ હસે છે, કોઇ આંખથી કે આંગળાથી ઇશારો કરી કાંઇ સૂચન કરે છે તો કોઇ મ્હોં મચકોડે છે.

રાજા વિચારવમળમાં ગરકાવ થઇ ગયો, ' અરે આ મૂર્ખ નિર્લજ્જ અને નફફટ બની, એક સ્ત્રીની સાથે ફરે છે! '

પળ બે પળમાં હુકમો અપાયા. રાજાજ્ઞાનો સેવકોએ અમલ કર્યો. ભક્તને સભા બહાર કાઢી મૂકયો. અનાદર ગળી જઇ ભક્તરાજ હસતે મુખે ચાલ્યા ગયા.

માર્ગમાં લોકોએ મહાત્માનું અતિશય અપમાન કર્યું. આ સઘળું જોઇ પેલી સ્ત્રી રડી પડી. ચરણોમાં શિર ઝુકાવી તે સંતને વિનવવા લાગી, " હે મહાપુરુષ! મને મુક્ત કરો. હું પાપી અને અભાગિણી છું, મારે લીધે જ આપને ઘણું દુઃખ વેઠવું પડે છે. મારો સાથ છોડી દો! "

મહાત્મા કબીરે હસીને કહ્યું, " માતા, તું તો મારું પ્રભુપ્રેષિત પારિતોષિક છે. તું તો ઇશ્વરદત્ત ભેટ છે. હું તને શી રીતે ત્યજી શકું? "

# વસન્ત આવી

આવી વસન્ત અલબેલડી, કંઇ લાવી સંગાથે ફૂલરે !
રૂમઝુમ કરતી આવી રેઃ

લાવી કોકિલનાં ગીતડાં, સુણી મનડું થાતું પ્રફુલ્લરે !
રૂમઝુમ કરતી આવી રેઃ

ખીલી રહી ફૂલવાડીઓ ને, કંઇ ખીલી રહ્યાં ઉદ્યાન રે !
રૂમઝુમ કરતી આવી રેઃ

ખીલે પ્રફુલ્લ પુષ્પપાંદડી, કંઇ ખીલે તરુના પાન રે !
રૂમઝુમ કરતી આવી રેઃ

ઝરમર વહે ઝરણાં, અને મહીં સુણું મીઠાં સંગીત રે !
રૂમઝુમ કરતી આવી રેઃ

મ્હેકી રહે ફૂલમંજરી, મહીં મહેકે પ્રીતમની પ્રીત રે !
રૂમઝુમ કરતી આવી રેઃ

શ્રી. મધુસૂદન એન. ત્રિવેદી



# કોયલડી

[ ઢાળ—વીણ રે વીણ 'રોલરને ચંપો ]

ઝૂલ રે ઝૂલ ! કોયલડી કુંજે ઝૂલ રે ઝૂલ !
મ્હોરે ભરી મંજરી ને ફૂલે ફૂલી વલ્લરી,
સોહે વસંત કેરા સ્નેહના સુહાગ !
પુષ્પે પરાગ ! (૨)...કોયલડી.

વૃક્ષે ફૂટયાં પલ્લવો ને ડાલે ડાલે પંખીઓ
ટહુકે ઉમંગ ભર્યાં મીઠડાં મયૂર !
બાજે નુપૂર ! (૨)...કોયલડી.

ગીતો સુદ ગુંજતી ને ઉરે પ્રાણ પૂરતી—
વિશ્વે રેલન્તી રસ—ચેતનાના સૂર !
ક્યારે સુદૂર ! (૨) ..કોયલડી.
ઝૂલ રે ઝૂલ ! કોયલડી કુંજે ઝૂલ રે ઝૂલ !

શ્રી. મનુ દેસાઇ

# યૌવનનાં પ્રદિપ

લેખિકા :
શ્રી. વનબાળા હ. દેસાઈ

દરેક મનુષ્યના હૃદયમાં કર્તવ્યની અમુક ભાવનાઓ હોય છે; પણ બહુ તીવ્ર પ્રતિભા વિના એ ભાવનાઓ જોઈએ તેવી હૃદય આગળ આલેખી શકાતી નથી. કેટલીક વાર એવું પણ બને છે કે એ ભાવનાઓ અનુભવવાની મનુષ્યના પોતાનામાં શક્તિ હોતી નથી: અર્થાત કેટલીક છુપી શક્તિઓ સમજવા અશક્તિમાન હોય છે. મનુષ્યની આ કર્તવ્યની ભાવના જે સિદ્ધ કરવાની છે તે એકમાં જ પૂર્ણ નથી થતી. થોડે ઘણે અંશે તે દરેકમાં છે; એટલે અરસપરસનાં સહવાસથી તે ભાવના સંપૂર્ણ બને છે. આ ભાવના તે સ્થિર નથી. યુગે યુગે કર્તવ્યની ભાવના બદલાય છે. અને કર્તવ્યો પણ જુદાં હોય છે. યુવક હંમેશાં બદલાતાં જતાં કાર્યોમાં જ ફાળો આપે છે— બદલાતા જતા યુગનો સ્રષ્ટા યુવક જ થઈ શકશે. જેટલી ભાવના યુવક ઝીલે છે તેટલે અંશે સમાજની પ્રગતિનો આધાર તેના

તથા વડીલોના અનુભવથી ઘડાયેલું પરંતુ જ્યાં જ્યાં નજર પડે છે ત્યાં વિષમતા, દારિદ્ર, અધમતા ને દીનતા જ દેખાય છે. આ દારિદ્ર દૂર કરશે ફક્ત યુવક જ. "જેવો આદર્શ તેવું જીવન" યુવક હંમેશા ઉચ્ચ ભાવના અને ઉચ્ચ આદર્શો રાખશે. "સ્નેહ અને સેવા" એ તેનો મુદ્રાલેખ બનશે. ગરીબો માટે દયા, નાના માટે સહાનુભૂતિ ને મમતા; સમોવડીયા પ્રત્યે સમભાવ અને વડીલો પ્રત્યે પૂજ્યભાવ.

તેવી તેમને સિદ્ધિ મળશે. શીલ, સંયમ અને ધીરજ એ ત્રણે ગુણોથી યુવકે પોતાનું જીવન કર્તવ્યનિષ્ઠ બનાવવાનું છે. ચારિત્ર્યનાં સૌન્દર્યથી યુવક યુવતી સામા પર સુંદર છાપ પાડી શકશે, અને સંયમથી તેનું જીવન મ્હેકી રહેશે. તેમાં ધીરજ ભળે એટલે તેનાં કાર્યો સુંદર અને સુદઢજ થવાના. "યા હોમ કરીને પડો ફતેહ છે આગે" એવો ઉત્સાહ પણ સાથે સાથે વિવેક એ જરૂરી છે. એ ખરૂં છે કે વિચાર અને વર્તન બન્ને વચ્ચે યુવકનો જુસ્સો અંતર રાખી શકતો નથી. પરંતુ અમુક સમયે માત્ર જુસ્સો તો અમુક કાળે બન્ને આવશ્યક છે. કમભાગ્યે આપણે યુવકો પરતંત્ર દેશનાં છીએ એટલે થોડીક ઉદ્દતાઇ દોષરૂપે નહિ પણ ગુણરૂપે ખપી શકે ખરી. આપણાં દેશનાં યુવક યુવતી સમાજનાં ઝંઝાનિલો સામે ટક્યા છે, ને ટકશે પણ ખરા એવી અમર આશા છે. આજે જ્યાં જુઓ ત્યાં સંહાર અને સંહાર જ છે. મોટા મોટા સામ્રાજ્યો વિનાશને પંથે જઇ રહ્યા છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે, કોમ કોમ વચ્ચે, મુડીવાદીઓ અને શ્રમજીવીઓ વચ્ચે અંતરાયો અને ચૂસણનીતિ ચાલી રહી છે; ઠેર ઠેર ક્રાન્તી થઇ રહી છે. યુવકનું કર્તવ્ય દરેકની પાસે જઇ તેમને સમજણ પાડી જે કારણોથી લડાઈ થતી હોય તે દૂર કરી શાંત પાડવાનું છે. આવા કાર્યો કરતાં અનેક જાતની વિટંબણાઓ અને અપકીર્તિ વ્હોરવી પડે પણ નિષ્કામભાવે કરેલી સેવાનો અંતે જય થાય છે. અને શાન્તિ ફેલાય છે ! જો કે આજનાં યુવકોએ આપણાં રાજકિય સામાજિક અને ધાર્મિક એમ ત્રણે ક્ષેત્રોમાં સુંદર એવો ફાળો આપ્યો છે. યુવતીએ પણ પાછી હઠ કરી નથી. યુવતીઓએ સ્ત્રીમાં જાગૃતિ આણી છે; તેમનાં વ્યક્તિત્વનું ભાન કરાવ્યું છે, અને હક્કો સામે લડવા શક્તિશાળી બનાવી છે આ માટે તેમને સ્થળે સ્થળે નાનાં નાનાં મંડળો અને વર્ગો ખોલ્યા છે. જેને લીધે અનેકનાં આશિર્વાદરૂપ તે બ્હેનો બની છે. રાજકિય ક્ષેત્રોમાં પણ તેમનો ફાળો ઓછો નથી. જેલજાત્રાઓ સેવી છે, અને ગાંધીજીના પડકારને સંપૂર્ણ વધાવી લીધો છે. સામાજિક ક્ષેત્રમાં પણ તેમનું કાર્ય દીપી નીકળે છે, જ્ઞાતિભેદ, ખોટા વરા, બાળલગ્નો વગેરે સામે જેહાદ ઉઠાવી છે; ને તે બધાનો નાશ કરવા ભગીરથ પ્રયત્નો ચાલે છે. કેટલીક યુવતીઓ સ્વતંત્ર જીવનની ઉમેદ પાર પાડે છે; અને કૌમાર્ય સેવે છે; જ્ઞાનની દીપિકાઓ બની પોતાનાં તેમજ પારકાનાં જીવનમાં પ્રકાશ ફેંકે છે. ટુંકમાં તે અબળા મટીને સબળા થઇ છે.

રાજકિય અસંતોષ વધતાં યુવકોમાં સ્વતંત્રતાની તમન્ના જાગી છે અને વ્યક્તિત્વનું ભાન આવ્યું છે. જ્ઞાન માટે પ્રીતિ વધી છે. અને કંઇક અંશે વિવેક વિચાર પણ જણાય છે. પૂ. ગાંધીજીના પોકારને માન આપી જેલો સેવી છે; લાઠીનાં માર સામી છાતીએ ઝીલ્યા છે. એટલે સ્વાભિમાનપણું આવ્યું છે. દેશ-પ્રેમ યુવકોની રગે રગમાં વ્યાપી ગયો છે. અને તે પ્રેમે ત્યાગ અને સંયમની જ્યોત તેમનામાં પ્રજ્વલિત રાખી છે. આ જ્યોતનો પ્રકાશ તેમનાં દરેક કાર્યમાં જણાય છે. ધર્માંધતા, ખોટા ક્રિયાકાંડ, દર્શનની ઘેલછા, વિવેક વગરની ગુરૂભક્તિ વગેરે બધું જ યુવકનાં જીવનમાંથી ખરી ગયું છે અને તેને બદલે બુદ્ધિસ્વાતંત્ર્ય આવ્યું છે. અને વિશ્વ-ધર્મમાં તેઓ માનતા થઇ ગયા છે. કળા, સાહિત્ય અને તત્વજ્ઞાન રાષ્ટ્રોને ઉચ્ચ માર્ગે લઇને તેની પુનઃઘટના કરશે અને સાથે સાથે પ્રત્યેક જીવનની સુધારણા થશે તેવી તેમની શ્રદ્ધા છે. જ્ઞાનની પ્રીતિને લીધે એકંદરે યુવક-યુવતીનું નીતિનું ધોરણ ઉંચું બન્યું છે. શાસ્ત્રો તરફ તેમનું વલણ વધતું જાય છે. યુરોપનાં વિચારો તે પોતાનાં જીવનમાં અપનાવે છે. તેમાંનાં કેટલાક પ્રશ્નોને

પાત્ર છે. પરંતુ એ પવનવેગી વિચારો સર્વાંશે આપણા દેશને અનુકુળ નથી આવતા, એટલે સ્થળે સ્થળે ક્રાન્તિ થાય છે. એકદમ બદલાતા વિચારો વૃદ્ધો અપનાવી શક્તાં નથી એટલે તેમનો બડબડાટ ચાલુ જ રહ્યો છે; પણ એ તો મનુષ્ય સ્વભાવ છે. દરેક યુગનાં માણસને પોતાનાં યુગ માટે અભિમાન હોય છે, તે વૃદ્ધોને પોતાનો જમાનો સતયુગ લાગે અને બીજાનો કળિયુગ જ ભાસે. પરંતુ ઐતિહાસિક તથા ઉત્ક્રાન્તિની દૃષ્ટિએ જોતાં આ ખોટું છે. સંસ્કૃતિ તો યુગે યુગે બદલાય છે; ને તેનો વારસો તે દરેક મનુષ્યમાં મુકતી જાય છે, તે અનુભવોથી માણસ ઘડાય છે; ને દિનપ્રતિદિન તેમાં વિકાસ થતો જાય છે.

યૌવનનાં પ્રંચ પ્રદિપ કહ્યાં છે. મુક્તિની જ્યોત, ભાવભરી ભક્તિ, સર્જકતાનો જ્યોતિ પ્રવાહ, અજેય આશાવાદ અને પાંચમું તથા છેલ્લું તે નવજીવનની ભાવના. યૌવન એટલે જીવનનો ધન્ય સમય. એ કાળનાં ઉત્સાહ આશા અને પ્રેરણા આખા જીવનને સુવાસિત કરે છે. યૌવન જ જીવનને સફળ બનાવે છે. યુવકના હૃદયમાં સ્વતંત્રતાનો અગ્નિ પ્રગટયા જ કરે છે. મુસીબતો કે વજ્રઘાતો તેને મુંઝવી શક્તા નથી. પ્રકાશની પ્રેરણા પામેલો જુવાન રૂઢિનાં બંધનને તોડી નાખે છે, અને રાજકિય ગુલામીને નાબુદ કરે છે. યુવાન્ એ કુદરતની કૃતિમાં પરમાત્માનું દર્શન કરે છે અને પરમાત્માને પામવા માટે ભાવનાનો દિવો લઇ તે આગળ ધપે છે. તેનું જીવન નવું નવું સર્જવાની ઝંખના રાખે છે. તે આખી સૃષ્ટિને પોતાનાં કલ્પનાનાં રંગે રંગે છે; ને તેવી આદર્શવાળી બનાવવા તે મથે છે. તેમાં તેનો અજેય આશાવાદ હિંમત અને ઉત્સાહ પ્રેરે છે. તે નીડર અને સાહસિક બની ભગીરથ કાર્યો કરે છે. હિમાલયનાં ગગનચુંબી શિખરો પર ચઢવામાં તે હિંમત હારતો નથી. મહાસાગરનાં અતલ ગર્ભમાં વિહાર કરતાં તે પડે છે, આથડે છે–વળી ઉભો થાય છે અને આશા તથા ઉલ્લાસ ભર્યો એ પળે ને પળે વીરતાનાં ડગ ભરે છે. તેને મૃત્યુનો ભય હોતો જ નથી. મૃત્યુ સામે તે ઝઝુમે છે, કારણ તેને મન મૃત્યુ એ જીવનનો અંત નથી પણ નવ-જીવનને જોડનારી સાંકળ છે. સાચો યુવક તો જીવનને અનંત માની મહાન કાર્યોમાં ઝંપલાવે છે. આ પંચ તત્વ વિહોણું યૌવન કેમ કલ્પી શકાય ! ઉલ્લાસ, સ્વતંત્રપ્રિયતા, ભાવનાભક્તિ, સર્જક્તા એ યૌવનનાં અનિવાર્ય અંગો છે. એ તત્વોથી પ્રેરાએલું યૌવન જીવનને સફળ બનાવે છે. આ પંચ તત્વોની આરતી ઉતારી એટલે કે તેવી ભાવનાથી યુવક પોતાનું જીવન દેશને, સમાજને અરે સમસ્ત જગતને ચરણે અર્પે છે. આ પ્રદિપો યુવકમાં ઇશ્વર–દત્ત છે; તેમાં કાર્યરૂપી તેલ સીંચીને પ્રજ્વલિત કરવાનાં છે. અને ગીતામાં જે કર્મયોગ શ્રીકૃષ્ણે અર્જુનને સમજાવ્યો હતો તે યોગની સાધના યુવકે જ કરવાની છે, તેનું જીવન જ જ્ઞાન, ચારિત્ર અને સેવાથી મ્હેકી રહે. અલબત્ત આમાનાં દરેક તત્વો યુવકમાં પૂર્ણપણે ખિલેલાં ન હોય; તેમ છતાં પ્રસંગાનુસાર તે ખિલવી શકાય છે અને જીવનને કર્તવ્યનિષ્ઠ બનાવી શકાય છે. તેણે સમાજની ગતિ અને પ્રગતિ વચ્ચેનો ભેદ સંપૂર્ણ સમજવો જોઇએ. જીવનનું કવિત્વ લુંટઇ ન જતાં તે જળવાય અને આપણી આર્યત્વની ભાવના નષ્ટ ન થાય, ને તેની પાછળ રહેલો અંતિમ હેતુ સિદ્ધ થાય તેવી યુવકયુવતી કર્તવ્યની ભાવના સેવે. સદ્દભાગ્યે આજનાં યુવક યુવતીમાં સમાનતા, બંધુત્વ, સ્વતંત્રતા ને દેશપ્રીતિ છે; છતાં પ્રેમ અને ત્યાગની ભાવના વધારે ઉન્નત થશે અને સુંદર સ્વરૂપે આલેખાશે ત્યારે તેમની યોજના રાષ્ટ્રવિધાનમાં સંપૂર્ણ ફાળો આપી શકશે.

આવા યુવકયુવતીથી ગતિ કરતો સમાજ જરૂર પ્રગતિને પંથે જશે; અને દેશનું અરે સમસ્ત જગતનું ભાવિ ઉજ્વળ કરી પૃથ્વિ પર સ્વર્ગ ઉતારશે.

## અમે ગુજરાતી

અમે ગુજરાતી ગુજરાતી,
હૈયે ગુર્જરમાત હુલાતી,
અમે ગુજરાતી ગુજરાતી.
શારદચાંદની ચોક છવાતી,
ગુણગરવી ગુજરાતણ ગાતી,
મસ્તાની ડોલે મદમાતી
ગીત ટહુકે ઘૂમરાતી. અમે૦
પનિહારી પનઘટ પે જાતી,
ગોરૂં મુખ ઘૂંઘટડે ઢાંકી,
જોબનહેલ રસે છલકાતી
અચકાતી લચકાતી. અમે૦
આંબાડાળે . કોયલ ગાતી,
મયૂરકલાપે ઢેલ રિઝાતી,
કમલકુંજ સરવર છવરાતી
ભ્રમર ગુંજ ઊભરાતી. અમે૦
નિર્મળા નીરઝરણી ઊભરાતી,
સરસ્વતી સ્તોત્રો કંઇ ગાતી,
ધીરગભીર નર્મદા – તાપી
મહીસાગર મદમાતી. અમે૦

**શ્રી. બાલમુકુન્દ દવે**

## બ્હેનનું વ્હાલ

મારો નાનો કુંવર છે છેલો;
છબીલો રસરેલો રે.
બ્હેન ! વીરાને વીંદડી લગાવ;
કુંવર રસ રેલો રે.

એને હસવે મોવેરા છે લ્હાવ;
કુંવર છે છેલો રે.
એ અનર્ગળ આનંદ તણો સ્રાવ;
કુંવર રસ રેલો રે.

એની આંખડીમાં ધન્ય ધન્ય થાઉં;
કુંવર , છે છેલો રે.
એને જોવે જીવનનો નિભાવ;
કુંવર રસ રેલો રે.

એને મુખડે ફૂલેલ રહ્યો ભાવ;
કુંવર છે છેલો રે.
બ્હેન ! વીરાને વીંદડી લગાવ;
કુંવર રસરેલો રે.

**શ્રી. સરોદ**

## અમારી શાળા

:: રાગ—નાગર વેલીઓ રોપાવ૦ એ ઢાળ. ::

એનું હેત ના ભૂલાય, એવી શાળા મારી,
હૈયું સ્નેહથી ઉભરાય, એવી શાળા મારી,
આકાશેથી ચાંદલો,
રેલાવે પેલી ચાંદની,
મનમાં રેલાવે આનંદ, એવી શાળા મારી...એનું હેત ના ભૂલાય.
હુંફ ભરે હૈયા વિષે ને;
આશા અર્પે જીવનની,
પ્રેરે અન્તરમાં ઉત્સાહ એવી શાળા મારી...એનું હેત ના ભૂલાય.
ભરત ગુંથણ સંગીતનાં;
સુંદર ઉદ્યોગો પ્રસારે,
જીવન સ્વર્ગ સમ બનાવે એવી શાળા મારી...એનું હેત ના ભૂલાય.

**કુ. શકુંતલાદેવી કે. દત્ત**

# બહુ ભારે વજન ::::::: લેખક : શ્રી. આ.

તે ઠીંગણો માણસ અસાધારણ બંધો દેખાતો હતો. વારંવાર સામાન તોલનાર કારકુનના ટેબલની પાછળ, તથા પોતાની પાછળ નજર નાંખ્યા કરતો હતો. હમણાં તેના ખભા ઉપર કોઇ હાથ મુકશે એવી બીકથી, ચોરીછુપીથી તે ચારે તરફ જોતો હોય તેવું લાગતું હતું; અગર, સામાન તોલવાના ટેબલ પાસે ઉભેલા, પહેલાં સહેજ અચંબાથી અને પછી વધારે ધ્યાનપૂર્વક જોતા, રેલ્વે સારજંટને એમ લાગ્યું.

તે નાના માણસે સામાન તોલનાર કારકુનને તડકાવીને કહ્યું-ચાલો-ખુદાને ખાતર જલદી કરો. તમે મારી બે ટ્રંકો તોલવાનું ક્યારે પુરું કરશો? હું આંહી પંદર મિનિટથી ઉભો છું, અને તમે તો મારા પછી આવેલા માણસોનું કામ કરતા રહ્યા છો.

× × ×

સારજંટે અર્થહીન દૃષ્ટિથી જોયું કે તે ઠીંગણા માણસને થોભીયા હતા, ડાબા કાનની આગળ અને લમણાના નીચેના ભાગમાં એક વાળવાળો મસો હતો, અને તેનો દેખાવ એટલો વિચિત્ર હતો, કે તેને ગમે તે દેશનો કલ્પી શકાય.

બહુ સારું સાહેબ-તે સામાન તોલનાર કારકુન આવેશપૂર્વક બોલ્યો, તમે ખરેખર જોઇ શકો છો કે આજે બહુ ધસારો છે. ચાલો-મજૂર-આ પેટી ઉઠાવો.

ચાર મજૂરો નીચા વળીને તે માણસની મોટી ભારે પેટી-જેને તેઓ હાથગાડી ઉપર મુકીને લાવ્યા હતા, તેને ઉંચકવા લાગ્યા. તે પેટી બહુ જબરજસ્ત જણાતી હતી, અને તે પાંચ ફુટ લાંબી, અઢી ફુટ પહોળી, અને બે ફુટ ઉંચી હતી.

તે સાર્જન્ટ કોઇ કોઇવાર ટુંકી વાર્તાઓ લખતો હતો; અને અત્યારે તેની નજર કલબલાટ કરતાં, શોરબકોર મચાવતાં અને વીકટોરીયા સ્ટેશન લગભગ રોજ ભરી મુકતાં લોકોના ટોળાં તરફ ફરતી હતી. પરંતુ તેનું મગજ વિચાર કરતું અટકી ગયું, અને તે ટ્રંકના જોરથી જમીન ઉપર પછડાએલા છેડા ઉપર ઉથલી પડેલા મજૂરની તીણી રાડથી તે સચેત થઇ ગયો.

તે મજૂર બોલી ઉઠયો અરે ભગવાન આ પેટીમાં તે શું ભર્યું છે? તે બહુજ ભારે છે તેમાં સીસુ ભરેલું હોવું જોઇએ.

સાર્જન્ટની નજર એકદમ તે બંધા દેખાતા અને દેખીતી રીતે ગભરાએલા માણસના મોઢા ઉપર પડી, અને તેના હૃદયમાં એકદમ થડકારો થયો.

હમણાંના જાહેરમાં મશહુર થયેલા પેટીમાંના ખૂનના બનાવોનો એક દાખલો તાજેતરમાંજ બનેલો હતો. આ બંધો દેખાતો માણસ, તેના બેડોળ દેખાતા હાથ આમ તેમ લાંબા પહોળા કરતો હતો, મજૂરોને ધમકાવતો હતો; અને તેમ છતાં તેની ઝીણી આંખોમાં તથા અણગમો ઉપજાવે એવા મોઢા ઉપર, ભયની લાગણીઓ સ્પષ્ટ રીતે દેખાતી હતી. એટલા ઉપરથીજ આ બાબતમાં વધારે ચોકસાઇ કરવા જેવું લાગ્યું.

તે સાર્જન્ટ ચાલતો ચાલતો કાંટાના ટેબલ પાસે ગયો, અને વધારે નજીકથી સગવડ પડતી જણાએથી, તે નાના દેખાત

માણસના ચ્હેરાને બારીકાઇથી જોવા લાગ્યો. તે પેટીનો માલિક ઉશ્કેરાયલો જણાતો હતો, અને પોતાની લાગણીઓ ઉપર કાબુ મેળવતો જતો હતો. તેવામાં સાર્જન્ટે વિનયથી અને સાધારણ વાત કરતો હોય તેવી રીતે કહ્યું, સાહેબ તમારી પેટી બહુ ભારે જણાય છે. તે માણસે સાર્જન્ટ સામે ઘણી જ ગંભીરાઇથી અને શાંતિથી જોયું, અને કર્કશ અવાજે કહ્યું, કે ઇન્સ્પેક્ટર સાહેબ ચોપડીઓ હંમેશા ભારે જ હોય છે.

હું ઇન્સ્પેક્ટર નથી સાર્જન્ટ છું.

વારુ સાર્જન્ટ સાહેબ-આ લોકો મારી પેટીઓ તોળે, તેટલામાં આપણે કાંઇ પી આવીયે. તમે મારી સાથે આવશો ?

સાર્જન્ટે પોતાના હોઠ દબાવ્યા-આ ચોખ્ખી ખુશામત, લાંચ, દગલબાજી છે અને ગુન્હાની સાબિતી પૂરી પાડે છે. તે માણસ તેને ત્યાંથી દૂર લઇ જવા માંગતો હતો.

તે બોલ્યો હમણાં તો તમે તમારી પેટીઓ તોળાવવાની ઘણી જ ઉતાવળ કરતા હતા, ત્યાં વળી તમને એકાએક પીવા જવાનો ક્યાંથી વખત મળ્યો ?

આ તો માત્ર વિનંતી હતી. સાચું કહું તો મને ખાત્રી જ હતી કે સાર્જન્ટ સાહેબ, તમે કામગીરી ઉપર હશો ત્યારે કાંઇ પણ લેશો જ નહીં.

બંગભર કહ્યું સાહેબ અને હવે તો મને એવો વિચાર આવે છે, કે તમારૂં આ વર્તન ઘણું વિચિત્ર છે. જુઓ તો ખરા આ પેટીનું વજન ૨૩૦ રતલ એટલે આશરે ત્રણ મણ બંગાળી થાય છે. તમને નથી લાગતું કે કપડાં અને થોડી ચોપડીઓથી ભરેલી પેટીનું આટલું બધુ વજન થાય, તે વહેમ પડતું છે ? ખરૂં કહું તો-સાહેબ-હું ક્ષણભર પણ માની શકતો નથી. કે તમે ૨૩૦ રતલ વજનની ચોપડીઓ, પેમેન્જર ગાડીમાં મોકલો-અને વળી તેને તમારી સાથેજ ગાડીમાં રાખો, તમે તેને કારખાનાની ગાડીમાં જ મોકલો.

તે જરા શ્વાસ લઇ ફરી બોલ્યો, હું નથી ધારતો કે તમને સંજોગવશાત, ગેરકાયદે ગાળેલા દારૂમાં કાંઇ લેવા દેવા હોય......છે કાંઇ ? જે તમે લઇ જાઓ છો-અરે ! લગેજ ક્લાર્ક આ પેટી કયા સ્ટેશને લઇ જવાની છે.

× × ×

તે પુના જવાની છે, સાર્જન્ટ સાહેબ, અને હવે જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મને યાદ આવે છે કે આ ગૃહસ્થ અને આ અથવા આના જેવી જ પેટી મેં પહેલા એકાદ વખત કોઇ જગ્યાએ જરૂર જોઇ છે, વળી અત્યારની માફક જ તે ગૃહસ્થે ખાલી પેટી તે આટલી બધી ભારે અને મોટી હોવા છતાં પણ, તેને સામાન મુકવાના ડબામાં ન મુકવા દેતાં પોતાની સાથે જ ડબામાં મુકવાની જીદ કરેલી હતી.

સાર્જન્ટે પુછ્યું-તે વાતને કેટલો વખત થયો હશે ?

એકાદ મહીનો, સાહેબ.

એક મહીના પહેલાં-કેમ ?

સાર્જન્ટની તારીખો બાબતમાં યાદદાસ્ત સારી હતી, તેથી તેને ગણત્રી કરતાં જણાયું કે, આ તો પુનાવાળો પેટીના ખુનનો કેસ બન્યો હતો-અને જેનો ખુની પકડાયો નથી-તે દીવસો હતા.

તે ખાંધો માણસ એકદમ આંચકો ખાઇ ગયો, અને સાર્જન્ટે ગેરકાયદેસરના દારૂની વાત કરી ત્યારે તેના મોઢા ઉપર જે શાંતિ દેખાતી હતી તે ઉડી ગઇ, તે ઘણો વ્યગ્ર જણાવા લાગ્યો, અને બને તેટલી હિંમત રાખીને બોલ્યો પણ આ પેટીમાં મ્હારે બીક રાખવા જેવું કશું જ નથી.

સાર્જન્ટે તેને ધમકાવીને કહ્યું, કે તે તો હું કાંઇ જાણું નહીં, ટુંકામાં કહીએ તો તમારી વર્તણૂક ઘણી જ વહેમ પડતી જણાય છે. મહેરબાની કરીને આપ તે પેટી ઉઘાડી મને તેમાં શું છે તે જોવાદો.

દરમીયાન શું છે તે જાણવાને ઇંતેજાર થયેલા લોકોનું એક નાનું સરખું ટોળું ત્યાં એકઠું થઇ ગયું, અને તે ઠીંગણો માણસ ગભરાઇ જઇ ફાટી આંખે આમતેમ જોવા લાગ્યો.

સાર્જન્ટે વિનયથી હુકમ કર્યો—ચાલો સાહેબ પેટી ઉઘાડો.

નીરાશાથી અને હારીને તે નાના માણસે પોતાના પાટલુનના ગજવામાંથી કુંચીનો એક નાનો ઝૂડો બહાર કાઢયો.

× × ×

બીજે દિવસે છાપાના કોઇ ટીખળી પ્રતિનિધિએ નીચે મુજબ હકીકત પ્રગટ કરી.

ગુન્હાને આબાદ રીતે છુપાવવા માટે, માણસની બુદ્ધિ કેટલે સુધી દોડી શકે છે તે જાણી શકવું મુશ્કેલ છે. ગઇકાલે બપોરે વીકટોરીયા ટરમીનસ સ્ટેશને રેલ્વેમાં થતા ગુન્હાઓમાં કદી ન બનેલો હોય તેવો આશ્ચર્યજનક અને ન માની શકાય તેવો, એક કિસ્સો પકડાયો હતો. તે બનાવ એવો હતો કે તેને ગુન્હો ગણવો કે કેમ, તે બાબત રેલ્વેમાં રીઢા બની ગયેલા અમલદારો પણ વિચારમાં પડી ગયા; અથવા તો લગેજ શબ્દને કોઇ અસારણ સંજોગોમાં, નવી વ્યાખ્યા આપી શકાય કે કેમ તેની વિમાસણમાં પડી ગયા.

રેલ્વેના એક સાર્જન્ટને તેને વ્હેમ પડવાથી, એક મુસાફરને તેની અસાધારણ મોટી તથા ભારે વજનવાળી પેટી ખોલવાની ફરજ પાડી. તે સાર્જન્ટને, હમણાંના આ બાજુ ઉપરાઉપરી બનતા પેટી ખૂનકેસના બનાવો ઉપરથી આ પેટી ઉઘડાવવાની ઇંતેજારી થઇ.

તે પેટી ઉપર એક ચાર ચોરસ ઇંચના માપનું પતરાનું ઢાંકણું લગાડેલું હતું, જે એક યુક્તિસર મુકેલી કમાનેથી ઉઘડી શકતું હતું. આ ઢાંકણું, તે શક પડતા મુસાફરે કબુલ કર્યા પ્રમાણે, રેલ્વેના બીજા વર્ગના ડબ્બામાં પેટી લઇને તે બેસતો કે તુરત ઉઘાડી નાંખતો. જો તે ડબ્બામાં તે એકલોજ હોય તો તેને વધારે સગવડતા મળી શકતી. વળી તે મુસાફર બીજા ઉતારૂઓની પેટી કે બીસ્તરાથી તે પેટી ઉપરનું ઢાંકણું દબાઇ ન જાય તેની ખાસ કાળજી રાખતો હશે.

× × ×

પેટીની અંદર તે માણસની ઠીંગણી પણ અસાધારણ જાડા શરીરવાળી સ્ત્રી સુતેલી હતી, અને તેને શ્વાસ લેવા માટે તેના મોઢામાં એક રબરની નળી મુકી, તેનો બીજો છેડો પેટીના એક ચાપડા નીચે ઢંકાયેલા કાણા સાથે જોડેલો હતો. તે શકદાર માણસે કબુલ કર્યું કે આવી રીતે પોતાની સ્ત્રીને લગેજ તરીકે મુસાફરી કરાવવામાં તેણીની ટીકીટ કરતાં ઓછો ખર્ચ થતો હતો, અને તેઓએ આ રીતે હિંદમાં ગયા દશ વર્ષમાં મુસાફરી કરીને, પોતાના ખરચમાં મોટી રકમની બચત કરી હતી.

તેની સ્ત્રીએ પણ આવી રીતે મુસાફરી કરવામાં આજ સુધી કાંઇ ખાસ અગવડ પડયાની ફરીયાદ કરી નહોતી. કારણ કોઇવાર તેમના ડબ્બામાં બીજું કોઇ ન હોય, તે વખતે તેણી પેટીમાંથી થોડો વખત બ્હાર પણ નીકળતી હતી.

ટીકીટ વિના મુસાફરી કરવી એ એક સાધારણ વાત છે. પણ આવા ધનલોભી પતીઓ તેમને ગળે વળગેલી જાડી વજનદાર સ્ત્રીઓને આમ પેટીમાં પૂરીને લગેજ તરીકે મુસાફરી કરાવતા હશે એમ કોઇ માની શકે ખરૂં !+

+ જે. ગચ. ખેકારના તા. ૨૦-૬-૪૧ ના ટાઇમ્સ વીકલીમાના લેખ ઉપરથી અનુવાદ.

# શા કામની.......?

કુદરત તણી વિલસે કળા,
ત્યાં બીજી કળા શા કામની;
રેલે નદિ જ્યાં સ્નેહની,
ત્યાં બીજી નદી શા કામની.....૧

ઇશની આંખો સમા એ,
સૂર્ય ને છે ચંદ્રમા;
વરસે પ્રભા જ્યાં તેમની,
ત્યાં બીજી પ્રભા શા કામની.....૨

વાડી રસાળી જ્યાં મીઠાં,
ખીલતાં ગુલાબોથી ભરી;
ફેલાય ફોરમ તેમની ત્યાં,
ફોરમ અવર શા કામની.....૩

ખીલતાં પ્રભાતે ગ્રીષ્મમાં,
આંબા તણી ડાળે ચઢી;
ગાય કોયલ તો બીજી,
કો ગોપિકા શા કામની.....૪

છો સાથ કોનો ના મળે,
નિઃસ્હાય હો જો વા કદી;
રક્ષા પ્રભુ હરદમ કરે,
તો અવર કહો શા કામની.....૫

શાન્ત એકાન્તે જઇ,
પ્રાર્થે પ્રભુને પ્રેમથી;
ભગવાન લાધે ભક્તિએ,
તો ભક્તિ અવર શા કામની.....૬

શ્રી મૃદુલાદેવી ભટ્ટ

# કાન્ત

લેખક : શ્રીપાદ નીલકંઠ ટેંગરે

વડોદરા સ્ટેશન પર ગાડી આવવા અને અરૂણોદય થવાનો એકજ વખત છે.

આકાશમાં એકાદ બીજો તારો ચમકતો હતો અને ધીમે ધીમે ઠંડો મધુર પવન વાતો હતો.

કાન્તે ઉતાવળથી પથારી બાંધી અને રમણને શોધવા માટે બારીમાંથી ડોકાવીને જોયું. તે બાજુમા ચહા પીતો ઉભો હતો. તેણે મોટેથી બૂમ મારી, " રમણ, ઓ રમણ......"

રમણે ચહાનો કપ મુકી દીધો અને માતકના જેમ દોડતો જ આવ્યો. તરત જ તેના બે હાથ પોતાના હાથમાં લઇને તે હલાવતા તે બોલ્યો, " કાન્ત, આવ્યો શું ?"

કાન્ત કંઇ ન બોલતાં હસ્યો, અને સામાન લઇને હમાલ દરવાજા તરફ વળ્યો તેથી રમણ સાથે તેઓ તેની પછવાડે જવા લાગ્યા. હમાલે સામાન ગાડીમાં મુકતાં જ તેને પૈસા આપી તે બેઉ ગાડીમાં બેઠા અને ગાડી હાંકી મુકી.

સૂર્યોદયનો વખત હોવાથી હંમેશ જનસમુદાયથી ભરચક રસ્તો આ વખતે તદ્દન શાંત દેખાતો હતો, ફક્ત વર્તમાનપત્રો વેચનાર છોકરાઓ તથા શાકભાજી વેચનાર મોટમોટેથી બૂમ મારીને, વ્યવહાર શરૂ થયાનું લોકોના ધ્યાનમાં લાવતા હતા. કાન્તે રમણને પુછ્યું, " તેં મારે માટે રૂમ શોધી મુકી છે ત્યાં જ લઇ જવા કહ્યું છે ને ? "

" અત્યારથી જ કોલેજની ઉતાવળ લાગી છે કે શું ? હે ભલા માણસ. પહેલા ઘેર તો ચાલ-પછી જોઇ લેવાશે. તારી રૂમ તરફ જવાનું. હું તને કંઇ મારે ઘેર રાખી નથી લેવાનો......"

" ઠીક, ઠીક. "

" હવે ઘેર ગયા પછી એક ગમ્મત થવાની છે. " હસતાં હસતાં રમણ બોલ્યો.

" શેની ગમ્મત ! "

" મારી બેનની ગમ્મત થવાની છે. "

" ગમ્મત અને તે કેવી ? અને તે પણ તારી બેનની ? "

" અરે મારી પાસે પેલો તારો જુનો ફેટો છે ને તેમાં કેટલો ફેર છે તેના પરથી કહું છું. "

કાન્તે કહ્યું, "એટલો ફેર તો થવાનોજ."

રમણે કહ્યું, " અરે તેણે તો પેલો તારો જુનો ફેટો જોઇને ખુબ મશ્કરી કરવાનું ઠરાવી મુક્યું છે. "

અરે, રમણ, " હજુ તારી ટેવ ગઇ નથી ! "

ગાડી કોઠી પરથી પોસ્ટ ઓફીસના નાકા પરથી દાંડીયા બજારમાં રમણના ઘર પાસે આવીને ઉભી રહી.

એકદમ ગાડીવાન નીચે ઉતર્યો ને પછવાડેનું બારણું ઉઘાડતા જ રમણ અને તેની પાછળ કાન્ત નીચે ઉતર્યાં. દાદરો ચઢતા હતા એટલામાં જ નિરંજન નીચે ઉતરતો હતો, સીગારેટનો ધુમાડો છોડતા તેણે પુછ્યું, " કેમ રમણ આજે સવારના પહોરમાં જ ક્યાં ગયો હતો ? "

" સ્ટેશન પર આ મારા મિત્રને લેવા. એનું નામ કાન્ત F. Y. માં છે. " પછી કાન્ત તરફ જોઇને રમણ બોલ્યો, "આ Mr. નું નામ નિરંજન, એ B. A. માં છે."

કાન્ત અને નિરંજન એમણે સ્મિત હાસ્ય

કરતા એક બીજાને વંદન કર્યું. અને એક બીજાએ બારીકાઇથી અવલોકન કર્યું.

નિરંજનના મનમાં આવ્યું તે વખતે, કે આ બાધા અહીં ક્યાંથી આવી છે, કોણ જાણે. અહીં કંઇ નવું પ્રકરણ ઉભું ના કરે તો સારૂ. કારણ એનું શરીર એક જ વાર જોતા કામમને માટે વાસ કરે એવું છે. અને પ્રત્યેકનું આકર્ષણ ખેંચાય એવું છે. આવા અનેક વિચારો તેને એક ચિત્રપટની માફક આવી ગયા. આ વિચારોનું ચિત્રપટ ઉભું થવાનું કારણ એટલું જ કે તે ઇન્દુના પ્રેમમાં પડયો હતો. ઇન્દુ શીવાય તેને બીજું કંઇ સુજતું નહી. પણ એ બીચારો શું કરે ? કારણ ઇન્દુને એ બીકુલલ પસંદ ન હતું.

" આ રકોકર છે હં ! " રમણે કાન્તની તારીફ કરી.

" સુંદર, બહુ જ સુંદર ! "

" નિરંજન હસ્યો. કેટલું એ કુત્રીમ હતું. પણ પછી તેને કરેલું હાસ્ય પણ કયાં નૈસર્ગિક હતું.

" અચ્છા, પછી આપણે મળીશું જ. " કાન્ત બોલ્યો, કારણ પહેલાં તેને જોતાં જ કાન્તને કંટાળો આવ્યો હતો. તેથી રમણ તરફ નિશાની કરીને આગળ ચાલવા કહ્યું.

" રમણે પુછ્યું, કેવી છે વરલી ? "

" કોના વિષે પુછે ?"

" અરે બીજા કોના માટે ? અત્યારે મળેલા નિરંજન વિષે જ. "

" મને શું ખબર કે તું મને તેની મુલાકાત અત્યારે જ કરી આપવાનો ! "

રમણે દરવાજા પર કટકટ કરતાં જ બારણું ઉઘડયું. એક સુંદર તરૂણીના બે અધિર નેત્રો કાન્તના મુખ કમલ પર પડયા.

તરત જ રમણ બોલ્યો, ' આ મારી બેન ઇન્દુ તું ઓળખતો જ હોઇશ

રમણ પછી ઇન્દુ તરફ વળીને બોલ્યો, " આજ મારો મીત્ર કાન્ત ! " " એને માટે મેં તને એટલું બધું કહ્યું છે કે, હવે વધારે કહેવાનું કંઇ બાકીજ નથી. "

" ભાઇ ઓળખાણ આપવાની આ રીત કે ? " હસતાં હસતાં ઇન્દુ બોલી.

" જો મારી ભૂલ થઇ હોય તો તુંજ સુધારી લે. " રમણ હસતો હસતો બોલ્યો, " કાન્ત, ઇન્દુની ને તારી ઓળખાણ તો પુરી થવા દે. બોલી બોલીને તને કંટાળો આપશે. એકવાર બોલવા લાગી કે બલાસ..."

" આ શું રે ભાઇ ? " જરા હળવા ગુસ્સાથી ગરદનને જરા ધક્કો આપતા ઇન્દુ બોલી, " પારકા ગૃહસ્થ આગળ શું તું મારી બદનામી કરે છે ? "

" માફ કર. " રમણ બોલ્યો, " ઠીક પણ બેન સાહેબ હવે અમને કંઇ ચહાપાણી તો ખરાં કે નહી ? "

હા કહીને હસતાં હસતાં આંખના ખૂણામાંથી કાન્ત તરફ જોતાં જોતાં અંદર ગઇ.

રમણે કહ્યું, " હું જરા કપડાં ઉતારીને આવું છું. ત્યાં સુધી તું અહી બાજુમાં હાથ પગ ધોઇને બેસજે. બેસસેને એકસો ? "

થોડીવારમાં જ અંદરથી ટ્રેમાં ચા-નાસ્તો લઇને ઇન્દુએ પ્રવેશ કર્યો. રમણ ત્યાં ન દેખાવવાથી તેણે પુછ્યું, " ભાઇ કયાં ગયો ? "

" ઉપર ગયો છે, કપડાં ઉતારવા. "

" ખાલી રીતભાત પણ અમારા ભાઇને આવડતી નથી અને શેર બ્રોકર અને દુકાનનો માલીક થયો છે. "

" મને કહીને ગયો છે. "

" ઇન્દુએ હસીને પછી સામેના કૉચ પર બેસીને પુછ્યું, " તમે શું લેવાનું નક્કી કર્યું છે-આર્ટસ કે સાયન્સ ?."

"આર્ટસ."

"હું પણ આર્ટસ લેવાની છું."

"પણ તમે ગુજરાતી લેવાના હશોને ?"

"હા, કેમ ?"

"નહી, હું મરાઠી લેવાની છું, તેથી પૂછું છું. આપણે રોજ કોલેજમાં સાથેજ જઈશું ?"

આના પર શું બોલવું, એનો વિચાર કરી તે બોલ્યો ગુજરાતી કરતાં મરાઠીમાં રોમેંટીક લિટરેચર બહુ છે ખરું ને ?

"હા, થોડું ઘણું એવું ખરું ?"

એટલામાં રમણ આવી પહોંચ્યો. ને હસતાં હસતાં બોલ્યો, "એટલામાં શરૂ થઈ ગયો કે તમારો રોમાન્સ ?"

રમણે વિનોદને ખાતર મશ્કરી કરી ખરી, પણ કાન્તને કંઈ પસંદ પડયું નહીં. અતિશય વિચીત્ર લાગતાં ઇન્દુ મોઢે રૂમાલ રાખીને ખૂબ હસી. રમણે કરેલી મશ્કરી તેને મનપૂર્વક ગમી હતી તેનું પ્રદર્શન કાન્તને લાગ્યું, ઇન્દુને બદલે સરલા (સુલુ) હોત તો ?

ઇન્દુએ રમણને પુછયું. "કેટલું મોડું કર્યું બાઈ. ચહા પણ થંડે થઈ ગયો ?" પછી બધાએ ચા-નાસ્તો કર્યો.

× × ×

થોડા દિવસો પહેલા જ સુલુના પિતાની વડોદરા બદલી થઈ હોવાથી સુલુ પણ અહી જ ભણવા આવી હતી. તેથી જ કાન્તે પણ પાસેનું ગામ છોડીને અહીંની કોલેજમાં આવવાનું નક્કી કર્યું હતું.

કોલેજ ઉપડવાને હજુ બે ત્રણ દિવસની વાર હતી. તેથી તેને કાંઈ કામ નહોતું. એ બે ત્રણ દિવસ, તેણે પોતાના થોડાંક દૂરનાં સગાંવહાલાને મળી આવવાનો વિચાર કર્યો. તેમાં પણ સુલુને મળાય તો મળી લેવાશે. પરંતુ સુલુનું સરનામું ખબર નથી તેથી ક્યાં જવું એજ એ નક્કી કરી શકયો નહીં.

એક દિવસે તે અગાસીમાં અગીયાર સવા અગીયારના વખતે ઉભો હતો, એટલામાં તેણે આઘેથી સુલુને હાથમાં ચોપડીઓ લઈને આવતાં જોઇ. તરત કાન્તનું મન પ્રફુલ્લીત થયું. તેણે દૃષ્ટી બહાર થતાં સુધી જોયા જ કર્યું. છેવટે તેણે વિચાર કર્યો કે આજે સાંજે અહીં ઉભુ રહેવું અને પાંચ વાગે ઘેર જાય એટલે તેની પાછળ પાછળ જવાનું ને ઘર જોઇ લેવાનું.

સાંજે તેણે ઘર જોઇ નાંખ્યું. બીજે દિવસે કાન્ત ત્યાં ગયો. તેણે બટન દાબ્યું એટલે એક સુંદર કુમારીકાએ-સુલુએ બારણું ઉઘાડયું. કાન્ત કરતાં સુલુ જ વધારે ચમકી. તેના મનમાં તેજ વખતે આવ્યું કે આ પાગલ મારી પાછવાડે પાછો અહીં ક્યાંથી ? જેમ તેમ કરીને હું એની જાળમાંથી છુટી હતી તે તો પાછો અહીં આવી પહોંચ્યો જ. શું કરવું એ વિચારમાં મૂઢ બની ગએલી અને નિરાશા અનુભવતાં તે વખતે તો તેણે કહ્યું, 'આવો'. અંદર જઇને કાન્ત બેઠો. થોડી ઘણી વાતચીત થયા પછી કાન્ત મૂળ પદ પર આવીને વાત કરવા લાગ્યો. એ થોડીવારમાં ઉઠયો નહીં તેથી છેવટે સુલુએજ કહ્યું, 'મારે થોડુંક અત્યારે કામ છે. મને વખત નથી, માફ કરજો. નાઇલાજે કાન્ત ઉઠયો ત્યારે સુલુને જરા શાન્તી થઇ.

બીજે દિવસથી કાન્તનો નિત્યક્રમજ શરૂ થયો, કે તે અગીયાર વાગે એટલે અગાસીમાં આવીને ઉભો રહેતો. તેથી એને હંમેશા કોલેજમાં જવા મોડું થતું.

ઇન્દુ તેને હંમેશા પુછતી, "કાન્ત તમે

રોજ આમ મોડા કેમ પડો છો ? તમને તમારા અભ્યાસની પરવા હોય એમ લાગતું નથી." કેટલીવાર ઇન્દુએ કાન્તને સમજાવ્યું. પણ કાન્ત તો માનેજ શાનો !

હંમેશા ઇન્દુ કોલેજમાં જવા કાન્તની વાટ જોતી પણ કાન્ત તો આવેજ શેનો ! છેવટે ઇન્દુને નિરંજન સાથે જવું પડતું.

રોજ સાંજે કાન્તે સુલુના ઘર આગળથી ફરવા જવાનું શરૂ કર્યું હતું. જો એકાદ દિવસ સુલુના દર્શન થાય નહિ તો તે દિવસે કાન્તનો અભ્યાસ થાય જ નહીં. તેથી ખાસ કરીને તેના આંટા ત્યાંથી થતાજ. તેના ઘરની પાસેજ એક લાઈટનો થાંભલો છે. તેની પાસે કાન્ત, નિરંજન, રમેશ અને પ્રવિણ આવીને ઉભા રહેતા.

નિરંજન તેનાથી બને તેટલી કાળજી લેતો. રખેને ઇન્દુના પ્રેમમાં કાન્ત પડે, તેથી નિરંજન હંમેશ સુલુના પ્રકરણમાં કાન્તને ઉત્તેજન આપતો.

પણ સુલુને કાન્ત જેટલો પસંદ નથી તેટલો જ ઇન્દુને પેલા જાડા પુરભૈયા નિરંજન પ્રત્યે અણગમો હતો.

કોલેજમાં ડીસેમ્બરમાં સ્પોર્ટસ ખલાસ થઇ અને આજે ઇનામો વ્હેંચાવવાના હતા. બધાની ખુબ ગરદી થઇ હતી. ઇન્દુએ કેરમમાં ભાગ લીધો હતો પણ તેને પહેલા રાઉન્ડમાં માર ખાધો હતો. કાન્તે ટેનિસમાં ભાગ લીધો હતો. ને જીત્યો, પણ, તે દિવસે પાસે ઉભેલા નિરંજનને ઇન્દુએ પુછયું, 'નિરંજનભાઇ અમારા વર્ગમાં કોઇને કાંઇ ઇનામ મળે એમ છે કે નહીં.' નિરંજને ચોખ્ખી ના પાડી. એટલામાં ઇન્દુએ પુછયું, 'કેમ કાન્ત તો ટેનીસ રમવામાં બહુ જ પ્રવિણ છે ને, એમણે કેમ માર ખાધો !' જવાબમાં નિરંજન કંઇ બોલ્યો નહિ.

પણ પાસે ઉભેલા પ્રવિણે કહ્યું, "વાહ! આપણા કાન્તને ઇનામ મળવાનું છે. એ જીત્યો છે.' જરા વારમાં ઇન્દુનું મુખ ઉતરી ગયું હતું તેના પર જરાતરા કિરણો દેખાવા લાગ્યા.

રાત્રે ઇન્દુ કાન્તના રૂમ પર ગઇ. તે વખતે કાન્ત સિવાય તેના કોઇ બીજા મિત્રો ન હતા. તેથી ઇન્દુને તેની સાથે વાત કરવાની મઝા આવી. ઉપર ચઢીને કાન્તને જોતાં જ ઇન્દુએ અભિનંદન આપ્યા, તે વખતે ઇન્દુને લાગ્યું જો મારી સાથે અત્યારે હાથ મેળવતે તો કેવું થાત. પણ શેનું આપણા નસીબમાં જ. ખૂબ વાત કરીને ઇન્દુ ઊઠી પણ જે વિચાર કહેવા આવી હતી તે વ્યક્ત કરી શકાયો નહીં.

કાન્તનું મન તે બદલી શકી નહીં. પણ તેણી તેનું મન બદલી શકશે એવું આજના બોલવા પરથી ઇન્દુને લાગ્યું. કાન્તનો સ્વભાવ એટલો વિચિત્ર છે કે પુછવાની વાત નહીં. પણ તેટલોજ રમતીયાળ, તેટલોજ ઉત્સાહી, તેટલોજ ભમતાળુ અને હોશીયાર. સુલુ, સુલુ, કરીને તેણે એક વર્ષ ગુમાવ્યું. F. Y. માં નાપાસ થયો. કાન્તને ખૂબ પશ્ચાતાપ થયો.

x x x

બીજે વર્ષે પાછો કાન્ત કોલેજમાં એડમીસન લેવા આવ્યો. પણ એડમીશન મળ્યું નહીં. છેવટે ઘેર બેસીને ખૂબ અભ્યાસ કરવાનું કરાવ્યું.

આ સાલ બને ત્યાં સુધી ઇન્દુને મળવાનું જ તે પસંદ કરતો નહીં. ન છુટકે તે સુલુના ઘર આગળ ઉભો રહેતો, ત્યારે મેળાપ થતો.

એક દિવસ ઇન્દુને આ વાતની ખબર પડતાં જેટલું ઇન્દુને કાન્ત માટે અભિમાન હતું તે સર્વ તે દિવસથી ઓછું થઇ ગયું.

છતાં પણ જેણે અંતઃકરણમાં એકવાર વાસ કર્યો છે તે કંઇ એકાએક નષ્ટ થાય ?

દિવાળીની રજામાં કાન્ત પોતાને ગામ જાય છે. તેના બીજા મીત્રોને હજુ જવાને વાર હતી. એક દિવસ સાંજે ઇન્દુ રમેશને મળે છે. તે કાન્ત વિષે પણ રમેશ બરાબર ઉત્તર આપતો નથી છેવટે ઇન્દુ રમેશ પર ખૂબ ગુસ્સે થઇ. પણ ન છુટકે તેણે કહ્યું, " કાલે મારી પાસેથી એક પત્ર લઇ જશો ? " રમેશે હા પાડી. બીજે દિવસે જઇને તે પત્ર લઇ આવ્યો.

પત્રમાં શું હતું તે તે વખતે રમેશને ખબર પડી નહી પણ પાછો કાન્ત જ્યારે આવ્યો ત્યારે ખબર પડી. પત્રનો સારાંશ નીચે પ્રમાણે હતો.

" પ્રિય કાન્ત,

આજે કેટલા દિવસથી તમારી સાથે વાત કરૂં એવું મનને લાગતું હતું પણ બોલવાની હીંમત જ ચાલતી નહી. કેટલા દિવસથી વિચાર કરૂં છું કે તમને કોનશોલેશન આપીશ પણ નથી આપી શકતી જે હવે આ પત્રદ્વારા આપું છું.

તમારા મિત્રો મને મળ્યા હતા પણ તે કેવા વિચીત્ર છે. ભાલની બક્ષની જ વાત કરે છે. એમની સાથે કેટલી મગજમારી કરી ત્યારે કંઇ તૈયાર થયા. પણ મને ખાત્રી છે કે તે તમારા જીગરજાન દોસ્ત છે તેથી જ એમની સાથે આ કાગળ મોકલ્યો છે.

કાન્ત, આપણું કેમ થવાનું ? હું ઇન્ટરમાં અને તમે પ્રીવીઅસમાં ! ઓણુ સાલ જરા અભ્યાસ ખૂબ કરજો અને મારા જેમ સેકન્ડ કલાસ મેળવવાની આશા રાખજો.

આ પહેલો જ કાગળ છે, વધારે તો શું લખું. પત્રનો ઉત્તર જરૂર આપજો.

ઇન્દુ "

આ કાગળ કાન્તને મળ્યા પછી કાન્તને ખૂબ વિચાર આવ્યો કે આ વાતમાં હવે શું કરવું. પત્રનો જવાબ આપવો કે નહી. જવાબ નહી આપવાનું નક્કી કર્યું. જવાબ ન મળવાથી ઇન્દુ તેના પર ગુસ્સે થઇ ગઇ. તેની સાથે બોલવાનું જ છોડી દીધું.

આવ્યા પછી એક દિવસ કાન્ત સુશુને ત્યાં ગયો. પહેલા હંમેશ પ્રમાણે વાત કરતા પાછો મૂળપદ પર આવી પહોંચ્યો. ત્યારે સુશુએ કહ્યું, " કાન્ત મહેરબાની કરીને મારા ઘેર લેશ માત્ર પણ આવવાની તસ્દી ન લેશો તો હું તમારો મનપૂર્વક ઉપકાર માનીશ. મારે તમારી સાથે બોલવાની ઇચ્છા નથી. "

તે દિવસથી કાન્તે પણ વિચાર કર્યો કે બસ હવે ફરી સુશુનું નામ ઉચ્ચારવાનું પણ નહીં. આવી વાત કોલેજના પાસેથી બહાર આવ્યા વગર રહે એ શકય જ નથી. વાત આવી નથી એટલી મહેરબાની.

ત્યારથી કાન્ત ઇન્દુ તરફ ખુબ જવા લાગ્યો. રોજ સાંજે સાધારણ ૭ સવા છએ ઇન્દુ પોતાની બેનપણી સાથે ફરવા નિકળતી ને પોણા આઠ વાગે પાછી ફરતી. ઇન્દુની પરીક્ષા પાસે આવવાથી ઇન્દુએ ફરવા જવાનું બંધ કરી દીધું.

આ બાબતમાં પણ કાન્તને તેના મિત્રો શરૂઆતમાં તેની સાથે આવતા પણ હવે કોઇ અભ્યાસને લીધે કે કોઈ સાંજનો વખત રમવામાં કે લાયબ્રેરીમાં જરા વખત કાઢવાનું પસંદ કરતા. ફક્ત રહ્યા હવે કાન્ત અને રમેશ.

હંમેશ પ્રમાણે કાન્ત અને રમેશ ફરવા ગયા. તે દિવસે ફરવા કોઇ આવ્યું નહોતું. તેથી રમેશે ફરવા જવાને બદલે લાયબ્રેરીમાં જવાનું ધાર્યું. લાયબ્રેરીમાંથી નિકળતાં કાન્ત બોલ્યો, " મારા પેટમાં દુઃખે છે આપણે ડીન્ઝર પછી. " તેથી કાન્ત અને રમેશ આદર્શમાં ગયા. આદર્શ, લગભગ છેવટનું જ તે આદર્શ. ત્યાં ડીન્ઝરને બદલે દૂધ ને બટાકા પૌંઆ મંગાવ્યા.

ઘ

રાત્રે નિત્યના રીવાજ પ્રમાણે કાન્તના રૂમ પર બધા મિત્રો એકઠા થયા હતા. તે વખતે કદાચ મિત્રોની મિઠી અને મધુર મશ્કરીમાં રમેશથી કંઇ વધારે બોલાઇ ગયું કાન્તને તે આટલું બધું પણ અંગત માની લેવાની ખાસ જરૂર નહોતી. બીજે દિવસે કાન્ત આખો દિવસ રમેશને ત્યાં ગયો નહી. આખો દિવસ તેની સાથે બોલ્યો નહી. પણ રમેશને ખબર હતી કે આ તો એક બે દિવસ ચાલશે. અને રમેશના મન પ્રમાણે જ થયું. રમેશ તો તેના ઉદાર સ્વભાવ પ્રમાણે કાન્ત સાથે બોલતો જ હતો, પણ તેનાથી રમેશને એક શીખવા મળ્યું અને તે..." **अति परिचयात अपज्ञा.** "

× × ×

કાન્ત નસીબદાર તો ખરો કે તેણે ઇન્દુએ પત્રમાં લખેલું હતું તે પ્રમાણે સેકન્ડ ક્લાસ મેળવ્યો.

બીજે વર્ષે ફરીથી ઇન્ટર માટે કોલેજ જોઇન્ટ કરી. ઇન્દુ તો વિશ્વ વિદ્યાલયના જાળામાં સપડાઇ ગઇ હતી. તેથી પાછા બેઉ એકજ વર્ગમાં આવ્યા.

આ વખતે કોલેજનું જનરલ ગેધરીંગ હતું. તેમાં આ વખતે એક નવી ગમ્મત કરી હતી. કોલેજમાં દર વર્ષે એક કુવા પરના રેંટની માફક જેમ નવા છોકરાઓ આવે છે ને જાય છે પણ એક બીજાની ઓળખાણ થવાનો પ્રસંગ પણ નથી આવતો. તેથી આ વખતે એવું કરવામાં આવ્યું હતું કે, દરેક જાતની કહેવત કાગળ પર લખવામાં આવી હતી. પ્રત્યેક કાગળ પર અર્ધી કહેવત લખવામાં આવી હતી. તે એક ટોપલીમાં નાખવામાં આવી હતી. તેમાંથી દરેકે એક એક ઉંચકી લેવાની. ગમ્મત કેવી થઇ તે જોવા જેવી છે. તેમાં એક નીચે પ્રમાણેની કહેવત હતી. " ઘર જોવું બાંધી ને લગ્ન જોવું કરી " તે પ્રમાણે બધાએ તે ટોપલીમાંથી ઉચકી. કાન્તના ભાગે ઉપરની કહેવત અર્ધી હાથમાં આવી અને અર્ધી ઇન્દુના હાથમાં આવી. તપાસ કરતા માલમ પડયું કે અર્ધી કાન્તના હાથમાં છે અને અર્ધી ઇન્દુના હાથમાં આવી છે.

જ્યારે બધાની કહેવત એકઠી થયા પછી પ્રોફેસરે દરેક વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓને કહ્યું હવે પુરી કહેવત કરીને બે બે જણ આવો, પછી એક એક એમ જતા કાન્ત અને ઇન્દુ બે જણ પ્રોફેસર પાસે ગયા. પ્રોફેસરે તેમની નવી ઓળખાણ કરી આપી. બેઉ જણે એક બીજાને વંદન કર્યું ને પછી પ્રોફેસર તેમને પીપરમીટની ગોળીઓ આપી, આ રીતે કોલેજનું ગેધરીંગ પુરું થયું. આ પછી ઇન્દુ તેમજ કાન્ત એકબીજાથી વધુ હળીમળીને રહેવા લાગ્યાં.



# ગુજરાતમાં તાલીમકેન્દ્ર

અખિલ હિંદ મહિલા પરિષદના છેલ્લા અધિવેશન પ્રસંગે રજૂ કરાયેલ સ્ત્રી તાલીમ યોજનાનું ગુજરાત માટે સુરત ખાતે તાલીમકેન્દ્ર ખોલવામાં આવ્યું છે. તેની વ્યવસ્થા કુ૦ મૃદુલાબહેન સારાભાઇને સોંપવામાં આવી છે. તાલીમકેન્દ્રમાં દાખલ થવા ઇચ્છનાર બહેને રૂા. ૧૦૫) ખર્ચના તેમના પર મોકલી આપવાના છે.



સૌ. લીલાવતી પટેલ

## ૨ થી ૩ વર્ષના બાળકનો કોટ

**કોટ ગુંથવામાં જોઇતી ચીજો:**— ૪ ઔંસ ઊન, ૧૦ અને ૧૨ નંબરના સોયા, ૬ બટન. માપ:—૭ ટાંકા = ૧ ઈંચ; ૯ લાઇનો = ૧ ઈંચ.

**કોટનો પાછળનો ભાગ:**—૧૦ નંબર-સોયા ઉપર ૮૪ ટાંકા લેવા અને ૧૪ લાઇનો સાદી ગુંથવી. ૧૫ મી લાઇન-ઉંધી. ૧૬ મી લાઇન-સાદી. ૧૫ મી અને ૧૬ મી લાઇન ત્રણ વખત ફરીથી ગુંથવી. પછી ૧૨ લાઇનો સાદી ગુંથવી. હવે પછીનું ગુંથણ ૧ લાઇન સાદી અને ૧ લાઇન ઉંધી એમ કરવું. હવે દરેક ૧૨ મી લાઇને બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. ૭૮ ટાંકા રહે ત્યાં સુધી આ પ્રમાણે ગુંથવું. કામ શરૂઆતથી ૮॥ ઈંચ થાય ત્યાં સુધી ટાંકા ઘટાડ્યા વગર ગુંથવું. ઉંધી લાઇને કામ બંધ કરવું.

**બાંયનો ઘાટ:**—પહેલી બે લાઇનોની શરૂઆતમાં ચાર ચાર ટાંકા બંધ કરવા. પછી ૬૪ ટાંકા રહે ત્યાં સુધી દરેક લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. પછી શરૂઆતથી ૧૨ ઈંચ કામ થાય ત્યાં સુધી ટાંકા ઘટાડ્યા વગર ગુંથવું. છેલ્લી ઉંધી લાઇન આવવી જોઇએ.

**ખભાનો ઘાટ:**—પહેલી ૭ લાઇનોની



શરૂઆતમાં ૭ ટાંકા બંધ કરવા. પછી બાકી રહેલા ૨૨ ટાંકા બંધ કરવા.

**કોટનો આગળનો જમણો ભાગ:**— ૧૦ નંબરના સોયા ઉપર ૫૮ ટાંકા લેવા. અને ૧૪ લાઇનો સાદી ગુંથવી. ૧૫ મી લાઇન-ઉંધી. ૧૬ મી લાઇન સાદી. ૧૫ મી અને ૧૬ મી લાઇન ત્રણ વખત ફરીથી ગુંથવી. ૨૩ મી લાઇન-૩૭ સાદા, ૧૨ ઉંધા, ૮ સાદા. ૨૪ મી લાઇન-સાદી. ૨૩ મી અને ૨૪ મી લાઇન ફરી પાંચ વખત ગુંથવી. ૩૫ મી લાઇન-૨૮ ઉંધા, ૯ સાદા, ૧૨ ઉંધા, ૯ સાદા. ૩૬ મી લાઇન-સાદી. હવેથી ૩૫ મી અને ૩૬ મી લાઇન પ્રમાણે ગુંથવું. સોયા ઉપર ૫૫ ટાંકા રહે ત્યાં સુધી દરેક બારમી લાઇને બોય તરફની બાજુમાં એકેક ટાંકો ઘટાડવો. સાથે સાથે કામ શરૂઆતથી ૬½ ઈંચ થાય એટલે ગાજ કરવા. કામની છતી બાજુ આપણા તરફ રાખીને નીચે પ્રમાણે ગાજ કરવા —

૧ લી લાઇન—૩૫ સાદા, ૩ ટાંકા બંધ કરવા. ૧૭ સાદા, ૩ ટાંકા બંધ કરવા, આખી લાઇન સાદી ગુંથવી. બીજી લાઇનમાં જ્યાં ૩ ટાંકા બંધ કર્યા છે ત્યાં લાઇન ગુંથતી વખતે ટાંકા ઉપાડી લેવા. હવે દરેક ૧૭ મી અને ૧૮ મી લાઇને આ પ્રમાણે ગાજ કરવા. બધા મળી ૩ જોડ ગાજ કરવા. જ્યારે કામ શરૂઆતથી ૮½ ઈંચ થાય ત્યારે કામની ઉંધી બાજુ આપણા તરફ રાખી બાંય કરવી.

**બાંયનો ઘાટ:**—બાંયની શરૂઆતના ૪ ટાંકા બંધ કરવા. અને પછીથી ૪૧ ટાંકા બાકી રહે ત્યાં સુધી બાંય તરફ લાઇનની શરૂઆતમાં એકેક ટાંકો ઘટાડવો. હવે ટાંકા ઘટાડવા વગર આગળ ગુંથી જવું. છેલ્લા ગાજ પછી ૨ લાઇનો વધારે ગુંથવી.

**ગળાનો ઘાટ:**—લાઇનની શરૂઆતમાં ગળા તરફના ૧૮ ટાંકા બંધ કરવા. ૨૧ ૨૧ ટાંકા બાકી રહે ત્યાં સુધી ગળા તરફ દરેક લાઇને એકેક ટાંકો ઘટાડવો.

**ખભાનો ઘાટ:**—લાઇનની શરૂઆતમાં ૭ ટાંકા બંધ કરવા. અને પછી બધા ટાંકા બંધ થાય ત્યાં સુધી લાઇનની શરૂઆતમાં સાત સાત ટાંકા બંધ કરવા.

**કોટનો આગળનો ડાબો ભાગ:**— ડાબો ભાગ જમણા ભાગ પ્રમાણે ગુંથવો. ફક્ત ગાજ કરવા નહિ.

**બાંય:**—( બંને સરખી ) ૧૦ નંબરના સોયા ઉપર ૪૬ ટાંકા લેવા. અને ૨૪ લાઇનો સાદી ગુંથવી હવે દરેક સાતમી લાઇને બંને બાજુ એકેક ટાંકો વધારવો. અને પછીથી દરેક આઠમી લાઇને બંને બાજુ એકેક ટાંકો વધારવો. ૫૮ ટાંકા સોયા ઉપર રહે ત્યાં સુધી. હવે કામ શરૂઆતથી આઠ ઇંચ થાય ત્યાં સુધી ગુંથવો. હવે પહેલી બે લાઇનોની શરૂઆતમાં ચાર ચાર ટાંકા બંધ કરવા અને પછી દરેક લાઇનની બંને બાજુ એકેક ટાંકો ઘટાડવો. ૨૪ ટાંકા રહે ત્યા સુધી પછી બધા ટાંકા બંધ કરી દેવા.

**કોલર:**—૧૦ નંબરના સોયા ઉપર ૭૦ ટાંકા લેવા. ૧ ટાંકો ઉંધો એમ ત્રણ લાઇનો ગુંથવી. પછીની બે લાઇનો સાદી ગુંથવી. હવે બધી લાઇનો સાદી ગુંથવી. અને બંને બાજુ એકેક લાઇનને અંતરે એકેક ટાંકો ઘટાડવો. બાકી રહેલા ૪૮ ટાંકા બંધ કરવા.

**શીવવાની રીત**—પહેલાં ખભા શીવી લઇ પછી બાંયો જોડી દેવી. કોટનો બાજુઓ શીવી લેવી. ગળાના ભાગમાં શરૂઆત ૧૫ ટાંકા બાકી રાખી કોલર જોડી દેવો. પછી બટન ચોટાડી દેવાં.

# શારીરિક સ્વાસ્થ્ય

## પ્રસૂતીનો સમય

[ જાન્યુઆરી અંકના પાન ૩૧૯ થી ચાલુ ]

હવે આગળ જણાવેલી બધી તૈયારીઓને પરિણામે પ્રસૂતીનો સમય આવી પહોંચે છે, આપણે આગળ જણાવેલી બાબતોથી માહીતગાર થયાં હોઇશું તેમ જ માનસીક તથા કામમાં આવતી ચીજોની સંપૂર્ણ રીતે તૈયારીઓ કરી હશે તો એ પ્રસંગ આપણને બીલકુલ વિકટ કે ચિન્તાભર્યો લાગતો નથી.

દરેક બહેનોએ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે પ્રસૂતીના સમયનું પ્રમાણ દરેકને એક સરખું હોતું નથી અને તેમા પ્રકૃતિ તથા શરીરના બાંધા પર ઘણો આધાર રહે છે માટે કદાચ વધારે વિલંબ પણ થાય તો પણ સાવચેતી રાખ્યા શિવાય કોઈ પણ રીતે ગભરાઈ જવું નહીં અને એટલા માટે જ પ્રસૂતી સંબંધી થોડી માહીતી દરેક બહેનોએ મેળવી લેવી એ જરૂરનું છે કારણ કે દરદ કયા પ્રકારનું છે તે જો સમજમાં આવે તો જો હોસ્પીટલમાં જવાનું હોય તો તેને માટે તૈયારી કરવી પડે છે અથવા જો ઘેર પ્રસૂતી થવાની હોય તો ઘરમાં તૈયારી કરવી પડે છે તેમ જ નર્સ અથવા દાયણ જેને બોલાવવાં હોય તેમને બોલાવવાં પડે છે.

આપણે અહીં વૈદકીય બાબતમાં બહુ ઉંડાં નહીં ઉતરતાં સામાન્ય જ્ઞાનવાળાં બહેનો પણ સમજી શકે એવી સાદી બાબત જ જોઇશું.

પ્રસૂતી થનારે બહેનને દરદ થવા માંડે કે તરત દીવેલનો હલકો જુલાબ આપી દેવો આથી એમ થશે કે જો પેટમાં વાયુ કે અજીર્ણને લીધે દુખતું હશે તો તો એક બે ઝાડા થવાથી પાછું શાન્ત થઇ જશે અને જો પ્રસૂતી થવા માટેનું જ હશે તો તો જેમ વખત જશે તેમ તેમ વધતું જશે વળી પ્રસૂતીનાં દરદનું એ પણ એક ચિન્હ છે કે જો એ દરદ હોય તો આપણે ઘડીઆલ લઇને બેસીશું તો જણાશે કે દરદ ચોક્કસ વખતે નિયમિત જ આવે છે એટલે કે અડધે કલાકે આવતું હોય તો બીજે બરાબર અડધો કલાક થાય ત્યારે જ આવે છે તેમ જ અમુક ચોક્કસ મીનીટો સુધી ચાલુ રહે છે અને તેથી ઉલટું પેટનાં કોઈ બીજાં કારણસર દરદ આવતું હોય એમ લાગે છે તો પણ તે અનિયમિત વખતે આવે છે અને તે ચાલુ રહેવામાં પણ ચોક્કસ નિયમ રહેતો નથી માટે દરદનો પ્રકાર ધ્યાનમાં લઇને જે તે તૈયારી કરવી.

વળી પહેલી જ વાર પ્રસૂતી થનારી બહેનને સાધારણ રીતે વધારે વખત લાગે છે અને કુદરતી રીતે ચોવીસ કલાક પણ ઘણું ખરું થાય છે જ માટે તે વખતે પણ ધીરજ રાખવાની જરૂર છે. પહેલી વખત થનારી બહેનને પાંચથી સાત મીનીટે દરદ આવવા માંડે ત્યારે અને વધારે બાળકો થએલી બહેનને દશ દશ મીનીટને આશરે દરદ થવા માંડે ત્યારે હોસ્પીટલમાં જવું હોય તો ત્યાં જવું અને જો ઘેર પ્રસૂતી થવાની હોય તો નર્સ અથવા દાયણને બોલાવવા મોકલવું. જો કે આ પ્રમાણે દરેક બહેનને એક જ નિયમ લાગુ નથી પડતો પણ સામાન્ય રીતે આ પ્રમાણે જ બને છે. દાખલા તરીકે બહેનનુ-

વર્ગમાં પ્રથમ પ્રસૂતી થનારી બહેનને વધારે બાળકોવાળી બહેનના જેટલો જ સમય લાગે છે માટે શરીરના બાંધા પર ધ્યાન રાખીને કામ લેવું કારણ કે તેથી ઘણી મુશીબતો દૂર થાય છે એટલે કે જો હોસ્પીટલમાં જવું હોય તો ત્યાં બરાબર વખતસર જવાથી ત્યાં ખાટલો નકામો રોકાઇને એ લોકોને ત્રાસ થતો નથી અને જો ઘરમાં રાખ્યું હોય તો પ્રસુતી માટે આવનાર બાઇને તથા બીજાં મદદે આવનારને અસાધારણ રોકાણ થતું નથી. જો સવડ હોય તો દરદની શરૂઆતમાં તેમ જ પહેલી વખત પ્રસૂતી થનાર બહેન હોય તેને માટે તો ખાસ નર્સ કે દાયણ જેને બોલાવવાં હોય તેમને બોલાવીને તબીબત બતાવવી કે તે કેટલો વખત લાગશે તેનો અંદાજ કાઢી શકશે.

હવે આપણે એ વિચારવાનું છે કે જે શહેર અથવા ગામમાં નર્સની સવડ મળી શકતી હોય ત્યાં તો બીજો કાંઇ સવાલ જ રહેતો નથી પણ ધારો કે આપણે જે ગામમાં રહેતાં હોઇએ અથવા કાંઇ કામસર બીજે ગામ ગયાં હોઇએ અને ત્યાં અકસ્માત પ્રસૂતીનો પ્રસંગ આવી પડે અને નર્સ ન મળવાથી દાયણ પાસે કેમ કામ લેવું પડે તો તેને માટે થોડી સૂચનાઓ આપણે ધ્યાનમાં રાખવાની જરૂર છે.

(૧) સૌથી પહેલું એ જાણવું જરૂરી છે કે એની પાસે લાઇસન્સ છે કે નહીં ?

(૨) કદાચ જ્યાં લાઇસન્સ આપવાનો કાયદો ન હોય તો તે બાઇ અનુભવી અને ચાલુ ધંધાની છે કે કેમ તેની તપાસ આગળથી કરી રાખવી.

(૩) પ્રસૂતી માટે આવનાર બાઇને ગુમડાં, આંખો દુખવી, કોઢ, વા કાંઇ ચેપી રોગ ન હોય તેની તપાસ કરવી.

ઉપર પ્રમાણેની તપાસ કરેલી બાઇ આવે એટલે પ્રથમ આપણે એના નખ તપાસવા અને જો તે વધેલા હોય તો આપણી પાસેથી કાતર આપીને કાપી નંખાવવા તેમ જ આપણા ઘરનું એક સ્વચ્છ ધોએલું લુગડું તેને બદલવા આપવું કારણ કે એનાં કપડાં કદાચ રંગીન જ હશે અને ઘણી બહેનોને ખબર હશે જ કે રંગ તરફ જંતુઓનું આકર્ષણ વધારે હોય છે માટે તેથી જ પ્રસૂતી વખતનાં કપડાં કદાચ ફાટેલાં હોય તો ચાલે પણ સફેદ અને ધોયેલાં જ હોવાં જોઇએ. અને બીજું કારણ એ છે કે બીજી કોઇ પ્રસૂતી કરાવી હોય અને તે ને તે જ લુગડાં વારંવાર વપરાય તો પ્રસૂતી થનાર બાઇને નુકશાન થાય છે. માટે સનામતી ભરેલું એજ છે કે આપણે ત્યાં આવે એટલે લુગડું બદલાવી દેવું. અને પછી હાથની કોણી સુધીનો ભાગ સાબુથી ખૂબ ઘસીને ધોવડાવવો અને આપણી પાસે પોટાશ પરમેન્ગેનેટ હોય તેનું એક વાસણમાં લોશન બનાવવું અને તેમાં તેના હાથ બોળાવવા અને પછી પ્રસુતી થનારી બહેનને અડકવા દેવું અને તે પણ માત્ર પેટ ઉપરથી જ તપાસવા દેવું બીજી કાંઇ તપાસ કરવા દેવી નહીં.

ઉપર પ્રમાણે દાયણને તૈયાર કર્યા પછી એક તપેલીમાં ગરમ પાણી મુકવું અને તેમાં નાળ કાપવા માટેની કાતર તથા દોરો હોય તે ઉકાળવો અને એક વાસણમાં ગરમ પાણીમાં લોશન બનાવીને તેમાં નાખીને બાજુએ ઢાંકીને રહેવા દેવાં.

પ્રસૂતી વખતે વાપરવાના જે કકડાઓ વી. હોય તેની નાની નાની ઘડીઓ વાળીને એક ચાળણીમાં મુકવા અને તે ચાળણીને એક તપેલામાં પાણી ભરીને તેના પર ચારણી મુકીને શગડી પર મુકવું અને ઉકળે એટલે નીચે ઉતારીને બાજુ પર ઢાંકી રાખવું અને પછી ખાટલો, પાથરવાનું, ઓઢવાનું તથા પહેરવાનાં લુગડાં હોય તે બધાં વ્યવસ્થિત રીતે તૈયાર કરવાં ખાટલો એવી જ્યાએ મુકવો કે જેથી શરીર પર સીધો પવન લાગે નહીં પણ ચોખ્ખી હવા મળ્યાં કરે કે જેથી તંદુરસ્તીને ઘણી પુષ્ટી મળશે.

પ્રસૂતીના ઓરડામાં ઝાઝા માણસોએ રહેવું નહીં ફક્ત કામ પુરતાં એજ માણસે રહેવું કારણ કે ઘણાંને એવી ટેવ હોય છે કે એવા વખતે પોતપોતાના સારા નરસા અનુભવો કહેવા બેસી જાય છે તેથી પ્રસૂતી થનારી બાઇ તથા ઘરનાં માણસો ચિંતામાં પડી જાય છે. વળી કોઇ કારણસર પ્રસૂતીને વધારે વખત લાગે છે ત્યારે ( વધારે ભાગે પછાત વર્ગમાં ) અનેક બાધા આખડીઓ મોટે મોટે ધાટે બોલે છે જેમકે " ભોંયને ભાડું આપીશું " " પીરને મલીદો ચઢાવીશું " વી. વી. નકામો ખર્ચ કરવાને બંધાઇ જાય છે તેમજ દોરા ચીઠ્ઠી કરવાની ધમાલ મચાવી દે છે પણ કુદરત આગળ એવું કાંઇ પણ કરવાની જરૂર જ નથી પણ જો વધારે અશક્તી કે બીજો કાંઇ ફેરફાર લાગે તો ગામમાં સ્ત્રી ડૉક્ટર હોય તો તેને અને ન હોય તો પુરૂષ ડૉક્ટરને બોલાવીને તેની સલાહ લેવી પણ પ્રસૂતી થનારી બહેનને ફિકરમાં નાખી દેવી નહીં.

વળી કેટલીકવાર અધીરાઇને લીધે અસાળીઆની ખીર વી. વી. ઘણી ગરમ ચીજો આપવામાં આવે છે કે જેથી પ્રસૂતી ઝટ થઇ જાય એમ માને છે પણ ખોટું છે કારણ કે કુદરત આગળ બધી દોડધામ કરવી નકામી છે અને ઘણીવાર એમ બને છે કે પ્રસૂતી પહેલાં ખૂબ ગરમાવો લીધો હોય છે એટલે પ્રસૂતી થયા પછી માતાને મોઢાંમાં તથા ગળાંમાં ગરમી થઇ જાય છે અને તેને લીધે પછી ખોરાક બરાબર લેવાતો નથી અને તેથી અશક્તી આવી જાય છે અને બાળકને પણ ગરમી જણાય છે. પ્રસૂતી થનારી બહેનને જો ઠંડી કે સુસ્તી લાગતી હોય તો તજ, એળચી લવંગ અથવા સૂંઠ, મરી, ફુદીનો એવી ચાહ બનાવીને પાવી કે જેથી સ્ફૂર્તિ રહેશે જો વધારે વખત લાગ્યો હોય તો થોડો હલકો ખોરાક પણ આપવાથી શક્તી કાયમ રહેશે. કેટલાંકને એવો વ્હેમ હોય છે કે પાણી પીવાથી દુઃખ થંડું થઇ જશે તેથી પાણી પીવાને આપતાં નથી તે પણ ભૂલ છે પાણી પીવાથી નુકશાનને બદલે ઉલટો ફાયદો જ થાય છે.

આગળ જણાવેલું બધું કામ સંપૂર્ણ થયા પછીની પ્રસૂતીના ખરા સમયની જવાબદારી નર્સ અગર દાયણને માથે છે આપણી ફરજ સગર્ભા બહેનની શરૂઆતથી તે છેવટ સુધીની સંભાળ રાખવાની તથા પ્રસૂતીને માટે સાધનો તથા સામાન તૈયાર રાખવાની છે માટે તેમાં કોઇ પણ બાબતમાં ગફલત કે આળસ રાખવું નહીં.

હવે છેવટે ચેતવણીરૂપે એટલું જ કહેવાનું કે દાયણ વી. પસંદગી દાયણ સાથે સંપર્કમાં આવેલાં હોય તેમને પુછીને માહીતી મેળવીને પછી કરવી કારણ કે કોઇ દાયણ સમજુ હોય છે તો તો યોગ્ય સલાહ આપે છે જ પણ કોઇ કોઇ એવાં પણ હોય છે કે પોતાના એક કેસના પૈસા જાય એના લોભે ઘરનાં માણસોને ખોટી ખોટી હિમ્મત આપ્યાં કરે છે અને છેવટે કેસ મુશ્કેલીમાં આવી પડે છે ત્યારે જ કહે છે કે હવે હોસ્પીટલમાં લઇ જાઓ અથવા નર્સને બોલાવો માટે પહેલાંથી બધી તપાસ કરીને કામ લેવું, પણ જો કદાચ ખાત્રીલાયક દાયણ પણ ન મળે તો સલામતી ભરેલો રસ્તો એ છે કે નજીકનાં જે શહેરમાં સુવાવડ માટેના હોસ્પીટલ હોય અથવા તો શીખેલી નર્સ મળે એમ હોય તો થોડા દીવસ અડચણ ભોગવીને પણ ત્યાં જઇને રહેવું અને પ્રસૂતીના દશબાર દીવસ ત્યાં કાઢી આવવા પણ અનઘડ દાયણ પાસે કદી પણ પ્રસૂતી કરાવવી નહીં આપણા વડોદરા શહેરની ઘણી બહેનોએ જોયું હશે કે ગામડાંના ઘણા કેસો અધવચ બાળક ફસાઇ ગએલા ગાડાંમાં નાખીને હોસ્પીટલમાં આવે છે માટે એવા જોખમનો પ્રસંગ આવે તેના કરતાં પહેલાંથી જ શહેરમાં આવીને સુવાવડ કરવાનો વિચાર રાખવો એજ સારું છે.

સૌ. શાન્તા મહેતા



## [ ૧ ] જાપાનની ગૃહિણીઓ

જાપાની લલનાઓ રાષ્ટ્રના આર્થીક અને ઔદ્યોગીક જીવનમાં અતિ મહત્વનો ભાગ આજે વરસો થયા ભજવી રહી છે.

જાપાનના કોઇપણ કારખાનાની મુલાકાત લો, જાપાનની કોઇપણ શાળામાં પ્રવેશ કરો, જાપાનના કોઈપણ લીલાછમ ખેતરોમાં પરીભ્રમણ કરો, જાપાનની કોઈપણ બસમાં બેસીને શહેરભરમાં મુસાફરી કરો—જાપાનના કોઇપણ સ્થળે જાવ અને દરેક સ્થળે તમે જાપાનની કોમળાંગીઓને પોતાની પીઠ ઉપર પોતાના બાળકનો ભાર ઉપાડીને આનંદ અને ઉત્સાહથી કામ કરતી જોશો. રાષ્ટ્રના દરેક ક્ષેત્રમાં જાપાની રમણી પોતાનો ફાળો અપરીમીત ઉત્સાહથી આપે છે અને પોતાની જવાબદારી આશ્ચર્યજનક ખંત અને ધીરજથી વહન કરે છે.

અને જાપાનમાં ફક્ત બે સ્થળોએજ જાપાની લલના મુદલ જોવામાં આવતી નથી. એક તો નાનકડ અને ઘુંચવણભર્યાં યંત્રો વચ્ચે એના ચંદ્રવદનના દર્શન થતા નથી અને બીજું સરકારી ઓફીસોમાં એનું રમણીયાળ અને હસતું વદન કદાપી દ્રષ્ટીગોચર થતું નથી.

*

જાપાની રમણીઓ બહારના અનેકવીધ કાર્યોમાં ઉત્સાહભર્યો ભાગ લઇ શકે છે એનું મુખ્ય કારણ એ છે કે તેમને ઘરરખ્ખુ ગૃહીણીની વીવીધ જવાબદારીઓ આપણા હીન્દુ આર્યાવર્તની આર્યાઓને જેમ ઉઠાવવી પડે છે તેમ ઉઠાવવી પડતી નથી.

જાપાનમાં ઘરોનું બાંધકામ લાકડાનું કરવામાં આવેલું હોય છે. તેમની ઉપર રંગરોગાન કરવામાં આવેલો હોતો નથી. ઘરોની બારીઓ પણ કાગળની હોય છે. એ ઘરમાં બે ત્રણ નાની નાની ઓરડીઓ હોય છે અને ઘરમાં ફરનીચર જેવું કશું હોતું નથી. જમીન ઉપર ફક્ત ચટાઈઓ બીછાવેલી હોય છે અને ખુણામાં કપડા રાખવાની એક બે પેટીઓ પડેલી હોય છે. આ મુજબ ઘરમાં રાચરચીલું બહુજ ઓછું હોવાથી જાપાની રમણીઓને તેમની સારસંભાળ કરવા પાછળ બહું સમય ગુમાવવો પડતો નથી.

વરસમાં બે વખત જાપાનની સરકાર દરેક ઘરને ધોઇને સ્વચ્છ અને સાફ કરવાનો હુકમ આપે છે અને આ સાફસુફીનું કામ સરકારી દેખરેખ નીચે થાય છે.

સવારના ઘરનું કામ કરવા પાછળ જાપાનની રમણીઓને બહુજ ઓછા સમયનો ભોગ આપવો પડે છે.

પહેલા ફાટતાંજ બીછાનું સમેટીને અભરાઇ ઉપર મુકી દેવામાં આવે છે તે પછી ઝટપટ મોં ધોઇને જાપાની ગૃહીણી માછલી અને ચોખા રાંધવા મુકી દે છે. ઘણી વખત માછલી તો કાચીજ આરોગવામાં આવે છે એટલે ફક્ત ચોખા રાંધવાનીજ એને મહેનત કરવી પડે છે, જાપાનમાં શાકપાનો આહાર બહુ જ ઓછો કરવામાં આવે છે. કોઇ કોઇ વખત બટાકા, કોબી વીગેરેનું શાક અગર તો અથાણું કરવામાં આવે છે.

તે પછી ઘરના બીજા કાર્યો ઝટપથી આટોપી લેવામાં આવે છે. ઘરમાં સ્નાન કરવાનો ભાગ્યે

ફક્ત શ્રીમંત લોકોજ ભોગવી શકે છે સામાન્ય અને ગરીબ જનતા જાહેર સ્નાનગૃહોમાં સ્નાન કરે છે.

*

ગામડામાં રહેતી જપાની રમણી પોતાના કુટુંબને ભાત, અથાણું અને ગરમાગરમ ચહાનો નાસ્તો આપીને પોતાના બાળકને પીઠ ઉપર બાંધીને ખેતરમાં મજુરી કરવા માટે ઘરમાંથી વીદાય થાય છે. કીમોનો ધારણ કરીને તે ખેતરમાં સખતમાં સખત મજુરી કરે છે. કેટલીક વખત તે એકલીજ મજુરી કરે છે અને કેટલીક વખત તે પોતાના પતી અને પુત્રને ખેતરમાં મદદ કરે છે.

વસંત ઋતુમાં તે શીયાળાના ઘઉનો પાક લણે છે અને ચોખાના છોડવાઓ રોપે છે. પાનખર ઋતુમાં તે પ્રફુલ્લીત હૃદયથી ખેતરમાં કુમકુમ પગલીઓ પાડે છે અને ચોખાનો પાક લણવામાં પોતાના વડીલોને મદદ કરે છે. ખાસ કરી ચહાના પાંદડાંઓ તોડવાનું કામ અને રેશમના કીડાઓને ઉછેરવાનું કાર્ય જપાની લલનાઓ કરે છે.

જપાનમાં ભાર ઉપાડવાનું અને મજુરીનું કાર્ય ઘણું ખરૂં જપાની અબળાઓ કરે છે. દરેક ઋતુમાં તે શાકપાનનો મોટો ટોપલો માથે ઉપાડીને બજારમાં સામી મળે છે અગર તો અનાજથી ભરેલી હાથગાડી રસ્તામાં આનંદથી ખેંચતી જોવામાં આવે છે.

બજારમાં દુકાનોને શણગારવાનું અને તેમને આકર્ષક બનાવવાનું કાર્ય પણ જપાનની સ્ત્રીઓ કરે છે. પીઠ ઉપર બાળક રાખીને તે મોટા સ્ટોરોમાં આકર્ષક ઢબથી ફરતી હોય છે અને ગ્રાહકોને મધુર સ્મીત કરીને આવકાર આપે છે.

*

જપાનના દરેક શહેર અને ગામડાઓમાં બજારોમાં જપાનની સ્ત્રીઓ દુર દુરથી ફળફુલ, શાકપાન, તૈયાર સીવેલા કપડાં, લાકડાના જોડા, રમકડાં, ખાદ્ય પદાર્થો વીગેરે વીગેરે અનેક ચીજો વેચવા માટે આવે છે.

ખાસ કરી મંદીરમાં મેળાઓમાં જપાની વેપારી સ્ત્રીઓને સારો તડાકો પડે છે. મંદીર નજીકના ચોગાનમાં તેઓ નાનકડી હાટડીઓ ઉભી કરે છે અને એમાં પોતાનો માલ સુંદર રીતે ગોઠવીને ગ્રાહકોને આકર્ષવા માટે મોટેથી જાહેરાત કરે છે.

અમેરીકામાં જેમ મોટરકાર વેચનારાઓ મોટર ખરીદનારાઓને ફી વગર મોટર ચલાવતા શીખવે છે તેવી રીતે જપાનમાં ટાઈપરાઈટર વેચનારી કંપનીઓ ટાઇપરાઇટર ખરીદનારાઓને મફત ટાઇપ કરતાં શીખવે છે. આવા ટાઇપરાઇટરના કલાસોમાં સેંકડો યુવતીઓ ટાઇપ કરવાનું શીક્ષણ લે છે.

ટ્રાફીકને રસ્તા ઉપર સુચના આપવાનું કાર્ય કોઇ કોઇ જગ્યાએ જપાની સ્ત્રી બહુજ કુશળતા પૂર્વક કરે છે. ઘણાંખરાં ગેસ સ્ટેશનોમાં પણ ગ્રાહકોની જરૂરીયાતો ઉપર સ્ત્રીઓ દેખરેખ રાખે છે. તેઓ મોટરની ટાંકીઓ ભરી આપે છે અને તેલ અને પાણીનું માપ બરાબર તપાસે છે. ફરજ વખતે ઉનાળામાં તેઓ પાશ્ચાત્ય પોષાક પરિધાન કરે છે પરંતુ શિયાળામાં કીમોનોને તેઓ વધુ પસંદગી આપે છે.

જપાની સ્ત્રીઓ જ્યારે ફરજ ઉપર હોય છે ત્યારે તેઓ પાશ્ચાત્ય પોષાક સજાવવાનું વધુ પસંદ કરે છે પરંતુ ઘરમાં તો તેઓ પોતાનો રાષ્ટ્રીય પોષાક પરીધાન કરે છે. જપાની પુરૂષોને રાષ્ટ્રીય પોષાકમાં સજ્જ થયેલી જપાની યુવતી વધુ ગમે છે.

*

ટોકીઓ અને ઓકાસાના આધુનીક આલીશાન થીએટરોમાં જપાનની રૂપકુમારીઓ અમેરીકાની નૃત્યાંગણીઓ માફક સુંદર અને કીંમતી પોષાક પરીધાન કરીને વીદેશી નૃત્યરંગની જ્યારે રમઝટ જમાવે છે ત્યારે તેમને જપાની રમણી તરીકે ઓળખી કહાડવી બહુજ મુશ્કેલ થઇ પડે છે. નૃત્ય અને સંગીતની આવી મહેફીલમાં પાશ્ચાત્ય શીક્ષણમાં રંગાયેલા હજારો જપાની યુવાનો ઉત્સાહથી ભાગ લે છે અને તેઓના

મોહક રૂપ અને મધુર કંઠ ઉપર હજારો પૈસા ન્યોછાવર કરે છે.

જાપાનમાં સ્ત્રીઓને કોઇ પણ જાતનું કામ કરતાં મુદ્દલ શરમ લાગતી નથી મહેનત કરીને આજીવીકા ઉપાર્જન કરવામાં તેઓ પોતાના જીવનને ધન્ય માને છે. રાષ્ટ્ર કાર્યના કોઇ પણ ક્ષેત્રમાં સ્ત્રી જીવનની સુકુમારતા તેમને મુદ્દલ સ્પર્શી શકતી નથી એ બીના ખરેખર અભીનંદનને પાત્ર છે.

શ્રી. કૃ. જ. ઝવેરી
( સાપ્તાહિક મુંબઈ સમાચારમાંથી )

—

## [ ૨ ] નૃત્ય કલા

નૃત્ય એ કલા છે. કલાકાર એ કલાને પોતાની કરે અને પ્રભુને નામે એ કલાનો પ્રચાર કરે ત્યાં સુધી એ કલા વંદનિય ગણાય છે, પણ એ કલાકાર એ ન ભૂલે કે જે દિવસે નૃત્યનો વ્યાપાર થશે તે દિવસે એ કલા ગૃહસ્થ કુટુંબની નહિ રહે. નૃત્ય કલા પોતાના આનંદ માટે છે એનો વ્યાપાર થાય એટલે એ કલા કલા મટી બીજું સ્વરૂપ પકડે છે. ધંધાદારી નૃત્ય ગૃહસ્થ કુટુંબો માટે નથી. કલા તરીકે નૃત્ય આવશ્યક છે, વ્યાપાર તરીકે ભયંકર છે.

( લુહાણા હિતેચ્છુમાંથી )





**શ્રી. વિજયાલક્ષ્મી પંડીતના** પ્રમુખપદે મદ્રાસ જીલ્લાની અખિલ હિંદ મહિલા પરિષદનું વાર્ષિક મેળાવડો થયો હતો.

**સૌ. ઉર્મિલા મ્હેતાએ** અ. હિ. મ. પ. વાર્ષિક અધિવેશનમાં હાજરી આપી હતી.

**શ્રી. કુસુમબેન ઠાકોરનું** વડોદરા રોટરી કલબમાં ગુજરાતીનાં બાલમંદીરો એ વિષય ઉપર વ્યાખ્યાન હતું.

**શ્રી. સવિતાબેન ચીમનલાલ વ્રજલાલ** પટેલના પ્રમુખપણા નીચે વડોદરામાં શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજના ગરબાનો કાર્યક્રમ થયો હતો. તે પ્રસંગે સૌ. સવિતાબેન તરફથી એમની પુત્રી બેન નિર્મળાના લગ્ન નિમિત્તે સમાજના સભ્યોને પાર્ટી આપવામાં આવી હતી.

વડોદરામાં સાયન્સ કોંગ્રેસ ભરાઇ તેમા મિસીસ વાડીઆ, સૌ. ઇંદીરા મ્હેતા. સૌ. ઉષા મ્હેતા, સૌ પ્રમીલા મ્હેતા અને બીજા ઘણાં બ્હેનોએ હાજરી આપી હતી.

**શ્રી કુસુમ ઠાકોરે** બરોડા કોલેજમાં વિદ્યાર્થીઓ સમક્ષ વ્યાખ્યાન આપ્યું હતું.

**મીસીસ સોફીઆ વાડીઆએ** બરોડા કોલેજમાં અને વડોદરા સાહિત્ય સભામાં ભાષણો કર્યાં હતાં.

**શ્રી રહીનાબેન તૈયબજીના** પ્રમુખપણા નીચે વડોદરા રાષ્ટ્રિય સ્ત્રી સમાજનો વાર્ષિકોત્સવ થયો હતો.

**સુરતની મહિલા વિદ્યાલયમાં** શ્રી. ચંદ્રિકાબેન પાઠકજીના આમંત્રણથી શ્રી. મેઘાણીનાં હાથે રાષ્ટ્ર ભાષા વર્ગના પ્રમાણપત્રો તથા પારિતોષકો આપવામાં આવ્યા હતા.

**લેડી વિદ્યાગોવરી નીલકંઠના** પ્રમુખપદે અમદાવાદ શાંતી તાપી પોળમાં આરોગ્ય સમિતિના વાર્ષિક ઉત્સવ નિમિત્તે સ્ત્રીઓની જાહેર સભા યોજાઈ હતી. અને બાળકોના શારિરીક તપાસની હરીફાઇ થઇ હતી.

**શ્રીમતી સોફીયાખાન :** મુંબઇ પ્રાંતિક સમિતિએ મુંબાઇ માટે સ્વયં સેવકદળ ઉભું કરવાની યોજના કરી છે તેને માટે કમીટી નીમી છે તેમાં શ્રી. સોફીયાખાન નીમાયાં છે.

**સો વર્ષ પહેલા બનાવેલી સાડીની ભેટ :** શ્રીમતી વિજયાલક્ષ્મી પંડીતને કોકોનાડામાં મળેલા અ. હી. મ. પ. અધિવેશનના પ્રમુખ સમયે પીથાપુરમના મહારાજાએ આપી હતી. આ સાડીનું સુતર મહારાજાના દાદી માએ કાંત્યું હતું.

**લેડી લમલી :** મુંબઇના ગવર્નર સાહેબ વડોદરા આવ્યા તે પ્રસંગે તેઓએ તથા તેમનાં પત્નિ લેડી લમલીએ શ્રી ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયની મુલાકાત લીધી હતી. તેઓએ ખુબ સંતોષ જાહેર કર્યો હતો.

**શ્રીમંત મહારાજકુમારી અલકનંદાને** નાની દેવાસના રાજકુમારીનો એ. બી. ઇ નો ખીતાબ મળ્યો છે.

**ડોકટર મીસ ઈવિલ ઇલેકટા લાફ્મેનને** (બરોડા) કૈસરેહિંદ સીલ્વર મેડલ મળ્યો છે.

**શ્રી. ભુરીબેન મેડીકલ ટ્રસ્ટ** તરફથી ચાલતા દવાખાનાનો ગયા વર્ષમાં ૬૬૬૧૮ દરદીઓએ લાભ લીધો છે.

**મીસ બચુબેન અરદેશર ગોરા** પ્રીન્સીપાલ પોસ્ટ્સ હાઇસ્કુલ મુંબઇને કેસરે હિંદનો મેડલ મળ્યો છે.

**સૌ. વિજયાલક્ષ્મી પંડીતના** પ્રમુખપદે કોકોનાડમાં અ. હિ મ. પરિષદનું ૧૭ મું અધિવેશન ભરાયું હતું.

**હેડ મીસ્ટ્રેસ રેવાબેનની બહાદુરી :** ભરૂચ જીલ્લાના આમોદા તાલુકાના સંભાળુ ગામના તળાવમાં સોલેક વર્ષની છોકરી ન્હાવા પડેલી તે ડુબતી જોઇ કન્યાશાળાના હેડ

માસ્ટ્રેસ રેવાબેન જોશીએ કાછડો મારી તળાવમાં ભુસકો મારી છોકરીને બચાવી લીધી.

**શ્રી. મહારાણી ચીમનાબાઈ મહિલા** વિદ્યાલયને રૂ. ૫૦૦) ની મદદ આપવા નવસારી સુધરાઇએ ઠરાવ્યું છે.

**મીસીસ કૃપાલાનીએ** અમદાવાદ જ્યોતિ સંઘમા ભાષણ આપ્યું હતું.

**ગં. સ્વ જયગંગાબેને** વિલેપાર્લે સંસ્કૃત પાઠશાળામાં ભાષણ આપ્યું હતું.

**શ્રિ આહલાના** પ્રમુખપદે અમદાવાદમાં વિદ્યાર્થીની પરિષદ ભરાઇ હતી.

**શ્રી સવિતાબેન ત્રિવેદીએ** વિદ્યાર્થીની પરિષદનું ઉદ્દ્ઘાટન કર્યું હતું.

**સૌ. કમળાબાઈ બંબાવાળાના** પ્રમુખ પદે નાગપુરમા સેવા સદતનું સ્નેહ સંમેલન થયું હતું.

**શ્રી શરીફા હમીદઅલીએ** શ્રી. ભાઉરાવ સ્થાપીત જીમખાના ટ્રેઈનીંગ કોલેજને રૂ. ૫૦૦) ની સખાવત કરી છે.

**મીસ ભીલારાવે મીસ દુભાસને** ટેનીસ ટુરનામેન્ટમા હરાવ્યાં છે. ( વડોદરા )

**શ્રીમતી ઠાકરશી મહિલા વિદ્યાપીઠના** રૌપ્ય મહોત્સવ ફંડમાં રૂપિઆ ત્યાશી હજાર ભરાયા છે.

**શ્રી મીઠુબેન પીટીટે** નવસારીમા રૂ. સાત હજાર ખરચી એમના પિતાજીના સ્મારકમા " દર્દી નીવાસ " બધાવ્યું છે. આના ઉદ્દ્ઘાટન વખતે શ્રી કસુરબા હાજર હતાં.

**મહીલા મંડળ વિજાપુર :** સંશોધન ખાતાના મુખ્ય અધિકારી શ્રી દીક્ષીત સાહેબના પ્રમુખપણા નીચે શરદુત્સવ મંડળનો ઉત્સવ હતો તે પ્રસંગે મહિલા મંડળ તરફથી ગરબા, નૃત્ય સંવાદ વિ. રાખ્યાં હતાં.

**ગં. સ્વ. પ્રભાવતીબેન :** બહુચરાજીમાં અંગ્રેજી શાળાના મકાન માટે રૂપિઆ ૧૨૦૦ ની જમીનની સખાવત જાહેર કરી છે.

**યરોડા જેલમાં અપવાસ :** મીસ ગોદાવરી ગોખલે, મીસીસ નરગીસ બાટલીવાળા અને મીસીસ કરાડકરે પોતાની માગણીઓ મંજુર ન થવાથી અપવાસ કરવા માંડયા છે.

**શ્રી. સરલાબેન મહેતાના** પ્રમુખપણા નીચે હિંદી રાષ્ટ્ર ભાષા પ્રચાર સમિતિ વર્ધા તરફથી લેવાયેલી પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર બેનોનો-ઈનામ સમારંભ થયો હતો.

**પેટલાદ** તાલુકાના સોજીત્રાથી દોઢ ગાઉ દુર આવેલા ગાડા ગામે, સોજીત્રાના વતની, મુબઇ નિવાસી ડાલડા ઘીના મુખ્ય વેપારી શેઠશ્રી ભાઇલાલભાઇ બ્રિજવલ્લવદાસે શ્રીમંત સરકારના કેળવણી ખાતાની યોજના પ્રમાણે (નીમે રકમ) લગભગ પોણા બે હજાર રૂા. ખર્ચી કન્યાશાળાનું મકાન બંધાવ્યું. તે મકાનની સાથે શેઠજીના પિતાનું નામ જોડી, સદર શ્રી. બ્રીજવલવદાસ પીતાંબરદાસ શાહે મકાનની ઉદ્દ્ઘાટન ક્રિયા મે. રા. રા. ડૉ. ભા. ચીં. લેલે ના. વિદ્યાધિકારી સા. ના શુભ હસ્તે ગયા ગુરૂવાર તા. ૧૫ ૧-૪૨ ના રોજ થઇ હતી. સમારંભોત્સવ વિશાળ પાયા ઉપર થયો હતો.

**સ્ત્રી મંડળની સ્થાપના :** નવરાત્રના સમયમાં બેનો કાઇ વાંચે લખે અને પરસ્પર સહકારની ભાવના કેળવે અને આજના પ્રશ્નોમાં રસ લેતી થાય એ ઉદ્દેશથી સ્ત્રી મંડળની સ્થાપનાર્થે ઢાળની પોળ અને આજુબાજુના લત્તાની બેનોની એક સભા ગયા ગુરૂવારના રોજ મલી હતી. જેમાં શ્રીમતી ઇન્દુબેન ચીમનલાલ શેઠે હાજરી આપી હતી જેમના હાથે મંડળની પુસ્તકાલયનું ઉદ્દ્ઘાટન કરવામા આવ્યું હતું. મંડળના પ્રમુખ તરીખે શ્રીમતી લીલાવતીબેન મણીલાલ શાહ અને મંત્રીઓ; કુ વનીબેન ભાવસાર તથા કુ કેલાસબેન અને હીસાબનીશ તરીકે શ્રીમતી સુશીલાબેન શાહનું ચુંટણી કરવામાં આવી હતી. મંડળના મંત્રી કુ. વનીબેને મંડળના ઉદ્દેશો અને ;નિયમો વાચી સંભળાવી મંડળના કાર્યક્રમનો ખ્યાલ આપ્યો હતો. અને હાલ તુરત પુસ્તકાલય પ્રવૃત્તિ અને શિક્ષણનો વર્ગ ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું હતું. શ્રીમતી ઇન્દુબેન શેઠે પ્રાસંગીક વિવેચન કર્યું હતું. અને બેનોનો ઉત્સાહ જોઇ મંડળ માટે સારી આશા કરી હતી મંડળના પ્રમુખ શ્રીમતી લીલાવતીબેન શાહે શ્રીમતી ઇંદુબેન શેઠે હાજરી રહી આપેલ દોરવણી બદલ તેમનો આભાર

માન્યો હતો. મંડળના સભ્ય તરીકે પચીસેક બેનોએ નામો નોંધાવ્યાં હતાં. અને ટૂંક સમયમાં શિક્ષણ વર્ગ શરૂ કરવામાં આવનાર છે જે બેનો પુસ્તકો વાંચવા અને શિક્ષણ વર્ગમાં જોડાવા ઇચ્છતી હોય તેમને પોતાના નામો મંડળના પ્રમુખ શ્રી. લીલાવતીબેન મણીલાલ શાહ અને મંત્રીઓ કુ. વનીબેન ભાવસાર કે કુ. કૈલાસબેન હવેને નોંધાવવા અને મંડળની પ્રવૃત્તિઓનો લાભ લેવા તેમજ સહકાર આપવા વિનંતિ છે.

**ધર્મેન્દ્રસિંહજી કોલેજનો વાર્ષિક ઉત્સવઃ** ગઈ નાતાલના તહેવારોની આસપાસમાં ધર્મેન્દ્રસિંહજી કોલેજે આઠ દિવસ સુધી પોતાનો સુન્દર સમારંભ યોજ્યો હતો. જે અત્યંત લોકપ્રિય નીવડયો હતો. જેનાં કેટલાંક આકર્ષક તત્ત્વો –

(૧) સૌથી અગત્યમાં અગત્ય પ્રસંગ તરીકે નવી “ સર લાખાજીરાજ હોસ્ટેલ ” ઉદ્દઘાટન વિધિ ગણી શકાય. લગભગ પોણો લાખના આ મકાનમાં અનેક રાજ્યોએ અને ઉદાર શ્રીમંતોએ મદદ કરી હતી. તેમનો હાર્દિક આભાર પ્રિન્સીપાલ ડૉ. આર. કે. યાજ્ઞિકે માન્યો હતો અને શ્રી. જામસાહેબ સર દીગ્વીજયસિંહજીએ ધન કોની, દિવાન સાહેબની, તથા પ્રિન્સીપાલની સુન્દર તારીફ કરી હતી. વડોદરા રાજ્યના દિવાન પણ હાજર હતા તેઓને પણ એક “ ગાયકવાડ બ્લૉક ” બાંધવા માટે વીનંતી કરી હતી.

(૨) વાર્ષિક રસોત્સવ આ વખતે બે શિષ્ટ સાહિત્યના પ્રસંગો સ્ત્રી અને પુરૂષ રૂપધરોએ અત્યંત સફળતાપૂર્વક ભજવ્યા હતા એક ઇબસન (Ibsen) ના “ડોલ હાઉસ”માંથી અને બીજું શ્રીયુત મેઘાણીના “ શાહજહાં ”માંથી મીસીસ મરચન્ટ થીએટ્રીકલ્સ ચેમ્પયન શીપ કપ સર્વાનુમતે મીસ લીલીધન દેસાઇને આપવાનું નક્કી થયું હતું. તેમણે “ નોરા ” અને “ જહાનઆરા ”ના પાઠો અત્યંત સુન્દર રીતે ભજવ્યા હતા. અને સૌને મંત્રમુક્ત કર્યા હતા આ ઉપરાંત એક સવિશેષ કૃતિ તે શ્રી ચંદ્રવદન મહેતાના “ ત્રિયારાજ ”ની હતી. કે જેમાં કોલેજની વિદ્યાર્થીનીઓ જ પાઠ ભજવ્યો હતો. કુમારી નિર્મળાબેન હઠાણી, કુમારી સવિતાબેન પારેખ, કુમારી લીલાવતીબેન સંઘાણી અને કુમારી વિદ્યાબેન મહેતાનું કામ સ્તુતિપાત્ર હતું.

આ નાટય પ્રયોગોને અંતે સર એડમંડ ગીબસને ઇનામોની વહેંચણી કરતી વખતે નામદાર ઠાકોર સાહેબને કોલેજ ટકાવી રાખવા માટે અને હવે સ્થિર પાયા ઉપર મુકવા માટે આભાર માન્યો હતો અને દરેક જણે આ કોલેજને પુરતી મદદ કરવી જોઇએ એવી શુભેચ્છાઓ વ્યક્ત કરી હતી.





**યુદ્ધ અને કોંગ્રેસ :**

કોંગ્રેસની નિતી યુદ્ધ પરત્વે ગયા વર્ષમાં પુનામાં હતી તેવી થઇ છે. બ્રીટનને યુદ્ધમાં સંપુર્ણ સાથ જો બ્રીટન હિંદને સ્વતંત્રતા આપવાનું જાહેર કરે તો, આપવી એમ કોંગ્રેસે ઠરાવ્યું છે. મહાત્મા ગાંધીજી અહીંસાના સીદ્ધાંતને અનુસરી કોઇ પણ યુદ્ધની વિરૂદ્ધ છે અને તેથી એ કોંગ્રેસની કારોબારીથી અલગ થયા છે.

રાજ ગોપાલચારી, મુખ્ય નેતા તરીકે બ્રીટનને મદદ અપાવવા અને હિન્દને સ્વતંત્રતા અપાવવા પ્રચાર કરી રહ્યા છે. બ્રીટન હિન્દને સ્વતંત્રતા આપવાનું આ સમયે જાહેર કરે એ બહુ સંભવતું નથી.

યુદ્ધ પણ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે રશિયામાં જર્મની પીછેહઠ કરે છે. આફ્રીકામાં બ્રીટન સામે પરાજય પામ્યા પછી વળી પાછા સામા હુમલા જર્મનીએ શરૂ કર્યા છે. પુર્વમાં ગણાયા લગભગ જપાને સર કર્યું છે સીંગાપુર ભયમાં છે. અમેરીકાના અને બ્રીટનના પુર્વના નૌકાદળને તદ્દન નિર્બળ બનાવી મુક્યું છે અને જપાન મરજી મુજબ લશ્કરની ફેરબદલી દરીયામાં કરી શકે છે. બર્મામાં પણ ધસારો ચાલુ છે. રંગુન ભયમાં છે. હિન્દને બારણે યુદ્ધ આવી ગયું છે કેમિંગ હિન્દવાસીઓના રક્ષણાર્થે પગલાં ભરી રહ્યું છે. આ રક્ષણ કાર્યમાં સૌ શક્ય શાહુકારોએ ફાળો આપવો જોઇએ.

*

**ભિક્ષુ અખંડાનંદ :**

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના સ્થાપક ભિક્ષુ અખંડાનંદના અવસાનથી ગુજરાતે સાચો સાહિત્ય સેવક ગુમાવ્યો છે નાની ઉમરમાં પત્નિ પુત્રને તથા ગૃહસ્થાની સંગ્રામ લીધા પછી અનેક વિષયને એણે ગુજરાતી સાહિત્યની સેવા કરનાર અજોડ બાળ ગુજરાતે ગુમાવ્યા છે.

સસ્તુ સાહિત્ય મેળવવાને ગુજરાત ભાગ્યશાળી નીવડયું છે તે સ્વામીજીની ઘણાં વર્ષોની મહેનતનું ફળ છે. ઘણાં વર્ષો પહેલાં મુંબઇમાં પોતે પુસ્તક ખરીદવા ગયા હતા. પુસ્તક ઘણી જ કીંમતનું હતું. તરત જ એમને લાગ્યું કે ગુજરાત સાહિત્ય પાછળ આટલું ખર્ચ શી રીતે કરી શકે ?

આ વિચારે એમણે પોતે જ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય સ્થાપી વચગાળે વેપારીઓનો નફો ઉડાવી દઇ. સંસ્થાને પ્રકાશક અને વિક્રેતા બનાવી જેમ બને તેમ પુસ્તકો સસ્તાં વેચાય એવી વ્યવસ્થા કરી, એમણે ઉભી કરેલી સંસ્થા નાશ ન પામે માટે એમણે એક ટ્રસ્ટી મંડળ ઉભું કરેલું છે. આશા છે કે આ ભાઇઓ સ્વામીજીની મહેનતને પાણીમાં નહિ નાખે પરંતુ દીપાવશે.

*

**ઠાકરસી મહિલા વિદ્યાપીઠ :**

શ્રી. નાથીબાઇ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠનું કાર્યક્ષેત્રને વિષયતા ક્રમશઃ ઉત્સવ કેટલાક સમયથી વધુ લોકપ્રિય થવા માંડી છે એ ઘણી હર્ષની વાત છે. આ વિદ્યાપીઠની વખાણવા યોગ્ય વિશેષતા માતૃભાષાદ્વારા જ બધું શિક્ષણ આપવાનું નક્કી કરેલ છે. સદર સંસ્થાની બીજી વિશેષતા અભ્યાસક્રમ પરત્વે છે સ્ત્રીઓની સ્વાભાવીક રૂચિના અને ગૃહજીવનને ઉપકારક એવા સંગીત, ચિત્રકળા, ગૃહવિજ્ઞાન, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરેનો સંગ્રહ આ વિદ્યાપીઠે કર્યો છે.

સદર સંસ્થા પચીસ વર્ષનો ઉત્સવ રૌપ્ય ઉત્સવ આ અંક તમારા હાથમાં આવશે ત્યારે ઉજવાઇ ગયો હશે. સદર સંસ્થાનો આ ઉત્સવ પછી સફળતાપૂર્વક ઉજવાય એવી અમારી શુભેચ્છા છે જેની બનતી વિગતો આપણા આવતા અંકમાં આપીશું.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૨ : અંક ૨ | પુસ્તક ૧૨ | ફેબ્રુઆરી : ૧૯૪૨

## ગુલાબના છોડે

૧

ગુલાબના છોડે,
કે ઉડે મળી ટોળે,
કે ડાળના હિંડોળે,
ભ્રમરવૃંદ ગુંજતા'તા
ભ્રમરવૃંદ ગુંજતા'તા

૨

ડુંગરિયાની ધારે,
કે આભલાને આરે,
કે મેઘ આવકારે,
મોરલા નાચતા'તા
મોરલા નાચતા'તા

૩

ગગનઘાટે આવી,
કે વિશ્વને દિપાવી,
કે શાંતિ પ્રસરાવી,
તારલા ચમકતા'તા
તારલા ચમકતા'તા.

શ્રી. મહેન્દ્રકુમાર મગનલાલ શાહ

# ચાંદા મામા

"આપણી પૃથ્વીથી ચંદ્રમા ૨,૩૮,૮૪૦ માઇલ દૂર છે." પ્રોફેસરે એમનું દાસ્તાન શરૂ કર્યું. "એનો અંદાજ સમજવા માટે કહેવું જોઇએ કે કલાકના સાઠ માઇલની ઝડપે જનાર રેલગાડીને છ મહિના લાગે. આપણું વિમાન કલાકના પાંચસો માઇલની ઝડપે જાય છે તો એને ત્યાં પહોંચતાં વીસ દિવસ લાગે. આપણી પૃથ્વી જેવા ત્રીસ ગોળા એકબીજાની જોડાજોડ ગોઠવીએ તો પૃથ્વીથી ચંદ્રમા સુધીનો પુલ બંધાય.

"પૃથ્વી કરતાં ચંદ્ર કેટલો નાનો હશે ?" પંડિતજીએ પૂછ્યું.

"ઓગણપચાસ ચંદ્ર એકઠા કરીએ તો પૃથ્વીના જેવડો ગોળો થાય અને છ કરોડ વીસ લાખ ચંદ્ર એકઠા કરીએ તો સૂરજ જેવડો ગોળો બને," પ્રોફેસરે જણાવ્યું.

"એની ગતિ કેટલી હશે ?" મેં પૂછ્યું.

"એક સેકંડના ૩૩૩૭ ફીટની એ ગતિએ એ પૃથ્વીની પ્રદક્ષિણા ૨૭ દિવસ, ૭ કલાક ૪૩ મિનિટને ૧૧ સેકંડમાં ફરી રહે છે."

"પણ અમારો ચાંદ્રમાસ તો ૨૯॥ દિવસનો હોય છે તેનું શું ?" પંડિતજીએ સવાલ કર્યો.

"એનો ખુલાસો એ છે કે ચંદ્ર પોતાની પ્રદક્ષિણા પૂરી કરે તે દરમિયાન પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરતી આગળ વધી હોય છે એટલે ચંદ્રે પ્રદક્ષિણા શરૂ કરી તે સ્થિતિમાં આવતાં એને બીજા ૨ દિવસ ૫ કલાક અને ૫૨ સેકંડ લાગે છે આ રીતે તમારો ચાંદ્રમાસ ૨૯ દિવસ ૧૨ કલાક ૪૪ મિનિટને ૩ સેકંડનો થાય છે."

"ચંદ્રમા એની ધરી પર ફરતો હશે ખરો ?" મેં પૂછ્યું.

"એ પોતાની ધરી ઉપર એક ચાંદ્રમાસમાં ફરી રહે છે તેથી તો એનો એકનો એક ભાગ સતત આપણા તરફ રહે છે ને બીજો ભાગ અનંત આકાશ તરફ રહે છે. આમ હોવાથી આપણે ચંદ્રમાના બીજા ભાગને કદીએ જોઇ શકતા નથી. આપણા તરફ દેખાતા ગોળાર્ધનો જ આપણે અભ્યાસ કરી શકીએ છીએ."

"શી રીતે ?"

"પૃથ્વી કરતાં ચંદ્રનો અભ્યાસ વધારે સરળ છે. અત્યારના શક્તિશાળી દૂરબીનોની મદદથી ચંદ્રને ઘણો નજીક લાવી શકાય છે ને એનો સંપૂર્ણ અભ્યાસ થઇ શકે છે. ખગોળશાસ્ત્રીઓએ એના નકશાઓ પણ તૈયાર કર્યા છે."

"એ તો નવાઇની વાત !" પંડિતજી બોલી ઉઠયા.

"આ રહ્યો ચંદ્રનો એવો એક નકશો. એમાં એના જૂદા જૂદા પ્રદેશો તથા પર્વતો બતાવ્યા છે. એના પર્વતોની ઉંચાઇ પણ ખગોળશાસ્ત્રીઓએ માપેલી છે."

"શી રીતે ?"

"એને લગતાં સાધનોની મદદથી સૂર્યોદય વખતે ને તે પછી એની પર્વતાવલિઓની છાયા પડે તેના ઉપરથી એ રીતનું માપ લેવામાં ઠીક ઠીક સરળતા થાય છે. તમને જાણીને નવાઇ લાગશે કે ઓસ્ટ્રેલિયા ખંડની શોધખોળ થઇ તે, પહેલો એવો ખંડ હોવાનું અનુમાન ખગોળશાસ્ત્રીઓએ ચંદ્રમા ઉપર પડતા પૃથ્વીના પ્રકાશના પ્રતિબંધ ઉપરથી કર્યું હતું. છઠ સાતમના ચંદ્રમાં અમુક ભાગ પ્રકાશિત હોય છે ને બાકીનો ભાગ ઝાંખા પ્રકાશવાળો દેખાય છે. એ જે ઝાંખો પ્રકાશ છે તે પૃથ્વીનો ચંદ્રમા પર પ્રકાશ પડે છે તેને લીધે હોય છે. એ પ્રકાશમાં પાણીના ને જમીનના પ્રકાશનો ફેર પડે છે એટલે તે ઉપરથી તેઓ એવા અનુમાન ઉપર આવ્યા હતા."

"એ પણ નવાઇ જેવું!" પંડિતજી બોલ્યા.

"બીજી ગમ્મત એ છે કે ૧૯ સૌર વર્ષે અથવા ૬૯૪૦ દિવસે ચંદ્ર એની એજ સ્થિતિમાં આવે છે. એટલે કે એની ક્ષય વૃદ્ધિ વગેરે મળીને એટલા કાળમાં ૨૩૫ ચાંદ્રમાસ થાય છે ને એ રીતે એની ઘટમાળ ચાલ્યા કરે છે."

"એ રીતે સૌર વર્ષ ને ચાંદ્ર વર્ષનો મેળ મેળવવા જ્યોતિષીઓએ અધિક માસની ગોઠવણ રાખી છે. દર ત્રણ વર્ષે અધિક માસ આવે એટલે વરસ સરખાં થઇ રહે." પંડિતજી બોલ્યા. "એકનું વર્ષ ૩૬૫ દિવસનું ને બીજાનું ૩૫૪ દિવસનું છે એટલે મેળ મેળવવાની એ ઠીક ગોઠવણ રાખી છે."

"ચંદ્રમાનું વજન આપણી પૃથ્વીના ૮૧ મા ભાગ જેટલું છે એક બાજુના પલ્લામાં ૮૧ ચંદ્રમા મુકીએ ને બીજા પલ્લામા પૃથ્વી ગોઠવીએ તો બેઉ સરખાં થાય."

"એ શી રીતે જાણી શકાયું હશે?" પંડિતજીએ પૂછયું.

"એ નક્કી કરવાના પણ અમુક નિયમો છે તે ઉપરથી આ રીતે જેમ વજન ઓછું તેમ એનું ગુરૂત્વાકર્ષણ પણ ઓછું ચંદ્રનું ગુરૂત્વાકર્ષણ પૃથ્વીના ગુરૂત્વાકર્ષણના છઠ્ઠા ભાગ જેટલું છે. એની અસર એ છે કે પૃથ્વી ઉપરનું છ રતલનું વજન ચંદ્રમા ઉપર એક રતલ થાય. સાડા ત્રણ મણની કાયાનો માનવી ચંદ્ર ઉપર ફક્ત ૨૩ રતલ થાય. અત્યારે છે એ પ્રમાણે વજન ને ગુરૂત્વાકર્ષણવાળો ચંદ્રમાનો ગોળો પૃથ્વી જેવડા કદનો હોય તો સાડાત્રણ મણની કાયાનો માનવી એવા ચંદ્ર ઉપર ફક્ત દોઢ રતલ થાય!"

"અને આપણી પૃથ્વી એના પોતાના કદમાં સૂર્યના જેટલી શક્તિ મેળવે તો શું થાય?" મી. જેમ્સે પૂછયું.

"તો અત્યારના એક રતલ વજનનું ૩,૨૪,૦૦૦ રતલ વજન થાય. ૧૧૦ રતલના વજનવાળો માણસ ૧૬૦૦૦ ટનનો થઇ જાય."

"એ હિસાબે અજબ પરિવર્તન થઇ જાય!"

"જરૂર. આપણે ચંદ્રમા ઉપર જઇશું ત્યારે આપણને પણ આપણાં શરીર ખુબ હલકાં લાગશે."

"તો તો ઘણું મઝાનું !" શીરીને કહ્યું.

"ચંદ્રના પર્વતો મોટે ભાગે જ્વાળામુખી પર્વતો છે અને આપણી પૃથ્વીના ઉંચામાં ઉંચા પર્વતો જેટલાં એનાં શિખરો પણ ગગનગામી છે."

"એવરેસ્ટ જેવડાં ?" પંડિતજીએ પૂછયું.

"એનો માઉન્ટ કર્ટિયસ ૨૯,૧૦૦ ફીટ ઉંચો છે. એ એવરેસ્ટથી સહેજ જ નીચો છે. એનાં બીજાં શિખરો એપેન્નાઇસ, કૉકેસસ, આલ્પ્સ વગેરે બારથી પંદર હજાર ફીટ ઉંચાં છે. એના જ્વાળામુખીઓની શિખરમાળા ગોળાકારે હોય છે ને એ કંકણાકાર પર્વતમાળાઓ વચ્ચે જબરજસ્ત ઉંડી ખાઇઓ હોય છે. આપણી પૃથ્વી પરના મોટામાં મોટા જ્વાળામુખીની કંકણાકાર શિખરમાળાનો પરિઘ ૪૩ાા માઇલનો છે. એ શિખરમાળા લંકામાં આવેલી છે."

"ચંદ્રમામાં એવી પર્વતમાળાઓ છે ?" મેં પૂછયું.

"એ કરતાં ઘણી મોટી છે. કલેવીયસની શિખરમાળાઓનો પરિઘ ૧૩૦ માઇલ છે. શિકાર્ડનો ૧૨૪, સાક્રોબોસ્કોનો ૧૦૦ માઇલ અને પેટાવિયસનો ૯૩ માઇલનો છે. ચંદ્રનો આકાર પૃથ્વીના ૪૯ મા ભાગનો છે એ જોતાં આ શિખરમાળાઓના પરિઘ ઘણા મોટા કહેવાય. ચંદ્ર ઉપર જ્વાળામુખીના આકારના આશરે ૩૩૦૦૦ નાના મોટા પર્વતો ને ડુંગરો આવેલા છે."

"એના ઉપર વનસ્પતિ હશે ખરી ?" પંડિતજીએ પુછયું.

"ચંદ્રમા ઉપર વાતાવરણ નથી એવા અનુમાન ઉપર ખગોળશાસ્ત્રીઓ આવ્યા છે. એટલે વનસ્પતિ હોવાનું સંભવિત નથી."

"શી રીતે ?" પંડિતજીએ પૂછયું.

"ચંદ્રમા ઉપર થતાં બીજા ગ્રહોનાં અધિક્રમણો ઉપરથી એવું પણ અનુમાન છે કે ચંદ્રમા ઉપર વાતાવરણ હોય તો તે તદ્દન નહિ જેવું હોવું જોઇએ."

"ત્યારે તો પાણી પણ નહિ હોય !"

"એમજ. પાણીએ નહિ ને વનસ્પતિએ નહિ. ઉજ્જડ વેરાન !"

"અરે બાપરે ! ત્યારે ત્યાં તે આપણું શું દાટયું છે !" કાલિકાદેવી બોલી ઉઠયા.

"જીવ્યા કરતાં જોવું ભલું ! ચંદ્રમા ઉપર ગરમી ને ઠંડીનાં પ્રમાણ પણ વિચિત્ર છે. એનો એક ભાગ હદ બહારનો તપી જાય છે ને બીજા ભાગ ઉપર એટલી ઠંડી પડે છે કે પારો શૂન્યની નીચે ૨૫૦ અંશ ઉપર જતો રહે છે."

" એનો દહાડો કેવડો લાંબો હશે ? " મે પૂછયું.

" એના રાતદિવસ ૭૦૯ કલાકનો એટલે આપણા ૨૯ દિવસ ૧૨ કલાક ને ૪૪ મિનિટનાં છે. ૩૫૪ કલાકનો તેઓમાં દહાડો જ છે. અને એ આખો દહાડો બેસુમાર ગરમી પડે છે. વાદળાંનું તો નામ નિશાન પણ નથી ! "

" આ હિસાબે એનું વરસ પણ મોટું હશે ! "

" એમ નથી. એનુ વરસ ફક્ત બાર દિવસનુ હોય છે. એને વાતાવરણ નથી ને વાદળાં નથી એટલે ધોળે દિવસે તારા દેખાય છે ! "

" એ પણ ઠીક ! ચંદ્ર ઉપર વસતિ હશે ખરી ? "

" એને વિષે જૂદા જૂદા મત છે પણ મોટો ભાગ ચંદ્રમા ઉપર વસતિ હોવાનો ઇનકાર કરે છે. એની અત્યારની સ્થિતિમાં એના ઉપર વસતિ હોવાનુ સંભવિત નથી."

" ત્યારે તો એ લગભગ મૃત અવસ્થામાં આવી ગયો ગણાય. "

" એવું જ છે. એ છતાં એનું ગુરૂત્વાકર્ષણ એટલું છે કે એનાથી સમુદ્રોમાં ભરતી ને ઓટ થાય છે. અમાસને દિવસે ચદ્ર અને સૂર્ય એકજ દિશામાં હોઇ બેઉનું ગુરૂત્વાકર્ષણ સામટું જોર કરે છે એટલે તે દિવસે મોટામાં મોટી ભરતી થાય છે. "

" નદીઓમાં ઘોડો આવે છે તે એનાથી આવતો હશે ? " સુમને પૂછયું.

" ઘોડો કેવો ? " શિરીને સવાલ કર્યો.

" ભરતી વખતે દરિયાના પાણીનો જોસબધ પ્રવાહ નદીમાં ધકેલાય તેનાં સૌથી પહેલાં આવતાં માથાપૂર મોજા ને ઘોડો કહે છે " મે ખુલાસો કર્યો.

" એ પણ ચદ્રમાને લીધે આવે છે. ભરતી આવે છે ત્યારે દરિયાનાં પાણી એ રીતે નદીમાં ધસે છે. "

ચંદ્ર લોકને પિતૃઓનો લોક પણ કહે છે. " પડિતજી બોલ્યા " ને પિતૃઓનો દિવસ આપણા પદર દિવસ જેટલો લાંબો હોય છે એમ સાભળ્યું હતુ. ચંદ્રના દિવસનું માપ કહ્યુ તે ઉપરથી સમજાયુ કે એ એટલો લાંબો શાથી ગણાય છે. "

" ચંદ્રના માર્ગમા આવતાં નક્ષત્ર મંડળોને જૂદાં જૂદાં નામ અપાયાં છે. " મેં કહ્યું " ને એમાંના કેટલાંક નક્ષત્ર મંડળ ઉપરથી આપણા મહિનાઓના નામ પડયાં છે. કૃતિકા ઉપરથી કારતક, મૃગશિર્ષ ઉપરથી માગસર, પુષ્ય ઉપરથી પોષ, મઘા ઉપરથી મહા, ફલ્ગુની ઉપરથી ફાગણ, ચિત્રા ઉપરથી ચૈત્ર, વિશાખા ઉપરથી વૈશાખ વગેરે. જે જે મહિનાનું જે મુખ્ય નક્ષત્ર હોય તેની નજીકમાં એ મહિનાની પૂર્ણિમાને દિવસે ચંદ્ર હોય છે. એ ઉપરથી પણ કેટલાક નક્ષત્રો ઓળખવાં સહેલાં થઇ પડે છે. "

શ્રી નાગરદાસ ઇ૦ પટેલ.

# એડીસન

તે પ્રોફેસર, પંડિત કે સાક્ષર તરીકે પંકાયો ન હતો, છતાં કેટકેટલી કોલેજોનો તે ' લેક્ચરર ' હતો.

તે યુનિવર્સિટિને કાટલે છપાયો ન હતો, છતાં કેટકેટલી યુનિવર્સિટિએ મહાન પદવીઓથી તેને નવાજ્યો હતો.

જેને શાળાના શિક્ષકે પથ્થર ગણી રસ્તામાં રઝળતો ફેંક્યો હતો, તે એ પથ્થરની–આરસના પથ્થરની સુંદર પ્રતિમા તરીકે વિશ્વમાં વિખ્યાત થયો હતો.

ઓળખો છો કોણ હશે એ ?

તમે જે વીજળીની બત્તી જુઓ છો, તેનો એ શોધનાર હતો. તમે જે વીજળિક–ટ્રામમાં બેસી ફરો છો, તે વીજળી–રાણીને એ વશ કરનાર હતો. તમે જે ગાયનની રેકર્ડો રોજ સાંભળો છો, તે ફોનોગ્રાફનો એ બનાવનાર હતો. ખરેખર, વીસમીસદીનો એ અદ્‌ભુત અને અજોડ સંશોધક હતો.

એનું નામ હતું ટૉમ્સ એલ્વા એડીસન. ઇ. સ. ૧૮૪૭ માં એ જન્મ્યો હતો. ચોટિયો પ્રાંતનું મિલાન નગર એનું જન્મસ્થાન હતું. પિતાનું નામ સેમ્યુઅલ. માતાનું નામ હતું નેન્સી ઇલિયટ.

× × ×

નાનપણમાં એડીસન ઘણો મસ્તીખોર હતો. આથી એ કાંઇ સુધરે તે માટે એને નિશાળે મૂક્યો. પણ નિશાળે જાય કોણ ? અને જાય તો ત્યાં ભણે કોણ ? ત્યાં એનો નંબર હંમેશાં ડાબી બાજુએથી પહેલોજ હોય ! બધા છોકરાઓ એને ઠોઠ નિશાળિયા તરીકે ઓળખતા. એના પિતાને આથી બહુ ચિંતા થતી.

એકવાર એની નિશાળમાં પરીક્ષા થઇ. એ વખતે એના શિક્ષકે પરીક્ષક આગળ એને વર્ણશંકર કહી ઓળખાવ્યો. એડીસનને બહુ લાગી આવ્યું. એનું સ્વમાન ઘવાયું. આંખોમાં આંસુ ઊભરાયાં. આંસુભીની આંખે તે ઘેર ગયો. માની સોડમાં લપાઇ તે રડવા લાગ્યો.

' કેમ રડે છે બેટા ? શું થયું ?

પણ એડીસને કાંઇ જવાબ આપ્યો નહિ. તે વધારે જોરથી રડવા લાગ્યો. માએ તેને છાતી સાથે ચાંપ્યો. બહુ સમજાવ્યો. પછી એને પૂછ્યું—

' શું છે બેટા ? કોણે તને માર્યો ?

બાળકે બધી વાત કહી. માતા શિક્ષિકા હતી. તે ગુસ્સે થઇ શિક્ષક પાસે ગઇ.

શિક્ષકે કહ્યું—' શું જોઇને તમે અહીં આવ્યાં છો ? તમારો પુત્ર તો પથ્થર જેવો છે ! ' આ સાંભળી નેન્સીનાં નેત્રો લાલ થઇ ગયાં. તે ગરજી ઊઠી. ' ઓ પંતુજી ! '